

શ્રી દત્તપ્રબોધકલ્પદ્રુમાખ્ય ગ્રંથાવલિ.

પુસ્તક નં. ૪

# શ્રીનવનાથચરિત્ર.

(દ્વિતીય ભાગ)




કર્તા,

શ્રીદત્તાત્રેયબુવા.

ॐ

तस्सत्परमात्मनेनमः

(શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલય ગ્રંથાવલી. પુસ્તક નં.૪)

# શ્રીનવનાથચરિત્ર.

## ( દ્વિતીયભાગ. )

सर्वज्ञतां यदि समिच्छसि सर्वमान्यां।
सद्ग्रंथवाचनपरो भव तात नित्यम ॥


કર્તા અને પ્રકાશક
કીર્તનાચાર્ય મહારાજ શ્રી દત્તાત્રેય બુવા
તાંબે સાતારકર.
બાલાજીચકલા–સુરત.



પ્રથમાવૃત્તિ.





સુરત ચૌટાના પુલપર આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

કિંમત રૂ. ૨–૪–૦.

## ग्रंथकर्तुर्गुरुपरंपरा.

आदिनाथस्य मत्स्येंद्रो गोरक्षस्तस्य वै सुत: ।*
गोरक्षाद्गहिनीनाथो निवृत्तिरभवत्तत: ॥ १ ॥
निवृत्तेर्ज्ञाननाथश्च तस्मात्सत्यामलोऽथ च ।
तच्छिष्यो गैबिनाथस्तु गुप्तनाथोऽह्यभूत्तत: ॥ २ ॥
तदंतेवासी ह्युदबोधस्तस्मात्पूर्णो हि केसरि: ।
अभूच्छिवदिनस्तस्य छात्रो ज्ञानी सुकीर्तिमान् ॥ ३ ॥
तत्सुनुर्नृहरिर्नाथो लक्ष्मीनाथस्ततश्च वै ।
लब्धोपदेशास्तस्मात्तु नाथ: श्रीविठ्ठल: सुधी: ॥ ४ ॥
हरिनाथ: कृतस्तेन पूज्य: सुरगुरुर्यथा ।
बालकृष्णस्ततो नाथो जात: स्वात्यां हि मुक्तवत् ॥ ५ ॥
तेनैव सहजानंदनाम्ना संन्यासरूपिणा ।
मत्स्येंद्राभिधदुर्गे च दत्तात्रेयोपरि कृपा ॥ ६ ॥
कृता दत्वा सुदीक्षां च भिक्षां ज्ञानं सुनिर्मलम् ।
कृतं जननसाफल्यं अहोभाग्यं वदामि किम् ॥ ७ ॥
तत:प्रभृति जाता वै संसारे विरतिर्मम ।
नित्यं करोमि श्लोकं च गुरोर्गुणसुकीर्तनम् ॥ ८ ॥

---

* वंश બે પ્રકારના હોય છે. એક જન્મવંશ અને બીજો વિદ્યાવંશ. જન્મવંશમાં પુત્ર અને વિદ્યાવંશમાં શિષ્ય. શિષ્ય અને પુત્ર તુલ્યજ હોય છે. પિતાની મિલકત પુત્રને તથા ગુરૂની ગાદી, મિલકત વગેરે શિષ્યનેજ મળે છે. માટે મચ્છેંદ્રનાથનો ગોરક્ષ પુત્ર છે એમ સમજવું.

\+ આ મહંતનો મઠ ગોદાવરીને કિનારે પૈઠણ ક્ષેત્રમાં છે અને તેમને જાગીર પણ ઠેકઠેકાણેથી મળેલી છે. એ પોતે મહાભાગ્યશાલી, જ્ઞાની, કવિ, તથા વિરતી સંપન્ન હતા. એમની વાણી સાંભળીનેજ કોઈ અવલિયા ફકીરે એમને પોતાના માથાપરની ટોપી દીધી હતી અને 'દીન' એ સંજ્ઞાપણ આપી હતી; ત્યારથી એમને 'શિવદિનનાથ' એમ લોકો કહેતા. એમના પછીના શિષ્યો પણ માથે ટોપી પહેરીને કીર્તન કરતા કે, જે હાલ પણ કેટલેક સ્થળે એ રિવાજ ચાલુ છે.



कीर्तनाचार्य महाराज
श्रीदत्तात्रयबुवा सातारकर
जन्मतिथी फाल्गुन शुद्ध १२ शाके १७९०

'SHANKER' P. P. SURAT.

# પ્રસ્તાવના.

**સંતો દિશંતિ ચક્ષૂંષિ બહિરર્કઃ સમુત્થિતઃ ।**
**દેવતા બાંધવાઃ સંતઃ સંત આત્માઽહમેવચ ॥ ભા૦ પુ૦ ॥**

પૂર્વ સંકલ્પાનુસાર નવનાથચરિત્રનો આ બીજો ભાગ તૈયાર થઇને વાચકવર્ગના હાથમાં આટલી શીઘ્રતાથી આવશે એવો અનુમાન ન હતો. પરંતુ શ્રીગુરૂકૃપાથી સંજોગ બની આવ્યો જેને માટે એમનો આનંદપૂર્વક ઉપકાર માનીએ છીએ. સંકલ્પ એ કામાદિવિકારોનું ઉત્પત્તિસ્થાન છે અને એ જ્ઞાનનો વિઘાતક હોવાથી, જ્યાં જુઓ ત્યાં, સ્મૃતિપુરાણાદિ ગ્રંથોમાં એનો પરિત્યાગ કરવા કહ્યું છે; કારણ કે એ અસદ્વસ્તુઓ (મિથ્યા વિષયો) ને વિષે કરવામાં આવે છે અને તેને લીધે તે પૂર્ણ પણ થતો નથી. પરંતુ સદ્રૂપ પરમાત્માને વિષે અથવા તદ્રૂપ થએલા સત્પુરૂષ મહાત્માઓને વિષે જો કરવામાં આવે તો એમની કૃપાથી તે સંકલ્પ પૂર્ણ પણ થાય છે અને આનંદપ્રદ પણ નીવડે છે. અમારો સંકલ્પ પણ આ કોટીનો (સદ્રૂપ નવનાથ યોગિઓના સંબંધનો) હોવાથી એમના અનુગ્રહથી તુરત ફલદાયી થયો એવું સમજીએ છીએ.

નવનાથચરિત્રના બેઉ ભાગમાં નવનાથોની સંપૂર્ણ લીલા વિસ્તૃત રીતે વર્ણન કરવામાં આવેલી છે. ગોરક્ષનાથે **"ગોરક્ષકિમિયાગાર"** નામનો ગ્રંથ જે હિંદી ભાષામાં બનાવ્યો છે અને જેપરથી પૈઠણક્ષેત્રસ્થ માલુનાથ નામના કવિએ દક્ષિણીભાષામાં **"નવનાથ ભક્તિસાર"** નામનો ગ્રંથ બનાવેલો છે તેનોજ મુખ્યતઃ આધાર લઇને આ ચરિત્ર લખેલ છે. આ ગ્રંથ સિવાય બીજા કોઇ ગ્રંથમાં આટલી વિસ્તારપૂર્વક લીલા વર્ણન કરેલી જોવામાં આવતી નથી. જો કે સંતલીલામૃત, ભક્તિવિજય, ભક્તિતત્ત્વામૃત ઇત્યાદિ બીજા પણ કેટલાક ગ્રંથોમાં જોવામાં આવે છે તોપણ તે બહુજ થોડી અને અપૂર્ણ વર્ણવેલી છે.

આ ગ્રંથમાં નાથસાંપ્રદાઇઓની દૃષ્ટિથી એક દોષ આવે એમ છે, અને તે એ છે કે તે લોકો શ્રીશંકરને આદિનાથ કહે છે, એ સ્થાનમાં અમોએ દત્તાત્રેયને આદિનાથ કહ્યા છે. પરંતુ જેવી રીતે કવિએ મૂળ ગ્રંથ લખ્યો છે તેવીજ રીતે અમોએ વર્ણન કર્યું છે, માટે એમાં અમારો પણ દોષ નથી. જો કે શ્રીશંકરને આદિનાથ કહે છે એ વાત અમારા જાણવામાં હતી તોપણ જે મૂળ ગ્રંથપરથી આ સઘળું ચરિત્ર લખેલું છે તેમાં ફેરફાર કરીને લખવાનો આપણો અધિકાર નથી એવું સમજીને અમોએ તે પ્રમાણેજ વર્ણવ્યું છે. કદાચ અમોએ મૂળ ગ્રંથમાં ફેરફાર કરીને લખ્યું હોત તોપણ અમને દોષ આવત અને આ વર્ણ-વેલા ચરિત્ર સાથે વિરોધ ઉપજત. આ વાત સૂક્ષ્મદૃષ્ટિથી ચરિત્ર વાંચનારના ધ્યાનમાં આવશે.

ગોરખમઢીના મહંત **શ્રી સુંદરનાથજી પ્રભાતનાથજી**એ આ બાબતમાં અમોને લખ્યું હતું કે "દત્તાત્રેયજી દશનામી સંન્યાસીઓના ગુરૂ છે, કાનફટ્ટા યોગીઓના નથી." પરંતુ ઉપર લખેલા કારણને લઇનેજ અમોએ તેમાં ફેરફાર કર્યો નથી અને જેવું હતું તેવુંજ લખ્યું છે. માટે અમે બધાને કહીએ છીએ કે **"આદિનાથ"** શ્રીશંકરને માનવામાં કોઇ પણ પ્રકારનો સંદેહ રાખવો નહિ અને અમારા મનમાં પણ **"દત્તાત્રેય"**નેજ માનવા જોઇએ એવો દુરાગ્રહ નથી. અમારા અવલોકનમાં જે આવ્યું તે લખેલ છે. જુઓ ! આ ભાગનો અધ્યાય પહેલો પાનું સોળમું. જો કે આમ છે તોપણ આ ચરિત્રમાં જે કાંઇ સાંપ્રદાયિક દોષ હશે તે આ સંપ્રદાયના લોક જો બતાવશે તો આ ગ્રંથની બીજી આવૃત્તિમાં અગર બને તો આજ ગ્રંથમાં પરિશિષ્ટરૂપમાં છાપીને પ્રગટ કરીશું. આને વાસ્તે કોઇએ પણ ગેરસમજ ન કરી લેવી કે જાણી જોઇનેજ અમોએ આવું લખ્યું છે.

આ પુસ્તક છાપીને પ્રકાશિત કરવામાં, વિદ્યાભિલાષી તથા દાનશૂર **"રામપ્રસાદ નરસિંહપ્રસાદ બુચ"** કે જેઓ જુનાગઢના જાગીરદાર

અને એક સુપ્રસિદ્ધ નાગર ગૃહસ્થ છે તેઓએ (૧૫૪) રૂપીઆની મદદ કરી છે, તે માટે આશીર્વાદપૂર્વક એમનું અભિનંદન કરીને સ્વીકાર કરીએ છીએ. પરમાત્મા એમની આયુરારોગ્ય વૃદ્ધિ કરે અને એઓ સદૈવ આવા ધાર્મિક કાર્ય કરવામાં ઉદ્યત રહે એવું ઇચ્છીએ છીએ.

આ ગ્રંથમાં સ્વાભાવિક તથા આગંતુક (છાપતી વખતે થએલ) દોષ હશે તો પણ એના તરફ દૃષ્ટિ ન દઇને સુજ્ઞ વાચકવર્ગ ભ્રમરવત્ સારગ્રાહી થશે એવી આશા છે. આમાં કદાચિત્ કોઇને કાંઇ ઓછું વધારે કરવાને માટે સૂચિત કરવાનું હોય તો ભલે કરે ! બીજી આવૃત્તિના સમયે તેના તરફ વિચાર કરવામાં આવશે.

આખરે જેની કૃપાથી, આ ગ્રંથ સંપૂર્ણતાથી નિર્વિઘ્ન સમાપ્ત અને પ્રકાશિત થયો, તે પરમ ગુરુ દત્તાત્રેયને અને તેમના શિષ્ય નવનાથોને આ વાક્પુષ્પાંજલિ સમર્પણ કરીને સાષ્ટાંગ પ્રણિપાત કરીએ છીએ. અને સદૈવ આવા સત્કાર્ય કરવા વાસ્તે કાયિક, વાચિક તથા માનસિક શક્તિ આપે એમ પ્રાર્થના કરીને ઉપરામ પામીએ છીએ. **इति अलम्.**

| | |
|---|---|
| મિતિ ભાદ્રપદ<br>શુક્લ ૧૫. સોમવાર<br>શકે ૧૮૪૫. સં. ૧૯૭૯<br>મુ. **સુરત.** | શ્રીગુરૂદત્તાત્રેયપાદપદ્મમિલિન્દ<br>**કીર્તનાચાર્ય મહારાજ**<br>**શ્રીદત્તાત્રેયબુવા સાતારકર.** |

---

**તા૦ ક૦** શ્રીનવનાથચરિત્રના પહેલા ભાગની પ્રસ્તાવનામાં 'શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમગ્રંથમાંજ' ભારત, રામાયણ, ભાગવત ઇત્યાદિ ગ્રંથના ચરિત્રરૂપ ત્રિવેણીનો સંગમ પ્રગટ થશે એમ લખ્યું હતું; પરંતુ ઘણા લોકોની સૂચના ઉપરથી તે જુદા પુસ્તકમાંજ પ્રગટ કરવામાં આવશે અને 'શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ' જેવી રીતે પ્રગટ થએલ છે તેવીજ રીતે તેનો તૃતીય અને ચતુર્થ સ્કંધ વિવિધ વિષયોથી ભરપૂર પ્રગટ થશે.

# શુદ્ધિપત્ર.

| પંક્તિ. | પૃષ્ઠ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૮ | મજબત | મજબુત |
| ૧૧ | ૯ | સુખપૂર્ક ક | સુખપુર્વક |
| ૧૩ | ૨૦ | આરાઢ | અરાઢ |
| ૧૪ | ૨૮ | ઉપરજા | ઉપર જા |
| ૧૪ | ૨૪ | દીતે | રીતે |
| ૮ | ૩૦ | વદસ | વરસ |
| ૨૨ | ૩૭ | જોઇન | જોઇને |
| ૨૧ | ૩૯ | સુગ્રીવદિવાનરો | સુગ્રીવાદિવાનરો |
| ૧૪ | ૪૦ | ઉદ્ગગ | ઉદ્વેગ |
| ૧૬ | ૪૪ | શુક્રાચાર્ય | શુક્રાચાર્યે |
| ૧૦ | ૪૬ | પૌતાની | પોતાની |
| ૧૪ | ૪૭ | સૂઈ | સૂઇ |
| ૧૪ | ૫૧ | જ્યાં | ક્યાં |
| ૧૮ | ૫૧ | બ્રહ્મણ | બ્રાહ્મણ |
| ૨૫ | ૬૦ | બામ | ગામ |
| ૧૬ | ૬૧ | નેજ | તેજ |
| ૧૬ | ૬૧ | ધારી | વેષધારી |
| ૨૧ | ૬૧ | લઇતે | લઇને |
| ૧ | ૬૧ | ધર્યનું | ધૈર્યનું |
| ૧ | ૬૩ | પુણ | પુર્ણ |
| ૧૩ | ૬૫ | વિના વિના | વિના |

| પંક્તિ. | પૃષ્ઠ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૬૬ | ધામ્ય | ધૌમ્ય |
| ૯ | ૭૪ | જરાનો | જટાનો |
| ૪ | ૭૮ | સાંળવીને | સાંભળીને |
| ૨૬ | ૭૯ | અમે | અને |
| ૮ | ૮૪ | ટટો | ટંટો |
| ૮ | ૧૦૩ | સ્વર્ગ | સર્ગ |
| ૧૫ | ૧૦૩ | છનાં | છતાં |
| ૨૪ | ૧૧૪ | યાગી | યોગી |
| ૧૯ | ૧૧૫ | પ્રણાણે | પ્રમાણે |
| ૨૧ | ૧૧૭ | દીધું | કીધું |
| ૧૦ | ૧૩૪ | પ્રમાણે છે | પ્રમાણે કહે છે |
| ૧ | ૧૩૫ | ગધં-તે | તે ગધેડાએ |
| ૧૭ | ૧૪૬ | પુષ્ય વૃષ્ટિ | પુષ્પ વૃષ્ટિ |
| ૯ | ૧૫૨ | વિપયોને | વિષયોમાં |
| ૨૧ | ૧૫૨ | સુની | સુધી |
| ૧૦ | ૧૬૯ | આલિગન | આલિંગન |
| ૨ | ૧૭૧ | વાઘવાનું | વાગવાનું |
| ૨૫ | ૧૭૨ | પિંગળ | પિંગળા |
| ૬ | ૧૭૪ | દશન | દર્શન |
| ૪ | ૧૮૪ | ધૅય | ધૈય |
| ૨૦ | ૧૮૮ | ધર્ય | ધૈર્ય |
| ૨૦ | ૧૯૦ | કોણુ | કોઈ |
| ૩ | ૧૯૧ | ક્રુદ્ધ | ક્રુદ્ધ |
| ૨૨ | ૨૨૦ | યથાથ | યથાર્થ |
| ૧૩ | ૨૨૨ | જોતા | જોવા |

| પંક્તિ. | પૃષ્ઠ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૨ | ૨૨૬ | ગુણો | ગણો |
| ૧૧ | ૨૩૮ | મધી | બધી |
| ૨૩ | ૨૩૮ | બોલ્લી | બોલવી |
| ૨૫ | ૨૪૭ | નિયમન | નિયમને |
| ૧૬ | ૨૫૧ | નિષ્ડા | નિષ્ઠા |
| ૩ | ૨૭૩ | તેટધી | તેટલી |
| ૧૦ | ૨૭૫ | આ | આપ |
| ૧૪ | ૨૮૦ | મત્સ્યેન્દ્રે | મત્સ્યેંદ્રે |
| ૮ | ૨૮૧ | સંરક્ષક્ષ | સંરક્ષણ |
| ૧૭ | ૨૮૩ | શૃંગરાદિ | શૃંગારાદિ |
| ૨૫ | ૨૮૯ | આરિતક | આસ્તિક |
| ૬ | ૨૯૫ | અન્ય | અન્ન |
| ૨૨ | ૨૯૫ | લ્હોડેથી | મ્હોડેથી |
| ૧ | ૩૦૫ | મેઘ | મેધ |
| ૧૦ | ૩૨૨ | એભ્યાસ | અભ્યાસ |
| ૨૦ | ૩૩૫ | લિધા | વિદ્યા |



# અનુક્રમણિકા.

। ॐ तत्सत्परमात्मने नमः ।

# श्रीनवनाथचरित्र.

## द्वितीय भाग.

### मंगलाचरणम्

શ્રીગણેશાયનમઃ શ્રીસરસ્વત્યૈનમઃ

શ્રીકુલદેવતાયૈનમઃ શ્રી ગુરૂભ્યોનમઃ

यतः प्रवृत्तिर्देवानां भूतानां भुवनात्मनां ।
ज्ञानविज्ञानप्राप्तिश्च तस्मै श्रीगुरवे नमः ॥
यतः परतरं नान्यत्सर्वं येन जगत्त्रयं ।
यत्र भूतानि लीयंते तस्मै श्रीगुरवे नमः ॥
यत्र विश्वमिदं प्रोतं यत्र नाशो न वीक्षते ।
येन ज्ञानं च मोक्षश्च तस्मै श्रीगुरवे नमः ॥

પદ રાગ—કાફી, તાલ ચલતી.

જયજય દત્તરાજયોગી । જય જય મહારાજ યોગી ॥ ટેક ॥ શૈલી શૃંગી કંથા ઝોલી બભુત લગાયા તનમોં । કોટિ ચંદ્રકા તેજ ઝુલતહૈ ચલે અપને ગતમોં ॥૧॥ શંખ ચક્ર અરૂ ત્રિશુલ બિરાજે ગલે બડી બનમાલા । યોગદંડ અવધૂત દિગંબર બનારસ રહેનેવાલા ॥૨॥ કૃપા કરો હમ દીન રંક હૈ લે જાવ અપની માયા । ગોવિંદાત્મજ ધ્યાન કરત મન તબહી દરસન પાયા ॥૩॥

॥ ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

ॐ આધ્યાત્મિક, આધિદૈવિક તેમજ આધિભૌતિક તાપોની શાંતિ થાઓ!

# શ્રીનવનાથચરિત્ર.

## प्रथमोऽध्यायः

नित्यानिमेषचक्षुः सत्पक्षसमाश्रयेण मत्स्येन्द्रः।
विहरति वनैकवृत्तिर्विमलयितुं सर्वतो भुवनम् ॥ सु० ला० ॥

એક સમયે કૈલાસના ઉપર મહાદેવ અનેક સિદ્ધ મહર્ષિઓ સમેત બેઠા હતા, અને મુખેથી 'રામ રામ' બોલતા હતા. તે નામ સાંભળીને અર્ધાંગને વિષે આવી રહેલાં પાર્વતિએ પૂછ્યું કે, હે પ્રભો ! બધાય દેવતાઓમાં આપ શ્રેષ્ઠ છો, અને એથી આપને 'મહાદેવ' એવી સંજ્ઞા છે, પરન્તુ આપ એ કોના નામનું સ્મરણ કરી રહ્યા છો ? શું આપના કરતાંયે કોઇ શ્રેષ્ઠ છે ખરો ? મ્હારો આ સંશય દૂર કરો. ત્યારે શંકરજી બોલ્યા, હે ગિરિજા ! સત્ય, જ્ઞાન તથા આનંદમય જેનું સ્વરૂપ છે, તેમજ જેના સ્વરૂપને વિષે કોઇ પણ પ્રકારનો વિકાર નથી, તેમ છતાં દેવતાઓએ પૃથ્વીનો ભાર ઉતારવા પ્રાર્થના કરવાથી, જેમણે સૂર્યવંશમાં માયા-વડે મનુષ્યશરીર ધારણ કર્યું હતું, અને રાક્ષસોને જડમૂળથી ઉખેડી નાંખીને જગતનું પાપ ધોઇ નાંખનારી શાશ્વત કીર્તિ પ્રગટાવી ફરી પાછા પોતાના બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થયા હતા, એવા શ્રી રામચન્દ્રના નામનો હું જપ કરૂં છું તથા ધ્યાન ધરૂં છું. સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન અને નાશ ઇત્યા-દિકોનું કારણ તેજ છે. એ કાર્ય જો કે માયા કરે છે, તોપણ ત્હેને એ રામ (બ્રહ્મ)નોજ આધાર છે. માયા જીવનું જ્ઞાન આવૃત કરી દે છે, પરંતુ રામના ઉપર ત્હેની શક્તિનું કશું ચાલતું નથી. એમનું યથાર્થ સ્વરૂપ ઓળખીને એમનું ધ્યાન કરવાથી તથા એમના નામનો જપ કરવાથી મનુષ્યનું સંસારબંધન તૂટી જાય છે; એટલા માટે તું પણ **'रामं विद्धि परं ब्रह्म'** રામને બ્રહ્મરૂપ જાણીને ત્હેમના ધ્યાન ભજનને

વિષે નિમગ્ન થા. આટલું સાંભળીને પાર્વતિ બોલ્યાં, હે મહાદેવ! કમળની પાસે દેડકો વસતો હોવા છતાં તેનો મકરંદ તેને મળતો નથી, અથવા જેમ મૃગની નાભીને વિષે કસ્તૂરી હોવા છતાં ત્હેને તેનું જ્ઞાન હોતું નથી, તેજ પ્રમાણે આપને વિષે આ રામ સ્વરૂપનું જ્ઞાન જે સમાએલું છે તે, આપના અડધા અંગને વિષે હું વસતી હોવા છતાં મ્હને સમજાયું નથી. પરંતુઃ—

**त्वन्मुखाद्गलितं रामतत्त्वामृतरसायनम् ।**
**पिबन्त्या मे मनो देव न तृप्यति भवापहम् ॥**

હે પ્રભો! આપના મુખમાંથી નીકળેલું રામ (બ્રહ્મ) તત્વરૂપી મધુર રસાયન, કે જે સંસાર રોગનો નાશ કરનારું છે, તેનું મ્હેં હમણાં કિંચિત્ પાન કર્યું, તેનાથી મ્હારા મનની તૃપ્તિ થઈ નથી. માટે એ તત્ત્વનું જ્ઞાન વિસ્તારપૂર્વક અને સુબોધ શબ્દોથી આપ મ્હને કહો, એવી મ્હારી ઇચ્છા છે. ત્યારે શંકરજી બોલ્યા, હે પાર્વતિ! રામનું સત્ય સ્વરૂપ જાણવાની તમને ઇચ્છા થઈ, તેથી હું તમને ધન્ય સમજું છું. અત્યાર સુધી એને માટે કોઇએ પણ મ્હને પૂછ્યું નથી. એ તત્ત્વ અત્યંત ગૂઢ છે, તોપણ તમારી ભક્તિને લીધે હું તમને કહું છું; પરંતુ એને માટે એકાન્ત સ્થળની જરૂર છે, કે જ્યાં આગળ કોઈ પણ સાંભળી ન શકે. પાર્વતિએ કહ્યું, નંદી ઉપર બેસીને જ્યાં એકાન્ત સ્થાન હોય, ત્યાં આપ ચાલો. ત્યાર બાદ બન્ને જણાં નંદી ઉપર બેઠાં અને જમનાજીને કિનારે આવી પહોંચ્યાં. નંદીને દૂર છોડીને શંકર અને પાર્વતિ બન્ને જળની પાસે આવીને બેઠાં, અને ત્યાં આગળ મહાદેવજી પાર્વતિને રામ (બ્રહ્મ) તત્ત્વનો ઉપદેશ કરવા લાગ્યા. એમના મુખેથી તત્ત્વનું શ્રવણ થતાં થતાંજ પાર્વતિને સમાધિ લાગી ગઈ. મહાદેવજીએ ત્હેમને પૂછ્યું, હે અપર્ણા! મ્હેં તમને જે ઉપદેશ કર્યો, તેમાં તમને શું પ્રતીત થાય છે? કેવો આનંદ ઉપજે છે તે કહો. તેનો જવાબ સ્વરૂપનેવિષે લીન

થઇ ગએલાં હોવાથી પાર્વતિથી દઈ શકાયો નહિ, પરંતુ ત્યાં આગળ જમનાના જળને વિષે જે એક માછલી ગર્ભિણી હતી, તેના ગર્ભે કહ્યું કે, હે વિભો! આપના મુખેથી સાંભળેલા ઉપદેશ વડે:—

**शास्त्रार्थः संपरिज्ञातो जातं प्रेम महेश्वर ।**
**प्रेमानन्दप्रकारेण द्वैतं विस्मरणं गतम् ॥**
**शिवः कर्ता शिवो भोक्ता शिवः सर्वेश्वरेश्वरः ।**
**शिव आत्मा शिवो जीवः शिवादन्यन्न विद्यते ॥**

હે વિભો! સકલ શાસ્ત્રોનું તત્ત્વ ઉત્તમ પ્રકારે સમજાયું છે, અને તેનાથી વેદાન્તને વિષે પ્રતિપાદન કરેલા મહેશ્વરના* ઉપર પ્રેમ ઉત્પન્ન થઇને, તે પ્રેમાનન્દના ઉલ્લાસથી આખા જગતનું ભાન નષ્ટ થઈ ગયું છે. કર્તા, ભોક્તા તથા સકલ જગતના ઇશ્વિરોના નિયન્તા, આત્મરૂપશિવ (સદાનંદરૂપબ્રહ્મ)નાથી બીજું કાંઇ પણ પ્રતીત થતું નથી. સારાંશ, અલંકારમાં સુવર્ણ, અગર તરંગોમાં જેમ જળ જણાય છે, તેજ પ્રમાણે હું આપ સહિત ચરાચરને વિષે એક બ્રહ્મરૂપજ જોઈ રહ્યો છું. બ્રહ્મ અને કૂટસ્થ× આત્માના ઐક્યત્વનો સાક્ષાત્કાર થઈ જવાથી બ્રહ્માનંદનો સ્પષ્ટ અનુભવ થાય છે, તેથી મ્હારા સમાન ધન્ય કોણ છે?

આ પ્રકારનું ત્હેનું વચન સાંભળીને, શંકરજીએ વિચાર કર્યો કે એકાન્ત સ્થળ જાણીને હું અંહી આવ્યો છું, એમ હોવા છતાં મ્હારા

---

*સ્વતઃ અવિકારી હોવા છતાં, જે પ્રમાણે લોહચુંબક લોહાના ચલનનો હેતુ થાય છે, તે પ્રમાણે જે પ્રકૃતિ અને પ્રાકૃત જગની પ્રવૃત્તિનો હેતુ થાય છે તે ઇશ્વર, તથા આકાશાદિ પદાર્થોના કરતાં પણ જે મોટા હોવાથી મહાન્ માટે મહેશ્વર, યાને બ્રહ્મ સમજવા.

× લોહાની એરણ ઉપર અનેક પાત્રો બને છે, તોપણ તે પોતાનાં સ્વરૂપને છોડતી નથી, તેજ પ્રમાણે આત્મસત્તાથી અનેક માયિક પદાર્થ બને છે, તોપણ તે તો વિકાર રહિત તેમજ અચલજ રહે છે, માટે કૂટસ્થ.

મુખેથી કોણે તત્ત્વજ્ઞાન સાંભળ્યું અને બોલે છે ? આસપાસ જોયું તો કોઈ કરતાં કોઈ જોવામાં આવ્યું નહિ, પરંતુ જલને વિષે નજર નાંખીને વિચાર કરવા લાગ્યા તો, માછલીના ઉદરને વિષે 'કવિ નારાયણ' પ્રવિષ્ટ થએલા હોવાનું ધ્યાનમાં આવ્યું. ત્યારબાદ ત્હેને શંકરજીએ કહ્યું કે, હે કવિ નારાયણ ! માછલીના ગર્ભને વિષે ત્હમારી સ્થિતિ છે, તે મ્હને સમજાઈ; મ્હારા મુખેથી ત્હમને તત્ત્વમંત્રના ઉપદેશનો લાભ થયો, એ પણ ઠીકજ થયું; હવે ત્હમારો જન્મ થયા બાદ, ત્હમારે બદરિકાશ્રમને વિષે આવવું; ત્યાં આગળ એજ ઉપદેશ ત્હમને દત્તાત્રેયને મુખેથી કરાવી દઈશ. એટલું એને કહી, પાર્વતીને સાવધ કરીને નંદીપર બન્ને બેઠાં અને કૈલાસ ઉપર આવી પહોંચ્યાં.

પહેલાં જે પ્રમાણે હિરણ્યકશિપુની સ્ત્રી કયાધુ ગર્ભવતી હતી અને નારદે ત્હેને જે ઉપદેશ કીધો હતો, તે ગર્ભમાં રહેલા પ્રહ્લાદે સાંભળીને તે જેમ જ્ઞાની થયો હતો, તે પ્રમાણે મહાદેવના મુખેથી માછલીના ગર્ભમાં રહેલા કવિનારાયણે તત્ત્વનો ઉપદેશ સાંભળ્યો, અને તેને બ્રહ્મ-સુખનો લાભ થયો. હવે મત્સ્યેન્દ્રોત્પત્તિ કહેવામાં આવે છે.

એક વખત ઉપરિક્ષવસુ વિમાનમાં બેસીને જ્યારે જતો હતો તે વખતે ઉર્વશી ત્હેના જોવામાં આવતાં, તે કામવડે મોહ પામ્યો અને ત્હેને વીર્યપાત થયો. તે વીર્યનો કાંઈક અંશ જે જમનાજળમાં પડયો હતો, તેનું એક માછલીએ ભક્ષણ કીધું. તેને વિષે જ કવિનારાયણ સંચરિત થવાથી ગર્ભની વૃદ્ધિ થવા લાગી, અને ત્હેણેજ શિવમુખેથી જે તત્ત્વજ્ઞાન સાંભળ્યું હતું તેનું અખંડ ધ્યાન ચલાવ્યું. મહાત્માઓના ઉપદેશનું સામર્થ્ય એવું હોય છે કે, તે પોતાના નામાનુસાર ઉપદેશને વિષે શિષ્યની સ્થિતિ કરી દે છે. અર્થાત્ **'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति'** એ ગીતોપનિષદ્‌ના વચન પ્રમાણે સકલ પ્રાણીઓના હૃદયપ્રદેશને વિષે સ્થિત થનારા ઈશ્વરના સ્વરૂપને વિષે સ્થિતિ પ્રાપ્ત કરાવી દે છે. એ સ્થિતિ વગર 'ઉપદેશ' એ નામ સાર્થ થઈ શકતું નથી. આજકાલના

ઉપદેશમાં એ સામર્થ્ય જણાઇ આવે છે કે, ગુરૂએ ઉપદેશ કર્યો કે શિષ્ય કુ-દેશ, વિ-દેશ, દૂરદેશને વિષે પોતાની સ્થિતિ રાખી શકે છે. પરદેશના કરતાં સ્વદેશમાંજ સુખ છે, એ વાત જો અનુભવવડે સર્વને સંમત છે, તો મહાનુભાવ પુરૂષોનાં વચન અગર ઉપદેશ શું મિથ્યા છે? કે પર(માયા) દેશના કરતાં સ્વ (આત્મરૂપ) દેશનેવિષે અત્યંત સુખ છે. એને માટે એક દૃષ્ટાન્ત આપવામાં આવે છે, જે ઉપરથી એ વાત ખ્યાલમાં આવી શકશે.

કોઈ એક શહેરમાં ચિત્રાંગ નામનો કૂતરો રહેતો હતો. ત્હેના શરીરનો રંગ અનેક પ્રકારનો હોવાથી, લોકો ત્હેને ચિત્રાંગ કહીને બોલાવતા હતા. તે દેશમાં એક વખતે દુકાળ પડવાથી ત્હેના જાતીભાઇઓ જ્યારે મોટા પ્રમાણમાં મરણશરણ થવા લાગ્યા ત્યારે ત્હેણે વિચાર કર્યો કે, હવે અહીં રહ્યાથી આપણો નિર્વાહ ચાલશે નહિ અને નાહક મરવું પડશે, માટે પરદેશ નીકળી પડવું. પછી ત્યાંથી (પોતાની જન્મભૂમિથી) દૂર વિદેશ ગમન કર્યું, અને એક સારૂં શહેર જોવામાં આવતાં ત્યાં આગળ મુકામ કર્યો. શહેરમાં ક્ષુધાથી વ્યાકુળ થતાં જ્યારે તે બહાર નીકળી પડયો, ત્યારે કોઇ એક ગૃહસ્થનું ઘર ત્હેની સ્ત્રીના આળસથી ઉઘાડું રહી ગએલું ત્હેની નજરે પડયું, અને તેથી તે તેમાં દાખલ થઇ ગયો. ઘરમાં સારા સારા ખાવાના પદાર્થ ત્હેને ખાવાને મળતાં ત્હેના જીવને આનંદ આનંદ થઈ રહ્યો, અને વિચારવા લાગ્યો કે ઘણું સારૂં થયું કે મ્હારૂં વતન છોડી હું અહીં વિદેશમાં આવ્યો. નહિ આવ્યો હત, તો આવા રૂચિકર સ્વાદિષ્ટ પકવાન્ન મળત નહિ, અને સ્વદેશમાંજ ભૂખે મરવું પડત. ચોરનું લક્ષણ ચોર, જારનું લક્ષણ જાર, અસતીનું લક્ષણ અસતી, સાધુનું લક્ષણ સાધુ જે પ્રમાણે જાણે છે, તે પ્રમાણે તે પરદેશી ચિત્રાંગ કૂતરાએ મનમાન્યું મિષ્ટાન્ન ઉડાવ્યું અને તે જ્યારે બહાર આવ્યો ત્યારે ત્હેના સજાતીય પરન્તુ સ્વદેશી કૂતરાઓએ ત્હેનું લક્ષણ જાણી લીધું કે, આ વિદેશી અમારા સ્વદેશમાં આવીને ચોરી કરી બીજાના ઘરનો માલ ઉડાવે છે,

એ કાંઈ ઠીક કહેવાય ? એથી ત્હેની ચારે બાજુએ ઘણા કૂતરા વીંટલાઈ વળ્યા, અને ત્હેને દાંતવડે, દાઢવડે, તથા નખોથી ખુબ પીંખી નાંખવા લાગ્યા, જેથી ત્હેના શરીરમાંથી પુષ્કળ લોહી વહેવા લાગ્યું.

આ પ્રમાણે દરરોજ તે વિદેશી કૂતરો ગમે ત્હેના ઘરમાં ઘુસીને પેટ ભરતો, પરન્તુ બહાર આવતાં વારને જેટલું ખાધું હોય અને તેનાથી શરીરમાં જેટલું લોહી ઉત્પન્ન થવાનું હોય તેનાથી ચારગણું લોહી એના શરીરમાંથી એના જાતભાઈ સ્વદેશી કૂતરાઓ કાઢતા હતા. ત્યારે તો દુઃખી દુઃખી થઈ જઇને ત્હેણે વિચાર કર્યો કે 'આપણો દેશજ ઘણો ઉત્તમ ! કેમકે દુકાળમાં કશુંયે ખાવાનું નહિ મળવા છતાં ત્યાં સુખેથી રહી શકાતું હતું. કોઇપણ લડાઈ કરતું નહિ, શરીરને સંતાપતું નહિ, બચકાં ભરી ફાડતોડ કરતું નહિ. માટે ચાલો સ્વદેશમાંજ ચાલ્યા જઇએ.' એવો નિશ્ચય કરીને પોતાને વતન તે ચાલ્યો આવ્યો. દેશાન્તરથી આપણો ભાઇ આવ્યો છે એવી જ્ઞાતીલા તથા ઇષ્ટ મિત્રોને ખબર થતાંજ, તેઓ સઘળા ત્હેને મળવાને આવ્યાં તથા ક્ષેમકૂશળ સમાચાર પૂછવા લાગ્યા. કેમભાઈ ! ચિત્રાંગ ! વિદેશના શા સમાચાર છે તે કહો તો ખરા ! કેવો દેશ છે ? હવાપાણી કેવાં છે ? ત્યાંના લોકોના આચાર વિચાર કેવાક છે ? ત્યાં આગળ વિશેષ વ્યવહાર શેનો ચાલે છે ? ખાવા પીવાનું કેવુંક છે ? ઇત્યાદી સર્વ વૃત્તાન્ત કહી સંભળાવો. એ ભાઇબંધ તથા મિત્રમંડળીના મનમાં કે વિદેશમાં જો સારી પેઠે નિર્વાહ થતો હોય, તો આપણે પણ ત્યાં ચાલ્યા જઇએ. એમનું વચન સાંભળીને તે ચિત્રાંગે કહ્યું, ભાઈઓ ! શું કહું ?

**सुभक्ष्याणि विचित्राणि शिथिलाः पौरयोषितः ।**
**एको दोषो विदेशस्य स्वजातिर्यद्विरुध्यते ॥**

વિદેશમાં હું ગયો હતો, ત્યાંના હવાપાણી ઉત્તમ હતાં તથા પ્રતિદિન નાનાં પ્રકારનાં મિષ્ટાન્ન પણ ખાવાને મળતાં હતાં. કેમકે ત્યાં અગણિત

સંપત્તિ હોવાથી, આપણા દેશની માફક કોઇપણ ઘરની સ્ત્રી પોતાના ઘરના દરવાજા વગેરે મજબૂત અડકાવીને પવન પણ તેમાં પ્રવેશી ન શકે એવી સાવધાનતા રાખતી ન હતી. એને લીધે મ્હને ખાવાપીવાની રોજ મોજ પડતી હતી. પરંતુ એકજ દોષ વિદેશમાં એ જોવામાં આવ્યો કે આપણા જાતિભાઇઓજ વિરૂધ્ધ પડીને મારફાડ અને કાપકુપ કરીને એવા પજવે છે કે ન પૂછો વાત. તેઓને જરીએ એવો વિચાર નથી થતો કે આ પણ આપણી જ્ઞાતિનો છે, ભલે આવે અને સુખે ખાય પીએ. દરરોજ મ્હારા શરીરની દુર્દશા થવાથી મ્હેં વિચાર કર્યો કે ચાલો આપણે વતન ચાલ્યા જઈએ. ત્યાં દુકાળ પડયો હશે, તોપણ સુખેથી રહેવામાં કશી હરકત પડવાની નથી. આ પ્રકારનું વર્ણન સાંભળીને, બીજા જાતિભાઇઓના મનમાં વિદેશગમનનો જે મનસુબો થયો હતો, તે તેઓએ માંડી વાળ્યો આદૃષ્ટાન્તમાં શું સમજવાનું છે, તે હવે બતાવીશું.

આપણે પણ એ ચિત્રાંગની પેઠે, માયાવડે* નિર્મિત અનેક ચિત્ર વિચિત્ર દેહોને ધારણ કરી, અનાદિકાળથી વિ-દેશ (વિવિધ અને વિરૂદ્ધ એવા વિષયોથી ભરેલા સંસારપ્રદેશ)માં ભટકીએ છીએ, અને તેને લીધે ત્યાં આગળ સ્વજાતિના ( આપણી માફક સંસારમાં ભટકનારા ) લોક આપણો મત્સર કરે છે. દૈવયોગે વિદેશમાં આપણને કાંઇક ખાન પાન વસ્ત્રાલંકારાદિની વિશેષ પ્રાપ્તિ થતાં તે સ્વજાતિથી સહન થતી નથી, અને તેઓ પેલા ચિત્રાંગને વિદેશી કૂતરાઓ જેમ કરડતા હતા તેઓની પેઠે નિન્દારૂપી બાણકોડીને આપણને ભેદી નાંખે છે, અને પ્રગટ નહિ તોપણ, અપ્રગટ મારપીટ તથા નુકસાન કરાવીને, વિદેશમાંથી

---

*માયા, સત્ત્વ રજ તમ (શુકલ રકત કૃષ્ણરંગ) યુક્ત હોવાથી ત્રિવિધ શરીરને તથા ગુણ મિશ્રણથી અનેક રંગી અંગો (દેહો) ને નિર્માણ કરેછે, એમ સમજવું. જીવ એજ ચિત્ર વિચિત્ર યોનિમાં જતો હોવાથી તે ચિત્રાંગ, અને શ્વાનવત્ ગુણ હોવાથી ત્હેના જેવો કહ્યો છે. જુઓ યોગવાશિષ્ઠ.

આપણે જતા રહીએ એવો હમેશ પ્રયત્ન કર્યાં કરે છે. સંત, મહાત્મા પુરૂષોએ આ પ્રકારની વિદેશસ્થિતિ દુઃખદ સમજીને, સ્વદેશને વિષેજ પોતાની સ્થિતિ કરી દીધી છે કે જ્યાં આગળ કોઈ સ્વજાતિ જોવામાં આવેજ નહિ. અર્થાત્ **'एकमेवाद्वितीयं ब्रह्म'** એ શ્રુતિમાં કહેલું જે એક અદ્વિતીય બ્રહ્મ, એવા પ્રકારના દેશને વિષે જેઓ સ્થિત થએલા છે તેઓનો ત્યાં આગળ સ્વજાતીય, વિજાતીય, સ્વમત ઇત્યાદી ભેદ નહિ હોવાથી, કોણુ મત્સર કરવાનું છે? અને એથીજ તેઓને નિરતિશય આનંદનો નિરન્તર અનુભવ થયાં કરે છે. પછી ભલે ત્યાં વિષયાસક્ત પુરૂષોની દૃષ્ટિએ વિષય ન હોવાથી, સુખનો દુકાળ હોય. વિષયભક્ષ્ય નહિ મળ્યું, પણ કોઈ મત્સર તો કરવાનુંજ નહિ? અને તેના અભાવે ત્યાં આગળ સુખપૂર્વક સ્થિતિ તો થશેજ ને? બસ!!

ચિત્રાંગને પણ એથી વિશેષ શું બીજું જોઇતું હતું? પરન્તુ આશ્ચર્યની વાત તો એ છે કે તે પશુ હોવા છતાં જલદી સમજી ગયો, અને આપણે સમજતા નથી. અથવા સમજતા હોઇએ, તોપણ વિદેશનો મોહ છૂટતો નથી, તેથી નિન્દા, અપકીર્તિ, અને નાના પ્રકારની વિટંબના સ્વજાતિ કરે છે, તોપણુ તેનો ત્રાસ સહન કરીને મોજ, શોખ, આનંદ કરીએ છીએ; પરંતુ નિરતિશય આનંદપ્રદ એવો જે સ્વ (આત્મ) દેશ, તેને વિષે ગમન કરવાનો સ્વપ્નમાં પણ વિચાર ઉત્પન્ન થતો નથી, એ શું કાલ દોષ છે કે કર્મદોષ છે, કિંવા દેશ દોષ છે, તે કશું સમજાતું નથી. અથવા ગુરુજ જો વિદેશને વિષે સંચાર કરે, અને આનંદ માનીને સ્વદેશનો તિરસ્કાર કરતા હોય, તો શિષ્યની પ્રવૃત્તિ, વિદેશ છોડીને સ્વદેશ જવા સારૂ શી રીતે થઇ શકે? એ તો લ્હેની પાછળ પાછળજ જવાવાળો. અસ્તુ! શંકરગુરૂની સદા આત્મદેશમાં રતિ અને સ્થિતિ હોવાથી, ત્હેમનાં ઉપદેશ વચન જો કે બીજાને કહેવામાં આવતાં હતાં, તોપણ તેમનું શ્રવણુ કરીને માછલીના ગર્ભને વિષે રહેલા જીવની સ્વદેશને વિષે સ્થિતિ થઇ, અને ત્હેને આનંદ થયો,

ત્યારબાદ, થોડાક દિવસ પછી, તે માછલીએ પોતાનાં ઈંડાંને પાણીના કિનારા ઉપર તજી દીધું; એક વખત બગલાંઓનું ટોળું માછલાં પકડવાને ત્યાં આવ્યું હતું, તેણે એ ઈંડાંને જોઈને પોતાનો ખોરાક છે એમ સમજી પોતાની ચાંચવડે તેને ભેદી નાંખ્યું. તે ઈંડાંના બે કકડા થતાં તેને વિષે એક તેજઃપુંજ બાળક જોવામાં આવ્યું અને તેથી તેઓ સર્વ નાશી ગયાં. એટલામાં બાળક રોવા લાગ્યું, ત્યારે ત્યાં આગળ પાસેજ કામિક નામનો જે એક માછી માછલાં પકડતો હતો, હેણે હેનો અવાજ સાંભળ્યો. હેણે વિચાર કર્યો કે અંહીયાં એકાન્ત પ્રદેશમાં તરતના જન્મેલા બાળકનો અવાજ ક્યાંથી આવે છે? જોવા નીકળતાં, એ બાળક જ્યાં આગળ રડતું પડી રહ્યું હતું, ત્યાં આગળ આવી પહોંચ્યો, અને હેની કાન્તિ જોઇને વિસ્મય પામ્યો, તથા હેના પ્રત્યે એના મનમાં સ્નેહ પણ ઉપજ્યો. એણે વિચાર્યું કે આ જો અંહીજ પડી રહેશે, તો કોઇ જનાવર વિગેરે એને મારી નાંખશે, માટે એને આપણે ઘેરજ લઈ જવું. એટલામાં આકાશવાણિ પણ થઇ કે "આ કવિ નારાયણ માછલીના ઉદરથી પ્રકટ થયા છે, માટે એનું નામ મત્સ્યેન્દ્ર એવું રાખવું અને ત્હારે એનું પાલન કરવું. આ બાળક બ્રહ્મજ્ઞાનમાં અત્યન્ત નિપુણ છે, સાયુજ્યદાનમાં કલ્પવૃક્ષ છે, નિર્ગુણનું મંદિર છે, ચૈતન્ય ચન્દ્રમા છે, એમ ત્હારે નિઃસંદેહ સમજવું. એના આશ્રયથી અસંખ્ય મનુષ્યો ભવપાર થઇ જશે, એવો એ પ્રભાવશાલી છે, માટે તું એને લઇ જા." આટલું ભાષણ થયાબાદ દેવતાઓએ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ તે બાળકના ઉપર કીધી, ત્યારે તે માછીના જીવને અત્યન્ત આનંદ થયો, અને દૈવયોગે આજે મ્હને આ પુત્ર લાભ થયો, એમ સમજીને, તે એને ઉંચકીને પોતાને ઘેર લઇ આવ્યો.

ઘેર આવીને, હેણે એ વૃત્તાન્ત પોતાની સ્ત્રી શારદ્વતાને કહી સંભળાવ્યો, અને બાળકને હેના હાથમાં સોંપી દીધું. પુત્ર નહિ હોવાથી, બન્ને બહુ દુઃખી થયાં હતાં, પરન્તુ દૈવની અનુકૂલતા થતાં પુત્ર પ્રાપ્તિ

થવાથી, તેઓએ ભારે ઠાઠથી ત્હેનો જન્મ ઉત્સાહ કર્યો. બારમે દિવસે ત્હેને ઘોડીયામાં નાંખીને, 'મત્સ્યેન્દ્ર એવું ત્હેનું નામ રાખ્યું અને સાકેર વેંચી. આ પ્રમાણે મત્સ્યેન્દ્ર, પહેલાં કુન્તીનો પુત્ર કર્ણ જેમ રાધાને સ્તનપાન કરીને ઉછર્યો હતો, તે પ્રમાણે આ માછીને ત્યા શારદ્વતાને ધાવીને મોટો થયો તે પાંચ વર્ષનો થયા બાદ, એક દિવસ તે માછી-એ મત્સ્યેન્દ્રને સાથે લઇને જમનાને કિનારે માછલાં પકડવા જવાને નીકળ્યો ત્યાં ત્હેણે જાળ પાથરી અને પોતે નદીમાં જઇને માછલાં પકડી, બહાર છોકરાને ત્હેની પાસેની ટોપલીમાં રાખવાને આપ્યાં કરતો હતો. મત્સ્યેન્દ્રની ઉત્પત્તિ મત્સ્ય જાતિને વિષે થએલી હોવાથી, ત્હેના મનમાં તેઓના પ્રત્યે સ્વાભા-વિક દયા ઉત્પન્ન થઇ, અને ત્હેણે વિચાર કર્યો કે આ શો જુલમ ! મ્હારો બાપ દરરોજ હજારો માછલાં મારીને તે ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે, પરંતુ એ યોગ્ય નથી. એ મત્સ્યો બીચારા કેવા તડફડાટ કરી રહ્યા છે ? એમની આકુળવ્યાકુળ સ્થિતિ મ્હારાથી જોઈ રહેવાતી નથી, તેમજ સાંખી શકાતી પણ નથી. હવે આપણે એમના ઉપર દયા કરવી જોઇએ, અને પહેલાં જેમ અસ્તિકઋષિએ સર્પકુળનું સંરક્ષણ કીધું હતું, તે પ્રમાણે આપણા કુલનું આપણે પ્રતિપાલન કરવું જોઇએ. પછી ત્હેણે પકડેલાં સઘળાં માછલાંને પાણીમાં છોડી દીધાં.

ત્હેનું એ કૃત્ય જ્યારે બાપના જોવામાં આવ્યું, ત્યારે તે નારાજ થયો, અને ત્હેને માર મારીને કહ્યું કે, " હું મહેનત કરીને મત્સ્યોને પકડું છું અને તું તેમને પાણીમાં પધરાવી દે છે. પરન્તુ એમ કરવાથી આગળ શું ખાશે ? અરે એ તો આપણી આજીવિકા છે. એનો ત્યાગ કરશે, તો શું આગળ જતાં ભીખ માંગશે ? " આટલું સાંભળતાંજ ત્હેણે વિચાર કીધો કે, 'ભિક્ષાન્ન પરમ પવિત્ર છે,' માટે આજથી તેનુંજ સેવન કરવું. આણી તરફ બાપ પાછો યમુનામાં જઇને માછલાં પકડવા લાગ્યો, એવામાં મત્સ્યેન્દ્ર એની નજર ચુકાવીને ત્યાંથી સટકી ગયો. ત્યારબાદ પિતાએ ત્હેની શોધ કીધી, પરંતુ ક્યાંઇ પત્તો નહિ લાગવાથી,

ત્હેને બહુ દુ:ખ થયું, અને ઘેર આવ્યા બાદ એ વૃત્તાન્તથી ત્હેણે પોતાની પત્નીને વાકેફ કીધી. ત્યારે શારદૂતા પણ એ પુત્રને સારૂ વિલાપ કરવા લાગી, અને પોતાના પતિને ઠપકો આપવા લાગી કે ત્હમે એને શા માટે મારપીટ કરીને દુષ્ટ વચન કહ્યાં?

આણી તરફ મત્સ્યેન્દ્ર અરણ્યમાંથી ફરતો ફરતો બદરિકાશ્રમને વિષે આવી પહોંચ્યો, અને ગંગાને કિનારે પરમ પવિત્ર એકાન્ત પ્રદેશમાં તપ કરવાને બેઠો. પ્રથમ કંદમૂળનું સેવન કરીને થોડોક કાળ ત્હેણે તપ કીધું, અને પછી કેવળ વાયુ ભક્ષણ કરીને બાહ્યાન્તર ઇન્દ્રિયોનો દૃઢ નિગ્રહ કરીને લોહકંટક ઉપર પગનો અંગુઠો ટેકવીને ભયંકર તપ કીધું. તપના ક્લેશથી ત્હેનું શરીર હાડપિંજર જેવું થઈ ગયું હતું. પૂર્વ યુગમાં ઋષિ લોક, કાયા વાચા મનનો નિરોધ કરી, ફલ મૂલ વાયુ ભક્ષણ કરી તપ કરતા હતા, અને ત્હેના પ્રભાવથી એકજ સ્થાનમાં બેસીને ત્રૈલોક્યને વિષે શું થાય છે તે જોઈ શકતા હતા. મનુષ્યની બાહ્ય દૃષ્ટિ મલિન (આવરણવડે) હોય છે, તો ત્હેને દૂરની વસ્તુ દેખાતી નથી, તેજ પ્રમાણે અંતર્દૃષ્ટિ પાપાદિ કર્મવડે સ્થૂલ અને મલિન હોય છે, તેથી તેમાં પણ ત્રણે લોકની દૂરમાં દૂર વસ્તુ, તેમજ હૃદયને વિષે રહેલી સમીપ વસ્તુ (આત્મા)ને જોવાનું સામર્થ્ય હોતું નથી. મનુસ્મૃતિના અગીઆરમાં અધ્યાયમાં કહ્યું છે કે:—

**औषधान्यगदो विद्या दैवी च विविधा स्थितिः ।**
**तपसैव प्रसिध्यन्ति तपस्तेषां हि साधनम् ॥**
**यद्दुस्तरं यद्दुरापं यद्दुर्गं यच्च दुष्करम् ।**
**सर्वं तु तपसा साध्यं तपो हि दुरतिक्रमम् ॥**

નાના પ્રકારનાં રોગનાશક ઔષધ, આરોગ્ય, બ્રહ્મજ્ઞાન અને ધર્મજ્ઞાનરૂપ વિદ્યા, સ્વર્ગાદિલોકને વિષે અનેક પ્રકારની સ્થિતિ તપવડેજ મેળવાય છે; કેમકે તેઓની પ્રાપ્તિનું સાધન એજ છે. મહદોષ વગેરેથી થનારી

આકૃતો જે મહાકષ્ટથી ઓળંગી જવામાં આવે છે, તથા ક્ષત્રિય વિશ્વામિત્રની બ્રાહ્મણ્ય સમાન જે આકાશગમનની સિદ્ધિઓ ભારે દુઃખવડે પ્રાપ્ત થાય છે, અને જે દુર્ગમ એવું ઘણે દૂર આવેલા મેરૂ વગેરે પહાડોપરતું ગમન ભારે કષ્ટથી સાધ્ય થઇ શકે છે, તેજ પ્રમાણે સમુદ્રનું પાન કરવું વગેરે કાર્યો, અગર ગાય, જમીન અને સુવર્ણનાં દાન વગેરે કર્મ કરતાં ભારે મુસ્કેલી વેઠવી પડે છે, તે સર્વ તપવડેજ સહજ સાધ્ય થાય છે. તપની શકિતનું ઉલ્લંઘન કરવાને કોઇપણ સમર્થ નથી. સારાંશ, તપવડે અત્યંત દુષ્કર કાર્ય થઇ શકે છે એમ સમજવું.

મત્સ્યેન્દ્રની તપશ્ચર્યા આ કોટિનીજ હતી, અને સમજો કે તેને લીધેજ એક દિવસ ભગવાન્ દત્તાત્રેયના મનમાં કૈલાસના ઉપર જઇને શંકરજીનાં દર્શન કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. બાદ દત્તાત્રેય શંકરની પાસે આવ્યા, અને ત્હેમણે ત્હેમને નમન કરીને સ્તવન કીધું, ત્યારે શંકરજી કુશલ સમાચાર પૂછવા લાગ્યા. ત્યારપછી દત્તાત્રેયજી બોલ્યા કે, મ્હારા મનમાં બદરિકાશ્રમના અરણ્યની શોભા જોવાની ઇચ્છા થઈ છે, માટે આપ ત્યાં પધારો. તે સાંભળી, શંકરજીએ કહ્યું 'ઠીક,' અને દત્તાત્રેયને સાથે લઇને બદરિકાશ્રમને વિષે આવી પહોંચ્યા, અને ગંગાજીના કિનારાપર થઇને વનમાં ફરવા લાગ્યા. ઘણેદૂર આવ્યાબાદ, મત્સ્યેન્દ્ર ત્હેમની નજરે પડયો, ત્યારે દત્તાત્રેય બોલ્યા, હે ભગવન્! વિશ્વામિત્રની પેઠે લોહકંટકપર પગનો અંગુઠો ટેકવીને, આ કોણ દુશ્ચર તપ કરી રહ્યું છે? શંકર બોલ્યા, ત્હમેજ આગળ જઇને પૂછપરછ કરી આવો, હું અહીં ગંગાતટપર બેસું છું. પછી દત્તાત્રેયજી ત્યાંથી નીકળ્યા, અને જ્યાં આગળ મત્સ્યેંદ્ર તપ કરતો ઉભો થઈ રહ્યો હતો ત્યાં આગળ આવીને પૂછવા લાગ્યા કે ત્હમે કોણ છો? અને શા સારૂ આવું ઉગ્રતપ કરી રહ્યા છો? તે કહો. તે સાંભળી, મત્સ્યેન્દ્રે આંખ ઉઘાડી અને ગરદન હલાવીનેજ નમન કીધું, તથા કહેવા લાગ્યો કે, આટલા વરસમાં અહિંયાં કોઇપણ આવ્યું નથી, અને આજેજ આપ આવીને મ્હને પૂછો છો,

તો પહેલાં આપ કોણ છો ? તે કહો. દત્તાત્રેયજી બોલ્યા, અત્રિમહર્ષિનો હું પુત્ર છું, મ્હારૂં નામ દત્તાત્રેય; ત્હમારી શી કામના છે, તે કહો. આટલું સાંભળતાંજ, મત્સ્યેન્દ્ર પોતાના તપનો નિયમધર્મ છોડીને ઉભો થયો, અને પાસે આવીને સાષ્ટાંગ પ્રણામ કરતો કહેવા લાગ્યો કે, મ્હારી વિસ્મૃતિ કેમ આપને થઈ? હવે મ્હારો અંગિકાર કરીને મ્હને કૃતાર્થ કરો.

દત્તાત્રેયે કહ્યું કે ત્હમારી કામના પૂર્ણ થશે, ચિન્તા કરવાનું કશું પ્રયોજન નથી. બાદ ત્હેના મસ્તકઉપર પોતાનો વરદ હસ્ત મુકીને કાનમાં મંત્રોપદેશ પણ કર્યો, એટલે તેજ ક્ષણે એને સકલ ચરાચર બ્રહ્મમય દેખાવા લાગ્યું. પછી દત્તાત્રેયે એને આલિંગન દીધું, અને પૂછ્યું કે શંકર વિષ્ણુ ક્યાં છે? મત્સ્યેન્દ્રે કહ્યું, જલસ્થલ કાષ્ઠપાષાણાદિમાં સર્વત્ર હું ઇશ્વરનેજ જોઈ રહ્યો છું. બાદ દત્તાત્રેય ત્હેને હાથ ઝાલીને શંકરની પાસે લઈ આવ્યા, ત્યારે આ કવિનારાયણનો અવતાર છે, એવું જાણીને શંકરજીએ ત્હેને આલિંગન દીધું, અને દત્તાત્રેયને કહ્યું કે એને સકલ વિદ્યાનો મંત્રોપદેશ કરીને નાથ દીક્ષા આપીને કૃતાર્થ કરજો. પછી શંકર ત્યાંથી ચાલ્યા ગયા, અને દત્તાત્રેયે મત્સ્યેન્દ્રને પોતાની પાસે રાખી લીધો, અને ત્હેને અલ્પકાલમાં વેદાન્ત વિદ્યા, યોગવિદ્યા, શસ્ત્રાસ્ત્રવિદ્યા, તથા જારણ મારણાદિ અખિલ વિદ્યાઓને વિષે વિશારદ બનાવી દીધો. મત્સ્યેન્દ્રનાથની યોગવિશારદતાજ જો કે પ્રસિધ્ધ છે, તોપણ વેદાન્તને વિષે પણ ત્હેમની નિપુણતા હતી; અને એમનો પૂર્વજન્મ વૃત્તાન્ત જોશો તો વિદેહ રાજાને એમણે જે ઉપદેશ કર્યો છે, તે ઉપરથી પણ ખાતરી થશે કે વેદાન્તમાં એ કેવા નિપુણ હતા. યોગ શબ્દના અર્થમાં મતભેદ હોવાથી, તેના જુદા જુદા પ્રકાર પ્રતીત થાય છે, માટે મુખ્યાર્થનું નિરૂપણ કરીશું.

**आत्मज्ञानेन यो योगो जीवात्मपरमात्मनोः।**
**स योगस्तस्य हेतुस्थायोगा बहुविधा मताः॥**

આત્મસ્વરૂપના યથાર્થ જ્ઞાનવડે, તત્ત્વમસિ વગેરે વાક્યોત્પન્ન અહં-બ્રહ્મ ઇત્યાદિ આકારથી, કૂટસ્થ આત્માનું અને જગતના આરોપનું અધિષ્ઠાન એવું જે બ્રહ્મ, તેનું જે વાસ્તવિક એકત્વ, તે યોગ શબ્દનો મુખ્ય અર્થ થાય છે, એમ વેદાન્તમાં પ્રસિદ્ધ છે. તો પાછી શંકા થશે કે તે તે શાસ્ત્રને વિષે તેના અર્થમાં ભિન્નતા કેમ જણાય છે ? એના સમાધાનમાં એટલુંજ કહેવાનું કે પૂર્વોક્ત યોગનાં તેઓ સાધન હોવાથી, અનેક મુનિઓએ તે તે સાધનોને યોગ કહ્યો છે, તેથી એના અનેક અર્થ પ્રતીત થાય છે. આ ઉપરથી એમ સમજવું કે, આત્માના યથાર્થ જ્ઞાનનેજ યોગ શબ્દનું મુખ્યાર્થત્વ છે, અને સાધનભૂત હોવાથી બીજાને ગૌણાર્થત્વ છે. જુઓ ગીતા. **'एतज्ज्ञानमिति प्रोक्तम्'** અમાનિત્વ વગેરેથી આરંભ કરીને તત્ત્વજ્ઞાનાર્થદર્શન પર્યન્ત, જ્ઞાનનાં વીસ સાધનોને, તેઓ જ્ઞાનની ઉત્પત્તિનાં કારણ હોવાથી, પરમાત્માએ તેમને જ્ઞાનજ કહ્યાં છે, તેજ પ્રમાણે યોગના અર્થમાં સમજવું. અસ્તુ !

જે પ્રમાણે ચિકિત્સા શાસ્ત્રમાં રોગસ્વરૂપ નિર્ણય, તે રોગોના મૂળ કારણ, તેમનું નિવારણ કરનારાં ઔષધ, અને તેના પરિણામરૂપ આરોગ્ય, વગેરે પૃથક્ પ્રકરણના ભેદથી ચાર પ્રકાર થાય છે, તેજ પ્રમાણે યોગનો ઉપદેશ કરનારા શાસ્ત્રમાં પણ જન્મનું દુઃખદાયકપણું, તેનાં મૂળ અજ્ઞાનનું સ્વરૂપ, તેનો નાશ કરનાર વિજ્ઞાન અને તેનાં સાધનો, તથા સ્વસ્વરૂપે અવસ્થાન (મુક્તિ) ઇત્યાદિ ચતુર્વિધ પ્રકાર વર્ણવેલા છે. પ્રકૃતિ પુરૂષના ભિન્નપણાનું જે અજ્ઞાન (મોહ), તેજ જન્મ મરણાદિ દુઃખનો હેતુ છે. તેનો નાશ તેઓના વૈલક્ષણ્ય જ્ઞાનવડે થાય છે, અને ત્યારબાદ દુઃખ પણ નષ્ટ થાય છે. એ યોગના લયયોગ હઠયોગ મંત્રયોગ વગેરે અવાંતર ભેદ પણ વર્ણવેલા છે, અને તેઓ સઘળા પૂર્વોક્ત યોગના સાધનભૂત છે.

દત્તાત્રેય બ્રહ્મવિદ્યા વિશારદ તેમજ અખિલયોગોને વિષે પ્રવીણ હતા, એ વાત અનેક પુરાણાદિ ગ્રન્થોમાં સ્પષ્ટ લખી છે. હેમની

કૃપા મત્સ્યેન્દ્રના ઉપર થઈ, અને તેથી તેઓ સર્વ વિદ્યાને વિષે નિપુણ થયા, એમાં આશ્ચર્ય પામવા સરખું કાંઇ નથી. ગુરૂ (વ્યાવહારિક અગર પારમાર્થિક) જે પ્રકારના હોય છે, તેવોજ શિષ્ય બને, એ સ્વાભાવિક છે; કદાચિત્ એ નિયમના અપવાદ પણ હોય. દત્તાત્રેયે મત્સ્યેન્દ્રને દીક્ષા* આપીને, નાથ બનાવી દીધા, અને 'મત્સ્યેન્દ્રનાથ' એવું નામ પાડી દીધું; તથા શૈલી, શૃંગી, કંથા, ઝોળી, કમંડળ, વગેરે ચિન્હ પણ ધારણ કરાવ્યાં. ત્યારબાદ, મત્સ્યેન્દ્રનાથ ત્હેમને નમન કરી, આજ્ઞા લઇને પૃથ્વી ઉપર તીર્થ ક્ષેત્રાદિને વિષે યાત્રા કરવા લાગ્યા.

પરબ્રહ્મ, પરાત્પર પરમાત્મા સર્વના આદિગુરૂ છે. તે ઉત્તમપુરુષ નિર્ગુણ છે અને સાંબ દક્ષિણામૂર્તિએ જગતના ઉધ્ધારને માટે સગુણ અવતાર ધારણ કરેલો છે. દક્ષિણ અંગ શિવ છે, અને વામાંગ પાર્વતિ છે, તેથી ત્હેનું દક્ષિણામૂર્તિ એવું નામ પ્રસિધ્ધ થએલું છે. એ દક્ષિણામૂર્તિએ અત્રિના પુત્ર દત્તાત્રેયને ઉપદેશ આપ્યો, અને આચાર્યત્વ આપીને જગત્‌ના ગુરૂ બનાવ્યા. પછી, તે દત્તાત્રેયે અનેકોને ઉપદેશ આપીને ચૈતન્ય સંપ્રદાય, અવધૂતસંપ્રદાય, નાથસંપ્રદાય પ્રવર્તાવ્યો, એવું વર્ણન કોઇ કોઈ સ્થળે મળે છે. હવે સંપ્રદાય શબ્દનો અર્થ બતાવીશું, '**सम-प्र-दाय:**'+ ગુરુરૂપ પિતાનું જે સર્વસ્વ, યાને અદ્વૈત બ્રહ્મ આત્માના ઐક્યવિષયક નિરૂપમ જ્ઞાનરૂપી ધન, તે જેનાથી પ્રત્યક્ષ થાય છે, તે સંપ્રદાય સમજવો. પિતાના ધનનો વિભાગી પુત્ર, તથા ગુરૂના જ્ઞાનરૂપી ધનનો વિભાગી શિષ્ય થાય છે. શિષ્યને ગુરૂ પિતાતુલ્ય અને ગુરુને શિષ્ય પુત્રના જેવો હોય છે.

---

* શિષ્યને ગુરૂની મારફત આપવામાં આવે છે, અને જેનાથી પાપોનો સમૂહ નષ્ટ થાય છે, તેનું નામ '**दी-क्षा**'.

+ **ऐक्ये-निरुपमो यो दायः स सम्यक्, अपरोक्षो येन स संप्रदायः ॥**

પિતાની પ્રસન્નતાથી પુત્રને સર્વસ્વ મળીને જેમ આનંદ થાય છે તેજ પ્રમાણે સદ્‌ગુરૂની પ્રસન્નતાથી શિષ્યને અદ્વિતીય જ્ઞાનરૂપી ધનનો લાભ થઇને પરમ આનંદની પ્રાપ્તિ થાય છે, અને સંસારરૂપી દારિદ્રય નાશ પામે છે. એવા પ્રકારની સદ્‌ગુરૂઓની પરંપરાનુંજ નામ સંપ્રદાય છે.

આદિનાથ મહાદેવને કહે છે, તેજ પ્રમાણે દત્તાત્રેયને પણ અનેક સ્થળોએ કહ્યા છે, અને વાસ્તવિક રીતે જુઓ તો, દત્તાત્રેયનાં સ્વરૂપમાં ત્રિમૂર્તિનો નિવાસ છેજ. એથી કરીને એમને માટે બીજે કાંઈ ભિન્ન ભિન્ન વર્ણન મળી આવે, તો તેથી કશો વિરોધ માનવાનો નથી. અસ્તુ!

મત્સ્યેન્દ્રનાથ તીર્થાદિકોને વિષે પર્યટન કરવા ગયા, એમ જે કહેવામાં આવ્યું, તે કાંઇ બીજા મનુષ્યોની માફક પાપનો નાશ કરવા અગર કાંઇક ઇચ્છિત ફલસંપાદન કરવાના હેતુથી નહિ. કેમકે જ્ઞાનીને પૂર્ણ આનંદ-ધનતા પ્રાપ્ત થઈ જવાથી, તેનાથી ભિન્ન એવી બીજી કઈ વસ્તુ હશે, કે જેની પ્રાપ્તિથી ત્હેને વિશેષ સુખ મળે, એ હેતુથી ત્હેની અભિલાષા થાય? તથા જ્ઞાનરૂપી અગ્નિવડે ત્હેનાં સઘળાં સંચિત ક્રિયમાણ પાપ-પુણ્યાત્મક કર્મ ભસ્મ થઈ જાય છે. એથી તીર્થયાત્રાની ત્હેને શી આવ-શ્યકતા? એટલુંજ નહિ, પરન્તુઃ—

**संचारस्तीर्थसंचारः समाधिः शयनं मुनेः ।**
**यं पश्यति स विश्वेशः शृणोत्युपनिषच्च सा ॥**

જ્ઞાનીનું સ્વાભાવિક ચાલવું, તે પુષ્કરાદિતીર્થોનુંજ ગમન થાય છે, એમ જાણવું. કેમકે, ઇશ્વરના ચરણમાં સકલતીર્થોનો નિવાસ થાય છે અને જ્ઞાની બ્રહ્મરૂપપણાથી ઇશ્વરરૂપ થયો છે, એ બન્ને વાત જાણીતી છે; એથી કરીને, જ્ઞાનીરૂપી ઇશ્વરના ચરણને વિષે રહેલું તીર્થોનું ગમન, જ્ઞાનીના ગમનવડેજ થાય છે, એવો આશય છે. અર્થાત્ જ્ઞાની જ્યાં જાય, તથા નિવાસ કરે તે તીર્થજ સમજવાં. મોટા મોટા મહાત્મા પુરૂષો, સાધુ સંન્યાસીઓ, મહર્ષિઓ જ્યાં જ્યાં સ્થિત થયા છે, અગર થાય છે,

તે સઘળાં તીર્થજ કહેવાય છે, અને ત્યાં આગળ લોકો યાત્રાનિ
ગમન કરે છે, એ વાત હાલ પણ જોવામાં આવે છે.

અક્કલકોટ,[1] ઔદુંબર,[2] નરસિંહવાડી,[2] આળંદી,[3] દેહૂ,[4] પૈઠ
ધાવડશી,[6] સજ્જનગઢ,[7] ચાફળ,[7] મત્સ્યેન્દ્રગઢ,[8] ગોરખમઢી,[9] ઈ
અનેક સ્થળોને વિષે મહાત્માઓનો નિવાસ થવાથી, તેઓ સઘળા
ક્ષેત્ર બની ગયાં, અને દર વરસે ત્યાં આગળ ઉત્સાહ, યાત્રા વગેરે
થાય છે. તથા જ્ઞાનીનું જે શયન (નિદ્રા) તેજ સમાધિ, અને જે

---

૧. અક્કલકોટના સ્વામી અહીં રહેતા હતા; એ સ્થાન સો
જીલ્હામાં છે. ૨. શ્રીપાદ શ્રીવલ્લભ અને નૃસિંહસરસ્વતી સ્વામ
બન્ને દત્તાત્રેયના અવતાર આ કળિકાળમાં થઇ ગયા છે, તેઓનો નિ
અહીંયાં થયો હતો. દક્ષિણમાં સાંગલી, મિરજની પાસે એ સ્થાન
૩. જ્ઞાનેશ્વર મહારાજ તથા નરસિંહસરસ્વતી સ્વામી એમનો નિ
અહીં હતો, એ સ્થાન પૂનાની પાસે છે. એ સ્વામી પચાસ વર્ષ
હયાત હતા. ભારે વિદ્વાન્ તથા જીવનમુક્ત ચમત્કારી પુરૂષ હતા. એ
સમાધિ અહીંયાંજ છે. ૪. તુકારામનો નિવાસ અહીં હતો, અ
સ્થાન પૂનાની પાસેજ છે. ૫. એકનાથ મહારાજ, શિવદિનનાથ
અનેક મહાત્માઓનું અહીં રહેઠાણ હતું. ઔરંગાબાદથી પંદર
મોગલાઇમાં એ ગામ ગોદાવરીના કિનારાપર આવેલું છે ૬. પે
ગુરૂ બ્રહ્મેન્દ્રસ્વામીનું નિવાસસ્થાન; અને એ સતારાથી બે કોસ પ
ગ્રન્થકર્તાનું નિવાસસ્થાન અહીંયાંજ છે. ૭. રામદાસ સ્વામીનાં
સ્થાન; એક સતારાની પાસે ચાર કોસપર અને બીજું બાર કોસ
છે. ૮. મત્સ્યેન્દ્રનાથનું નિવાસસ્થાન અહીંયાં હતું, અને ગોરક્ષ
ઉપદેશપણું અહીંજ મળ્યો હતો, એવું વર્ણન છે. મત્સ્યેન્દ્રેશ્વર મહ
સ્થાપના પણ અહીંયાં ત્હેમના હાથે થઈ હતી. દક્ષિણમાં સતારાજ
એ સ્થાન છે. ચૈત્રમાસમાં યાત્રા ભરાય છે. ૯. કાઠિયાવાડમાં
પાટણ પાસે આ સ્થાન છે, જેનું વર્ણન પ્રથમ ભાગમાં આવી ગ

જુએ છે, તેજ વિશ્વેશ્વર; કેમકે નામરૂપનો પરિત્યાગ કરીને, અધિષ્ઠાન ભૂત આત્માનેજ તે જુએ છે, અને પોતે જાને તો વિશ્વનો-ઇશ્વર, અર્થાત્ જગદાત્મા બની રહેલો હોય છેજ, એથી કરીને, ત્હેને સદા અને સર્વ જગોએ વિશ્વેશ્વરનુંજ દર્શન થાય છે, એ મતલબ છે. તેજ પ્રમાણે જ્ઞાની, લૌકિક વૈદિક અને પશુ પક્ષીઓ વગેરેની જે જે વાણી સાંભળે છે, તેજ ઉપનિષદ્ સમજવાં. કેમકે, શ્રોતાશ્રવણ શ્રોતવ્ય ઇત્યાદિ ત્રિપુટીના બાધના શેષવડે, એક બ્રહ્મજ ત્હેને વિષે રહેલું હોય છે, એથી* ઉપનિષદ્રૂપ કહ્યો છે. તાત્પર્ય કે, મત્સ્યેન્દ્રનાથનું ગમન, અવલોકન, શ્રવણ વગેરે એજ કોટિનાં હતાં.

"હવે મત્સ્યેન્દ્રના સંચારનું કારણ બતાવીશું, તે જરા સૂક્ષ્મ દૃષ્ટિથી જોવું તથા જાણવું જોઇએ. કેમકે, શ્લોક તો અધ્યાયના આરંભમાંજ આપવામાં આવ્યો છે, પરન્તુ તેના અર્થનો સંબંધ અંહીયાં છે, અને તેના પદ શ્લિષ્ટ (બે અર્થવાળા) છે."

મત્સ્યેન્દ્રનાથ '**नित्य-अनिमेषचक्षु**' હતા. યાને, એમની નિત્ય ત્રણે કાળથી અબાધિત જ્ઞાનરૂપ દૃષ્ટિ હતી. તથા '**सत्-पक्ष-समाश्रय**' સાધુઓના પક્ષનો એમણે ઉત્તમ આશ્રય કર્યો હતો, નહિ કે અસત્ દુર્જન પક્ષનો. તેજ પ્રમાણે, '**वन-एक-वृत्ति**' એમનું મુખ્ય વર્તન અરણ્યમાંજ હતું. તેમ છતાં સર્વત્ર એમનો જે વિહાર થતો હતો, તે '**भुवन**' (જગત્ના લોકો) નીમતિ '**वि-मल**' પાપરહિત કરવાને ખાતરજ. સાધુઓના સમાગમવડે સત્શીલ થાય છે અને સત્રૂપ પરમાત્માને વિષે નિરતિશય પ્રીતિ ઉપજે છે, અને જ્ઞાનદ્વારા મુક્તિ મળે છે, એ શું કોઇના સાંભળવામાં નથી? હવે અર્થાન્તરથી (એજ પદના દૃષ્ટાન્ત સારૂ બીજા અર્થથી) જુઓ. **मत्स्येन्द्र** (મોટો મત્સ્ય) પણ '**नित्य**

---

***उप-समीपे 'तस्मिन् तस्मिन् वाक्ये तच्छ्रवणे तच्छ्रोतरि अपि' निषण्णं-'त्रिपुटीबाधपर्यवशेषेण स्थितं ब्रह्म यत्र सा उपनिषद्'.** (અર્થ ઉપર છેજ.)

**અનિમેષ-ચક્ષુ'** હોય છે. અર્થાત્ નેત્ર મીંચતો નથી. મત્સ્યજાતિનાં નેત્રને ઢાંકવાને માટે પાંપણુ હોતી નથી, અને પાણીને વિષે તેઓ હર હંમેશ ખુલ્લા નેત્રથી ફરે છે. તથા '**सत-पक्ष-समाश्रय,**' ઉત્તમ પાંખનો પણુ તે આશ્રય કરે છે. મત્સ્યને પાંખ હોય છે, અને તેએ પાણીના ઉપર થઇને એકાદ વખત ઉડે છે પણુ ખરા. તેજ પ્રમાણે '**वन-पक-वृत्ति'** જલજ મત્સ્યનું મુખ્ય જીવન છે, અને '**भुवन'** જે જલ તેને વિષેજ તેનો સર્વત્ર વિહાર (ક્રીડા) થાય છે તે, તે જલને '**वि-मल'** મેલ વગરનું બનાવવા સારૂજ. જે જલમાં માછલાં હોય છે તેની નિર્મળતા સુપ્રસિદ્ધ છે. સારાંશમાં સમજી લેવું કે, લોકોની મતિ નિર્મળ કરવાને માટેજ, મત્સ્યેન્દ્રનાથ પૃથ્વી ઉપર સર્વત્ર સંચાર કરવાને નીકળી પડ્યા.

ફરતાં ફરતાં સપ્તશૃંગ† નામના પહાડ ઉપર આવી પહોંચ્યા, અને ત્યાં આગળ આરાઢ હાથવાળાં મહિષમર્દિની જગદંબાના દર્શન કીધ ત્યાં આગળ, મત્સ્યેન્દ્રના મનમાં લોકોના ઉપયોગમાં આવે, એવું સાબર વિદ્યાનું કવિત્વ કરવાનો વિચાર સ્ફુર્યો. પરન્તુ તેનાથી વરદાન આપવા યોગ્ય દૈવત શી રીતે આવી શકશે ? એવી શંકા થઇ. જે વિદ્યાના મંત્રથી ત્હેના દેવતા પ્રસન્ન અને પ્રગટ ન થાય, તો પછી તેનો શો ઉપયોગ

---

† નાસિકજીલ્લાના વણી તાલુકામાં આ સ્થાન અતિઉત્તમ છે નાસિકથી ૨૦ કોસ દૂર છે. સડક પાકી છે, અને ગાડાં વગેરે મળે છે સાતશૃંગ (ટોચ) પર્વતને હોવાથી, એનું નામ સપ્તશૃંગ છે. ડુંગરને પાસે ટળેટીમાં વણી ગામ છે. ડુંગરપર ચઢવાને પગથી છે, અને ઉપર ધર્મશાળા તથા તીર્થોના કુંડ છે. ડુંગરના ખડપામાંજ આ મૂર્તિ સ્વયં અષ્ટાદશભુજાત્મક નીકળેલી છે, અને સીડીપર ચઢીને પૂજા વગેરે ત્યાં થાય છે, એટલી તે ઉંચી છે; અવશ્ય જોવા લાયક છે, તેથી જગદંબાના ઉપાસકોને સારૂ થોડીક માહીતી આપી છે. સ્થાન ઘણું ચમત્કારી એવું હમે જાતઅનુભવથી કહીએ છીએ.

એટલા માટે, મત્સ્યેન્દ્રનાથે સાત દિવસ સુધી, ત્યાં આગળ અનુષ્ઠાન કીધું. એમણે જગદંબાને સાત દિવસ સુધી વેદબીજ (પ્રણવ)નું અભિસિંચન કર્યાથી, મહિષમર્દિની દેવી પ્રત્યક્ષ થયાં, અને ' તહમારી શી કામના છે ? તે કહો', એમ કહેવા લાગ્યાં. મત્સ્યેન્દ્રનાથે ઉઠી, હાથ જોડીને સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને ત્હેમણે સ્તવન પણ કર્યું.

## પદ-રાગ-ભૂપ, તાલ દીપચંદી.

**નમામિ મહિષાસુરમર્દિની । મહિષમસ્તકનટનભેદવિનોદિની, માલિની, શૂલિની । પ્રણતજનસૌભાગ્યજનની ॥ ટેક ॥ શંખ ચક્ર શૂલાંકુશ પાણી શક્તિસેના મધુર વાણી । પંકજનયના પન્નગવેણી પાલિત ગુરૂ ગુહ પુરાણી । શંકરાર્ધશરિરીણી સમસ્ત દેવ સ્વરૂપિણી । કંકણાલંકૃતાજનની કાત્યાયની નારાયણી ॥૧॥**

હે ભગવતી ! બ્રહ્માદિસ્તંબ પર્યન્ત સકલ જીવોની જનની તુંજ છે. તથા તેઓને સન્માર્ગ દેખાડવા માટે તુંજ વેદરૂપે પ્રગટ થઇ છે. અર્થાત્ જે લોકો ત્હારી આજ્ઞા (વેદ) નું પાલન કરીને, શ્રુતિસ્મૃતિને વિષે કથેલા સદ્ધર્મનું આચરણ કરે છે, તેઓને ત્હારી ભક્તિ તથા અધ્યાત્મજ્ઞાનનો લાભ થાય છે, અને તેઓ સંસારબંધનમાંથી છૂટા થઇ જાય છે. મહિષાસુર, ચંડમુંડ, રક્તબીજ, શુંભનિશુંભ ઇત્યાદિ રાક્ષસોને ત્હેં મારીને, સકલ જગતૂને આનંદ પમાડયો છે. ત્હારા દર્શનથી આજે હું કૃતાર્થ થયો છું. ત્હારી સ્તુતિ મ્હારાથી કેવી કેવી રીતે અને કયા કયા શબ્દોમાં કરી શકાય ? કેમકે, અષ્ટાદશ વિદ્યા ત્હારૂંજ સ્વરૂપ હોવાથી, બન્નેનું એકરૂપ થયું, તથા ત્હારે વિષે કાંઇક ન્યૂનતા હત, તો તેને સારૂ કાંઇક શ્રેષ્ઠ ઉક્તિ કહી શકાત; પરન્તુ સ્વાભાવિક રીતેજ ત્હારામાં શ્રેષ્ઠ ઉક્તિ હોવાથી, સ્તુતિની પ્રવૃત્તિ થઈ શકતી નથી. હે માતા ! સદા આપના જ્યોતિર્મય અને વાઙ્મય શરીરનું મ્હારા અંતઃકરણને વિષે સ્ફુરણ થયાં કરે, એવી પ્રાર્થના કરૂં છું. આપના ચરણની પાસે એટલીજ વિનંતિ

છે કે, મ્હારા મનમાં સાબરી વિદ્યાનું કાવ્ય રચવાનો હેતુ ઉત્પન્ન
છે, તે આપની કૃપાથી પૂર્ણ થાઓ. મંત્રનો જપ કરતાજ, તે તે દેવત
પ્રાગટ્ય થઇને, ઉપાસકોની મનમાની કામના પૂર્ણ થવી જોઇએ,
ખાતર આપ જેવી આજ્ઞા કરશો, તેમ હું કરીશ.

ત્યારબાદ ભગવતીએ, 'ત્હારી કામના પૂર્ણ થશે' એવો આશી
આપ્યો, અને ત્હેને હાથ ઝાલીને માર્તણ્ડ પહાડ ઉપર લઇ આ-
અને ત્યાં આગળ નાગઅશ્વત્થવૃક્ષની પાસે ત્હેની પાસે બીજમંત્ર
હવને કરાવરાવ્યો. બાદ તે વૃક્ષ સુવર્ણનું હોય, એમ દેખાવા લા
અને તેની અનેક શાખાઓ ઉપર, અનેકવિધ દૈવત બેઠું છે એમ જણ
લાગ્યું. શંખિની, ડાકિની યક્ષિણી, અષ્ટભૈરવ, વેતાળ, હનુમાન્, આ
સિદ્ધિ, વીરભદ્ર, ચામુંડા, યોગિની, બાવનવીર ઇત્યાદિ અનંત જલસ્થ
દેવતાઓને દીઠા, પરન્તુ તેઓ કશું બોલતા નથી, કેવળ જોઇ ર
છે, એમ નજરે પડ્યું. બાદ જગદંબાએ કહ્યું, હવે તું બ્રહ્મગિરિ પ
અંજન પર્વતની ઉપરજા અને ત્યાં નદીને કિનારે મહાકાલીનું સ્થાન
ત્હેનાં દર્શન અને નમન કરીને, દક્ષિણ માર્ગવડે નદીના પ્રવાહ
થઇને ચાલ્યો જજે. આગળ સો શ્વેતકુંડ પાણીથી ભરેલા ત્હારા જોવા
આવશે, તેને વિષે સફેદ વેલીને તોડી તોડીને નાંખતો જજે, અને જે
તે વેલી સજીવ જણાય, તે કુંડમાં સ્નાન કરીને, તેમાંહેના જલનું પા
કરજે. પરન્તુ તે વખતે ત્હને મૂર્ચ્છા આવશે, માટે દ્વાદશઆદિત્ય
સ્મરણ તથા જપ કરીશ, તો આગળ જવાનો માર્ગ દેખાવા લાગશે
પછી કાચની શીશીમાં ત્યાંનું જલ લેવું અને બાર આદિત્યનું સ્મર
કરતાં કરતાં આજ નાગઅશ્વત્થ વૃક્ષઉપર ફેંકી દેવું, એટલે સક
દૈવત ત્હારા ઉપર પ્રસન્ન થઇને વરદાન આપશે. એ કાર્ય એક
વખતમાં થશે નહિ, માટે છ માસ સુધી ત્હારે આ પ્રમાણે આવાગમ
કરવું પડશે; દરેક વખત એક એક દૈવત પ્રસન્ન થશે. એટલું કહી
દેવી અન્તર્ધ્યાન થઇ ગઇ.

દેવીના વચનને અનુસરીને મત્સ્યેન્દ્રનાથ, ત્યાંથી અંજન પર્વતપર આવ્યા, અને મહાકાલીનાં દર્શન કીધાં. બાદ ધોળી વેલી લઇને સો કુંડ ક્યાં છે, તે જોવા સારૂ નદીના કિનારા પર ગયા. થોડે આઘે જતાંજ દેવીએ કહ્યા મુજબ સો કુંડ નજરે પડયા, એટલે સફેદ વેલીના ટુકડા બધાયને વિષે ફેંકી દેતાં, તેઓમાંથી એક આદિત્ય નામના કુંડમાં તે વેલીને નૂતન પલ્લવ આવેલાં નજરે પડયાં. ત્યારબાદ, મત્સ્યેન્દ્રનાથ તેજ કુંડને વિષે દેવીના વચન પ્રમાણે ન્હાયા, અને જલપાન કરતાં ત્હેમને મૂર્ચ્છા આવવા લાગી. ત્હેમણે એ વખતે દેવીના ઉપદેશ મુજબ ઝટ બાર આદિત્યનું સ્મરણ અને જપ શરૂ કર્યો. ત્યારે સૂર્યે પ્રગટ થઇને, ત્હેમને સાવધ કીધા, અને માથે વરદ હસ્ત મૂકીને કહ્યું કે 'ત્હારા મનોરથ પૂર્ણ થશે.' બાદ ત્યાંનું પાણી કાચની શીશીમાં ભર્યું અને માર્ત્તણ્ડ પર્વત ઉપર આવીને ત્યાંના નાગઅશ્વત્થ (પીપળા) ના વૃક્ષને નમન અને સૂર્યનું સ્મરણ કરીને, તે પાણી નાંખી દીધું. તે વખતે સૂર્ય પ્રત્યક્ષ થઇને 'શી ઇચ્છા છે?' એમ મત્સ્યેન્દ્રને પૂછવા લાગતાં, મત્સ્યેન્દ્રનાથે કહ્યું કે સાબરી વિદ્યાઉપર કવિત્વ રચવાનો વિચાર છે, માટે આપે સહાય થઇને તે મંત્રવિદ્યા સફલ કરવી જોઇએ. સૂર્યે કહ્યું 'ઠીક, હું ત્હને સહાય થાઉં છું; જે વખતે તું મ્હારા મંત્રનો જપ કરીશ, તે વખતે હું પ્રગટ થઈ જઇશ.' આ પ્રમાણે સાત માસ સુધી, એમને આવજાવ કરીને, ત્યાંના સકલ દૈવતોને પ્રસન્ન કરી લીધા. અર્થાત્ સઘળાએજ પોતાના મંત્રનો જપ કરતાંજ કાર્ય સિદ્ધ કરી આપવાનું કબૂલ કીધું.

ત્યારબાદ, મત્સ્યેન્દ્રનાથે સાબરી વિદ્યાના મંત્રનો એક ગ્રન્થ તૈયાર કર્યો, અને પોતે બંગાળા દેશમાં ગયાં. ગોરક્ષનાથે પોતાનાં 'કિમીયાગિરી, નામના ગ્રન્થમાં ઉપર કહેલા કિમીયાનાં સ્થાન કહ્યાં છે, પરંતુ તે સ્થાનનો લાભ, અને બતાવેલી કૃતિ સામાન્ય મનુષ્યના હાથે શી રીતે થઇ શકે? તેઓ તો અવતારી પુરૂષ હતાં, તેથી સમર્થ હોવાથી

ત્હેમને કશુંયે દુર્ઘટ અગર દુષ્કર ન નીવડયું. આજેપણ કેટલાક મંત્રોની સિદ્ધિ દેખાઇ આવે છે, તે ઉપરથી પણ મંત્રવિદ્યા જુઠી છે, એમ કોઇ કહી શકે તેમ નથી. જે વિધિવડે, જે મંત્રની ઉપાસના કરવી જરૂરની છે, તે વિધિના અનુષ્ઠાનથીજ તે દેવતા પ્રકટ થાય છે. મંત્રસિધ્ધિ થાય, તે ખાતર ઉપાસકને ઘણા નિયમો પાળવા પડે છે. પરંતુ આજકાલ એ નિયમો તથા અનુષ્ઠાનવિધિ સમજનારા અને કરનારા કેટલા જોવામાં આવશે? ઘણાજ થોડા; માટેજ સિદ્ધિ થતી નથી, અને આપણે મંત્રોને જુઠા કહીએ છીએ.

વ્યાવહારિક વિદ્યાના, 'યાને વ્યાપાર ધંધા નોકરીના' મંત્ર પણ ક્યાં તેમની વિધિનું પાલન ન કરવાથી સિધ્ધ થઇને મન કામના પૂરી થાય છે? વળી 'મનન કર્યાથીજ જે ત્રાણ કરે છે, તે મંત્ર.' આ પ્રમાણે તેનો અર્થ હોવાથી, જે મંત્રની વિશેષ વાચ્યતા કહેવામાં અગર પુસ્તકમાં હોય છે, અને અંત્યજ વગેરે સુધ્ધાં જેને સહેલાઇથી વાંચી શકે છે, તેનાથી રક્ષા અથવા કાર્યસિધ્ધિ શી રીતે થઈ શકવાની હતી? રાજકીય મંત્ર પણ કેટલા ગુપ્ત રાખવા પડે છે, ત્યારે તેમનાથી કાર્ય સિદ્ધ થાય છે, એ શું કોઇના અનુભવમાં નથી? તે પ્રમાણેજ દેવતા (ક્ષુદ્ર યા મુખ્ય)ની પ્રસન્નતાથી ઇષ્ટ મનોરથ પૂર્ણ કરનારા મંત્રને કેટલા ગુપ્ત રાખવાની જરુર છે, તે મંત્રશાસ્ત્રને અનુસરનારો અધિકારી ગુરૂ તથા શિષ્ય જાણે છે. એટલા માટેજ કહ્યું છે કે:—

**षट्कर्णो भिद्यते मन्त्रश्चतुष्कर्णः स्थिरो भवेत् ।**
**त्रिकर्णस्य तु मन्त्रस्य ब्रह्माप्यन्तं न गच्छति ॥**

કોઇપણ મંત્ર (વ્યાવહારિક યા પારમાર્થિક) જેમાં ઇષ્ટ કામના સિધ્ધ કરવાનું અને રક્ષણ કરવાનું સામર્થ્ય છે, તે જો છ કાન ઉપર જાય, તો તે નાશ પામે છે; તો પછી અનેક લોકોના સહસ્ત્રાવધિ કર્ણો સુધી પહોંચી જાય, તો તેનાથી રક્ષણ શી રીતે થઈ શકે? ચાર કર્ણો

યાને બે મનુષ્યોના સાંભળવામાં હોય છે, ત્યાંસુધી તે સ્થિર રહે અને જેની સ્થિતિ બે કાનમાં, યાને એકજ જણ જેને જાણે છે, ા મન્ત્રનો છેડો (પ-તો) બ્રહ્માને પણ હાથ લાગતો નથી. એટલા ? મંત્રની હમેશાં રક્ષા કરવી પડે છે, ત્યારેજ તે આપણી રક્ષા શકે છે. એને માટે એક દૃષ્ટાંત આપવામાં આવે છેઃ—

કોઈ એક રાજા પોતાના અત્યંત પ્રિય સેવકને સાથે લઇને એક ીની પાસે જઈ, ઘણા દિવસ સુધી ત્હેની કાયા વાચા મનવડે સેવા ો હતો. એક દિવસ ત્હેની સેવાથી પ્રસન્ન થઇને, યોગીએ રાજાને ્યું કે, ત્હારી શી ઇચ્છા છે? ત્યારે રાજાએ કહ્યું કે પરકાયા પ્રવેશનો ઘે મ્હને બતાવો. રાજાની ઇચ્છા જાણીને યોગીએ કહ્યું કે ઠીક! ે એ વિદ્યા હું બતાવું, પરંતુ તું આ નોકરને અંહીથી આઘો કાઢ. ાએ ત્હેને આઘો કાઢવાનો અંગિકાર કીધો નહિ; કેમકે તે હતો તો નોકર, ્તુ બાળપણથી ત્હેણે રાજાનું રક્ષણ કર્યું હતું અને એ કારણને લીધે ા ઉપર એને અત્યંત પ્રેમ હતો. કદી ક્ષણભર પણ ત્હેને છોડીને એ ઇ જતો ન હતો. એણે યોગીને કહ્યું કે, એ તો જાણો કે મ્હારા ્રુ જેવોજ છે, અને જે કાંઈ કહેવાનું અગર શીખવવાનું હોય, તે ની સમક્ષજ મ્હને કહો, કશી હરકત જેવું નથી. રાજાને યોગીએ ી પાછું કહ્યું કે, એ વિદ્યા ઘણી ગુપ્ત છે, માટે કોઇ ત્રીજાના જાણ- માં આવે એ ઠીક નહિ. તેમ છતાં રાજાનો દુરાગ્રહ છુટયો નહિ, અને ણે નોકરની સમક્ષ યોગીની પાસે નિત્ય જઇને પરકાયાપ્રવેશ સુધી ગવિદ્યાનો અભ્યાસ કર્યો. રાજાના સહવાસથી પેલા નોકરને પણ તે દ્યાનો લાભ થયો. પછી રાજાએ એ પ્રયોગ રાણીને પણ કરી બતાવ્યો, ને તેનાથી ત્હેને બહુ આનંદ થયો.

થોડાક દિવસ વિત્યા બાદ એવો ચમત્કાર બન્યો કે, રાણીએ પાળેલો પટ એક દિવસ મરણ પામવાથી તેને માટે તે બહુ સંતાપ કરવા ાગી. દાસીને મ્હોડેથી રાજાને કાને જ્યારે એ વાત ગઈ, ત્યારે તે

નોકરની સાથે એ રાણીના મહેલમાં આવ્યો, અને ત્હેને વિલાપ કરતી જોઇને કહેવા લાગ્યો કે, પોપટને માટે તું શું કરવા વિલાપ કરે છે ? એવા સેંકડો પોપટ, બલકે રૂપ રંગ ગુણ વગેરેમાં એના કરતાં પણ ઉત્તમ હું ત્હને આણી આપીશ; માટે ત્હારે રોવું નહિ. રાણીએ કહ્યું, એના ઉપર મારો બહુ પ્રેમ હતો, તેથી આટલું દુ:ખ થાય છે આપે મ્હને પહેલાં જે યોગવિદ્યાનો ચમત્કાર દેખાડયો હતો, તેનાથી ક્ષણભર જો આપ એને જીવતો કરો, તો મ્હારૂં મન સમાધાન પામે; પછી ભલે એ મરણ પામે. રાજાએ ત્હેને બહુ બહુ સમજાવી, પરંતુ જ્યારે ત્હેણે પોતાની હઠ છોડી નહિ, અને અધિક શોક કરવા લાગી, ત્યારે ત્હેની કામના પૂર્ણ કરવા ખાતર, રાજાએ પોતાનો દેહ ત્યાગ કરીને, યોગબલવડે તે પોપટના શરીરમાં પ્રવેશ કીધો, અને તેને જીવતો કીધો. એ કૃત્ય સાથે રહેનારા પેલા નોકરના જોવામાં આવતાં, ત્હેને રાજ્યભોગની લાલસા ઉપજી, અને વિવેક ભ્રષ્ટ થઈ, ત્હેણે પેલા રાજાના શરીરમાં પ્રવેશ કર્યો. કેમકે એને પણ આરંભથી અન્ત સુધી તે વિદ્યા આવડી ગઇ હતી. રાજાનું શરીર જે મહેલમાં પડી રહ્યું હતું, તે સચેતન થઇને ઉઠયું અને ત્હેણે તે પોપટને કે 'જેમાં રાજા પ્રવિષ્ટ થયો હતો તેને' પાંજરામાંથી છોડી મૂકયો, તથા પોતાનું પહેલાનું શરીર નોકરો મારફત ઉપાડરાવી, ગુપ્ત સ્થાનને વિષે રખાવી દીધું.

પોપટના શરીરને વિષે પ્રવિષ્ટ થએલો રાજા ત્યાંથી જે ઉપડયો, તે એજ નગરીમાં કોઇ વિધવા બ્રાહ્મણીનો પુત્ર મરી ગયો હતો, અને ત્હેને માટે તે અત્યંત વિલાપ કરી રહી છે, એવું ત્હેના જોવામાં આવતાં તે પોપટનું શરીર છોડીને તે બ્રાહ્મણીના છોકરાના શરીરમાં દાખલ થયો, અને ત્હેને જીવતો કર્યો. આણી તરફ રાજાના શરીરમાં દાખલ થએલા નોકરે આજુબાજુ બધેય ઉડનારા પોપટોને મારી નાંખવાનો નોકરોને સર્વ સ્થળે હુકમ આપી દીધો. રાણી તથા મંત્રીજન આ નોકરરૂપ રાજાની આવી વિપરીત ચેષ્ટા જોઇને (કારણ કે, એ થોડોજ રાજા હતો ?) એ

આપણો રાજા નથી એમ સમજી જઇને ત્હેના સંગથી દૂર રહ્યાં. અને રાણીએ મંત્રીને કહીને ખરા રાજાની ખોળ કરવા સારૂ પોતાની નગરીમાં તથા બીજા પણ મોટા મોટા ગામોમાં યજ્ઞ શરૂ કર્યા. તે યજ્ઞને સારૂ પરદેશથી આવનારા લોકોનું વૃત્ત લખવાને માટે ઘણા લેખકો રાખવામાં આવ્યા હતા, અને તે દ્વારા રાણી સર્વનો વૃત્તાન્ત સાંભળતી હતી. આમ કેટલાક દિવસ વીત્યાબાદ, એક દિવસ પેલો બ્રાહ્મણ (જેના શરીરમાં રાજાએ પ્રવેશ કર્યો હતો તે) તે યજ્ઞમાં આવી પહોંચ્યો, અને લેખકે ત્હેને વૃત્ત પૂછયાબાદ, ત્હેણે એવું કહ્યું કે:—

**षट्कर्णेषु न कर्तव्यो न कर्तव्यः कदाचन ।**
**षट्कर्णेषु च करणान्नृपोऽभूद्भिक्षुकः पुरा ॥**

કોઇપણ વિદ્યાનો મંત્ર છ કાન ઉપર જાય, એવું કદી કોઇએ કરવું ના જોઇએ. કેમકે, એ પ્રમાણેજ કરવાથી (વર્તવાથી) પહેલાં એક રાજા ભિક્ષુક થઈ ગયો હતો. આ પ્રમાણે શ્લોક લેખકે લખી લીધો, અને રાણીને સંભળાવ્યો. ત્યારે રાણીએ ત્હેને કહ્યું કે, તે બ્રાહ્મણને સ્ત્રી વેષ આપીને મ્હારી પાસે લઈ આવો. પછી, તે બ્રાહ્મણને પેલા લેખકે રાણીનો હેતુ સમજાવ્યો. અને તે રાજાજ હોવાથી બરાબર સમજી ગયો, અને સ્ત્રીવેષ લઇને પેલા લેખકની સાથે રાણીના મહેલમાં આવી પહોંચ્યો. ત્યારબાદ, રાણીએ એવી યુક્તિ કીધી કે પહેલાંની પેઠે એક ચકલાને મારી નાંખ્યો અને પછી રોતી બેસી રહી. રાજાને (વાસ્તવિક નોકરને) દૂતોની મારફત ત્હેની ખબર પડતાં, રાણીના મનનું સમાધાન કરવા, તે ત્યાં આવી પહોંચ્યો, અને ત્હેણે રાણીને બહુ બહુ ઉપદેશ કર્યો, તો પણ તે શાંત ન થઈ. ત્હેણે કહ્યું કે ત્હમે તો બીજાની કાયામાં પ્રવેશ કરવાનું જાણો છો, તેથી આ ચકલાને જીવતો કરી આપો; એમ કરશો, તોજ મ્હારા પ્રાણ બચશે. ત્હેણે રાણીની અભિલાષા પૂરી કરવા સારૂ પોતાનો (રાજાના) દેહનો પરિત્યાગ કરીને, તે ચકલાના શરીરમાં

પ્રવેશ કર્યો. એટલામાં પાસે જે સ્ત્રી વેષધારી, બ્રાહ્મણશરીરમાં પ્રવિષ્ટ થએલો ખરો રાજા હતો, ત્હેણે પૂર્વજ્ઞાનથી, પોતાના તે પહેલા શરીરને વિષે પ્રવેશ કીધો, અને પેલા ચકલાને મારી નાંખીને, બ્રાહ્મણના શરીરને અગ્નિસંસ્કાર કરવાનું મંત્રીને કહી દીધું. ત્યારપછી, તે નોકરનું પહેલાનું શરીર જે ત્હેણે જાતે ગુપ્ત રખાવ્યું હતું, ત્હેની પણ તપાસ કરીને, રાજાએ તે સુદ્ધાં સળગાવી દીધું.

સારાંશ, રાજાની ખાતરી થઈ કે, પેલા યોગીરાજે મ્હને જે કહ્યું હતું કે, 'આ નોકરને અલગ કરીને તું આ પરકાયાને વિષે પ્રવેશ કરવાની વિદ્યા શીખ. કેમકે એ બહુ ગુપ્ત છે, માટે કોઈના પણ જાણવામાં આવવી ના જોઈએ,' તે યથાર્થજ હતું. છ કાન પર આ વિદ્યા જતાં, તે અનર્થ ઉપજાવનારી નીવડી. માટે, ગુરૂ શિષ્યને ઉપદેશ કરે છે, તે એકાન્તમાંજ; તેમ કર્યાથી તે મંત્ર સ્થિર થાય છે. શુક્રાચાર્યે પણ હજારો વર્ષ સુધી પોતાની સેવામાં રોકાએલા કચને સંજીવિની વિદ્યા ક્યાં આપી દીધી હતી? એજ વિચારૂપી કિલ્લામાં વૃષપર્વા વગેરે અસુરોનું તેઓ રક્ષણ કરતા હતા, અને તેનુંજ ભેદન કરવાને માટે દેવોએ કચની યોજના કીધી હતી. દેવયાનીની પ્રાર્થના, કચની સેવાને વિષે તત્પરતા, તથા અસુરોનો અપરાધ, એવો ત્રિવેણી સંગમ જ્યારે થયો, ત્યારેજ તે વિદ્યા શુક્રાચાર્યના હૃદયમાંથી બહાર જતી રહી. એટલા માટે, મંત્રમાં સામર્થ્ય નથી, એવું કહેવાને બદલે, હરેક જણે મંત્ર ધારણ કરવામાં પોતાનું સામર્થ્ય યોગ્ય અથવા અયોગ્ય છે, તે જોવાની જરૂર છે. બ્રાહ્મણ વગેરેની મારફત અનુષ્ઠાન કરાવવામાં આવે છે, પરન્તુ તેની સિદ્ધિ થતી નથી, એનો હેતુ એ પણ જાણી લેવો કેઃ—

**जिह्वा दग्धा पराक्षेन हस्तौ दग्धौ प्रतिग्रहात् ।**
**परस्त्रीभिर्मनो दग्धं कथं सिद्धिर्वरानने ॥**

પારકા અન્નવડે જીભ ભ્રષ્ટ થઈ છે, અને પ્રતિગ્રહ કર્યાથી, એટલે શુભ યા અશુભ ગમે તે વસ્તુનું દાન લેવાથી હાથ બળી ગયા

છે, તથા પારકી સ્ત્રીઓથી મન પણ બગી ગએલું છે, તો હે પાર્વતિ! મંત્રની સિદ્ધિ એમને શી રીતે થઈ શકે? એવું શિવજીનું વચન છે. પારકાનું અન્ન અને દાન લેવાનું પાપજ કહેલું છે, અને પારકાની સ્ત્રીનુ ચિંતવન તો પ્રસિદ્ધ પાપજ છે. એથી કરીને, મંત્રની સિદ્ધિને ખાતર, સઘળા નિયમોનું પાલન કરવામાં આવે, અને મંત્ર પણ ગુપ્ત રાખી શકાય, તો કાર્ય પાર પાડવામાં સંદેહ નથી. અસ્તુ! હવે સિંહાવલોકન કરીએ.

મત્સ્યેન્દ્રનાથ બંગાળા દેશમાં ફરતા ફરતા સમુદ્ર કિનારા પરના ચંદ્રગિરિ નામના ગામમાં આવી પહોંચ્યા, અને ત્યાં ભિક્ષાને માટે મ્હોંડેથી 'અલખનિરંજન' પોકારતા ફરવા લાગ્યા. ત્યાં સર્વોપદયાળ નામનો વસિષ્ઠગોત્રને વિષે ઉત્પન્ન થએલો બ્રાહ્મણ રહેતો હતો, તથા ત્હેની સરસ્વતિ નામની પત્ની પણ પતિસેવામાં તત્પર તેમજ ઘરનાં કામકાજમાં કુશળ હતી, પરંતુ પેટે કાંઈ સંતાન નહોવાથી, બહુ શોક કરતી હતી. ત્હેના ઘર આગળ જ્યારે અલખ જગાવતી મત્સ્યેન્દ્રનાથની મૂર્તિ ભિક્ષાને સારૂ આવી પહોંચી, ત્યારે ત્હેણે એમનાં દર્શન કરીને એમને પોતાના ઘરમાં બોલાવીને આસન પર બેસાડયા, અને ત્હેમને પ્રણામ કરીને પૂજા કીધી, અને ભિક્ષાન્ન પણ આપ્યું. મત્સ્યેન્દ્રનાથે ત્હેનો ભાવ જોઈને પ્રશ્ન કર્યો કે, માઈ! તું ઉદાસ કેમ જણાય છે? ત્યારે ત્હેણે કહ્યું કે, મહારાજ! દીવા વિના જેમ ઘર, નાક વગર સુન્દરતા, પાણી વગર નદી, તથા ફલશૂન્ય વૃક્ષ જેમ વ્યર્થ છે, તેજ પ્રમાણે, પુત્રરહિત હું હોવાથી, મ્હારો જન્મ નિરર્થક સમજુ છુ. પુત્ર થાય તે ખાતર અનેક ઉપાય યોજ્યા, પણ તે સફલ થયા નહિ. દૈવયોગે આપની મુલાકાત થઈ છે, તો આપ આ શરીરપર કૃપા કરીને પુત્ર થાય, એવો આશીર્વાદ આપીને કાંઈક ઉપાય બતાવો; મ્હારા દુ:ખનું કારણ એજ છે.

તે સાંભળી, મત્સ્યેન્દ્રને દયા ઉપજી, અને ત્હેમણે હાથમાં ભસ્મ લઇને, આદિત્યના મંત્રથી તેને મંત્રીને ત્હેના હાથમાં આપી, અને કહ્યું

કે, "આ વિભૂતિ તું રાત્રિને વખતે સૂતાં પહેલાં ખાઇ જઇશ, તો એનાથી ત્હને પુત્ર થશે; એને ત્હારે ભસ્મ ન સમજવી. પ્રત્યક્ષ હરિનારાયણ ત્હારા પેટે અવતરશે, અને હું ત્હેના પર અનુગ્રહ કરીને જગત્‌ને વિષે વન્દન કરવા યોગ્ય કરીશ. નક્ષત્રને વિષે ચંદ્રમંડલના જેવી કાંતિ ધરાવનારો, અને સકલ સિદ્ધિઓનો રાજા એ થશે." એટલું કહીને જવા નીકળ્યા, ત્યારે સરસ્વતિએ પૂછ્યું, 'મહારાજ! આપની સ્વારી ફરી ક્યારે આવશે?' મત્સ્યેન્દ્રે જવાબ દીધો, માઇ! હમો બાર વરસ પછી આવીશું, ત્યાં સુધીમાં ત્હારો પુત્ર ઉપદેશ આપવાને યોગ્ય થઇ જશે. એમ કહીને યોગિરાજ પૃથ્વીઉપર બીજે બધે ફરવાને માટે ચાલતા થયા.

આણી તરફ સરસ્વતિના મનમાં વહેમ પડવાથી, ત્હેણે આસપાસની પોતાની બેનપણીઓને પૂછ્યું કે, બ્હેન! આજે હમારે ઘેર કોઈ તેજસ્વી, વિરક્ત તથા પરમ પવિત્ર એવો યોગી ભિક્ષાને માટે આવ્યો હતો, અને મ્હને દુખિયારી જોઇને ત્હેણે પૂછ્યું કે, ત્હને શું દુ:ખ છે? ત્યારે મ્હેં ત્હેને કહ્યું કે, 'મ્હને પુત્ર નથી માટે હું દુ:ખી છું.' પછી ત્હેણે મ્હને ભસ્મ મંત્રીને આપી, અને 'એ તું ખાતી રહીશ તો, ત્હને ઉત્તમ પુત્ર થશે.' એમ કહીને ચાલતો થયો. તો હવે ખરેખરૂં કહો, મ્હારે એ ભસ્મ ખાવી કે નહિ? એનાથી પુત્ર થશે? ત્હમે સર્વ મ્હારી વ્હાલી સખીઓ છો, માટે મ્હેં ત્હમને પૂછ્યું છે.

તે સાંભળીને, ત્હેની સઘળી બ્હેનપણીઓ કહેવા લાગી, હે બ્હેન! ત્હેં હમારો અભિપ્રાય પૂછ્યો, એ ઠીકજ કર્યું. કોઈ એક જોગી કાન-ફાડો ગામમાં ભીખ માંગતો હતો, તેજ ત્હમારે ત્યાં આવેલો હોવો જોઇએ. એ કાનફાડાલોક મહા કપટી તથા ચેષ્ટાખોર હોય છે, અને યુક્તિ પ્રયુક્તિથી બૈરાંઓને ફસાવે છે. એના પર જો વિશ્વાસ રાખીશ, તો ત્હારો સંસાર ધૂળધાણી થઈ જશે, માટે જેથી ત્હારા પતિના આવરદામાં

વધારો થાય, એવું ચિન્તવન કરીને ત્હેમની સેવાને વિષે તું તત્પર રહે. ત્હારા નશીબમાં હશે, તો પુત્રનો લાભ થશે, નહિ તો ત્હેની પ્રાપ્તિનો ઉપાય કરતાં અપાય થશે. માટે બકરૂં કાઢવા જતાં ઉંટ પેસવા પામે નહિ તેની સાવચેતી રાખજે. ભસ્મથી કદી પુત્ર થાય છે? નહિજ. એ ભસ્મ તો સંસારને ભસ્મ કરી દેનારી છે, માટે એને પાસે પણ ન રાખવી. બીજી બોલી, મ્હેં એવું સાંભળ્યું છે કે એ કાનફાડાલોક બૈરાંઓને વિભૂતિ મંત્રીને આપે છે, અને તે ખાવામાં આવતાં તેઓ કૂતરી બની ને ત્હેમની પાછળ ભમે છે; તથા રાત્રીને વખતે, પછી તેઓ ત્હેમને સ્ત્રીરૂપ આપીને વિષયભોગ કરે છે. આ પ્રમાણે સખીઓએ ત્હેના મનમાં વિકલ્પ ઉત્પન્ન કરાવી દેતાં ત્હેણે ભયભીત થઈ, તે ભસ્મ ખાવાને બદલે ચૂલામાં નાંખી દીધી કે જેથી તેનું સામર્થ્ય બળીને ખાક થઈ જાય.

દૈવયોગે અમૃત મળવા છતાં, તેને જેમ વિષરસ સમજીને ફેંકી દેવામાં આવે અથવા મોતીને જેમ કોઇ કાચનો મણકો માને અગર વેદાંતશાસ્ત્રને કામશાસ્ત્ર સમજીને તેનો તિરસ્કાર કરવામાં આવે, તેજ પ્રમાણે બીજાની બુદ્ધિથી અવળે રસ્તે દોરવાઇને, સરસ્વતિએ મત્સ્યેન્દ્ર-નાથની વિભૂતિને અગ્નિમાં ફેંકી દીધી. પુત્રકામેષ્ટિયાગમાં, કૈકેયીએ જેમ પોતાને મળેલો યજ્ઞનો ભાગ ન્હોતો ખાધો અને ગુમાવી દીધો હતો, (એક સમડી આવીને તે ઉઠાવીને લઇ ગઈ હતી) તેજ પ્રમાણે મત્સ્યેન્દ્ર-નાથનો પ્રસાદ ત્હેને દૈવયોગે મળવા છતાં, ત્હેણે તેનું ભક્ષણ ન કરતાં ચૂલામાં ફેંકી દીધો. બીજે દિવસે તે ચૂલામાંથી તે રાખોડી બહાર કાઢી લઇને, પાછળ વાડામાં જ્યાં આગળ કચરાનો ઢગ કરવામાં આવતો હતો, તેમાંજ તે સ્ત્રી તેને ફેંકી આવી અને પોતાના સંસારકાર્યમાં લાગી ગઇ.

આણી તરફ મત્સ્યેન્દ્રનાથ તીર્થક્ષેત્ર ગામગમાતરાને વિષે ફરતા હતા, અને ભીખ માંગતી વખતે સર્વ લોકોને ઉપદેશાત્મક ગાયન સંભળાવ્યા કરતા હતા, કે ભાઇઓ!

## પદ-રાગ-ધનાશ્રી, તાલ-ધુમાળી.

દાન કરો ભાઇ ગરિબીસે મગરૂરીસે ધોકા હૈ। ચાર ખૂટકી જહાગિર હમકો, ખાનેકો કયા તોટા હૈ ॥ ટેક ॥ તુમકો હુષાર કરને ખાતર ઘર ઘર ફેરી કરતા હે। તૂં કહેગા મૈ દાતા હૂં માલ કહાંસે લાયા હૈ ॥ ૧ ॥ તુમકો હમકો સબ દુનિયાકો પાલનવાલા ન્યારા હૈ। ભૂલ ગયા યહ વાસ્તે દુઃખી હો સંસૃતિમેં પરા હૈ ॥ ૨ ॥

ભાઈ! દાન કરો! દાન કરો! મગરૂરી કરશો, તો છક્કડ ખાશો. હમે કાંઈ હમારી જાતને ખાતર ત્હમને ઉપદેશ કરી રહ્યા છીએ, એમ સમજશો નહિ; કેમકે, હમારી જાગીરની હદ ચારે દિશા લગીની હોવાથી, ઘણી મોટી છે, તેથી હમને ખાવાનો કાંઈ તોટો નથી. હમારૂં જે ઘેરઘેર ફરવું થાય છે, તે ત્હમને સઘળાને સાવચેત કરવા પૂરતુંજ. તું કદાચ દાન કરીને પણ અભિમાનથી છક્કાઈ જઇશ કે, 'મ્હારા જેવો દાન કરનારો કોણ છે?' તો એ પણ નિષ્ફળ છે. કેમકે એ બધો માલ ત્હેં કયાંથી આણ્યો છે? તે કહે. વસ્ત્રરહિત ( નગ્ન ) જન્મ્યો છે, અને એવોજ જવાનો છે. આ અખિલ જગત્‌ને પાળવા વાળો ન્યારોજ છે, ત્હેના તરફ દૃષ્ટિ કર તથા ત્હેનું ધ્યાન સ્મરણ કર. જેણે ત્હેને સર્વ કાંઈ આપ્યું છે, ત્હેનેજ તું ભૂલી ગયો, તેથી આ સંસારબંધનમાં પડયો છે, અને દુઃખ ભોગવી રહ્યો છે. એથી કરીને સાવધ થઇને દાનધર્મ કરતા રહેવું અને ગર્વ કરવો નહિ; 'અલખનિરંજન'. આ પ્રમાણે હંમેશાં લોકોને સાવધ કરવા ખાતર ગાયન ગાતા ફરતા હતા. અને ભિક્ષા લયાં કરતા હતા. અન્યત્ર પણ એવું વર્ણન મળે છે કેઃ—

बोधयंति न याचंते भिक्षाद्वारा गृहे गृहे।
दीयतां दीयतां नित्यमदातुः फलमीदृशम् ॥
बुध्यंते पक्षिपशवः पठन्ति शुकसारिकाः।
दातुं शक्नोति यो वित्तं स शूरः स च पण्डितः ॥

અતીત અભ્યાગત (ઘેર આવેલો અતિથિ), સાધુવેરાગી, ફકીર
સી, વગેરે જેઓ દરેક ઘર જઇને યાચના કરે છે, તે યાચના
સમજવી; પરંતુ ભિક્ષાદ્વારા તેઓ બોધ કરે છે કે, ભાઈ! નિત્ય
ર્યાં કરજો, નહિતર દાન નહિ કર્યાનું ફળ 'હમારી માફક ભીખ
ાનું' પ્રાપ્ત થશે. ગયા જન્મમાં હમે કોઇને કશું દાન કર્યું નહિ,
ળ એ મળ્યું છે કે ત્હમારી પાસે યાચના કરીએ છીએ. એમાં
કરી જોશો, તો શું ખોટું છે? જે લોકોને સંપત્તિ મળી છે,
મે આગલા જન્મમાં કાંઈ સદ્ધર્મદાન, કર્યાં નથી, અને દુષ્ટ
ણથી આ જન્મમાં સંપત્તિ મળી છે, એમ તો કહી શકાયજ
માટે, પુણ્યકર્મનુંજ એ ફળ છે, એમ સર્વ કોઇને કબૂલ કરવુંજ
એજ આશયથી, કવિઓએ કહ્યું છે કે, ભાઈ! ત્હેં આગલા
માં પુષ્કળ દાન ધર્મ વગેરે પુણ્યકર્મ કરેલાં હોવાથી, લક્ષ્મી પ્રસન્ન
ત્હારી પાસે વાસ કરી રહી છે, તે પોતાના મનમાં એવો આશય
ે કે તું આ વખતે પણ મ્હારો ઉપયોગ પૂર્વ જન્મમાં કર્યો હતો
દાનાદિ સત્કર્મોમાં કરીશ. પરંતુ તું જો લોભથી તેનો સંગ્રહ કરતો
, અને કંજુસાઈ ધારણ કરીશ, તો તે લક્ષ્મીને ત્હારે ત્યાં રહેવાને
લજ્જા ઉત્પન્ન થશે, અને આખરે તે જતી રહેશે. એથી કરીને,
બ્રાહ્મણ, સાધુસંત વગેરેના પૂજન, ભજન તથા અન્નદાન વગેરેમાં
વિનિયોગ કરીશ, તો ત્હારા અન્તઃકરણની શુદ્ધિ થઈને, જ્ઞાનદ્વારા
મોક્ષ પ્રાપ્ત થશે.

એક દિવસ બાદશાહે બીરબલને કહ્યું કે, મ્હને આ ચાર વસ્તુઓ
આપો. બીરબલે કહ્યું, શી શી વસ્તુઓ છે તે ફરમાવો. તે
ીને બાદશાહે કહ્યું, 'અંહી છે, ત્યાં નથી,' એ પહેલી વસ્તુ.
છે, અંહી નથી,' એ બીજી વસ્તુ. 'અંહી છે, ત્યાં છે' એ ત્રીજી
'ત્યાં નથી, અંહી નથી,' એ ચોથી વસ્તુ છે. બીરબલે
ઠીક હજુર! હમણા લાવીને હાજર કરૂં છું. પછી બીરબલે

શહેરમાં જઇને, એક વેશ્યા, સંન્યાસી, દાનેશ્વરી ધર્મિષ્ઠ ગૃહસ્થ, અને ભિક્ષુક બ્રાહ્મણ એવા ચારેને પોતાની સાથે લીધા, અને સભામાં આવીને બાદશાહને કહેવા લાગ્યો, હજુર ! લ્યો, આ રહી આપની ચાર વસ્તુઓ.

બાદશાહે કહ્યું, મ્હારી વસ્તુઓ તમે શું સમજીને લઈ આવ્યા, તેની સમજ પાડો તો ખરા. બીરબલે કહ્યું, આ વેશ્યા આપની પહેલી વસ્તુ છે. એને અંહી ખાનપાનાદિ નાના પ્રકારનાં વિષયભોગનું સુખ છે, પરંતુ મરી ગયા બાદ, ત્યાં (પરલોકમાં) સુખ મળશે નહિ. બીજી આપની વસ્તુ આ સંન્યાસી છે. કેમકે, એને કદી ખાવાનું મળે છે, અને કદી નથી પણ મળતું, તેથી એને અંહી સુખ નથી. પરંતુ એ રાત દિવસ, પરમાત્માંના ધ્યાનને વિષે તત્પર રહેતો હોવાથી, મરી ગયા બાદ, એને ત્યાં (પરલોકને વિષે) ઘણુંજ સુખ થશે. ત્રીજી વસ્તુ આ ધર્મિષ્ઠ ગૃહસ્થ છે. પૂર્વજન્મના પુણ્યથી એની પાસે પુષ્કળ દ્રવ્ય છે, તથા સ્ત્રીપુત્રપૌત્રાદિ પરિવાર હોવાથી, એને અંહીયાં સર્વ પ્રકારનું સુખ છે, અને મરણ પામ્યા પછી પણ એને ત્યાં (સ્વર્ગમાં) અલૌકિક સુખ મળશે. કેમકે, એ હંમેશાં યજ્ઞદાન વગેરે સદ્ધર્મ ક્રિયા કરે છે. અને ચોથી વસ્તુ આ દરિદ્રી ભિક્ષુક બ્રાહ્મણ છે. પૂર્વજન્મને વિષે કરેલાં પાપકર્મને લીધે, એની પાસે કાંઇપણ નથી, માટે અંહીયાં તો એને સુખ છેજ નહિ, પરંતુ ત્યાં પરલોકમાં મળે, તે ખાતર કાંઇક પુણ્યકર્મ પણ એ કરતો નથી. રોજ ભીખ માંગીને આમ તેમ ભટક્યા કરવામાંજ એ પોતાનો સમય ગુમાવે છે, અને નવા નવા ઢોંગ ધતીંગ કરીને જુઠું બોલીને પેટ ભરે છે. એ કારણને લીધે, એને અંહી અને ત્યાં, બન્ને લોકમાં સુખ નથી. આવો ખુલાસો સાંભળીને બાદશાહ પ્રસન્ન થયો, અને બીરબલને તથા એણે હાજર કરેલા ચારે જણાને ઇનામ આપ્યાં.

સારાંશ, જેમને પરમાત્માએ આ જન્મને વિષે સુખી બનાવ્યા છે, તે લોકોએ, પોતાને આગળ પણ સુખ મળે તેટલા ખાતર નિરંતર દાનધર્મ વગેરે સત્કર્મો કર્યા કરતાં રહેવું જોઇએ. ઉપર વર્ણવેલું દૃષ્ટાંત

કેવળ લૌકિક સમજીને કોઇ કદાચ તેને સત્યમાનતાં આચકો ખાય, માટે ભારતના વનપર્વમાં માર્કંડેયઋષિ અને ધર્મનો જે સંવાદ થયો છે, તેમાંહેના ચાર શ્લોક પ્રમાણને ખાતર આપવામાં આવે છે.

धनानि येषां विपुलानि सन्ति नित्यं रमन्ते सुविभूषितांगा ।
तेषामयं शत्रुवरघ्न लोको नासौ सदा देहसुखेरतानाम् ॥
ये योगयुक्तास्तपसि प्रसक्ताः स्वाध्यायशीला जरयन्ति देहान् ।
जितेन्द्रिया: प्राणिवधे निवृत्तास्तेषामसौ नायमरिघ्न लोक: ॥

માર્કંડેય કહે છે કે, હે શત્રુઓનું મર્દનકરનારા રાજા ધર્મ ! જન્માન્તરના સુકૃતથી જેમની પાસે પુષ્કળ દ્રવ્ય છે, અને તેનાવડે જે લોકો પોતાના શરીરને ઉત્તમ વસ્ત્રાલંકાર તથા ઉત્તમ ખાનપાન વગેરેથી તુષ્ટ પુષ્ટ અને સુશોભિત કરે છે, એવા દેહનેજ આત્મા માનનારા ચાર્વાક વગેરે નાસ્તિકોની પેઠે કેવળ દેહના સુખમાંજ આસક્ત થનારાઓને ફક્ત આ લોકને વિષેજ સુખ છે, નહિ કે પરલોકમાં. તેજ પ્રમાણે, જેઓ યોગાભ્યાસમાં તથા તપ વગેરે પુણ્યકર્મને વિષે પ્રવૃત્તિ કરે છે, અને વેદનું અધ્યયન કરીને, શરીરને સૂકવી નાંખે છે, એવી રીતે જેઓ ઇન્દ્રિયોનું દમન કરીને કાયા, વાચા અને મનવડે કોઇપણ પ્રાણીને પીડા કરતી નથી, એવા લોકોને પરલોકને વિષે સુખ મળે છે, અંહી (આ લોકને વિષે) નથી મળતું.

ये धर्ममेव प्रथमं चरन्ति धर्मेण लब्ध्वा च धनानि काले ।
दारानवाप्य क्रतुभिर्यजन्ते तेषामयं चैव परश्च लोक: ॥
ये नैव विद्यां न तपो न दानं न चापि मूढा: प्रजने यतन्ति ।
न चानुगच्छन्ति सुखान्नभोगांस्तेषामयं चैव परश्च लोक: ॥

જે લોકો પૂર્વજન્મના પુણ્યના પ્રભાવથી પહેલેથીજ ધર્મકર્મના અનુષ્ઠાનમાં તત્પર થાય છે, અને ન્યાય નીતિને માર્ગે દ્રવ્ય સંપાદન કરે છે તથા સ્ત્રીની સાથે લગ્ન કરીને યજ્ઞદાન વગેરે સત્કર્મો પણ કરે

છે, તેઓને આ લોક તેમજ પરલોક બન્ને ઠેકાણે સુખ મળે છે. પરંતુ જે લોકો વિદ્યા સંપાદન કરતા નથી, તપશ્ચર્યા કરવામાં પણ પ્રવૃત્તિ કરતા નથી, દાન પણ કરતા નથી, તથા મૂઢ બની સંતાનની ઉત્પત્તિ કરવામાં પણ પ્રયત્નશીલ થતા નથી, અને જેઓ શરીરને સુખ ઉપજાવનારાં, વસ્ત્રાલંકાર ખાનપાન વગેરે પદાર્થો તરફ પણ બેદરકાર રહે છે, તેઓને આ લોક અને પરલોકમાં સુખ મળતું નથી. આ ઉપરથી સિધ્ધ થાય છે કે મનુષ્યે બન્ને લોકમાં સુખ મેળવવા માટે અનુકૂલ એવી ક્રિયા કરતાં રહેવું જોઇએ. પરંતુ હજારોમાં કદાચ એકાદ એવો નીકળીઆવતો હોય, તો ઇશ્વર જાણે !

જગત્‌માં શૂરવીર ઘણા હોય છે, વિદ્વાન્ પણ ઘણા હોય છે, પરંતુ દાનશૂર અથવા દાનપંડિત જવલ્લેજ જણાઈ આવે છે. પશુપક્ષીઓ વગેરે પણ મનુષ્યની માફક લડવામાં શૂરવીર હોય છે, તથા મેના, પોપટ, વગેરેને પણ ભણાવવામાં આવે છે, તો તેઓ પણ પંડિતના જેવું સુંદર ભાષણ કરે છે, પરંતુ વાસ્તવિક શૂર અને પંડિત તો ત્હેનેજ કહી શકાય, કે જે દાન કરીને દ્રવ્યનો સદુપયોગ કરી શકે છે. લડાઈમાં સૌને મોખરે રહીને લઢનારા નિર્ભય શૂરવીરો, પોતાને ઘેર યાચક આવતાં, ત્હેને જોઇને ભયભીત થઈ જાય છે, અને ઘરમાં ભરાઈ બેસે છે, મ્હોડું સરખું પણ દેખાડતા નથી. તથા પંડિતો પણ સભામાં દાનધર્માદિ ઉપર વ્યાખ્યાન સારી છટાથી આપી શકે છે, પરંતુ ત્હેમની પાસે ઘેર જઇને જોશો અને પૂછશો, તો ત્હેમને યાચકની આગળ મુંગા બની જવું પડે છે. સારાંશ, જે દાનશૂર છે, ત્હેના સમાન કોણ બીજો પંડિત અને લડવૈયો વીર છે ? દાન કરવાને માટે કેટલાક લોક અનુકૂલતા પ્રતિકૂલતાની વાત કરે છે, પરંતુ ત્હેમણે નીચે કથેલા ઉપદેશને ધ્યાનમાં રાખી, બન્ને કાળમાં દાન કરતાં રહેવું જોઇએ.

**अनुकूले विधौ देयं यतः पूरयिता हरिः ॥**
**प्रतिकूले विधौ देयं यतः सर्वं हरिष्यति ॥**

હાલ મ્હારો દૈવકાળ અનુકૂળ છે, અર્થાત્ મ્હારૂં નશીબ પાંસરૂં છે માટે તે દાન કરવા યોગ્ય છે. કેમકે, જેટલું જેટલું હું દાન કરતો જઇશ, તેટલું તેટલું, પૂર્ણ કરવાવાળો હરિ (પરમાત્મા) જ સમર્થ છે. તથા પ્રતિકૂલ કાળમાં (પૈસાની સ્થિતિ સારી ન હોય એવા સમયમાં) પણ દાન કરવુંજ જોઇએ, તે એવા આશયથી કે જો કદાચ હું દાન કરવામાં આનાકાની કરીશ, તો હરિ મ્હારૂં સર્વસ્વ હરી લેશે, આટલુંયે નહિ રહેવા દે. એથી કરીને, અનુકૂલતા પ્રમાણે પોતાની શકિતના પ્રમાણમાં નિરંતર દાનક્રિયા કરવી ઉચિત છે. હાથીને ઘઉંના લોટનો ગોળો બનાવીને, અગર ચોખા વગેરે અનાજને ઘાસમાં લપેટીને ખાવાને માટે આપવામાં આવે છે; તેની શુંડમાંથી કદાચ થોડુંક અનાજ નીચે પડી જાય, તો તેથી તેને શી ખોટ કે ખરાબી થવાની હતી? કાંઇજ નહિ. પરંતુ તે પડી ગએલા અનાજવડે કીડી જેવાં અસંખ્ય ક્ષુદ્ર જીવોનું કુટુંબ પોતાનું ગુજરાન ચલાવે છે. તેજ પ્રમાણે, આપણે પણ આપણા રોજના નિર્વાહના અનાજમાંથી એકાદ મુઠી અનાજ અગર પાઈપૈસાનું દાન કર્યાં કરતાં રહીશું, તો તેથી આપણને ન્યુનતા શી આવવાની હતી? કશી યે નહિ. પરંતુ એવા અલ્પદાનથી ગરીબ બીચારા યાચકનું કામ થઈ જશે. અસ્તુ! સાધુમહાત્મા આજ દૃષ્ટિથી લોકોને સાવધ કરવા સારૂ ઉપદેશ કરે છે, પરંતુ મૂઢ વિષયને વિષે આસક્ત થએલા મનુષ્યો ત્હેમના ભાષણનુ રહસ્ય સમજતા નથી, અને મદાંધ થઇને ત્હેમનો અનાદર કરીને કહે છે કે, 'ભીખ માંગવાથી શું વળ્યું? શરીરે ખુબ હુષ્ટપુષ્ટ છો, માટે મજૂરી કરો અને પેટ ભરો.' અસ્તુ!

મત્સ્યેન્દ્રનાથ પૂર્વ સમુદ્રને કિનારે જગન્નાથ આદિક્ષેત્રો જોઇને રામેશ્વર આવી પહોંચ્યા, અને સેતુબંધ પાસેના તીર્થમા સ્નાન કરવા લાગ્યા. ત્યાં અંજનીના પુત્ર હનુમાન્ બેઠા હતા, અને ઓચીંતો વરસાદ પડવાથી, સમુદ્રના તટને ખોદીને ત્યાં પોતાના નિવાસને માટે ગુફા બનાવી રહ્યા હતા. ત્હેને જોઈ મત્સ્યેન્દ્રે કહ્યું કે, હે વાંદરા! તું નાહ્યો

મૂર્ખ જણાય છે. કેમકે, વરસાદ ઉપરથીખુબ પડી રહ્યો છે, અને તું તો હજી હવેજ શરીરનું રક્ષણ કરવા સારૂ ઘર બાંધવા માંડે છે. એ ત્હારૂં કામ આના જેવુંજ છે કે, ચોરોએ ઘર લૂંટી રહ્યા બાદ, દીવો સળગાવીને સાવધ થઇને બેસવું; કિંવા ઘરમાં આગ લાગ્યા બાદ કૂવો ખોદવા બેસવું. અરે! વરસાદ પડતાં પહેલાં કાંઇક તજવીજ કરી હત તો ઠીક થાત, પરંતુ હવે ત્હારી ગુફા ક્યારે તૈયાર થઇ શકશે? હનુમાને તે સાંભળ્યું, અને ત્હેમને પૂછ્યું કે, 'તું કોણ છે?' ત્યારે, મત્સ્યેન્દ્રે કહ્યું કે, હું મત્સ્યેન્દ્ર નામનો જતી છું. હનુમાને કહ્યું, તું ત્હને પોતાને જતી કેમ કહે છે? મત્સ્યેન્દ્ર બોલ્યા, મ્હારામાં તેવીજ શક્તિ અને પ્રભાવ છે, તેટલા માટે. હનુમાને કહ્યું, આજલગી એક હનુમાનજ જતી છે, એવું મ્હેં સાંભળ્યું હતું, અને તું નવિન ક્યાંથી ફુટી નીકળ્યો? અસ્તુ! એ હનુમાનની સાથે ઘણો વખત મ્હારો નિવાસ થએલો હોવાથી, ત્હેમના પરાક્રમનો હજારમો ભાગ પણ મ્હારામાં નહિ હોવા છતાંયે હું ત્હને ચમત્કાર દેખાડું છું, તેનું નિવારણ ત્હારે કરવું, નહિ તો 'જતી' એ નામ તજી દેવું.

આવું ભાષણ સાંભળીને, મત્સ્યેન્દ્રનાથે કહ્યું કે, ત્હારી પરાક્રમ કળા કેવી છે, તે જોઇએ તો ખરા? તેનું નિવારણ શ્રીગુરૂનાથ કરશે. પહેલાં, પંપાસરોવરની પાસે સ્ફટિકની શિલા ઉપર સૌમિત્ર (લક્ષ્મણ)ના ખોળામાં શયન કરી રહેલા રામને જોઇને, હનુમાને ત્હેમના ઉપર વૃક્ષ પાષાણ વગેરે શું થોડાં ફેંક્યાં હતાં? પરંતુ રામચંદ્રે, શયનનો ત્યાગ કર્યાવગર, પડ્યા પડ્યાજ શરસંધાન કરીને તેમનું નિવારણ કર્યું હતું, તેજ પ્રમાણે શ્રી ગુરૂનાથ સકલ બ્રમ્હાંડનો ભાર નખના અગ્રભાગ ઉપર ધારણ કરશે; ત્યાં આગળ ત્હારા જેવા મર્કટનાં વૃક્ષ પાષાણ વગેરે ઉખેડીને ફેંકવાનાં શાં આસરાં? આટલું સાંભળતાંજ હનુમાનને ક્રોધ ચઢ્યો, અને ત્હેમણે આકાશમાં ઉડીને, ભીમરૂપ (ભયંકર સ્વરૂપ) ધારણ કીધું, અને મત્સ્યેન્દ્રનાથના ઉપર સાત પહાડોને ફેંકી દીધા, અને

મત્સ્યેન્દ્રે વાતપ્રેરક મંત્રશક્તિવડે તેમને ઉડાવી દીધા. ઘણા વખત સુધી, આ પ્રમાણે એ બન્નેનું યુદ્ધ ચાલ્યું. આખરે વાયુનું આકર્ષણકરનારા મંત્રવડે સમુદ્રના પાણીનું અભિમંત્રણ કરીને, માથાપર પહાડને લઇને આવનારા, હનુમાનનાં શરીર ઉપર જ્યારે તેનું સિંચન કર્યું, ત્યારે ત્હેમનું હાલવું ચાલવું બંધ થઈ ગયું અને ત્યાંના ત્યાંજ મસ્તકપર પર્વત લઇને ઉભા થઈ રહ્યા. પુત્રની આવી અવસ્થા જોઇને, વાયુએ પ્રગટ થઇને મત્સ્યેન્દ્રની પ્રાર્થના કરીને હનુમાનને પૂર્વવત્ સાવધ કરાવરાવ્યા. વાયુએ તે વખતે હનુમાનને કહ્યું કે, હે પુત્ર! આની આગળ ત્હારૂં તથા મ્હારૂં બળ જરીયે ચાલવાનું નથી. મ્હારી શક્તિ ઇશ્વરના હાથમાં છે, પણ એણે તો ભક્તિવડે સઘળા દેવતાઓને પોતાને સ્વાધીન કરી દીધા છે, એથી એને કોઈ વાતની અડચણ પડવાની નથી ત્યારબાદ, હનુમાને મત્સ્યેન્દ્રને ધન્યવાદ આપીને કહ્યું કે, તું ખરો જતિ છે, મત્સ્યેન્દ્રનાથે બન્નેને નમસ્કાર કરીને પ્રાર્થના કીધી કે, મ્હારી સાથે આપ મિત્રપણાથી વર્તન રાખો. બાદ મત્સ્યેન્દ્રે હનુમાનને પ્રશ્ન કર્યો કે, ત્હમે તો ત્રણે કાળનું જ્ઞાન ધરાવનારા હોવા છતાં, મ્હારી સાથે નાહક યુદ્ધ શું કરવા કર્યું? ત્યારે હનુમાને કહ્યું, ત્હમે કવિ નારાયણના અવતાર છો, એ વાતની મ્હને ખબર હતી, તેમ છતાં નાગઅશ્વત્થની પાસે દેવોએ આપેલાં વરદાનનું સામર્થ્ય કેટલુંક છે, તેનું પારખું જોવા સારૂ મ્હેં આ વાદ-વિવાદ તથા યુદ્ધ કીધું હવે ત્હમારા કાર્યમાં હમે પિતા પુત્ર હંમેશાં હમારી શક્તિ ખર્ચીને સહાય થઇશું. વૃષપર્વાદિ દાનવોને માટે શુક્રાચાર્ય જેમ તત્પર હતા, કિંવા શ્રીરામના કાર્યમાં સુગ્રીવ દિવાનરો જે પ્રમાણે તૈયાર હતા, તેજ પ્રમાણે હમે બન્ને ત્હમારે માટે છીએ એમ સમજજો.

ત્યારબાદ હનુમાન્ બોલ્યા, મત્સ્યેન્દ્ર! હવે ત્હમે સ્ત્રીરાજ્યનેવિષે ગમન કરો, અને મ્હારા મસ્તકપરના ઋણનો ભાર કમી કરો. તે સાંભળીને મત્સ્યેન્દ્રે પૂછ્યું કે, હે હનુમાન્! ત્હમને કોનું ઋણ છે, અને હું શી રીતે ત્હમારો બોજો ઉઠાવી લઉં? ત્યારે હનુમાને કહ્યું, હે

મત્સ્યેન્દ્ર! શ્રીરામચંદ્રે રાવણને માર્યા બાદ જાનકીમાતાની સાથે હમે બધા જ્યારે અયોધ્યામાં આવ્યા, ત્યારે ત્હેમના મનમાં મ્હારી સેવાને સારૂ સંતોષ ઉપજ્યો, અને ત્હેમને એવું લાગ્યું કે, 'આ આપણો સેવક કાંતાપુત્રધનગૃહઇત્યાદિકથી સંપન્ન હોય તો સારૂં, પરંતુ આપણી સલાહ એ માન્ય કરશે કે નહિ? કેમકે, એ બ્રહ્મચારી છે' આ પ્રકારની શંકા થવાથી, ત્હેમણે વિચાર કર્યો કે એની પાસેથી પહેલાં વચન લેવું, અને પછી આપણો હેતુ સમજાવવો. ત્યારબાદ જાનકીએ મ્હને બોલાવીને કહ્યું કે મ્હારો એક હેતુ તું પૂર્ણ કર. ત્યારે મ્હેં કહ્યું, હેતુ શો છે, તે કહો. પરંતુ, ત્હારા વચન આપ્યા વગર નહિ કહું, એવું જ્યારે ત્હેમણે કહ્યું, ત્યારે મ્હેં વચન આપીને કહ્યુંકે, આપની જે ઇચ્છા થશે, તે હું પૂર્ણ કરીશ. પછી, જાનકીએ મ્હને કહ્યુંકે તું લગ્ન કરીને ગૃહસ્થાશ્રમ માંડીને રહે, એવી મ્હારી ઇચ્છા છે. એ સાંભળીને હું મહા સંકટમાં પડ્યો, અને દીલગીરી ભરેલે ચહેરે ત્યાં કાંઇપણ ન બોલતાં, શ્રીરામચંદ્રની પાસે આવીને બેઠો.

રામચંદ્રે મ્હારૂં ચિત્ત ઉદ્વેગ ભરેલું, તથા ફીકકું મ્હોડું જોઇને તેનું કારણ પૂછ્યું, અને મ્હેં પણ જાનકીને આપેલું વચન તથા ત્હેનો હેતુ કહી સંભળાવ્યો. ત્યારે રામચંદ્રજી બોલ્યા, હે હનુમાન્! ત્હારે ચિન્તા કરવી નહિ. ત્રિયારાજમાં જેટલી સ્ત્રીઓ છે, તેટલી સઘળી ત્હમારીજ છે, તેથી લગ્ન કરવાનું ત્હમારે કશું પ્રયોજન નથી. એનો હેતુ એ છે કે, હે હનુમાન્! ચારે યુગ જ્યારે વીતી જાય છે, ત્યારે એક ચોકડી થાય છે; આ પ્રમાણે ત્રણુસો છન્નું (૩૯૬) ચોકડીઓ છે. તેમાં દરેક ચાર ચોકડીએ મ્હારે રામાવતાર ધારણ કરવો પડે છે. આ રીતે હાલ હું નવ્વાણુંમો (૯૯મો) રામ થયો છું; અર્થાત્ રાવણ પણ નવ્વાણુંમો અને ત્હમે પણ નવ્વાણુંમા અને જાનકી પણ નવ્વાણુંમા વખતની છે, એમ સમજજો. રાવણનો નાશ કરીને આપણે બધા પાછા આવીએ છીએ, ત્યારે જાનકીને એવી ઇચ્છા થાય છે, અને ત્હમારે

ત્રિયારાજમાં જવું પડે છે. એ યોગ હમણાં આવી જવાથી, જાનકીએ ત્હમારી પાસેથી વચન લીધું છે, માટે ત્હમારે ત્રિયારાજમાં જઇને, સમયને છાજે તેવું વર્તન રાખવું.

શ્રારામનું આવું વચન સાંભળીને, મ્હેં કહ્યું, હે પ્રભો! માતાના ઉદરમાં સુવર્ણ કૌપીન મ્હને પ્રાપ્ત થઇ છે, બ્રહ્મચર્ય એ મ્હારું વ્રત છે, કામ મ્હારા મનમાં ઉત્પન્ન થઇ શકે તેમ નથી, તો સ્ત્રી રાજ્યમાં મ્હારા જવાથી શો લાભ થઇ શકવાનો હતો? રામચંદ્રજીએ કહ્યું, ત્હમે ઉર્ધ્વરેતા હોવાથી, ત્હમારા ભુભુઃકાર (ગર્જના)થી ત્યાંની સ્ત્રીઓ ગર્ભિણી થશે, એથી કરીને સર્વ સંશયોનો ત્યાગ કરીને, ત્હમારે ત્રિયારાજમાં જવું; ત્હમારૂં બ્રહ્મચર્ય ખંડિત થશે નહિ. આ પ્રમાણે રામનું વચન સાંભળ્યું, અને ત્હેમની આજ્ઞાને અનુસરીને હુ શૈલ્ય દેશમાં ગયો. આણી તરફ ત્રિયારાજમાં મુખ્ય રાણી જે મૈનાકિની હતી, ત્હેણે પૃથ્વીના અન્ય દેશોની વાત સાંભળી હતી કે, પુરુષ અને સ્ત્રી પરસ્પર આનંદભેર વિલાસ કરે છે.' એ હેતુથી ત્હેણે મ્હારી પ્રાપ્તિને ખાતર અનુષ્ઠાન કર્યું, અને અગ્નિકુંડમાં પોતાના શરીરના માંસની આહુતિ આપીને, મ્હને પ્રસન્ન કરી લીધો. મ્હેં જ્યારે પ્રગટ થઇને, 'ત્હમારી શી કામના છે!' એવું ત્હેને પૂછ્યું, ત્યારે ત્હેણે કહ્યું, આપના ભુભુઃકાર શ્વાસવાયુની સંગતિથી સર્વ સ્ત્રીઓ ગર્ભિણી થાય છે, માટે તે સઘળાના પતિ આપજ છો. પરંતુ હમે એવું તે શું પાપ કીધું છે કે, સ્વર્ગ-મૃત્યુપાતાળમાં સ્ત્રી પુરૂષનો જે પ્રત્યક્ષ સમાગમ થાય છે, તેનો લાભ હમને નથી? મ્હેં આ અનુષ્ઠાન આપની પ્રાપ્તિને સારૂ કીધું છે, તેથી આપના સમાગમનો લાભ મ્હને મળવો જોઇએ, અને મારો મનોરથ પૂર્ણ કરવો જોઇએ.

એના જવાબમાં મ્હેં ત્હેને કહ્યું કે, હે મૈનાકિની! મ્હારૂં દૃઢ બ્રહ્મચર્યવ્રત હોવાથી, અને માતાના ઉદરમાંથીજ સુવર્ણ કૌપીન પ્રાપ્ત થવાથી, મ્હારામાં કામ વિકાર નથી. હું ઉર્ધ્વરેતા હોવાથી, મ્હારી

ગર્જનાના શ્વાસથી, ત્હમારી રતિની શાંતિ થઇને ત્હમને ગર્ભની પ્રાપ્તિ થાય છે, તેથી મ્હારો સમાગમ દુર્લભ સમજવો. તેમ છતાં, જે હેતુથી ત્હેં દૃઢ નિષ્ઠાથી આ અનુષ્ઠાન કર્યું છે, તે હેતુની સિદ્ધિને ખાતર અને તપશ્ચર્યાના ફલ તરીકે, કવિ નારાયણનો અવતાર જે મત્સ્યેન્દ્રનાથ પ્રગટ થયા છે ત્હેમને હું ત્હમારે ત્યાં મોકલી આપીશ, અને ત્હેમનાથી ત્હમે પૂર્ણ કામ થશો. આ પ્રમાણે મ્હેં ત્હેની આગળ કબૂલ કીધાને ઘણા દિવસ થઈ ગયા છે, માટે હે મત્સ્યેન્દ્ર! ત્હમારે ત્યાં જઇને રહેવું; જેમ કર્યાથી મ્હારા ઋણનો ભાર કમી થશે, અને વચન પણ સત્ય થશે.

મત્સ્યેન્દ્રે કહ્યું, હે મારુતિ! હું પણ ઉર્ધ્વરેતા (યોગી) છું, તેથી મ્હારાથી એ કામ શી રીતે બની શકે? મ્હારા બ્રહ્મચર્યની હાનિ, અને જગત્‌માં લોકાપવાદ પ્રાપ્ત થશે. સ્ત્રીઓની સંગતિથી, ઇન્દ્ર, ચન્દ્ર, નારદ, વિશ્વામિત્ર, વગેરેની શી સ્થિતિ થઈ હતી અને કેવી નિન્દા થઈ હતી, તે શું ત્હમારા જેવા સાંભળવામાં નથી? ત્હમે તો કંદોઇની દુકાનપર બ્રહ્માર્પણ કરવા જેવી વાત કરો છો, પરંતુ તે કેવી રીતે થઇ શકે? બાદ હનુમાને કહ્યું કે, હે મત્સ્યેન્દ્ર! આ અનાદિ સૃષ્ટિની પરંપરા ચાલતી આવેલી છે, તે પ્રમાણે ત્હમારે ચાલતું જોઇએ. રામચંદ્રે જેમ મને કહ્યું હતું, તેમ ત્હમે પણ નવ્વાણુંમા મત્સ્યેન્દ્ર છો; અર્થાત્ ભોગ ભોગવવા છતાં પણ, 'પાણીમાં કમલપત્રના જેવી' ત્હમારી નિર્લેપ અને નિર્દોષી સ્થિતિ રહેશે. ત્હમારા પિતા જે ઉપરિક્ષવસુ છે તેજ ત્હમારા પેટે મીનાનાથરૂપે પ્રગટ થશે, અને ચન્દ્રના જેવી ઉજ્જવલ કીર્તિ પ્રગટ કરશે. બીજું પણ કહું છું તે સાંભળો. પરંતુ, મત્સ્યેંદ્ર! ત્હમે ક્યાં સમજતા નથી કે કર્મ બાધક કોને હોય છે?

**कर्तारं कर्म बध्नाति खलु वेदविदां वर।**
**ज्ञानिनो नैव कर्तृत्वं कर्तृत्वस्य तु साक्षिण:॥**

હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ! વ્યવહારમાં જણાઇ આવે છે કે, યજ્ઞદત્તાદિ કર્મકર્તાને, પોતે કરેલાં કર્મ ફલની સાથે સંબંધરૂપ બંધન પ્રાપ્ત થાય

છે, પરંતુ અકર્તા જે દેવદત્ત ત્હેને નહિ થાય. તેજ પ્રમાણે, આત્મા અનાત્માના વિવેકવાળા જ્ઞાની પુરૂષનો આત્મા જો કર્મનો કર્તા હશે, તોજ ત્હેને કર્તૃત્વ ધર્મના સંસર્ગથી થનારાં પુણ્યપાપના આશ્રય રૂપ બંધન થશે; પરંતુ ત્હેને કર્તૃત્વ હોતું નથી. એ તો કેવળ તે કર્તાપણાનો સાક્ષી થઇને તટસ્થ રહે છે. જે પ્રમાણે, જગતમાં કોઈ માણસ, વાદવિવાદ કરનારાના મધ્યમાં રહીને, કેવળ ત્હેમના જય પરાજય લક્ષણવાળા વ્યવહારને જુએ છે, પરંતુ એતો તે કર્મનો કર્તા નથી, તેજ પ્રમાણે કર્તૃત્વના સાક્ષી આત્માને તે કર્તાપણાનો સંસર્ગ હોતો નથી. ક્રિયાનું જે આશ્રયત્વ, તેનેજ કર્તાપણું કહે છે, અને તે નિત્ય, સર્વગત એવા આત્માને સંભવતું નથી; કેમકે એતો આકાશની પેઠે નિષ્ક્રિય છે. એથી, એના આશ્રયત્વનો અંગિકાર કરતાં, આત્માને અનિત્યપણાનો પ્રસંગ આવશે.

**उपयन्नपयन्धर्मो विकरोति हि धर्मिणम् ।**

ઉત્પત્તિ વિનાશવાળો જે ધર્મ, તે ધર્મીને (જેમાં તે હોય છે તેને) વિકૃત કરે છે, એવો ન્યાય છે. સારાંશ, આત્માને વિષે કર્તાપણાનાં લક્ષણના ધર્મના સંસર્ગની પ્રતીતિ, 'લોખંડ સળગાવે છે' વગેરેની માફક, ક્રિયાનો આશ્રય જે દેહઇન્દ્રિયઆદિ ધર્મી, તેઓની સાથે તાદાત્મ્ય અધ્યાસથી હોય છે, નહિ કે વાસ્તવિક રીતે. અને એજ કારણને લીધે, દેહાદિસંઘાત-વિશિષ્ટ આત્માનું ભોક્તાપણું વર્ણવેલું છે.

**आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ।**

બુદ્ધિમાન્ પુરૂષ ઇન્દ્રિયમનયુક્ત આત્માનેજ ભોક્તા કહે છે. (જુઓ ગીતા, અરાઢમો અધ્યાય, શ્લોક ૧૪-૧૫-૧૬) આ ઉપરથી, આત્મા તેમજ અનાત્માના વિવેકજ્ઞાનવડે, દેહાદિ ધર્મની સાથે જે તાદાત્મ્ય અધ્યાસ થાય છે, તેની નિવૃત્તિ થાય છે, અને તેના ધર્મરૂપ ક્રિયાનો જે આશ્રયપણા વગેરેનો ધર્મ તેના સંસર્ગની પણ નિવૃત્તિ થાય છે, એ સિદ્ધ થયું. કેવળ સાક્ષીભૂત ચિન્માત્રસ્વરૂપ આત્માને કર્તૃત્વ નથી. દેહ, ઇન્દ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, ઇત્યાદિ સાક્ષ્ય (જ્ઞેય)

ને વિષે સ્થિત, એવું જે કર્મ, તે તેમના સાક્ષીરૂપે સ્થિત થઇ રહેલા આત્માને શી રીતે બંધન કર્તા હોઈ શકે? કદીપણ નહિં. એટલા માટે, આત્માનું અકર્તૃત્વ (કર્તારહિતપણાનું) જ્ઞાન, તત્વમસિ વગેરે વેદાન્ત વાક્યમાંથી નીકળતા જીવબ્રહ્મના પારમાર્થિક એકપણાનું અપરોક્ષ જ્ઞાન દેહાદિ તાદાત્મ્ય અધ્યાસથી કરેલાં સેંકડો બુદ્ધિપૂર્વક અને પ્રમાદકૃત એવાં ઉભય પ્રકારનાં પાપોનો નાશ કરે છે, એવું કહ્યું છે. બીજાં પ્રાયશ્ચિત્તાદિકર્મ બુદ્ધિપૂર્વક નહિ કરેલાં એવાં પાપનો નાશ કરનારાં છે. તાત્પર્યમાં સમજવાનું એમ છે કે, અગ્નિ જે પ્રમાણે અનેક પ્રકારનાં કાષ્ઠસંઘાતને ધ્વસ્ત કરી દે છે, તેજ પ્રમાણે અદ્વૈત આત્મવિજ્ઞાન બીજા કશાની સહાય વગરજ બહુપ્રકારનાં પાતકોને દૂર કરી દે છે. જુઓ ગીતા! **'यथैधांसि समिद्धोऽग्निः'**

હનુમાન્ કહે છે કે, હે મત્સ્યેન્દ્ર! ત્હમે તો મુખ્ય અને ગૌણ બન્ને પ્રકારના યોગના અનુસંધાનવડે આત્માને નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત બ્રહ્મસ્વરૂપ જાણીને, અખિલકર્મોના બંધનમાંથી મુક્ત થએલા છો, તો પછી શુભ યા અશુભ કર્મનો લેપ ત્હમને શી રીતે થઈ શકવાનો હતો? માટે સંદેહરહિત થઇને, મ્હારૂં વચન માન્ય કરજો. શુક્રાચાર્યે શત્રુના પુત્રને પણ ત્હેની ભક્તિ જોઇને સંજીવિની વિદ્યા આપીને સંતુષ્ટ કર્યો હતો, તેમજ રામચંદ્રે પણ શત્રુના ભાઈ વિભીષણને, ત્હેની ભક્તિ જોઇને લંકાનું રાજ્ય અને ચિરંજીવપણું પ્રાપ્ત કરાવ્યું હતું, એ શું ત્હમારા જાણ્યામાં નથી? તો પછી રામચંદ્રના વચનાનુરૂપ અનાદિ સૃષ્ટિપરંપરાની રહા મુજબ ચાલવામાં અને મ્હારા વચનને સ્વીકારમાં ત્હમને શી મુશ્કેલી અગર પ્રત્યવાય જણાય છે? કેમકે, ત્હમે અને હું તો એકરૂપ છીએ. આવું સાંભળીને મત્સ્યેન્દ્રે વિચાર કર્યો કે, સામાન્ય લોકોની માફક કામ મ્હને પીડા કરવામાં થોડોજ સમર્થ થવાનો હતો? સાક્ષાત્ બ્રહ્મરૂપ શિવના અવતાર હનુમાનજ કહે છે, તો ત્હેમના વચનનો સ્વીકાર કરીને, ત્હેમને સંતુષ્ટ કરવા જોઇએ.

અનાદિકાલથી આ પ્રકારની પ્રથા જે ચાલતી આવેલી છે, તો તેનો ભંગ કરવાનું મ્હારૂં શું સામર્થ્ય ? પછી, ત્હેમણે હનુમાનને કહી દીધું કે, 'તમારા કહ્યા મુજબ થોડાક દિવસ પછી હું ત્રિયારાજમાં ગમન કરીશ,' અને ત્યાંથી તીર્થાદિને વિષે ચાલ્યા ગયા, તથા હનુમાન પણ અદૃશ્ય થઇ ગયા.

આ પ્રમાણે મારૂતીની સાથે મિત્રતા કરીને, હિંગલાજ દેવીના દર્શનને માટે મત્સ્યેન્દ્રનાથ ગયા, તો તે દેવીના દરવાજા પર અષ્ટ ભૈરવ ઉભા થઇ રહ્યા હતા, ત્હેમણે આ મત્સ્યેન્દ્રને ઓળખી કાઢયા, અને ત્હેમના સાબરી મંત્રનું પરાક્રમ જોવાની ત્હેમને ઇચ્છા થઈ. પછી, ત્હેમણે સન્યાસીનાં રૂપ લીધાં અને દ્વાર ઉપર ઉભા રહીને, મત્સ્યેન્દ્ર જ્યારે અંદર જવા લાગ્યા, ત્યારે તમે કોણ છો ? કયાં જાઓ છો ? એમ ત્હેમને પૂછયું. મત્સ્યેન્દ્રે પોતાનું નામ તથા દેવીના દર્શનનો હેતુ તેઓને કહીને, 'તમે પણ બધા દર્શનને માટે જવા ઇચ્છો છો કેમ ?' એ પ્રમાણે તેઓને પ્રશ્ન કર્યો. તેઓએ કહ્યું, હમે અંહીઆના દ્વારપાળ છીએ. આ ઠેકાણે જે કોઈ આવે છે, ત્હેનાં પાપપુણ્યનો ખુલાસો સાંભળીને પછી ત્હેને અંદર જવા દઇએ છીએ, માટે તું ત્હારાં પાપપુણ્યનો હમારી આગળ ખુલ્લાસો કરી દે. જે કોઈ પોતાનાં પાપકર્મ છુપાવી રાખે છે, અને આગળ જાય છે, તો દરવાજાની બારીમાં અટકી પડે છે અને પછી હમે ત્હેને શિક્ષા કરીને અંહીથી કાઢી મૂકીએ છીએ.

આ પ્રકારનું તેઓનું ભાષણ સાંભળીને મત્સ્યેન્દ્રે કહ્યું કે, હું કાંઇ પાપપુણ્ય જાણતો નથી. હમારાં સઘળાં કર્મ ઇશ્વિરની પ્રીતિને અર્થેજ થાય છે. તે ભૈરવરૂપ સંન્યાસીઓએ કહ્યું કે, જુઠું બોલશો, તો હમે તમને શિક્ષા કરીશું, અને સાચે સાચું કહી દેશો, તો અંબિકા દેવી દર્શન દેશે. મત્સ્યેન્દ્રે કહ્યું કે, હમારો અવતાર શિક્ષા આપવાને માટે થયો છે, એમ હોવા છતાં કોની તાકાદ છે કે હમને શિક્ષા કરે ? હમારી આગળ કોઇનું કાંઇ ચાલવાનું નથી. આટલું સાંભળીને, ભૈરવોએ

ક્રોધથી હ્હેમની સાથે લઢવાને શસ્ત્ર વગેરે લીધાં, અને કહેવા લાગ્યા કે, દેખાડો હ્હમારો પ્રતાપ ! ત્યારે મત્સ્યેન્દ્રે વિભૂતિ મંત્રીને સકલ દેવતાઓની પ્રાર્થના વાસ્તે દશે દિશામાં ફેંકી, અને વજ્રપંજર મંત્ર ભણીને વિભૂતિ પોતાના શરીરે લગાડીને તેને વજ્રના જેવું કઠ્ઠણ બનાવી દીધું. તેનાથી ભૈરવોએ છોડેલાં શસ્ત્ર અસ્ત્ર હાથીના ઉપર પુષ્પવૃષ્ટિનાં જેવાં હ્હેમને નીવડયાં. વાસવિશક્તિથી, મત્સ્યેન્દ્ર તે યુદ્ધમાં ભૈરવોને નિશ્ચેષ્ટ કર્યા ત્યારે હ્હેમના અવાજથી ચકિત થઇને અંબિકાએ પોતાની દાસીઓ જે ચામુંડા, શંખિની, ડંખિની, યોગિની વગેરે હતી, હ્હેમને શોધ કરવા સારૂ મોકલી આપી.

તેઓએ એ અનર્થ જોઇને, પોતાની બીજી સખીઓને બોલાવીને, મત્સ્યેન્દ્રપર શસ્ત્રાદિનો મારો શરૂ કરી દીધો; ત્યારે મત્સ્યેન્દ્રે પણ હ્હેમનાપર મોહિની અસ્ત્ર છોડીને, તેઓને મોહિત કરી દીધી, અને તેઓ જ્યારે હસવા, ગાવા તથા તાલ વગાડવા લાગી, ત્યારે વિદ્યા ગૌરવ અસ્ત્રના બલથી તેઓનાં વસ્ત્રને આકાશમાં ઉડાવી દીધા, તથા માયાસ્ત્રથી હ્હેમની આગળ અનેક પુરૂષ નિર્માણ કરી દીધા. હ્હેમને જોઇ, શુદ્ધિમાં આવતાં લજ્જાની મારી તે સઘળી નાશી ગઇ, અને તેઓએ અંબિકાને કહ્યું કે, કોઇ જોગી આવ્યો છે, પરંતુ હમને તો પ્રલયરૂદ્રકાલતુલ્ય ભાસે છે. હ્હેણે હમારી તથા ભૈરવોની દુર્દશા કરી દીધી. એના પરાક્રમથી હમારૂં શરીર કંપે છે. એથી આ સ્થાનને છોડી, બીજે કશે જઇને નિવાસ કરવો, એવું હમને લાગે છે.

દાસીઓને મુખે અંબિકાએ હકીકત જાણી, અને હ્હેમને આશ્ચર્ય લાગ્યું. અંતર દૃષ્ટિથી જોતાં હ્હેમના સમજવામાં આવ્યું કે, કવિ નારાયણનો અવતાર મત્સ્યેન્દ્રનાથ આવ્યા છે. પછી, હ્હેમણે પોતાની પરિચારિકાઓને વસ્ત્ર આપ્યાં, અને તેઓને સાથે લઇને, જ્યાં આગળ મત્સ્યેન્દ્રનાથ હતા, ત્યાં આવી પહોંચ્યાં. હ્હેમને જોઇને મત્સ્યેન્દ્રે સાષ્ટાંગ પ્રણામ કીધા, અને હાથ જોડીને પ્રાર્થના પણ કીધી, ત્યારે દેવીએ

ત્હેમને ઉઠાડીને પોતાના અંકપર બેસાડયા, અને ત્હેમના પરાક્રમની તારીફ કરીને, ધન્યવાદ પણ આપ્યો. બાદ પેલા ભૈરવોને સાવધ કરવાનું કહયું, એટલે માતાની ઇચ્છાનુસાર મત્સ્યેન્દ્રે તેઓને સાવધ કર્યા. તેઓએ મત્સ્યેન્દ્રને માતાના અંકપર બાળકની માફક બેઠેલા જોયા, ત્યારે ત્હેમણે એની સ્તુતિ કીધી, અને 'આ મત્સ્યેન્દ્રને નાગ અશ્વત્થની નીચે સકલ દૈવતોની પ્રસન્નતા થઇ છે' એ વૃત્તનું દેવીને કથન કર્યું. પછી દેવીએ ત્હેમને કહયું કે, ત્હમારા પરાક્રમની લીલા કાંઇક મ્હને પણ બતાવો. મત્સ્યેન્દ્રે ઠીક એમ કહીને નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્ર છોડીને તથા આકર્ષિન કરીને બતાવ્યાં અને ત્હેમને સંતુષ્ટ કીધાં. તે સ્થાન પર મત્સ્યેન્દ્ર ત્રણ દિવસ સુધી રહ્યા હતા. જ્યારે જવાને નીકળ્યા, ત્યારે દેવીએ પણ ત્હેમને સ્પર્શાસ્ત્ર અને ભિન્નાસ્ત્ર પ્રસાદ તરીકે આપ્યાં. તે લઇને, દેવીને સાષ્ટાંગ નમન કરીને મત્સ્યેન્દ્ર આગળ ચાલતા થયા.

માર્ગમાં જતાં જતાં દ્વાદશમલ્હાર નામના વનમાં, એક મંદિરમાં જ્યારે રાત્રે સૂઈ રહ્યા હતા, ત્યારે મધ્યરાતે અનેક ભૂતગણને વૈતાલના દર્શનને માટે હાથમાં દીવી લઇને નીકળેલા ત્હેમણે દીઠા. તે સર્વને વશીભૂત રાખવા સારૂ, મત્સ્યેન્દ્રે સ્પર્શાસ્ત્રવડે તે સઘળા ભૂતોને પહાડ જેમ બીલકુલ હાલી કે ચાલી શકતો નથી, તેમ જમીનની સાથે ચોંટાડી દીધા. આણીતરફ વૈતાલે પોતાના ગણોને કહયું કે, આજે ભૂતગણ સઘળા આવ્યા નથી, તેનું શું કારણ છે? તે જોઈ આવો. તેઓ આવીને પેલા ભૂતોની અવસ્થા જોઇને પૂછવા લાગ્યા કે, ભાઇ! આ શી ત્હમારી અવસ્થા થઈ? ભૂતોએ કહયું કોઇ સિદ્ધની આ કરામત છે. હમારા પગ જમીનમાં દટાઇ ગયા સરખા થઇ ગયા છે, બીલકુલ ઉપડી શકતા નથી, એવો કોણ સિદ્ધ છે? ત્હેને જોવો જોઇએ, એજ હેતુથી તે બીજા ગણ શોધ કરવા લાગ્યા, ત્યારે મત્સ્યેન્દ્ર ત્હેમની નજરે પડયા. ત્હેમનું ઉગ્ર સ્વરૂપ જોઇને, એજ મહાસિદ્ધ છે એવું જાણીને, ત્હેમની પાસે જઈ તેઓ સઘળા પેલા ભૂતોનો બંધનમાંથી છૂટકારો કરાવવાને માટે પ્રાર્થના

કરવા લાગ્યા. મત્સ્યેન્દ્રે કહ્યુ, ત્હમે કેવી રીતે છુટી ગયા? તેઓએ કહ્યું, હમે વેતાલની પાસે હતા, અને એ ભૂતોની શોધ ખાતર આવ્યા છીએ. આપ જલદી એમનો છૂટકારો કરો તો સારૂં. નહિ તો હમારા પ્રભુ વૈતાલનો પ્રભાવ ઘણો છે, એમના હાથે નાહક આપની દુર્દશા થશે. ત્યારે તો મત્સ્યેન્દ્રે કહ્યું કે, વૈતાલને જઇને કહેજો કે, ત્હમારૂં શું પરાક્રમ છે, તે હમને બતાવો, અને ત્હમારા ગણોનો છૂટકારો કરી લ્યો.

તે ભૂતગણોએ વૈતાલને સમાચાર કહ્યા, ત્યારે તે પણ ઘણો ક્રોધાયમાન થઇને, અનેક ગણોની સાથે ત્યાં આવ્યો અને ભયંકર ભૂતચેષ્ટા શરૂ કીધી. ત્હેને જોઇ, મત્સ્યેન્દ્રનાથે વજ્રાસ્રમંત્રનો જપ કરીને, વિભૂતિ મંત્રિત કીધી, અને પોતાની ચારે તરફ રેષા કાઢી તથા વજ્રશક્તિ માથે ધારણ કીધી; તેને લીધે એમની પાસે આવવાનું ત્હેમનામાં સામર્થ્ય રહ્યું નહિ. દૂર રહ્યા રહ્યાજ મત્સ્યેન્દ્રનાપર અનેક પ્રયોગો કીધા, પરંતુ ત્હેમનો પ્રભાવ ત્હેમનાપર કાંઈ પણ ચાલ્યો નહિ. બાદ મત્સ્યેન્દ્રે તે સઘળા ભૂતગણોને સ્પર્શાસ્રથી જમીનની સાથે કબજે કરી દીધા, ત્યારે વૈતાલ સમેત સઘળાજ ત્હેમને શરણે આવ્યા, અને પ્રાણ બચાવવા સારૂ પ્રાર્થના કરવા લાગ્યા. એટલુંજ શું? પરંતુ તેઓએ કહ્યું કે, ત્હમે જે આજ્ઞા કરશો તે હમે માનીશું એમાં કદી અંતર થશે નહિ. હમારૂં સ્મરણ કરતાંવારને હમે ત્હમારી પાસે હાજર થઇશું. તે સાંભળીને મત્સ્યેન્દ્રે કહ્યું કે, સાબરી વિદ્યાપર મ્હેં કવિત્વ કર્યું છે, માટે તે મંત્ર મુજબ કાર્યની સિદ્ધિ થાય તેટલા ખાતર, ત્હમારે મંત્રનો જપ કરનારાને સહાય કરવી જોઇએ. વૈતાલાદિ ભૂતગણોએ વાત કબૂલ કીધી, ત્યારે તે મંત્રની સિદ્ધિને માટે ત્હેમનું ભક્ષ્ય ત્હેમને કહીને, મંત્રની સિદ્ધિ ગ્રહણ સમયમાં થાય, એ પ્રમાણે નિશ્ચિત કરી દેવામાં આવ્યું. બાદ મત્સ્યેન્દ્રે તે સર્વનો છુટકારો કરી દીધો, અને તેઓ પણ ત્હેમની સ્તુતિ તથા જયજયકાર કરતા ત્યાંથી જતા રહ્યા.

વૈતાલાદિ ભૂતગણોને પ્રસન્ન કરીને, મત્સ્યેન્દ્રનાથ કોંકણ પ્રાન્તમાં

આવ્યા, અને ત્યાં કુડાળ ગામની પાસે મહાકાલિકાદેવીનાં દર્શનને માટે ગયા. શંકરના હાથમાં કાલિકાઅસ્ત્રની સ્થાપના ત્યાં કરવામાં આવી હતી, તેથી કાલિકાદેવી એવુંજ ત્હેમનું નામ પડયું હતું. ત્યાં મત્સ્યેન્દ્રે જઇને પ્રાર્થના કીધી કે, હે કાલિકા ! મ્હેં મંત્રકાવ્ય કર્યું છે, ત્હેને તું સહાય થઇને વરદાન આપ, અને મ્હારા હાથમાં વાસ કર. આવું ભાષણ સાંભળીને, ત્હેમણે કોપથી ભાષણ કર્યું કે, હું શંકરના હાથમાં નિવાસ કરનારૂં શસ્ત્ર ત્હારા હાથમાં કેવી રીતે આવીને રહું ? તું અહીંથી ચાલ્યો જા. મ્હને નાહક સતાવશે, તો પ્રાણ ખોઈ બેસશે. પછી મત્સ્યેન્દ્રને સંતાપ થયો, અને ત્હેમણે કહયું કે મ્હારૂં સામર્થ્ય જો ! મ્હને નાનો અને મનુષ્ય જાણીને, તું આ પ્રમાણે કહે છે, પરંતુ વામને જેવી બલિરાજાની સ્થિતિ કીધી હતી, તેવીજ ત્હારી થશે. ત્યારબાદ કાલિકાનો અને મત્સ્યેન્દ્રનો યુદ્ધપ્રસંગ ચાલ્યો, અને તેમાં મત્સ્યેન્દ્રે કાલિકાને જર્જર કીધી, અને વાતાકર્ષક પ્રયોગથી ત્હેનો શ્વાસોચ્છવાસ બંધ કરી દીધો; ત્યારે ત્હેણે શંકરની પ્રાર્થના કીધી, અને તેઓ પણ પ્રગટ થયા. મત્સ્યેન્દ્રે ત્હેમને નમસ્કાર કર્યા, અને પોતાનો હેતુ સમજાવ્યો. બાદ શંકરજીએ મત્સ્યેન્દ્રને કહયું કે, તહમારા અસ્ત્રને પહેલાં ખેંચી લો, અને કાલિકાને સાવધ કરો. મત્સ્યેન્દ્રે પોતે કરેલા પ્રયોગને સમેટી લીધો, ત્યારે દેવીએ સાવધ થઇ, શંકરને નમસ્કાર કર્યા. પછી શંકરે તે કાલિકાશક્તિને કહયું કે, મ્હારા હાથમાં જે પ્રમાણે તું રહેતી હતી, તેજ પ્રમાણે આ મત્સ્યેન્દ્રના હાથમાં રહીને, એમને સહાય કરજે. ત્હેણે એમનું વચન માન્ય કીધું, અને મત્સ્યેન્દ્રને આલિંગન દઇને કહયું કે, હું તહમને સર્વ પ્રકારે સહાય કરીશ. બાદ, શંકર અંતર્ધ્યાન થઈ ગયા અને મત્સ્યેન્દ્રનાથ ત્યાંથી આગળ હરેશ્વરસ્થાનમાં ચાલ્યા ગયા.

ત્યાં ગદાતીર્થમાં સ્નાન કીધું, ત્યારે વીરભદ્રની મુલાકાત થઈ, અને ત્હેમણે મત્સ્યેન્દ્રને પાખંડી સમજીને, ત્હેમની નિન્દા કીધી, ત્યારે બન્નેનું યુદ્ધ થયું. બન્ને જણા શસ્ત્રાસ્ત્રમાં ઘણા કુશળ હતા, તેથી

એમની લઢાઇથી લોકોને ઉપદ્રવ થશે, એવું જાણીને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા ઇન્દ્રાદિ દેવ ત્યાં પ્રગટ થયા અને ત્હેમનું સમાધાન કરીને સખ્યત્વ બનાવી દીધું. ત્યારે મત્સ્યેન્દ્રે વીરભદ્રને પોતાની સાબરીવિદ્યાને સહાય કરવાનું કહયું, અને તે ત્હેમણે કબૂલ કીધું. ત્યાં મત્સ્યેન્દ્રને વિષ્ણુ પાસેથી ચક્ર, શંકર પાસેથી ત્રિશૂલ, બ્રહ્મદેવ પાસેથી શાપાદપીઅસ્ત્ર (વાણીમાંથી જે અક્ષર નીકળે તે સત્ય થાય એવા પ્રકારનું) મળ્યું. ઇન્દ્ર પાસેથી વજ્રાસ્ત્ર સંપૂર્ણ મળી ગયું. કુબેરે સિદ્ધિમંત્ર, વરૂણે જલનોમંત્ર, અગ્નિએ અગ્નિમંત્ર વગેરે ત્હેમને બક્ષિસ કર્યાં. વિમાનમાં બેસીને, દેવો જ્યારે નીકળ્યા, ત્યારે ત્હેમણે મણિકર્ણિકા (સ્વર્ગંગા)ના સ્નાનની ઇચ્છા બતાવી, અને વિષ્ણુ ત્હેમને વિમાનમાં બેસાડીને વૈકુંઠમાં લઇ આવ્યા. ત્યાં કેટલોક સમય રહ્યા બાદ, કૈલાસની ઉપર શંકરની પાસે, તથા અમરાવતીમાં પણ રહ્યા હતા. ત્યારબાદ, ત્હેમને વિમાનમાં બેસાડીને, દેવતાઓએ પૃથ્વીપર લાવીને છોડી દીધા.

ફરતાં ફરતાં મત્સ્યેન્દ્રનાથ કૈકટદેશમાં વજ્રાદેવીની પાસે આવી પહોંચ્યા, તો ત્યાં ત્રણુસો સાઠ ઉના પાણીના કુંડ ત્હેમની નજરે પડ્યા. તે બધામાં ન્હાઇને, દેવીના મંદિરમાં જઇને પુજારીઓને તે કુંડોની હકીકત પૂછી ત્યારે તે પુજારીઓએ કહયું કે, અહીંયાં પહેલાં વશિષ્ઠજીએ યજ્ઞ કીધો હતો, તેમાં દેવો સઘળાજ આવ્યા હતા, ત્હેમના સ્નાનને માટે આ કુંડો નિર્માણ કરવામાં આવ્યા હતા. દેવોનો નિવાસ અહીંયાં બાર દિવસ થયો હતો, અને ત્હેમનાજ નામથી એ કુંડ પ્રસિદ્ધ છે. પછી મત્સ્યેન્દ્રના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે, આપણે પણ આપણા નામનો એક કુંડ નિર્માણ કરવો; અને તેથી ત્હેમણે ત્રિશૂલથી કુંડ ખોદીને, વરૂણમંત્રવડે પાતાલગંગાનું પાણી લાવીને તેને અગ્નિમંત્રવડે ગરમ કરી દીધું. ત્યાં ન્હાઇને, મત્સ્યેન્દ્રે તેજ જળ વજ્રાદેવીને ચઢાવ્યું, ત્યારે તે પ્રસન્ન થઇ, અને ત્હેણે એક માસ સુધી એમને રાખી લીધા. મત્સ્યેન્દ્રે વજ્રાદેવી એવું ત્હમારૂં નામ પડવાનું શું કારણ છે! એવું ત્હેને પૂછ્યું, ત્યારે ત્હેણે

કહ્યું કે, વશિષ્ઠના યજ્ઞમાં ઇન્દ્ર આવ્યા હતા, પરંતુ ત્હેમને ઋષિઓએ માન આપ્યું નહિ, તેથી ત્હેમણે તેઓના ઉપર પોતાનું વજ્ર છોડયું. એવું જોઇને, શ્રીરામચંદ્રે શક્તિમંત્રવડે દર્ભમંત્રિત કરીને, તે દર્ભને પેલા વજ્રપર છોડી દીધો, ત્યારે હું પ્રગટ થઇને, તે વજ્રને ગળી ગઈ. બાદ ઇન્દ્રે રામની પ્રાર્થના કીધી, ત્યારે ત્હેમને ફરી પાછું પોતાનું વજ્ર મળી ગયું. તે વખતથી દેવઋષિ વગેરે મ્હને વજ્રદેવી કહેવા લાગ્યા. એક માસ વીત્યાબાદ, દેવીની આજ્ઞા લઇને, મત્સ્યેન્દ્ર આગળ જવાને નીકળ્યા.

પછી દ્વારકામાં આવીને ગોમતીમાં સ્નાન કીધું, અને શ્રીકૃષ્ણનાં દર્શન તથા સ્તવન કરીને ત્યાંથી સરયૂ નદીને કીનારે શ્રીરામચંદ્રના દર્શનને સારૂ અયોધ્યાનગરીમાં આવી પહોંચ્યા. ત્યાં મત્સ્યેન્દ્રની પહેલાં ત્યાંનો પાશુપત રાજા પરિવાર સહિત દર્શનને માટે આવ્યો હતો, તેથી ભીડ ઘણી થઇ હતી, તે છતાં તેમાંથી મત્સ્યેન્દ્ર સૌથી આગળ દરવાજા સુધી આવી પહોંચ્યા. ત્યા દ્વારપાળોએ ત્હેમને અટકાવ કર્યો, અને અપશબ્દ બોલીને પાછળ હઠાવી દીધા કે જ્યાં જાય છે? રાજા દર્શન પૂજા કરે છે તેની તહને ખબર નથી? ચાલ્યો જા અંહીથી. દ્વારપાળપણું પૂર્વ જન્મના પાપોનો એક સામટો સંગ્રહ થયાં વગર પ્રાપ્ત થતું નથી. શ્વાન યોનિ કયાં પુણ્યથી મળે છે? તેજ પ્રમાણે, 'ધર્મ, દેવ અને બ્રહ્મણ વગેરેના અપમાનનો હેતુ અને પોતે ડૂબી, યજમાનને પણ ડૂબાડનારી' દ્વારપાલના પુણ્ય સંચયથી પ્રાપ્ત થતી નથી. રાજાના દ્વારપાળ જ્યારે કૂતરાની પેઠે મત્સ્યેન્દ્રના શરીર ઉપર તૂટી પડયા, ત્યારે ત્હેમણે વિચાર કર્યો કે, એકલા રાજાને દંડ કરીશું, તો આ બધાને કર્યાં બરોબર થશે; સોયની પાછળ તાકો આવે છેજ.

ત્યારપછી, મત્સ્યેન્દ્રે સ્પર્શાસ્ત્રથી વિભૂતિ મંત્રીને રાજા ઉપર છોડી દીધી, ત્યારે રાજા જે અંદર શ્રીરામને સાષ્ટાંગ દંડવત્ કરી રહ્યો હતો, તે ઉઠી શક્યો નહિ. ત્હેનું શરીર જમીનની સાથે ચોંટી જવાથી,

બીલકુલ હાલી ચાલી શક્યું નહિ. ત્યારે રાજા ઘણો દુઃખી થઇને, પોતાના માણસોને, પોતાનો છુટકારો કરવાનું કહેવા લાગ્યો, પરંતુ કોઇ ત્હેને જમીન પરથી ઉઠાવી શક્યું નહિ. મંત્રી વગેરે પાસે હતા, ત્હેમણે વિચાર કર્યોકે, એકાએક આવો ચમત્કાર થયો. માટે એ ઇશ્વરની કૃતિ હોવી જોઇએ, અથવા કોઇ સિદ્ધ મહાત્માની ચમત્કૃતિ હશે. શોધ કરવા લાગ્યા, ત્યારે કોઇ જોગીનું અપમાન કરીને ત્હેને મંદિરમાં નહિ આવવા દીધાના વૃત્તાન્તની ખબર પડી. પરમાત્માથી પોતાના ભક્તનો છળ સહન થતો નથી એ પ્રમાણે મંત્રીએ વિચાર કરીને, મત્સ્યેન્દ્રની તપાસ કીધી, અને ત્હેમની પાસે જઇને સાષ્ટાંગ નમન તથા પ્રાર્થના કરીને રાજાપર કૃપા કરવાનું કહ્યું. મત્સ્યેન્દ્રે ઝટ વિભક્તાસ્ત્રમંત્રથી વિભૂતી મંત્રિત કરીને રાજાની ઉપર ફેંકી દીધી, એટલે રાજા સત્વર ઉભો થઇ ગયો. બાદ રાજાએ મંત્રીને પૂછ્યું કે મ્હારી આવી સ્થિતિ શા કારણથી થઇ હતી? ત્યારે મંત્રીએ કહ્યું કે, દ્વારપાળ સિપાઇઓએ કોઇ જોગીનું અપમાન કરવાથી, ત્હેણે આવો ચમત્કાર કર્યો હતો.

બાદ, રાજા જ્યાં મત્સ્યેન્દ્રનાથ હતા, ત્યાં આવ્યો, અને નમસ્કાર કરીને નામગામ પૂછવા લાગ્યો અને પો તાનાપર કૃપા કરવા સારૂ પ્રાર્થના કરવા લાગ્યો. મત્સ્યેન્દ્રે પોતાનું વૃત્તાન્ત કહી સંભળાવ્યું, ત્યારે રાજા ત્હેમને રાજમંદિરમાં લઇ ગયો, અને ત્હેમની પૂજા વગેરે કરીને ત્હેમને પ્રસન્ન કરી લીધા. પછી મત્સ્યેન્દ્રે રાજાને પૂછ્યું કે, તહમારી શી ઇચ્છા છે? રાજાએ કહ્યું આપનું સામર્થ્ય અગાધ છે, તેથી શ્રીરામચંદ્રના મ્હને પ્રત્યક્ષ દર્શન કરાવો. ત્યારબાદ મત્સ્યેન્દ્રે તે રાજાને શ્રીરામચંદ્રનાં સાક્ષાત્ દર્શન કરાવી દીધાં.

આ પ્રમાણે ઘણા લાંબા વખત સુધી આખી પૃથ્વી ઉપર ફરીને, અનેક તીર્થક્ષેત્ર વગેરેને વિષે ત્હેમણે સંચાર કીધો તથા ઘણા લોકો ઉપર અનુગ્રહ પણ કીધો. વિશ્વામિત્રની પેઠે કઠીણ તપશ્ચર્યા કરીને, એમણે સઘળા

દેવતાઓને પોતાને વશ કરી લીધા હતા, અને તેઓની પાસેથી નાનાં પ્રકારનાં વરદાન પણ સંપાદન કર્યાં હતાં. સાબરીવિદ્યા ઉપર અનેક પ્રકારના મંત્રનું કવિત્વ કરીને, તેનાથી નાના પ્રકારની કાર્યસિદ્ધિ કરી લેવાનું સાધન નિર્માણ કરી રાખ્યું હતું. એ સાબરીવિદ્યાના ચમત્કાર સો વર્ષ પહેલાં ઘણા જોવામાં આવતા હતા; હાલ પણ ક્વચિત્ જોવામાં આવે છે ખરા. વિશેષે કરીને એ મંત્રોના નિયમ પળાવવા બહુ કઠીણ હોવાથી, હાલ જો કે કોઈની પાસેથી મંત્ર મળે છે, તો પણ તેમનાથી કાર્ય બરાબર સિદ્ધ થતું નથી. જે ગુરૂને મંત્રની સિદ્ધિ પ્રાપ્ત થઈ છે, તેના મુખદ્વારાજ જો વિધિપૂર્વક શિષ્યને મંત્રનો લાભ થાય, અને તે એ મંત્રના નિયમને જાણી શકે, તોજ તેની સિદ્ધિમાં સંશયને અવકાશ રહે નહિ. અસ્તુ !

**इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंदसरस्वती शिष्य श्री दत्तात्रेय विरचिते नवनाथचरित्रे द्वितीयभागे मत्स्येन्द्रोत्पत्तितीर्थाटनशैवतवरदानादिवर्णनं नाम प्रथमोऽध्यायः ॥ १ ॥**

**॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥**

**॥ इति शिवम् ॥**



## ॥ द्वितीयोऽध्यायः ॥

**लोकोत्तरानुकंपी[1] अनपार्थ[2] विभूतिरचित[3] गोरक्षः[4] ।**
**मत्स्येन्द्रो[5] न विरक्तं[6] कं[7]कं कुरुते रक्ताक्षपातेन[8] ॥सु. श्लो.॥**

જેમનામાં અતિશય કરૂણા હતી, તથા જેમણે અમોઘ ભસ્મથી ગોરક્ષને નિર્માણ કર્યો હતો, એવા મત્સ્યેન્દ્ર, પોતાના નેત્રકટાક્ષથી કોને કોને વિરક્ત કરતા નથી? અર્થાત્ જેટલા જેટલા ત્હેમના સમાગમમાં આવ્યા, તે સર્વને ત્હેમણે વિરક્ત બનાવી દીધા. (આ શ્લોકમાં શ્લેષપદો છે, તેમના બીજા અર્થ અને પદચ્છેદ નીચે દર્શાવ્યા છે તે જોઇ લેવા). દૃષ્ટાન્તમાં સમજવાનું એવું છે કે મત્સ્યેન્દ્ર યાને મત્સ્યદેશનો રાજા વિરાટ, તે પણ લોક (પ્રજા) તથા પોતાના ઉત્તર પુત્રપર અત્યંત કૃપા કરતો હતો. તથા પાર્થરૂપ સંપત્તિએ એની ગાયોની રક્ષા કીધી હતી. અને એણે પોતાના હાથના અક્ષ (પાસા)થી કંક ભટજીને વિશેષ રક્તયુક્ત કર્યા હતા. એનું વૃત્તાન્ત એવું છે કે:—

અજ્ઞાતવાસમાં પાંડવો વિરાટ રાજાને ઘેર રહ્યા હતા, ત્યારે તેઓની શોધ કરવાને ખાતર કૌરવોએ ત્યાંની ગાયોનું હરણ કર્યું હતું. સહુથી પહેલાં, દક્ષિણદિશાની ગાયોને સુશર્મા નામનો સંશપ્તક હરી ગયો, તે વખતે રાજા વિરાટ ધર્મ ભીમ, નકુલ, સહદેવની સાથે (જેઓ કંકભટ્ટ,

---

૧. **लोकोत्तर-अनुकंपी (पक्षे) लोक-उत्तर-अनुकंपी.**
૨. **अन्-अपार्थ**, અમોઘ તથા પાર્થયુક્ત. ૩. ભસ્મ, (બીજા અર્થમાં) સંપત્તિ. ૪. ગોરક્ષનાથ (બીજા અર્થમાં) ગાયના છાણાની રાખ. ૫. મત્સ્યેન્દ્ર (બીજે અર્થે) વિરાટ રાજા. ૬ વિરાગી, (બીજા અર્થમાં) વિશેષ રક્તયુક્ત. ૭. મત્સ્યેન્દ્રના અર્થમાં આ પદ છુટા છુટા, પરંતુ વિરાટના અર્થમાં **'कंक'** એકપદ સમજવું, અર્થાત્ કંકરૂપ ધર્મરાજાને. ૮. **रक्त-काक्षः (पक्षे) रक्तकः अक्षः** (વિશેષ અર્થ ઉપર લખેલો છેજ.)

બલ્લવ, અશ્વપાળ અને તંતિપાલ નામ ધારણ કરીને અને વેશ બદલીને રહ્યા હતા, ત્હેમને લઇને) યુદ્ધ કરવાને માટે ગયો. ત્યારબાદ કૈરવાદિક ઉત્તર દિશામાં આવીને, ગોવાળીઆઓને મારી કૂટીને સઘળીજ ગાયોને લઇ ગયા. તે વખતે નગરમાં તેઓની સાથે લઢવાને કોઇ ધનુર્ધારી યા સૈનિક ન હતો, તેથી રાજાનો પુત્ર ઉત્તર બૃહન્નટ નામના સારથી (જે અર્જુન હતો તે) નેજ લઇને યુદ્ધ કરવા ગયો; પરંતુ કૈરવોની સેનાને જોઇને તે ભયભીત થઇ ગયો. તે વખતે અર્જુને તેને ધીરજ આપી, અને પોતાનો નટવેષ છોડીને પૂર્વરૂપ પ્રગટ કીધું, તથા કૈરવોની સાથે લડીને તેઓનો પરાજય કીધો, અને સઘળીજ ગાયોને પાછી લઇ આવ્યો. નગરમાં આવતી વખતે પહેલાંની માફક બૃહન્નટ વેષમાં તે સારથી થઇને બેઠો, અને ઉત્તર રથી (રથમાં બેસનારો) થયો.

એ બન્ને જણાના આવતાં પહેલાં આણી તરફ સર્વની સાથે નગરમાં આવીને શોધ કરતાં, વિરાટ રાજાને પોતાનો પુત્ર લઢવાને સારૂ ગયો છે, એવી ખબર મળી. એટલામાં દૂતોની મારફત ખબર પડી ગઇ કે રાજકુમાર ઉત્તર કૈરવોને પરાજય પમાડીને, ગાયોને છોડવી લઇને આવે છે, ત્યારે તો ત્હેના આનંદનો પાર રહ્યો નહિ. કેમકે, ભીષ્મ દ્રોણ કૃપ દ્રૌણી વગેરેને જીતીને મ્હારો પુત્ર વિજયી થયો, તો મ્હારા સમાન ધન્ય બીજો કોણ છે? આવા સમાચાર મળતાંવારને રાજાએ પુત્રને નગરીમાંથી બારે ઠાઠમાઠથી લાવવાને માટે મંત્રીને કહ્યું, અને નગરીને શણગારવામાં પણ આવી તથા કંકભટ્ટની સાથે પોતે આનંદભેર બાજી ખેલવા બેઠો. રમતાં રમતાં કંકભટ્ટજીની આગળ પોતાના પુત્રના પરાક્રમનું વર્ણન કરવા માંડયું કે, જુઓ! કંકભટ્ટજી! મ્હારો પુત્ર નાનો, પણ એણે એકલાએ કૈરવોનો પરાભવ કરી નાંખ્યો. કંકને તો સત્ય હકીકતની ખબર હતીજ કે બૃહન્નટ (અર્જુન) સાથે ગયો છે, તેનોજ આ પ્રભાવ છે. પછી કંકભટ્ટજીએ કહ્યું કે, રાજા! ભીષ્મ દ્રોણાદિકોને જીતવાનું ઇન્દ્રાદિ દેવોનું પણ સામર્થ્ય નથી, તો ત્હમારા પુત્રની તે શી વાત કરવી!

એ બધું કામ બૃહન્નટ સારથીનું છે. જ્યાં જ્યાં તે જાય છે, ત્યાં ત્હેને યશજ મળે છે. ખાંડવવનનું અગ્નિ ભક્ષણ કરી રહ્યો હતો, તે સમયે પણ એ અર્જુનની સાથે હતો, તો તે વખતે પણ એનેજ યશની પ્રાપ્તિ થઇ હતી, અને દેવોનો પરાભવ થયો હતો.

આટલું સાંભળીને વિરાટને કોપ ચઢ્યો, અને ત્હેણે કહ્યું કે કંક-ભટ્ટજી! ત્હમને શું બોલવું અને શું નહિ તેનું ભાન નથી, સાર અસારનું જ્ઞાન નથી, તેથીજ મ્હારા પુત્ર કરતાં એ ષઢ બૃહન્નટની વિશેષ તારીફ કરો છો, પરન્તુ એવું ના બોલવું જોઇએ. તેમ છતાં, કંકભટ્ટજીએ ત્હેનું વર્ણન કરવાનું છોડયું નહિ, તેથી રાજાએ પોતાના હાથમાં જે હાથીદાંતનો અક્ષ (પાસો) હતો, તે કંકના કપાળ ઉપર જોસથી મારતાં તેમાંથી લોહી વહેવા લાગ્યું. આ પ્રકારના વૃત્તનું કવિએ **अनपायेविभूतिरचित-गोरक्षः' तथा 'मत्स्येन्द्रो न विरक्तं कंकं कुरुते'** એ બન્ને પાદમાં વર્ણન કરી દીધું છે. સારાંશ, મત્સ્યેન્દ્રનાથના દર્શનથી, ઉપદેશથી અને કૃપાદૃષ્ટિથી સંસારને વિષે વિરક્તતા (વૈરાગ્ય) અને પરમપદમાં વિશેષ અનુરક્તતા (પ્રીતિ) ઉત્પન્ન થતી હતી, એવો ભાવ સમજી લેવો. હવે વિરક્તિ શબ્દનો મુખ્ય અર્થ જે મહાત્માઓએ કહ્યો છે, તે બતાવીશું.

**न विरक्ता धनैस्त्यक्ता न विरक्ता दिगंबराः।**
**विरोधरक्ताः स्वपदे ते विरक्ता मता मम॥**

વ્યવહારમાં દ્રવ્ય વગેરેનો ત્યાગ કરનારાઓને વિરક્ત (વૈરાગ્યવાન્) કહે છે; પરંતુ કેવળ બાહ્યધનાદિનો ત્યાગજ જો વિરક્તતાનું લક્ષણ હોય, તો નિર્દ્રવ્ય (ભીખારી લોકો) ક્યાં વિરક્ત હોય છે? તેમજ દિગંબર (વસ્ત્રરહિત) પણ વૈરાગ્યવાન્ હોતા નથી. કેમકે, બાળક નાગુંજ ફરે છે, પરંતુ ત્હેનામાં ક્યાં વૈરાગ્ય હોય છે? એટલા માટેજ, મહાપુરૂષો કહે છે કે, ભાઇ! જે મનુષ્યો સ્વ-પદ (આત્મરૂપ)ને વિષે અત્યંત આસક્ત થાય છે, અથવા પોતપોતાના અધિકારને છાજે તેવી રીતે વર્ણાશ્રમ વગેરેના આચાર તથા કર્મને વિષે, 'પોતાના સ્વરૂપની સ્થિતિનું ભાન રાખીને'-

મિથ્યાદૃષ્ટિ કરીને પ્રવૃત્ત થાય છે, અર્થાત્ લોકોની દૃષ્ટિએ આસક્ત થએલા જેવા જણાતા છતાં સ્વસ્વરૂપને વિષેજ અત્યંત આસક્ત હોય છે, તેઓજ હમારી દૃષ્ટિએ વિરક્ત છે. કેવળ બહારના ત્યાગમાત્રથી હમે વૈરાગ્યવાન્ ગણતા નથી. એવા વિ–રક્ત પુરૂષો કેટલા જોવામાં આવ્યા છે, તથા આવે છે અને આવશે ? એને માટે દરેક મનુષ્યે પોતાના મનનેજ એકાંતમાં પૂછીને ખુલાસો કરી લેવો. મત્સ્યેન્દ્રનાથ આવીજ કોટીના વિ–રક્ત મહાત્મા હતા, અને જેમનાપર એમની કૃપા થતી ત્હેમને પોતાની પેઠે સ્વપદને વિષે વિશેષ અનુરક્ત કરી દેતા હતા. અસ્તુ !

બાર વરસ સુધી પૃથ્વીપર પર્યટણ કરીને પછી ચંદ્રગિરિ નામના ગામમાં કે જ્યાં એમણે સરસ્વતી માઇને વિભૂતિ મંત્રીને આપી હતી, ત્યાં આગળ આવી પહોંચ્યા, અને ભિક્ષા માંગવા લાગ્યા. આખરે તે સ્ત્રીના ઘર પાસે આવીને જ્યારે ‘ અલખ નિરંજન ’નો પોકાર કર્યો, ત્યારે સરસ્વતી માઇ ભિક્ષા લઇને આવી અને તેને ઝોળીમાં નાંખી. મત્સ્યેન્દ્રે પૂછ્યું કે, માઇ ! ત્હારો છોકરો ક્યાં છે તે બતાવ. ત્હેણે કહ્યું મહારાજ ! હજી સુધી મ્હને છોકરો નથી થયો. ત્હેમણે કહ્યું, તું જુઠું શા સારૂ બોલે છે ? મ્હેં તહને વિભૂતિ ખાવા આપી હતી, તે તેં ખાધી કે નહિ ? ખરેખરૂં કહે. ખાધી હોય, તો પુત્ર થયા વગર રહેજ નહિ, એવો તેનો પ્રભાવ છે. ત્યારે તો તે ગભરાઈ ગઈ, અને ત્હેનું શરીર કંપી ઉઠ્યું, અને આંખોમાંથી આંસુ પડવાં લાગ્યાં. વખતે શાપ તો નહિ દઈ દે ? એવો ત્હેને ભય ઉપજ્યો, અને તેથી ત્હેણે મૌન ધારણ કર્યું. મત્સ્યેન્દ્રે કહ્યું, માઈ ! સત્ય બોલજે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ–

॥ દોહા ॥ સાંચ બરોબર તપ નહિ ઝુટ બરોબર પાપ ।
જાકે હૃદયા સાંચ હૈ તાકે હૃદયા આપ ॥
સાંચે શ્રાપ ન લાગહિ સાંચે કાલ ન ખાય ।
સાંચેકો સાંચા મિલે સાંચે માંહિ સમાય ॥

સત્ય ભાષણ સમાન બીજું કોઇ તપ નથી, અને જુઠા બરાબર પાપ નથી. જેના હૃદયમાં સત્યનો વાસ હોય છે, ત્હેના હૃદયમાં પરમાત્મા ખુદ વિરાજે છે. સત્ય ભાષણ બોલનારાને કોઈ શ્રાપ દે, તોપણ તે ફળતો નથી, તથા સત્યને કાલ પણ કશું દુઃખ દઈ શકતો નથી. સત્ય ભાષીને સત્ય પરમાત્મા મળે છે અને સદ્રૂપ પરમાત્માને વિષે આખરે ત્હેની સ્થિતિ થાય છે. માઇ ! મનુષ્ય જન્મમાં પરોપકાર કરવો જોઇએ, પરંતુ તે જો ન બની શકે, તોપણ અપકાર નહિ કરે, તોયે ચાલશે. ધર્મ કરવો જોઇએ, પરંતુ પોતાને હાથે ન થતો હોય તો, બીજાને તેમ કરતાં અટકાવવો નહિ. વૃક્ષ પોતાને હાથે ઉગાવી શકાય તેમના હોય, તોપણ પોતાના હાથથી તોડવું તો નહિજ. સારાંશ, બીજું કાંઇ સત્કર્માચરણ આપણે હાથે નહિ થતું હોય, તો એટલું તો કરવુંજ કે જુઠું કદિયે નહિ બોલવું. મત્સ્યેન્દ્રનો ઉપદેશ સાંભળીને, સરસ્વતીએ વિચાર કર્યો કે, હવે જે કાંઇ થવાનું હોય તે થાય. પરંતુ સાચેસાચું કહી દેવું. પછી ત્હેણે કહ્યું, મહારાજ ! મ્હારાથી મોટો અપરાધ થયો કે મ્હેં આપની પ્રાર્થના કીધી, તેથી આપે મ્હારાપર કૃપા કરીને પુત્રને સારૂ વિભૂતિ મંત્રીને આપી, પણ હું કેવી અભાગણી કે તેનાપર મ્હારો વિશ્વાસ બેઠો નહિ તેથી મ્હેં મ્હારી આજુબાજુની સખીઓને પૂછ્યું, અને ત્હેમણે મ્હારા મનમાં વધારે વહેમ ઘાલી દીધો, જેથી મ્હેં એ વિભૂતિને ચૂલામાં ફેંકી દીધી.

સાંભળતાંવારને મત્સ્યેન્દ્રને ખેદ ઉપજ્યો, અને ત્હેમણે ત્હેનો ધીક્કાર કર્યો. માઈ ! ત્હારે ખાતર મ્હેં આદિત્યમંત્રથી વિભૂતિ મંત્રીને ચૂલામાં ફેંકી દીધી એ કેટલું બધું આશ્ચર્ય ? ! અભાગી રસ્તાપર થઇને ચાલતો હોય, અને આગળ સોનાનો ઢગલો આવ્યો હોય, તોપણ ત્હેને ત્યાં આગળ આંધળાની માફક આંખ મીચીને ચાલવાની બુદ્ધિ થાય છે; અથવા કલ્પવૃક્ષની છાયામાં બેસીને ભીખ માંગવાની ઇચ્છા થાય છે, તેજ પ્રમાણે ત્હને પણ દૈવથી આવી બુદ્ધિ સૂઝી. અસ્તુ ! માઈ !

તે ચૂલાની રાખ ત્હેં જ્યાં કાઢીને ફેંકી દીધી હોય, તે સ્થાન મ્હને બતાવે તો સારૂં થાય. જે વાત બની તે તો બની. તેને માટે ત્હારાપર કોપ કરવાથી શો ફાયદો થવાનો હતો? આટલું સાંભળીને સરસ્વતીએ કહ્યું, મહારાજ! પાછળ વાડામાં ખુલ્લી જગ્યા છે, ત્યાં દરરોજ ગોબર, રાખ, કચરો વગેરે કાઢીને ફેંકી દઇએ છીએ, તેજ જગ્યાએ ચૂલાની રાખ પણ ફેંકી દીધી હતી. એ સ્થાન જો આપને જોવું હોય, તો હું આપને બતાવું, પણ તે વાતને બાર વરસ થયાં, તો એ સ્થાન જોવાથી હવે શો ઉપયોગ? મત્સ્યેન્દ્રે કહ્યું, ભલે! ચોવીસ વર્ષ કયાં ન વીતી ગયાં હોય? હમારી વિભૂતિ નિષ્ફલ થશેજ નહિ. તેનાથી ત્યાંજ પુત્ર ઉત્પન્ન થએલો હોવો જોઇએ.

પછી બન્ને જણાં, ઘરની પાછળ જે ખુલ્લી જગ્યા હતી અને જ્યાં ગોબર માટી કચરો તથા રાખોડી વગેરેનો મોટો ઢગલો પડી રહ્યો હતો, ત્યાં આગળ ગયાં, અને 'આજ રાખ ફેંકવાનું સ્થાન છે' એમ ત્હેણે મત્સ્યેન્દ્રને કહ્યું. બાદ ત્યાં ઉભા રહીને મત્સ્યેન્દ્રનાથે 'અલખનિરંજન'નો પોકાર કરતાં જમીનમાંહેથી 'આદેસ આદેસ' એવો અવાજ નીકળ્યો. મત્સ્યેન્દ્રનાથે તે સાંભળીને કહ્યું, હે 'હરિનારાયણ' બહાર આવો. ત્હમારો જન્મ આ ગોબર (છાણ) અને રાખમાં થયો છે, માટે ત્હમારૂં નામ ગોરક્ષ એવું મ્હેં રાખ્યું છે. ગોરક્ષે કહ્યું, મહારાજ! ઉપર ગોબર, માટી તથા રાખોડીનો ઘણો ભાર છે, તે કાઢી નાંખો, ત્યારે બહાર આવું. પછી લોકોને બોલાવીને ત્યાંનો ગોબર વગેરે કચરો દૂર કરી દેતાં ગોરક્ષનાથની મૂર્તિ બાલસૂર્યની માફક તેજઃપુંજ પદ્માસન ઉપર બેઠેલી જોવામાં આવી. લોકો જોઇને આશ્ચર્ય કરે છે, અને ત્હેને નમન કરે છે. મત્સ્યેન્દ્રનાથે ત્હેને ત્યાંથી કાઢયા ત્યારે ગોરક્ષનાથે ગુરૂને સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને ગુરૂએ પણ આશીર્વાદ દીધો કે, બેટા! ચિરંજીવ થા. આવો સુંદર પુત્ર જોઇને સરસ્વતિને તથા ત્હેના પતિને બહુ દુઃખ થયું, અને વારંવાર અપરાધની ક્ષમા માગીને, તે પુત્રને સારૂ તેઓ યાચના કરવા લાગ્યા.

મત્સ્યેન્દ્રે કહ્યું, ત્હમારા પ્રારબ્ધમાં નહિ હોવાથી, ભ્રમવશાત્ ત્હમે વિભ
ફેંકી દીધી. હવે એ તો હમારો પુત્ર થયો છે, તેથી ત્હમને નહિ મ
શકે. પરંતુ ત્હમને એક પુત્ર થશે, એવો હમારો આશીર્વાદ છે.
ત્હમે ચાલ્યા જાઓ. હું આને લઇને જાઉં છું. એટલું કહીને ગોરક્ષના
સાથે લઇને, મત્સ્યેન્દ્રનાથ તીર્થાદિને વિષે યાત્રા કરવાને ચાલ્યા ગયા.

રસ્તાપર થઇને જતાં જતાં ગોરક્ષે કહ્યું, મહારાજ ! આપ મ
તારણ કરનારા બ્રહ્મતત્ત્વના ઉપદેશનું કથન કરો. મત્સ્યેન્દ્રે ક
ગોરક્ષ ! ત્હેં હજી સુધી મ્હારી કાંઇપણ સેવા કીધી નથી, અને
પણ ત્હારી પરીક્ષા કીધી નથી, તેથી એકદમ એ તત્ત્વનો ઉપ
નહિ કરી શકાય. જમીન જોઇનેજ બીજ વવાય છે, નહિ તો ઉ
બીજ પણ જમીનના દોષથી દુષ્ટ થઇ જાય છે. ચાલતાં ચાલતાં જ્ય
બપ્પોરનો સમય થઇ ચુક્યો, ત્યારે એક ગામની પાસે બહારજ બ
ગુરૂશિષ્યે ઝાડની નીચે પડાવ નાંખ્યો. મત્સ્યેન્દ્રે કહ્યું, ગોરક્ષ ! મ
બહુ ભુખ લાગી છે, માટે ગામમાં જઇને ભિક્ષા લઇ આવ અને મ
ખવડાવ. ગુરૂની આજ્ઞા થતાંજ ગોરક્ષનાથ ભિક્ષા વાસ્તે 'અલ
પોકારતા ગામમાં ગયા, અને એક બ્રાહ્મણને ઘેર આવી પહોંચ્યા. ત્હે
ઘેર ત્હેના બાપનું શ્રાદ્ધ હતું અને બ્રાહ્મણભોજન થઇ ગયું હ
તેથી ઘરની બાઇએ ગોરખનો અલખધ્વનિ સાંભળીને એક પાત્ર
બધી જાતનું અન્ન પીરસીને, ભિક્ષા તરીકે ત્હેની આગળ રજુ કર્યું
ત્યારે ગોરખનાથે તે બાઇને ધન્યવાદ આપ્યો, અને ત્યાંથી જલ
પોતાના ગુરૂની પાસે ચાલ્યો આવ્યો. ત્યાં આવ્યા બાદ, ઉત્તમ અ
ગુરુની આગળ ધરી દીધું, અને ખાવાને કહ્યું. મત્સ્યેન્દ્રે બધુંજ અ
ખાધું, પરંતુ તેમાં ત્હેમને અડદનાં વડાં જે બનાવ્યાં હતાં, તે ઘ
સુંદર લાગ્યાં. બાદ ગોરખને કહ્યું કે, આજ ત્હેં આ ભિક્ષા આણી, તેમ
મ્હને વડાં બહુ પસંદ પડયાં, માટે કાલે પણ ત્હારે ગામમાં જઇ
આવી ભિક્ષા લાવવી. ત્યારપછી, ગોરખે પ્રસાદ લીધો, અને બન્ને જણ
રાતભર ત્યાંજ પડી રહ્યા.

બીજે દિવસે પ્રાતઃકાળમાં ઉઠીને ન્હાયા બાદ, ગુરૂની આજ્ઞાથી ગામમાં ભિક્ષાને માટે ગોરખનાથ નીકળી પડ્યા, ત્યારે ત્હેણે વિચાર કર્યો કે, બીજે ઘેર જવાથી આપણું કામ થશે નહિ, તેથી કાલે જે બાઇએ ભિક્ષા આપી હતી, ત્હેને ઘેરજ જવું. બાદ તે બ્રાહ્મણને ઘેર આવીને, 'અલખ નિરંજન' નો પોકાર કરીને કહેવા લાગ્યા કે, કાલની માફક આજે મ્હને વડાંની ભિક્ષા આપજો. બાઇએ કહ્યું, આજતો મ્હારા ઘરમાં વડાં નથી. કાલે શ્રાદ્ધનો દિવસ હતો, તેથી બ્રાહ્મણોને માટે બનાવ્યાં હતાં, અને તું તે સમયે આવી પહોંચ્યો હતો, તેથી મ્હેં ત્હને ભિક્ષામાં આપ્યાં હતાં. આજે ત્હને ગમે તો પૈસા અગર લોટ આપું તે લઇ જા. ગોરખે કહ્યું, માઇ! રાજ્યાદિસંપત્તિ યા ઋદ્ધિસિદ્ધને પણ હું તુચ્છ સમજું છું, ત્યાં તમારા પૈસાની શી વાત? હું તો ફક્ત મ્હારા સદ્ગુરૂની ઇચ્છા પૂર્ણ કરવા ખાતર તમારી પાસે વડાં માંગુ છું, અને લીધા વગર જાઉં તો, એમના ચરણનાજ મ્હને સોગન છે. ત્યારે તો બાઇ બોલી ઉઠી, અરે, તું તો મ્હને કોઇ ઢોંગી સાધુ જણાય છે. કૂતરાને એક દિવસ રોટલીનો ટુકડો નાંખ્યો કે, તે જેમ દરરોજ દરવાજાપર આવીને બેસે છે, તેજ પ્રમાણે તમારા જેવા ધારી સાધુઓ એક દિવસ સારી ભિક્ષા મળી કે, દરરોજ ત્યાં આવવા લાગે છે,

ગોરખે કહ્યું, માઇ! મ્હને કૂતરા કરતાં પણ હલકો સમજો, પરંતુ તમારે દીધા વગર અને મ્હારે લીધા વગર છૂટકો નથી, એ સત્ય સમજજો. તે સાંભળીને બાઇએ કહ્યું, એવો જો તું ગુરૂભક્ત છે. અને તેને ખાતર હઠ લઇને બેઠો છે, તો ત્હારી એક આંખ કાઢીને મ્હને આપે, તો એ વાતની સત્યતાની મ્હને ખાતરી થાય. ગોરખે કહ્યું, એમાં શું છે? હમણાં હું તમને આંખ ઉખાડીને કાઢી આપું છું. બાઇએ કહ્યું, બોલવું સહેલું છે, પણ કરવું બહુ કઠીણ છે. આટલું સાંભળીને, આંગળીથી એક આંખ ગોરખે ઉખાડી નાંખી, અને ત્હેને કહ્યું કે, આ લે. ત્હેનું આ ભયંકર કૃત્ય જોઇને બાઇ ગભરાઇ

ગઇ, અને ત્હેણે વિચાર કર્યો કે, ગામમાં અધિકારી વર્ગને આ વાતની ખબર પડશે, તો મ્હારા શા હાલ થશે. ગોરખની આંખમાંથી વહી રહેલું રૂધિર જોઈને, તે એની પાસે ગઇ, અને પોતાના વસ્ત્રથી તેને લુંછી નાંખીને કહેવા લાગી કે, મ્હેં તો સ્વાભાવિક વાત કીધી, પણ ત્હેં તો સત્ય નિશ્ચયથી ગુરૂને ખાતર ત્હારી આંખ ઉખાડી નાંખી.

ગોરખે કહ્યું, માઇ ડરવું નહિ. મ્હને કાંઇ ક્રોધ ચઢયો નથી, કે જેના જુસ્સામાં તણાઈને મ્હેં આ સાહસ કર્યું એવું સમજવાનું નથી. કેવળ ગુરૂની ઇચ્છા પૂર્ણ કરવા ખાતર મ્હેં આ નેત્ર ત્હમને કાઢી આપ્યું. જો કે ત્હમે તો મ્હને બીજાના જેવો વેષધારી જોગી સમજીને એવું વચન કહ્યું હતું, તોપણ ન કહ્યું હોત, તો મ્હારી પણ પરીક્ષા શી રીતે થઇ શકત ? માઇ ! હવે જલદી વડાં લાવો. પછી ત્હેણે ઉત્તમ વડા તૈયાર કરીને, ઘીમાં તળીને ગોરખને ભિક્ષામાં આપી દીધાં અને કહ્યું કે, આ વાત તું કોઇને પણ કહેતો નહિ. ગોરખ બોલ્યો, માઈ! કોઇ વાતનો ભય રાખશો નહિ. બાદ એક હાથવડે આંખ ઢાંકીને, ગોરખ પોતાના ગુરૂ મત્સ્યેન્દ્રનાથની પાસે આવ્યો અને બોલ્યો કે, મહારાજ ! આપની ઇચ્છા મુજબ મ્હેં ભિક્ષા આણી છે, તે આપ ખાઓ. મત્સ્યેન્દ્રે ગોરખને હાથવડે આંખ ઢાંકતો જોઇને પૂછયું કે, કેમરે ! ત્હારી આખને શું થયું છે ? ગોરખ બોલ્યો, દુખવા આવી છે. ગુરૂએ કહ્યું, બતાવતો ખરો. જોઇ તો ફુટેલી જણાઇ. ગુરૂએ કહ્યું, આવું શાથી થયું ? ત્યારે ગોરખે કહ્યું, ગુરૂ મહારાજ ? કાલે જ્યાં વડાની ભિક્ષા મળી હતી, ત્યાં આજે હું ગયો અને આપને માટે વડાંની ભિક્ષા ઘરવાળી બાઇની પાસે માંગી, ત્યારે ત્હેણે તો મ્હારી આંખ માંગી. આપની ઇચ્છા વડાંની હતી, તે પૂરી કરવા ખાતર ત્હેની પાસેથી એ ભિક્ષા મળવી જોઇએ, તેથી મ્હેં મ્હારી આંખ ઉખાડીને ત્હેને આપી, અને આ ભિક્ષા લઈ આવ્યો છું. સાંભળતાંવારને મત્સ્યેન્દ્રનાથ કહેવા લાગ્યા, ધન્ય છે, ધન્ય છે ત્હારી ભક્તિને.

મ્હારે ખાતર ધૈર્યનું અવલંબન કરીને, ત્હેં એ બાઇની ઇચ્છા પૂર્ણ કરી, તો હવે મ્હારી પણ એક ઇચ્છા છે, તે પૂરી કર. ગોરખે કહ્યું, શું છે તે આપ કહી દો. મત્સ્યેન્દ્રે કહ્યું, ત્હારી બીજી આંખ મ્હને આપ.

ગુરૂના મ્હોંડાના શબ્દો સાંભળવાનીજ વાટ જોતો હતો કે શું ? ઝટ ગોરખે બીજી આંખ સુદ્ધાં ઉખાડીને ત્હેમને આપી અને કહ્યું કે આ સકલ શરીર આપનુંજ છે. તે જોતાં વારને ગુરૂ વિસ્મય પામ્યા, અને ગોરખને કહ્યું કે, ગોરખ ! ખરેખર, તું મ્હારો નિસ્સીમ ભક્ત છે. સહુથી વહાલું જે શરીર તેનાંપર પણ ત્હારી પ્રીતિ નથી, તો બીજા વિષયોપર ક્યાંથી હોઇ શકે ? બાદ મત્સ્યેન્દ્રનાથે ગોરખની આંખપર પોતાનો કૃપાહસ્ત ફેરવ્યો, અને મંત્ર ભણવા લાગતાં અશ્વિનીકુમારના વરપ્રદાનથી ગોરખને પહેલાંના જેવી આંખ્યો પ્રાપ્ત થઇ. આ પ્રમાણે ગોરખની સેવામાં પરીક્ષા કરી રહ્યા બાદ, મત્સ્યેન્દ્રનાથે ત્હેને આત્મતત્ત્વના જ્ઞાનનો ઉપદેશ કર્યો, અને ભોજન કરીને પોતાનો અવશિષ્ટ રહેલો પ્રસાદ ત્હેને આપ્યો પછી તો શું પૂછવું ? બહારની દૃષ્ટિ પ્રમાણે અંતરની દિવ્ય જ્ઞાનદૃષ્ટિ પણ ત્હેને પ્રાપ્ત થઇ ગઇ. સમર્થ ગુરૂનો કૃપાહસ્ત તથા આશીર્વાદ અને પ્રસાદ જેને મળે, ત્હેનાં સકલ દુઃખોનો નાશ થઇને, પરમ આનંદની ત્હેને પ્રાપ્તિ થાય, એમાં તે શી નવાઇ ? પ્રસાદ પણ ત્રણ પ્રકારના હોય છે. આત્મપ્રસાદ, ધર્મપ્રસાદ, અને દેવ-ગુરૂપ્રસાદ. આનંદરૂપ આત્મા સંબંધી વિચારથી સાધકને આત્મપ્રસાદનો લાભ થાય છે. જુઓ ગીતા !

> **रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।**
> **आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥**
> **प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।**
> **प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥**

જેણે પોતાના મનને સેવકની માફક આજ્ઞામાં રાખ્યું છે, અને રાગદ્વેષનું મૂળ જે ઇષ્ટ અનિષ્ટ બુદ્ધિ તેનો નિગ્રહ કરી દેવાથી સમસ્ત

ઇન્દ્રિયગણ જેનો રાગદ્વેષરહિત થયો છે, એવો પુરૂષ પ્રાણની : ખાતરજ વિષયોનું સેવન કરે છે, તેથી ત્હેનું અંતઃકરણ નિર્મલ સ્વસ્થ થઇને ત્હેને જીવન્મુક્તિનો લાભ થાય છે, એમ જાણવું. ચિ પ્રસન્નતા થયા બાદ, સકલ દુઃખોના હેતુ જે વિક્ષેપ તે નાશ પામે અને એજ કારણને લઇને અંતઃકરણ નિર્મલ થઈ જતાં, અખિલ રીત કલ્પનાનો નાશ થઈ જઇને બુદ્ધિ તરતજ આત્મતત્ત્વને વિષે થઈ જાય છે. આ પ્રમાણે આત્મપ્રસાદને માટે સમજવાનું છે. બીજે ધર્મપ્રસાદ, તે એવો હોય છે કે, 'અખિલ વિશ્વને ભગવદ્રૂપ જાણ ભગવદ્બુદ્ધિથી જગતની સેવા કરવી;' આ પ્રમાણે ધર્મસાધનની મારફ ધર્મપ્રસાદનો લાભ મળે છે. ત્રીજો જે પૂજાપ્રસાદ કહ્યો છે, તે 'દેવ ગુરૂની સેવા પૂજામાં જે વસ્તુ અર્પણ કરવામાં આવે છે, તેને ગ્ર કરવી' એવા પ્રકારનો છે. અસ્તુ !

મત્સ્યેન્દ્રનાથને નિવેદન કરેલા અન્નનો પ્રસાદ ગોરખનાથને જવાથી તથા ત્હેમની પાસેથી તત્ત્વનો ઉપદેશ પ્રાપ્ત થવાથી, દિવ્ય ચક્ષુની પ્રાપ્તિ થઈ. તે સ્થાનપર એક માસ રહીને મત્સ્યેન્દ્ર ત્હેને સકલ વિદ્યાઓનો અભ્યાસ કરાવ્યો, અને દેવતાઓના દર્શન તે ત્હેમની પાસેથી વરપ્રદાન અપાવીને કૃતાર્થ અને સુખી કરી દ દેવતાઓએ ગોરખને થોડાક સમય સુધી તપ કરવાને બેસવાનું કહ્યુ જેનાથી વિદ્યા અત્યંત વીર્યવતી થઇ જાય. તરવારને ધાર વગેરે ( ડીને સાફસુફ કર્યાથી, તેનું તેજ અત્યંત ઉજ્જવલ થાય છે, અને તે શત્રુનું માથું ઝટ કાપી નાંખવાને તે સમર્થ નીવડે છે, તેજ પ્ર ગુરૂ અગર દેવતાદ્વારા મેળવેલી વિદ્યા અને વરદાન નિરંતર ઉજ્જ રાખવા સારૂ તપાદિની આવશ્યકતા રહે છે. નહિતર ચાહે તેવા અ વિચાર રાખવાથી, મલિન થતાં થતાં આખરે તે નાશ પામે છે. ભસ્માસુરે અગર રાવણકુંભકર્ણે અથવા હિરણ્યકશિપુવગેરેએ ? પાસેથી વરદાન ન્હોતાં મેળવ્યાં ? પરંતુ તપાચરણને બદલે દુરાગ

શખ્યાથી, તેઓની હાનિ થઈ. એજ કારણને લઇને, શિષ્યે પોતે સમર્થતા સંપાદન કીધી હોય, તે છતાં તપ વગેરે સદાચાર ધારણ કરવાની ખાસ જરૂર છે. પૂર્વ કાલમાં, પોતાને માટે શિષ્યની કેવી નિષ્ઠા છે, અને તે કેવી સેવા કરે છે, તે ગુરૂ જોતા હતા અને પછી ત્હેનાપર કૃપા કરતા હતા.

ધૌમ્ય મહર્ષિને ઉપમન્યુ નામનો શિષ્ય હતો, અને તે અરણ્યમાં ત્હેમની ગાયોનું રક્ષણ કરતો હતો. સાંજરે ઘેર આવતો, ત્યારે ત્હેને ખાવાનું મળતું, એવો ક્રમ ચાલી રહ્યો હતો. બપોરે ત્હેને ભૂખ લાગતી, તો તે આસપાસના ઋષિઓના આશ્રમમાંથી ભિક્ષા માંગી લાવીને ખાતો હતો. એક દિવસ ગુરૂએ ત્હેનું શરીર પુષ્ટ બનેલું જોઇને પૂછ્યું, કેમરે અલ્યા, અરણ્યમાં તું કાંઈ ખાય કે શું ? ત્યારે ત્હેણે કહ્યું ભિક્ષા માંગી લાવીને ખાંઉ છું. ગુરૂએ કહ્યું પ્રથમ ગુરૂને અર્પણ કર્યા વિના વિના શિષ્યે ખાવું નહિ, એવું શાસ્ત્રનું વચન છે, માટે ભિક્ષા મ્હને આપવી. ત્હેણે કબૂલ કર્યું અને ત્યાંથી ભિક્ષા માંગી લાવીને ગુરૂને આણી આપવાનો નિયમ રાખ્યો. ત્યારબાદ થોડાક દિવસ પછી ત્હેને પહેલાંના જેવોજ જોઇને, ગુરૂએ પૂછ્યું, અરે ભિક્ષા તો તું લાવીને મ્હને આપે છે, તે છતાં ત્હારૂં શરીર તો પહેલાં હતું તેવુંને તેવુંજ છે, તો હવે શું ખાય છે ? ત્હેણે કહ્યું, એકવાર ભિક્ષા માંગી લાવીને આપને આપું છું, અને પછી બીજી વખત માંગી લાવીને હું જાતે ખાંઉ છું. ગુરૂએ કહ્યું, બે વાર ભિક્ષા ન માંગવી જોઈએ. ત્યારે તો બીજા દિવસથી, અરણ્યમાં વાછરડાં ગાયોને ધાવી રહ્યા બાદ, પોતે તે ગાયોનું દૂધ પીવા લાગ્યો. પછી ત્હેને પુષ્ટ (ધાબડધીંગો) જોઇને, ગુરૂએ ફરી પાછું પૂછ્યું, કેમ અલ્યા ! એવું તું શું ખાય છે કે જેથી ત્હારૂં શરીર સુકાઈ ન જતાં પુષ્ટજ રહે છે ? ઉપમન્યુએ કહ્યું, વાછરડાં ગાયોને ધાવી રહ્યા બાદ, તેઓનું બાકી રહેલું દૂધ હું પી જાઉ છું. ગુરૂએ કહ્યું, ઉચ્છિષ્ટનો બહુ દોષ છે, તેથી એવું દૂધ

ન પીવું. પછી બીજે દિવસે જંગલમાં જ્યારે ભૂખ લાગી, ત્યારે આંકડાના ઝાડનું દૂધ ગળતું જોઇને, ઉપમન્યુ તે પીવા મંડયો, તે દરમ્યાન તેજ દૂધ ત્હેની આંખ્યોમાં પડતાં તે આંધળો થઈ ગયો. સાંજરે ગાયોને લઇને તે ઘેર આવવાને નીકળ્યો, પરંતુ કશું નહિ દેખાવાથી કૂવામાં ગબડી પડયો. ગાયો ઘેર આવી, તોપણ શિષ્ય આવ્યો નથી; એવું જોઈને ધૌમ્ય ચિન્તામાં પડયા, અને ત્હેની શોધ કરતા અરણ્યમાં આવ્યા.

શિષ્યનું નામ દઇને તેઓ બૂમો પાડવા લાગ્યા, ત્યારે તો ઉપમન્યુએ કહ્યું, મ્હારાજ ! હું તો અંહી કુવામાં પડયો છું, અને મ્હને અંધાપો પ્રાપ્ત થયો છે. શિષ્યની આવી હાલત જોઇને, ધામ્યને દયા ઉપજી, અને ત્હેમણે એને અશ્વિની મન્ત્રથી અશ્વિનીકુમારની પ્રાર્થના કરવાનું કહયું. ત્યારે અશ્વિનીકુમારે પ્રસન્ન થઈને ત્હેના હાથમાં અપૂપનો પ્રસાદ આપીને ત્હેને તે ખાઈ જવા કહયું, પરંતુ ત્હેણે કહયું કે, ગુરૂને આપ્યા વગર હું એનું ભક્ષણ નહિ કરૂં. ત્યારે પ્રસન્ન થઈને ત્હેમણે ત્હેને કૂવામાંથી બહાર કાઢયો, અને દિવ્યચક્ષુ પણ પ્રાપ્ત કરાવી દીધાં, તથા આશીર્વાદ પણ આપ્યો કે હે ઉપમન્યો ! તું સાચો ગુરૂ-ભક્ત છે, તેથી હું ત્હને આશીર્વાદ અપું છું કે, વેદ શાસ્ત્રને વિષે તું પ્રવીણ થઇશ, અને અનુભવ જ્ઞાનમાં પણ નિપુણ બનીશ. ઋધ્ધિ સિધ્ધિ ત્હારે ઘેર નિવાસ કરશે, તથા ત્યારા દર્શનથી જીવોનો ઉદ્ધાર થશે આખરે ત્હારૂં કષ્ટરહિત મરણ થઇને તું હરિપદને વિષે પ્રાપ્ત થશે; એવું કહીને, તેઓ અંતર્ધ્યાન થઈ ગયા. પછી ધૌમ્ય ત્હેને લઇને પોતાના આશ્રમમાં આવ્યા અને પ્રસન્ન થઈને ત્હેમણે પણ ત્હેને માથે કૃપાહસ્ત મૂકીને આશીર્વાદ આપ્યો કે, '**सर्वे च ते वेदाः प्रतिभास्यन्ति सर्वाणि च धर्मशास्त्राणीति.**' હે શિષ્ય ! મ્હારી કૃપાથી ત્હને અંગસહિત સકલવેદ તથા ધર્મશાસ્ત્રાદિ નિરંતર તરતના તાજા અભ્યાસ કર્યા બરાબર સ્ફુર્યા કરશે. હવે, તું ત્હારે ઘેર ચાલ્યોજા.

સારાંશ:—

**विद्याविनयसंपन्नो भूत्वा संतोष्य सद्गुरुम् ।**
**तदाज्ञया ययौ धाम स्वमर्च्योऽभवदत्र सः ॥**

ગુરૂ ધૌમ્યનો આશીર્વાદપૂર્વક કૃપાહસ્ત મસ્તકપર પડતાંવારને તે ઉપમન્યુને વિદ્યા તથા વિનયસંપન્નતા પ્રાપ્ત થઇ, અને પછી ત્હેણે ગુરૂને દક્ષિણા આપીને સંતોષ્યા. ત્યારબાદ તે પોતાને ઘેર આવીને ગૃહસ્થાશ્રમ માંડીને રહ્યો, અને આ પૃથ્વીપર પૂજાયો. એ પ્રમાણે સદ્ગુરૂના પ્રસાદથી, અન્તઃકરણપ્રસાદ (પ્રસન્નતા) પામીને વિદ્યાપ્રસાદ, આત્મપ્રસાદ મળીને, આ લોકને વિષે આનંદ તથા કીર્તિભેર શિષ્ય નિવાસ કરે છે, એ પ્રકારનાં અનેક દૃષ્ટાંતો છે. અસ્તુ ! મત્સ્યેન્દ્રનાથની કૃપાથી ગોરખને આ પ્રમાણે શસ્ત્રાસ્ત્રાદિ સાબરીવિદ્યાસહિત વેદશાસ્ત્ર, રસાયન, જ્યોતિષઆદિનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું અને તે સુખી થયો. કવિ કહે છે કે:—

**भुवने विचरत्यनिशं शंखं[1] जित्वैव सर्वशो निगमं ॥**
**गोरक्षाय समददादुपहितशृंगोऽत्र मत्स्येन्द्रः ॥**

જે પ્રમાણે પહેલાં પરમાત્માએ મત્સ્યેન્દ્ર (શ્રેષ્ઠ એવા મત્સ્ય)નો અવતાર ધારણ કર્યો હતો, અને જેમના મસ્તકપર શ્રૃંગ[2] ( શીંગડું )

---

૧. મત્સ્યાવતાર પક્ષમાં '**शंखं**' એ એકપદ અને શંખાસુર એવો અર્થ સમજવો. મત્સ્યેન્દ્રનાથ પક્ષમાં '**शं** અને **खं**' એવા ભિન્નપદ સમજીને તેનો અર્થ સુખ અને ઇન્દ્રિય એ પ્રમાણે અનુક્રમે જાણી લેવો. ૨. પ્રલયકાળમાં મનુએ ભગવાનની આજ્ઞાને અનુસરીને સકલ ઔષધિ વનસ્પતિઓનાં બીજ તથા સપ્તઋષિઓને નૌકામાં રાખીને, તે નૌકા મત્સ્યાવતારી ભગવાનના શૃંગમાં વાસુકી નાગની રજ્જુથી બાંધી દીધી હતી. એ પ્રમાણે મત્સ્યપુરાણ, કાલિકાપુરાણ તથા ભાગવતમાં વર્ણન છે, તે જીજ્ઞાસુએ ત્યાંજ વિસ્તારપૂર્વક હોવાથી વાંચી લેવું.

હતું, ત્હેમણે નિરન્તર ભુવન (જલ)માં સંચાર કરીને વેદનું હરણ કરનારા શંખ નામના અસુરને જીતીને ગોરક્ષક (વેદવાણીનું રક્ષણ કરનારા બ્રહ્મદેવ)ને પાછો લાવી આપીને આનંદ પમાડયો હતો, તેજ પ્રમાણે મત્સ્યેન્દ્રનાથનો નિરન્તર ભુવન (જગત્)માં સંચાર હતો, અને જેમણે વેદને જીત્યો હતો, એટલે વેદશાસ્ત્રાદિનું મથન કરીને સકલ વિદ્યામાં જે વિશારદ થયા હતા, તથા જેમણે 'ગો' યાને ઇન્દ્રિયોને જીતી હતી, અને વગાડવાને માટે જેમણે શૃંગ સુદ્ધાં રાખ્યું હતું, ત્હેમણે ગોરક્ષને 'શં' યાને સુખ પ્રાપ્ત કરાવી દીધું. સારાંશ, મત્સ્યેન્દ્રનાથે ગોરક્ષને સર્વ વિદ્યાઓને વિષે નિપુણ કરીને પોતાના જેવો બનાવી દીધો હતો, અને સુખરૂપ કરી દીધો હતો. આ શ્લોકમાં મત્સ્યેન્દ્રની મત્સ્યઅવતાર ધારણ કરનારા પરમાત્માની સાથે, તથા ગોરક્ષની બ્રહ્મદેવની સાથે શ્લિષ્ટપદમાં સમાનતા દેખાડીને, કવિએ પોતાનું ચાતુર્ય પ્રગટ કર્યું છે.

હવે એકાદ દિવસ એવો બનાવ બન્યો કે, મત્સ્યેન્દ્રે ગોરક્ષને જે સંજીવિની વિદ્યાના મંત્રનો પાઠ આપ્યો હતો, તેને ગોખતો તે બેઠો હતો, અને મત્સ્યેન્દ્રનાથ કહીં બહાર ગયા હતા. એટલામાં તે ગામના કેટલાક છોકરા કાદવનો એક મોટો ગોળો લઇને ગોરખની પાસે આવ્યા, અને હમને રમવા વાસ્તે આ કાદવનો એક રથ બનાવી આપો, એમ કહેવા લાગ્યા. ગોરખે કહ્યું કે, હે છોકરાઓ! મ્હને કાંઈ કાદવનો રથ બનાવતાં આવડતો નથી, માટે ત્હમેજ જેવો આવડે તેવો બનાવીને રમો. પછી ત્હેમણે માટીનો રથ બનાવ્યો તો ખરો, પરંતુ તેનાપર સારથી (હાંકનારો) જોઇએ, તેથી મનુષ્યનું પુતળું બનાવવા લાગ્યા. ઘણો પરિશ્રમ કરવા છતાંય ત્હેમનાથી જ્યારે તે મનુષ્યનું પુતળું ન બની શક્યું, ત્યારે તેઓ ગોરક્ષની પાસે આવીને ક્હેવા લાગ્યા કે, હે ગોરખ! રથ તો હમે બનાવ્યો, પણ સારથીનું પુતળું હમારાથી બની શકતું નથી, માટે તું બનાવી આપ. ગોરખે તે છોકરાઓની ઇચ્છા પૂર્ણ કરવાનો મનમાં વિચાર કર્યો, અને ત્હેમને જવાબ દીધો કે, લાવો માટી, હમણાં હું ત્હમને બનાવી આપું છું.

છોકરાઓ માટી લાવ્યા, અને ગોરખ પણ ત્હેનું પુતળું બનાવવા મંડયો, જે વખતે એને મ્હોંડેથી સંજીવિની વિદ્યાનો પાઠ ગોખવાનું કામ ચાલી રહ્યું હતું. પુતળું તૈયાર થતાંજ, તેમાં કરભાજન નામના યોગીએ પ્રવેશ કીધો, અને તે વખતે તેનો મનુષ્યના જેવો આકાર બની ગયો, અને જીવતત્ત્વ પ્રગટ થતાં, તે રડવા લાગ્યો. સુરૂચીને ધ્રુવનો દ્વેષ કરવાની ઇચ્છા ન ઉઠી આવી હત તો તે અચળ પદ ઉપર શી રીતે આરૂઢ થઇ શકત? વ્યાઘ્રપાદ મુનિની સ્ત્રીએ પોતાના પુત્ર ઉપમન્યુને પિષ્ટોદક પાન ન કરાવ્યું હત, તો ત્હેને ક્ષીરોદધિની પ્રાપ્તિ શી રીતે થઈ શકત? કૌરવોનો નાશ થવાનો ન હત, તો અર્જુનને હનુમાનની સાથે સેતુભંગ કરવાની પ્રતિજ્ઞા કરવાની બુદ્ધિ કેમ ઉપજત, અને હનુમાન પણ ત્હેના ધ્વજસ્તંભ ઉપર શી રીતે વિરાજમાન થાત? સીતાને હરી જવાની બુદ્ધિ જો રાવણને ના થઈ હત, તો રાક્ષસકુળનો નાશ કેમ થઇ શકત? સારાંશ, બનવા લાયક બનાવોના બારણાં બધેય બની રહે છે. જેવું થવાનું હોય, તેવીજ બુદ્ધિ તેવે વખતે સૂઝે છે. કરભાજનનો આવિર્ભાવ માટીના પુતળામાંથીજ થવાનો હશે, તેથી ગોરખને તેવી બુદ્ધિ ઉપજી અને ત્હેણે તે છોકરાઓની ઇચ્છા પૂર્ણ કરવા સારૂ, સંજીવિના વિદ્યાના મંત્રનો પાઠ ચાલી રહ્યો હતો, એવે સમયે માટીનું પુતળું બનાવવા માંડયું. જ્યારે તે બાળક રોવા લાગ્યું, ત્યારે તે સઘળા છોકરાઓ 'ગોરખે ભૂત આણ્યું છે', એમ બોલતા બોલતા ત્યાં આગળથી નાશી ગયા.

રસ્તામાં તેઓને મત્સ્યેન્દ્રનાથ મળતાં, ત્હેમણે તેઓને નાસાનાસ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે છોકરાઓ કહેવા લાગ્યા કે, ગોરખે ભૂત ઉત્પન્ન કર્યું છે, તે હમને ખાઇ જશે, એવી ધાસ્તીથી હમે દોડી જઇએ છીએ. બાદ મત્સ્યેન્દ્રનાથે અભય આપીને કહ્યું કે, બ્હીશો નહિ, મ્હારી સાથે ચાલો, અને એ ભૂત કયાં છે તે બતાવો, એટલે હું ત્હેને સજા કરૂં. પછી, એ શો ચમત્કાર છે તે જોવા સારૂ મત્સ્યેન્દ્રનાથ પેલા છોકરાઓને લઇને જ્યાં આગળ ગોરખ હતો, ત્યાં આવી પહોંચ્યા, અને

જોવા લાગ્યા તો બાળક જમીનપર રોતું પડી રહેલું નજરે પડ્યું, પરંતુ ગોરખ કંઈ પણ જોવામાં આવ્યો નહિ. ગોરખને પણ આ શું થયું, એવી શંકા ઉપજતાં, તે બીજે ઠેકાણે ચાલ્યો ગયો હતો. બાદ ગુરૂ જઇને ત્હેને શોધી લઈ આવ્યા અને કહ્યું કે ડરવાની અગર વિસ્મય પામવાની જરૂર નથી; કેમકે એ તો કરભાજન નારાયણનો અવતાર છે.

ગોરક્ષે કહ્યું કે, હું તો આપે આપેલા સંજીવિની વિદ્યાના મંત્રનો પાઠ કરતો હતો, એટલામાં છોકરાઓ મ્હારી પાસે આવીને માટીનું સારથીનું પુતળું રથપર બેસાડવાને માટે કરી આપો એવું કહેવા લાગ્યા, ત્યારે મ્હેં આકૃતિ તૈયાર કીધી તો તેમાં પ્રત્યક્ષ જીવતત્ત્વ ઉત્પન્ન થયું અને મનુષ્ય જેવું થઇને તે રોવા લાગ્યું. એને જોઇને છોકરાઓ ભૂત ભૂત કરીને નાશી ગયા, અને હું પણ વહેમાઇને તથા વિસ્મય પામીને ચાલ્યો ગયો; પરંતુ હવે આપને મુખેથી આ વાત સાંભળીને ધીરજ આવી છે અને આનંદ થયો છે. પછી મત્સ્યેન્દ્રે તે છોકરાને કપડામાં લપેટીને, ત્હેને સારૂ ગાયનું દૂધ આણ્યું અને ત્હેને તે પીવડાવીને ઝોળીમાં સૂવાડ્યું.

આ વૃત્તાન્તની ગામમાં ખબર પડતાં બધા લોકો મત્સ્યેન્દ્રને 'આ તો બીજા શુકાચાર્ય અગર બ્રહ્મદેવજ છે' એ પ્રમાણે કહેવા લાગ્યા. અને તે છોકરાને જોવાને આવી ગયા. તે સુંદર બાલકને જોઇને, લોકોએ કહ્યું કે, મહારાજ! આપ તો સદા તીર્થક્ષેત્રાદિ તથા અરણ્યને વિષે ફરનારા રહ્યા, તેથી આ બાળકની બરાબર માવજત થઇ શકશે નહિ, અને આપને પણ કષ્ટ પડશે, તેથી કોઇ યોગ્ય સ્ત્રીને આ બાળક સોંપી દેશો, તો ઠીક થઈ પડશે. મત્સ્યેન્દ્રે વિચાર કર્યો કે, એમનું કહેવું વાસ્તવિક છે, માટે કોઈ યોગ્ય સ્ત્રીનેજ સોંપી દઉં. તે ગામમાં મંચુ નામનો એક બ્રાહ્મણ હતો જે સદાચારી હતો. ત્હેની ગંગા નામની સ્ત્રી ઘણી સુશીલ હોઇ પતિની સેવા કરવામાં નિરન્તર તત્પર રહેતી, પરંતુ પેટે કાંઈ પ્રજા ન હોવાથી, તે બહુ દુઃખી હતી. એ વાત જાણીને મત્સ્યેન્દ્રે ત્હેને બોલાવીને

ગામના લોકોની સંમતિ લઇને પેલા બાળકને હ્હેને સોંપ્યું, અને હ્હેની સારી પેઠે બરદાસ્ત કરવાનું કહ્યું. મત્સ્યેન્દ્રે હ્હેને કહ્યું કે, આને તું સામાન્ય બાળક સમજીશ નહિ, પરંતુ એ તો કરભાજન નારાયણનો અવતાર છે. એની સેવાને ખાતર ભવિષ્યમાં સાક્ષાત્ શંકરજી નિવૃત્તિનાથના રૂપથી પ્રગટ થશે. એનું નામ ગૈબી* અગર ગહિની એવું રાખવું. બાર વરસ પછી ગોરખ અંહી આવીને એને ઉપદેશ કરીને સકલ વિદ્યાઓને વિષે નિપુણ બનાવી દેશે.

પછી ગંગાબાઇએ કહ્યું કે, મહારાજ! આપ આ છોકરાને હમને આપો છો, તેથી આપ સિદ્ધમહાત્માનો પ્રસાદ સમજીને, એનાપર પ્રાણ કરતાંએ વધુ પ્યાર રાખીને એનું રક્ષણ કરીશું. પરંતુ બાર વરસ પછી આપ આવીને જો એને લઇ જશો, તો તે વખતે મ્હને ભારે દુ:ખ થશે તે સાંભળીને મત્સ્યેન્દ્રે કહ્યું કે, માઈ! ડરવું નહિ. હમે એને નહિ લઈ જઇએ. એને ઉપદેશ આપવા સારૂ ગોરખ ફક્ત આવશે એટલુંજ. ગંગા બાઈએ કહ્યું, મહારાજ! આચાર્ય દ્રોણના વિષમ કાળનો નાશ કરવા સારૂજ જાણે પાંડવો રમતા હતા તે વખતે ગિલ્લી કૂવામાં પડી હતી અથવા રત્નાદિકોની ઉત્પત્તિ થવાને માટેજ દેવ દાનવોને સમુદ્રમંથનની ઇચ્છા થઈ હતી, તેવીજ રીતે હમારૂ અપુત્ર-પણાનું દુ:ખ દૂર કરવા ખાતરજ ગોરખને કાદવનું પુતળું બનાવવાની ઇચ્છા થઇ હશે, અને આપે મ્હને બોલાવીને, એને સોંપી દીધો. ધન્ય છે મ્હને, ધન્ય છે મ્હને! પછી મત્સ્યેન્દ્રે તે બાળકના કપાળપર વિભૂતિ મંત્રીને લગાડી, અને મોહનાસ્ત્ર પણ હ્હેના પર નાંખ્યું. તે છોકરાને જ્યારે ગંગાબાઈએ ઉંચક્યો, ત્યારે હ્હેના હાથના સ્પર્શથી હ્હેના સ્તનમાં દૂધ ઉત્પન્ન થયું અને હ્હેણે તે હ્હેને પીવડાવ્યું. બાદ મત્સ્યેન્દ્રને

---

*ગૈબીનાથ અને ગહિનીનાથ એકજ સમજવા, ગૈબી યાને જેનાં માબાપ ગૈબ (ગાયબ, ગુમ) થઇ ગયાં છે, એવો એ બાળક છે, અને એનું ચરિત્ર ઘણું ગહન હોવાથી એ ગહિની પણ છે, એમ સમજવું.

નમન કરીને, તે ત્યાંથી પોતાને ઘેર ચાલી ગઇ, અને ગામમાંહેની અનેક સુવાસિનીસ્ત્રીઓને બોલાવીને, ત્હેને પારણામાં ઝુલાવીને ત્હેનું નામ 'ગહિની' એવું પાડ્યું અને ભારે ઠાઠથી બ્રાહ્મણ ભોજન વગેરે સમારંભ સુદ્ધાં ત્હેણે કીધો.

થોડાક દિવસ પછી, લોકોને પૂછીને મત્સ્યેન્દ્રનાથ ગોરખની સાથે ત્યાંથી જે નીકળ્યા, તે હિમાલય ઉપર બદરિકાશ્રમને વિષે આવી પહોંચ્યા. ત્યાં શંકરનાં દર્શન કીધાં અને સ્તવન કર્યું, એટલે શંકરજી પ્રગટ થયા, અને મત્સ્યેન્દ્રને કહેવા લાગ્યા કે, આ ગોરખને ત્હમે સકલ વિદ્યા શીખવાડી છે, તોપણ તપ વગર તે વિશેષ ફલપ્રદ થશે નહિ, માટે એને તપ કરવા અહીં બેસાડી દેવો જોઇએ.

**तपोमूलमिदं सर्वं दैवमानुषकं जगत् ।**
**तपोमध्यं तपोऽन्तं च तपसा च तथावृतम् ॥**

દેવ દૈત્ય મનુષ્ય વગેરે પ્રાણીઓ વડે યુક્ત એવું જે આ અખિલ ચરાચર વિશ્વ તેની ઉત્પત્તિ સ્થિતિ અને લય તપ વડેજ થાય છે. સર્વ જગતને ચારે તરફથી તપેજ ઢાંકી દીધું છે. સૃષ્ટિની શરૂઆતમાં વિષ્ણુના નાભિકમલમાંથી ઉત્પન્ન થએલા બ્રહ્મદેવ પણ જગતની રચના કરવામાં જ્યારે અસમર્થ નીવડયા હતા અને ચિન્તા કરવા લાગ્યા હતા, ત્યારે ત્હેમણે '**तप तप**' એવા બે અક્ષરોને શ્રવણ કર્યા. મતલબ એ હતી, કે જો ત્હમે તપ કરશો, તો સૃષ્ટિની રચના કરવામાં સમર્થ થશો. સારાંશ, જીવન વગર વૃક્ષ જેમ કાળરૂપ જણાય છે, અગર વૃક્ષ વિના ગામ જેમ શુષ્ક, શોભાશૂન્ય થાય છે, અથવા નાક વગર સુન્દર સ્ત્રી, પાણી વગર નદી કિંવા નક્ષત્ર વિનાની રાત્રિ જે પ્રમાણે શોભા રહિત હોય છે, તેજ પ્રમાણે તપ વગર વિદ્યા વીજળીની માફક લોકોનાં નેત્રને દીપાવનારી તેજસ્વી નીવડતી નથી. મત્સ્યેન્દ્રે કહ્યું, હે પ્રભો ! એનું વય અલ્પ હોવાથી, તપનો ક્લેશ એનાથી કેમ વેઠી શકાશે ? એટલીજ મનમાં શંકા ઉપજે છે, બાકી હું તો એને એજ હેતુથી અંહી લાવ્યો

આવ્યો છું. મહાદેવે કહ્યું, કાંઇ ચિન્તા કરવી નહિ, હું એની હરઘડી ખબર રાખતો રહીશ. મત્સ્યેન્દ્રે કહ્યું, ત્યારે તો જન્માન્ધને ચક્ષુ મળ્યાં સરખું થયું. પછી શુભ નક્ષત્ર યોગ જોઇને, ગોરખને હેમણે તપ કરવા બેસાડયો, ત્યારે લોહકંટકપર પગનો અંગુઠો ટેકવીને, તે ઉભો રહ્યો, અને સૂર્યના તરફ દૃષ્ટિ રાખીને, ફલમૂલ તથા વાયુનું ભક્ષણ કરીને હેણે તપ કરવા માંડયું. બાર વરસ પછી હું આવીશ, એ પ્રમાણે ગોરખને તેમજ મહાદેવને કહીને મત્સ્યેન્દ્રનાથ ત્યાંથી જે નીકળ્યા, તે કાશી, ગયા, પ્રયાગ, જગન્નાથ વગેરે અનેક તીર્થોને વિષે ફરતા ફરતા રામેશ્વર આવી પહોંચ્યા, અને સમુદ્રપર સ્નાન કરવા જતાં ત્યાં આગળ હનુમાનની મુલાકાત થઇ. હનુમાને મત્સ્યેન્દ્રનું આગત સ્વાગત કરીને હેમને કહ્યું કે, ચોવીસ વર્ષ થઈ ચૂક્યાં ત્યારે આજ ત્હમારી મુલાકાત થઇ. પહેલાં ત્હમે જે મ્હને વચન આપ્યું હતું કે, 'સ્ત્રી રાજ્યમાં જઇને, મૈનાકિનીની ઇચ્છા પૂર્ણ કરીને ત્હમને હેના ઋણમાંથી હું મુક્ત કરીશ,' તેની સ્મૃતિ છે કે નહિ ? હવે આપનું વચન પૂર્ણ કરો. ત્યારે મત્સ્યેન્દ્રે તે વાત કબૂલ કીધી, અને ત્રણ રાત સુધી ત્યાં રહ્યાબાદ ત્યાંથી સ્ત્રી રાજ્યમાં જવાને સારૂ બન્ને જણા નીકળ્યા.

## પદ. રાગ-ભૂપ, તાલ-દીપચંદી.

નાથ મચ્છિંદર અકેલે તીર્થવાસી ઉદાસી જૂંજૂંજૂં ।
સાથ હનુમાનકે આયે નાથજી દેખે પદ્મિન ખાસી જૂંજૂંજૂં ।
સારી પહેની ખૂબ જરતારી ચુસ્ત અંગમો ચોલી જૂંજૂંજૂં ।
નાકમોં નથની જડતોંકી નૈન કાજર ડારી જૂંજૂંજૂં ।
માંગમેં મોતી, ચંદર જ્યોતિ, નૈન ફિરાતી, ગાયન ગાતી,
મસ્ત હુયી દેખે જોગિયા જાય પાસ મંદરમેં જૂંજૂંજૂં ॥૧॥

સ્ત્રી રાજ્યની મુખ્ય રાજધાની શૃંગમુરડી નામની હતી, ત્યાં હનુમાન અને મત્સ્યેન્દ્ર બન્ને જણા આવી પહોંચ્યા, ત્યારે હેમને જોઇને

સઘળી સ્ત્રીઓ છક થઇ ગઈ. તેઓએ મૈનાકિનીને ત્હેમનાં આગ ખબર કરતાંજ, ત્હેણે ત્હેમને મહેલમાં લઈ આવવાનું કહ્યું. તેઓ મહેલમાં ગયા, ત્યારે રંભા ઉર્વશીના જેવું જેનું સૌન્દર્ય છે, અને વસ્ત્ર તથા અલંકાર જેણે ધારણ કર્યાં છે, તેમજ જેની ચોમેર ચામર, પંખા વગેરે લઇને અનેક સુંદર પરિચારિકા ઉભી રહી છે, મુખેથી જે મધુર ગાયન ગાઇ રહી છે, એવી મૈનાકિનીને મત્સ્યેન્દ્રે મૈનાકિનીએ પણ હનુમાનને જોયા, અને ત્હેમની સાથે ચંદ્રના જેમના શરીરની કાન્તિ છે, જેમણે શરીરે ભસ્મ લેપન કરી છે, જેમના કંઠને વિષે શૈલી, શૃંગી, માળા અને મસ્તક ઉપર જટાનો આવી રહ્યો છે, ડાબા હાથમાં કિંગરી, ખાંધપર ઝોળી, પગમાં અને કાનોમાં દિવ્ય કુંડળ છે, એવા યોગીન્દ્રને દીઠા અને ઝટ પોતાના આસનપરથી ઉઠી. બન્નેને નમસ્કાર કર્યા, અને આસન વિરાજમાન કીધા, અને હનુમાનને પૂછયું કે, આપની સાથે આ મૂર્તિ કોણ આવી છે? હનુમાને કહ્યું કે, મ્હેં ઘણાં વર્ષ અગાઉ ઉપર પ્રસન્ન થઇને, ત્હને જે કહ્યું હતું કે, 'મત્સ્યેન્દ્રનાથ ત્હારી ઇચ્છા પૂર્ણ કરશે,' તેજ મૂર્તિ આ છે. સાંભળતાવારને તે ખુશ થઈ ગઈ, અને મત્સ્યેન્દ્રના ચરણ પકડીને તે કહેવા લાગીઃ-

**उवाच किंकरी चाहं दास्यन्ते देहि वल्लभ ।**
**मत्त्वा प्रारब्धसंभोगं सोऽग्रहीत्तां वराननाम् ॥**

મહારાજ! આપને માટે મ્હેં ઘણા વરસ સુધી રાહ પરંતુ આપનું આગમન થયું નહતું. આજે દૈવયોગે હનુમા આપેલું વચન ખરૂં પડવાનો સમય પ્રાપ્ત થતાં, આપની મૂર્તિ તરફ પધારી; હવે આપે અહીંથી જતા રહેવું નહિ. સદા અ આનંદથી રહો, અને આ દાસી આપનાં ચરણની એક નિષ્ઠતાર્થ કરીને આપની સાથે રહીને રાજ્યનો ઉપભોગ કરશે. આપ નિર્દોષી યોગી છો, અને આપની સંગતિથી આપના જેવી બન

ચાહું છું. કાષ્ઠને પોતાના સરખું બનાવવું શું અગ્નિને દુષ્કર થઇ પડે તેમ છે? એથી હવે જો આપ મ્હને તજી દેશો, તો આ પ્રાણ શરીર છોડીને ચાલ્યા જશે, તે સાંભળીને મત્સ્યેન્દ્રે કહ્યું, હે મૈનાકિની! હું જે કહું છું તે માટે ત્હારે ખોટું ન લગાડવું.

॥ દોહા ॥ નારિયોંકી પ્રીત કૈસી જૈસા અફૂકા ફૂલ ।
ઉપરતો સુહાવના તલે મરનકા મૂલ ॥

અફીણનું ફુલ ઉપરથી ઘણું સુંદર દેખાય છે. અફીણના ખેતરને જોશો, તો જાણે તરેહ તરેહનાં રંગનો ગાલીચો ન બીછાવી દીધો હોય! એવું ભાસે છે- પરંતુ ભૂલે ચૂકે જો કદાચ તેની ઉપર ઉપરની સફાઇ, સુંદરતા અને સુકોમળતાથી લોભાઇને કોઈ તેનું ભક્ષણ કરે, તો તેથી ત્હેનું મોત નીપજે છે. તેજ પ્રમાણે સ્ત્રીઓની પ્રીતિ, રીતિ ગતિ વગેરે જોવાને માટે સુંદર છે ખરાં, પરંતુ તેથી મોહ પામીને જો કોઇ તેઓનો સ્વીકાર કરે, તો ત્હેના વિનાશનું બીજ વવાઇ ચૂક્યુંજ સમજવું, એ પ્રમાણે કહ્યું છે. તેમાં હું તો જોગી છું, તેથી ત્હારે વશ થઇને રહેવું, એ મ્હને સુખપ્રદ શી રીતે થઇ શકે? મૈનાકિનીએ કહ્યું, આપ જેમ સ્ત્રીઓને વિષે દોષ દેખાડો છો, તે પ્રમાણે શું પુરૂષોને વિષે નહિ હોય? મ્હારા સમજવા પ્રમાણે તો ત્રણે લોકમાંથી કોઈ એવો પદાર્થ નહિ જોવામાં આવે, કે જેમાં દોષ નહિ હોય.

ઇન્દ્રનાં શરીરને હજારો છિદ્ર પડેલાં છે, એ વાત જાણીતી છે; ચંદ્ર પણ કુટિલ કલંકી છે; વિષ્ણુરૂપ કૃષ્ણ ગોવાળીયાની જાતિમાં જન્મ્યા છે. વસિષ્ઠ સ્વર્ગની વેશ્યા ઉર્વશીથી ઉત્પન્ન થયા છે; કામદેવને કાયા નથી; અગ્નિ ચાહે તે, શુધ્ધ અશુધ્ધ વસ્તુનું ભક્ષણ કરે છે; વ્યાસ મત્સ્યગંધા કન્યાથી ઉત્પન્ન થયા છે; સમુદ્ર ખારો છે; પાણ્ડવોની ઉત્પત્તિ દેવતાઓથી થએલી છે તથા શંકર પ્રેતોનાં હાડકાં શરીરપર ધારણ કરે છે. સારાંશ, સ્ત્રી હોય કે પુરૂષ હોય, કે પછી બીજી ગમે

તે વસ્તુ હોય, પરન્તુ ત્રૈલોક્યમાં કાંઇ એવું નહિ નજરે પડે કે જે નિર્દોષ હોય. તેમાં આપ જેવા યોગીમહાત્માનું વલણ તો દોષોના તરફ હોતુંજ નથી. કેમકે, ત્હેમનામાં શરણાગત સેવકોને ગુણ તથા દોષ વગરની એવી જે નિર્ગુણ વસ્તુ (બ્રહ્મ) ત્હેની સાથે એકરૂપ બનાવી દેવાનું સામર્થ્ય હોય છે. તેથી, આ શરીરના દોષ ગુણ વગેરેને લક્ષમાં ન લેતાં, એનો સ્વીકાર કરો, અને કૃતાર્થ કરો, એટલીજ પ્રાર્થના છે.

આટલું સાંભળીને, હનુમાને મૈનાકિનીને કહ્યું કે, હવે ત્હારે ચિન્તા ન કરવી. મ્હેંજ મત્સ્યેન્દ્રને સમજાવીને ત્હારી ઇચ્છા પૂર્ણ કરવાને કાજે અહીં આણ્યા છે. ત્યારબાદ મત્સ્યેન્દ્રને કહ્યું કે, તહમારે આનો પરિત્યાગ ન કરવો. એ પણ આપને લીધે અહીં અવતરી છે, અને અગાઉ કહ્યા મુજબ આ મૈનાકિની પણ નવ્વાણુંમા વખતની છે, તેથી કરીને ત્હેનો ને તહમારો સમાગમ થોડોક સમય સુધી થવાનું ઇશ્વરી સત્તાથી નિર્માએલું છે, એમ સમજીને બેધડક રહેવું. મત્સ્યેન્દ્રે વિચાર કર્યો, અવશ્ય ભાવી (નક્કી નીપજનારો) પ્રારબ્ધનો ભોગ કોણ ટાળી શકે તેમ છે? એ કારણને લઇને, ત્હેમણે ત્હેનો સ્વીકાર કર્યો. પછી મૈનાકિનીએ મત્સ્યેન્દ્રને સકલ રાજચિન્હ સમર્પણ કર્યાં.

त्यक्त्वा विरक्तचिन्हानि राजचिन्हान्यधारयत् ।
बुभुजे कामिनीं राज्यं स्तुतः स्त्रीजनबन्दिभिः ॥
तदासक्तमना देवी पुत्रमेकमजीजनत् ।
मीननाथः कलौ सोऽभूद्योगमार्गप्रदर्शकः ॥

મત્સ્યેન્દ્રનાથે ત્હેની ઇચ્છાને અનુસરીને જોગીનાં વિરક્ત ચિન્હનો ત્યાગ કરીને સુંદર વસ્ત્રાલંકાર ધારણ કર્યાં, અને ત્હેની સાથે સંયુક્ત રાજ્યકારભાર ચલાવ્યો. એ જ્યારે સિંહાસનપર બેસતા, ત્યારે સર્વ સ્ત્રીઓજ હાથમાં છત્ર ચામર વગેરે લેતી હતી, તથા સ્ત્રીઓજ બંદી ભાટ થઇને સ્તુતિ કરતી હતી. હનુમાન્ ત્યાં આગળ ત્રણ દિવસ રહ્યા,

અને પછી રામેશ્વરમાં આવીને રહ્યા. ત્રણ વરસ પછી, તે મૈનાકિની રાણીને એક પુત્ર થયો; જેનું નામ મીનાનાથ એવું રાખવામાં આવ્યું હતું. એ મીનાનાથ યોગીઓને વિષે શ્રેષ્ઠ થઇ ગયો છે; એણે યોગસૂત્ર ઉપર આ કલિકાળમાં ભાષ્ય રચીને લોકોને યોગમાર્ગ સુલભ કરી આપ્યો છે. આ પ્રમાણે મત્સ્યેન્દ્રનાથ સ્ત્રીરાજ્યને વિષે રહી ગયા.

આણી તરફ બદરિકાશ્રમમાં ગોરખનાથ તપ કરવા બેઠા હતા, ત્હેમને બાર વરસ થયાં. તપ વગેરેથી પરકાયાને વિષે પ્રવેશઆદિ સર્વ સિદ્ધિઓની ત્હેમને પ્રાપ્તિ થઈ જવાથી, તેઓ ઘણા આનંદ પામ્યા, અને ગુરૂની શોધમાં ઘણાં વર્ષો સુધી પૃથ્વીપર ઘુમતા રહ્યા. રસ્તાપર ચાલતાં ચાલતાં તેઓ હંમેશાં પોતાના ગુરૂનું નામ દયાં કરતા, તથા ગામમાંથી ભિક્ષા માંગી લાવીને ત્યાંના લોકોને પૂછ્યાં પણ કરતા કેઃ—

## પદ–રાગ આશાવરી, તાલ–દીપચંદી.

**કોઇ ગુરૂકો બતાવે જી। કૃપા કરો મહારાજ આજ ॥ટેક॥ નહી દિનનકો ચૈન નિશદિન મોહે નિદ્રા ન આવે। કંદમૂલ પયપાન કછુ મોરે મનહી ન ભાવે। આજ હમારે પ્રાન હમે અબ છાંડ ગયોજી ॥ ૧ ॥**

ભાઇઓ ! હમારા બાલ્યપ્રાણ, ગુરૂ મત્સ્યેન્દ્રને જો કોઇએ ક્યાંઈ દીઠા હોય, તો મ્હારાપર કૃપા કરીને મ્હને બતાવશો. એમના વિયોગને લીધે મ્હને રાત્રે તેમજ દિવસે નિદ્રા નથી આવતી, અને ખાવું પીવું પણ ભાવતું નથી કોઇ વાતની કશી સુઝ પડતી નથી, એવી મ્હારી એમને ખાતર અવસ્થા થઈ ગઈ છે, તેથી કોઈ એમનો પત્તો મેળવીને એમનું નિવાસસ્થાન બતાવી દે, તો ઠીક થઈ પડે. આવી હાલતમાં સર્વ સ્થળોને વિષે ફરતાં ફરતાં, આખરે જ્યારે જાલંધરનાથના શિષ્ય કાનીફનાથની મુલાકાત થઈ, ત્યારે ત્હેમને મ્હોંડેથી 'આપના ગુરૂ મત્સ્યેન્દ્ર

નાથજી સ્ત્રીરાજ્યમાં જઇને રહ્યા છે', એવા સમાચાર મળ્યા. એટલે પછી સ્ત્રીરાજ્યને વિષે જવાને ગોરખનાથ નીકળી પડ્યા. (કાનીફ ગોરખને જે ભેટો થયો હતો તેનું વર્ણન 'શ્રીનવાથચરિત્રના પ્રથમ ભાગના ચોથા અધ્યાયમાં કરેલું છે, તે વાંચકે ત્યાંજ જોઈ લેવું.)

ફરતાં ફરતાં ગોરખનાથ સ્ત્રીરાજ્યની હદ સુધી આવી પહોંચ્યા, ત્યારે ત્હેમના મનમાં નાના પ્રકારના વિચાર આવવા લાગ્યા. રાજ્યવૈભવ વગેરે સંપત્તિની જાહોજલાલીભરીસ્થિતિમાં અત્યારે મ્હારા ગુરૂજી છે, એવે વખતે જો હું ત્યાં જઈ પહોંચીશ, તો મ્હને ત્યાં આગળ ઓળખશે કોણ? સૂર્યની આગળ જેમ આગીયો, કિંવા મેરૂની આગળ મચ્છર તેમ વાચસ્પતિની આગળ જડમૂઢ શી રીતે માન્ય ગણાઇ શકે અને ત્હેને કોઇ ઓળખી શકે? મ્હારા જવાથી કદાચ ષડ્રસ ભોજનમાં કડુ રસના જેવી અરૂચિ તો ઉપજશે નહિ? અથવા મ્હારા નામની ખબર પડતાં મૈનાકિની રાણીની ઇચ્છા મુજબ વખતે મ્હારો ઘાતપાત કરાવવાની તો ત્હેમની પ્રવૃત્તિ નહિ થઈ જાય? મ્હારામાં જો ત્હેનો પ્રતિકાર કરવાનું સામર્થ્ય છે, તોપણ જેમની કૃપાથી અખિલ વિદ્યાઓને વિષે હું પ્રવિણ બન્યો, ત્હેમને જે તે વિદ્યાનો પ્રભાવ દેખાડવો એ યોગ્ય નથી. એમ કર્યાથી જ્યાં ત્યાં મ્હારી અપકીર્તિ થશે, અને ગુરૂનો દ્રોહ કરનારા મ્હને કયાંઇપણ સુખ થશે નહિ. આ પ્રમાણે ત્હેમના મનમાં અનેક કલ્પના તરંગ ઉત્પન્ન થવા લાગ્યા.

એટલામાં કલિંગા નામની એક વેશ્યા જે અનેક સ્ત્રીઓની સંગાથે સ્ત્રીરાજ્યમાં જઈ રહી હતી, તે ગોરખના જેવામાં આવતાં, ત્હેમણે ત્હેની પાસે જઇને પ્રશ્ન કર્યો કે, હે માઇ! તું કયાં જાય છે? ત્હારૂં નામ શું છે? ત્હારી સાથે આ બધા કોણ છે? તેનો ખુલાસો કરે તો ઠીક થાય. ત્હેણે કહ્યું, મ્હારૂં નામ કલિંગા છે, અને હું જાતની વેશ્યા છું. આ મ્હારા નોકર ચાકર અને સાજીંદા લોકો છે. ગાઈ વગાડીને તથા નૃત્ય કરીને પૈસા કમાઇને વ્યવહાર ચલાવવાનો મ્હારો ધંધો છે. હાલ હું સ્ત્રીરાજ્યની

શૃંગમુરડી નામની રાજધાનીમાં, કે જ્યાં મુખ્ય રાણી મૈનાકિની રહે છે, ત્યાં આગળ જવા માગું છું. કેમકે, તે ઘણી ચતુર, ગાયનવાદનમાં નિપુણ તથા ઉદાર છે, જેથી ત્હેની પાસે જવાથી આપણને અઢળક દ્રવ્ય મળી શકે તેમ છે. તે સાંભળીને ગોરખે વિચાર કર્યો કે આની સાથે છુપા રહીને જવાથી, આપણું કાર્ય પાર પડશે. પછી, ત્હેમણે ત્હેને કહયું કે, ત્હારી સાથે ત્યાં આવવનો મ્હારો વિચાર છે, માટે મ્હને ત્હારી સાથે લઇ જા.

વેશ્યાએ કહ્યું, તહમારામાં એવા શા ગુણ છે કે જેથી હું તહમને મ્હારી સાથે લઈ જાઉં ? ગોરખે કહ્યું કે ગાતું, વગાડતું વગેરે સર્વ કાંઇ હું જાણું છું. ત્યારે ત્હેણે કહ્યું કે, એમ હોય તો પહેલાં મ્હને તહમારૂં ગાયન વાદન સંભળાવો. તે સાંભળીને ગોરખે, એક આંબા નીચે પોતાનું આસન માંડયું અને વેશ્યાએ પણ તબલાં, સારંગી વગેરે સાજ ત્હેમની આગળ મૂકી દીધા. ગોરખે ગંધર્વમંત્રનો જપ કરીને પોતાના કપાળ પર વિભૂતિ લગાડીને ચારે તરફ ફેંકી, એટલે આસપાસનાં પશુ પક્ષી, વૃક્ષ પાષાણ વગેરે મોહક મધુર ગાયન કરવા લાગ્યાં. કલિંગાએ વિચાર્યું કે, આ મનુષ્ય નહિ, પણ ઇશ્વરજ છે. જેણે ઝાડ તેમજ પત્થર વગેરે પાસે ગાયન કરાવ્યું ત્હેને પોતે જાતે ગાવાનું અશક્ય શાનું ? જે પત્થરના સ્પર્શથી લોઢાનું સોનું બનાવે છે, તે સ્પર્શમણિ નિર્માણ કરવામાં અસમર્થ કેમ નીવડે ? એટલા માટે, એવો પુરૂષ જો આપણી સાથે હશે, તો ત્યાં દ્રવ્ય પણ પુષ્કળ મળી શકશે. પછી ત્હેણે નામ પૂછતાં ગોરખે પોતાનું નામ બદલીને 'પૂર્ણડામ' એવી પોતાની સંજ્ઞા બતાવી, તથા ભોજન સિવાય મ્હારે ત્હારી પાસેથી બીજું કશુંયે નહિ જોઇએ, એમ ત્હેને કહ્યું.

વેશ્યાએ કહ્યું, એ તો બધું ઠીક ! પરંતુ સ્ત્રી રાજ્યમાં પુરૂષ જઇ શકતા નથી. ત્યાંની સઘળી સ્ત્રીઓ હનુમાનની બુભુઃકાર ગર્જનાની સંગતિથી ગર્ભ ધારણ કરે છે, અને તેમાં પુરૂષનો ગર્ભ હોય, તો ત્હેનો પાત થાય છે, અને સ્ત્રીનોજ જીવતો રહે છે, એ કારણને લીધે

ત્હમારી ગતિ અને જીવિત સ્થિતિ ત્યાં આગળ શી રીતે રહી શકશે ! ગોરખે કહ્યું, તેની ફીકર ત્હારે કરવી નહિ. હનુમાનની ગર્જનાથી મ્હને કાંઈ થવાનું નથી. પછી કલિંગા ત્યાંથી નીકળી ત્યારે રથમાં પોતે બેઠી અને ગોરખને સારથી બનાવીને ઘોડા હાંકવાનું કામ સોંપ્યું. નીકળતી વખતે ગોરક્ષે તે સ્ત્રીરાજ્યની સીમાઉપર વજ્રાસ્ત્ર, સ્પર્શાસ્ત્ર, મોહનાસ્ત્ર અને નાગાસ્ત્ર એવાં ચાર અસ્ત્રોની યોજના કરી રાખી, અને આગળ જઈને, સ્ત્રીરાજ્યમાં ચિન્નાપટણુ નામના ગામમાં તે સઘળાઓએ પડાવ નાંખ્યો. ભોજન કર્યા બાદ, બધાં જ્યારે નિદ્રાવશ થઈ ગયાં, ત્યારે ગોરક્ષનાથ ચાંદની રાતની ચંદ્રિકામાં ધ્યાન કરતા બેસી રહ્યા.

આણી તરફ સ્ત્રી રાજ્યમાંથી જવાને નીકળેલા હનુમાન્ સ્ત્રીરાજ્યની સીમા સુધી આવી પહોંચ્યા, ત્યારે ગોરખે જે ચાર અસ્ત્રોથી તે પ્રદેશની દિશાઓને બાંધી લીધી હતી, તેની જાળમાં હનુમાન્ ફસાઈ ગયા. વજ્રાસ્ત્રથી નીચે ગબડી પડયા, અને સ્પર્શાસ્ત્રથી જમીનની સાથે ચોંટી ગયા. ત્યારબાદ મોહનાસ્ત્રથી મૂર્છા પામ્યા ને નાગાસ્ત્રથી પ્રત્યક્ષ નાગોએ આવીને, ત્હેમને બાંધી લીધા. ત્હેમણે ઇલાજ તો બહુ બહુ કર્યા પરંતુ તેથી કાંઈ ત્હેમનો છુટકારો થઈ શકયો નહિ. થોડા વખત પછી સાવધ થતાં, ત્હેમણે પરમાત્મા રામચંદ્રનું ધ્યાન તથા સ્મરણુ કરવાં માંડયું, ત્યારે શ્રીરામે ત્યાં પ્રકટ થઇને, ઇંદ્રઅસ્ત્રથી વજ્રાસ્ત્ર, વિભક્તઅસ્ત્રથી સ્પર્શાસ્ત્ર, ગરૂડ અસ્ત્રથી નાગાસ્ત્ર અને પ્રત્યક્ષ વિષ્ણુરુપ બનીને મોહનાસ્ત્રનું નિવારણુ કીધું તથા હનુમાનના શરીરપર હાથ ફેરવીને ત્હેમને સાવધ કર્યા. હનુમાને પણુ નજર કરી તોઃ—

## પદ. રાગ–ખંમાજ, તાલ–દાદરા.

જાનકીજીવન દુઃખહરન રઘુબીર ॥ ટેક ॥ કનકમુકુટ ભ્રુકુટી અલક તિલકરેખ રેણુ રૂચિર । મકરાકૃતિ કુંડલ છબિ ધનુખ બાનકી ॥૧॥

પોતાના ઉપાસ્ય દૈવત, જાનકીના જીવન, તથા ભક્તોનાં દુઃખ દૂર કરનારા પરમાત્મા શ્રીરામચંદ્રની કિરીટ, કુંડલ, વનમાલા તથા ધનુષ્યબાણુ-યુક્ત મૂર્તિ ત્હેમની નજરે પડી. ત્યારે તરતજ ઉઠીને, ત્હેમણે પ્રણામ કીધા, અને પરમાત્માએ પણ ત્હેમને દૃઢ આલિંગન દઇ દીધું. પરમાત્માએ પૂછ્યું, હાલ ત્હમારો એવો કોણ શત્રુ ઉત્પન્ન થયો છે કે જેનાથી ત્હમારી આવી સ્થિતિ થઇ? હનુમાને કહ્યું, ક્ષત્રિય વગેરેમાં હાલ મ્હારી બરાબરી કરનારો તો કોઇ નથી, પરંતુ નાથપંથી લોકો આજકાલ ઘણા પ્રબળ થયા છે, તેઓમાંના કોઇનો આ પ્રભાવ હશે. એટલું સાંભળીને રામે કહ્યું કે, હે હનુમાન્! એ લોક તો મ્હારા ભક્તજ છે, તેથી કોઈ પણ સમયે એમની સાથે વિરોધ ધરાવશો નહિ; પછી રામચન્દ્રે જ્ઞાન દૃષ્ટિથી જોતાં હરિનારાયણનો અવતાર ગોરખનાથ આવેલા હોવાનું ત્હેમને સમજાયું. ત્યારે ત્હેમણે હનુમાનને કહ્યું કે, 'ગોરખનાથ' આવ્યા છે, અને સ્ત્રીરાજ્યમાં જાય છે, ત્હેમનો મુકામ અંહીથી એક યોજન દૂર છે. ત્યારે હનુમાન્ બોલ્યા, ચાલો આપણે ત્હેમની મુલાકાત લેવા જઇએ, મ્હારે ત્હેમનું ખાસ કામ છે. રામચંદ્રે પૂછ્યું, શું છે તે કહો તો ખરા? હનુમાને કહ્યું, હે પ્રભો! મૈનાકિનીરાણીના તપથી પ્રસન્ન થઇને, મત્સ્યેન્દ્રનાથને મ્હેં ત્હેની પાસે મોકલ્યા છે, પણ ગોરખનાથ જો ત્યાં જશે, તો ત્હેમને લઈ આવ્યા વગર રહેશે નહિ એટલા માટે મધુર ભાષણથી ગોરખને અનુકૂલ કરી લઇશું, અને મત્સ્યેન્દ્રને નહિ લઇ જવાનું કહીશું; કેમકે તેમ થાય તો મૈનાકિનીને બહુ દુઃખ થાય. રામચંદ્રે કહ્યું કે, ઠીક ચાલો.

પછી, ત્યાંથી બન્ને જણા બ્રાહ્મણનું રૂપ લઇને ગોરખનાથ જ્યાં ધ્યાન કરતા બેઠા હતા, ત્યાં આવ્યા, અને ત્હેમને નમન કરીને પાસે જઇને બેઠા તથા કહેવા લાગ્યા. હેનાથ! ત્હમે તો યોગીશ્રેષ્ઠ, જીતેન્દ્રિય, વિરક્ત અને ધૈર્ય તથા બુધ્ધિબલવડે યુક્ત છો. તેજપ્રમાણે શત્રુમિત્રભાવ વગરનું ત્હમારૂં અંતઃકરણ છે કે, જેને વિષે પરમ ઉદારતા

રહી રહી છે, તેથી હમે કાંઇક કામના મનમાં ધારણ કરીને ત્હમા પાસે આવ્યા છીએ, તે પૂરી કરો. ગોરખે પ્રશ્ન કર્યો, આપની કામ શી છે, તેનો પહેલાં ખુલાસો કરી દો. બ્રાહ્મણોએ કહ્યું, પહેલાં હમ વચન આપો, પછી હમે ત્હમને હમારી કામના જણાવીશું. ગોરખે વિચ કર્યો કે, મ્હારી પાસે એવો એમનો શો હેતુ હોવો જોઇએ, કે જે માટે અગાઉથી મ્હારી પાસે વચન માંગે છે? હું તો યોગી છું, મ્હા પાસે કંથા, ઝોળી, તુંબડી, શેલી, શૃંગી ઇત્યાદિના સિવાય બીજું ક નથી, એમ હોવા છતાં મ્હારી પાસે એ શું માંગવાના છે? કાંઇ કર કાંઇ સમજાતું નથી. વળી, મધ્યારાત્રીનો આ સમય છે અને સ્ત્રીરા છે, તો મનુષ્યનું અહીં આવવુંજ શી રીતે થઇ શકે? અર્થાત્ એ કે સ્વર્ગના દેવો હશે. પછી ચાહે તો ઇન્દ્ર, કુબેર, યમ કિંવા શુક્ર ગુરૂ હો પરંતુ મનુષ્યની તો અહીં આવવાની સત્તા નથી. એ ઉપરાંત વજ્રાસ્ત્ર ચારે અસ્ત્રવડે મ્હેં સીમાને જે બાંધી લીધી છે, તેનું ઉલ્લંઘન કોનાથી થઇ શકવાનું હતું? હલાહલ વિષપાનથી કોણ બચી શકે છે? અગ્નિની જ્વાળાથી ઘેરાએલા આકાશમાં પતંગીયું શું પોતા શક્તિથી ઉડી શકવાનું હતું? મચ્છરથી શું મેરૂપર્વત ઉંચકી શ તેમ છે? તેજ પ્રમાણે મ્હારાં અસ્ત્રોનો પરાભવ કરીને માનવ અહ શી રીતે આવી શકે? એથી કરીને આ કોઈ દેવ હોવા જોઇએ, એ મ્હને લાગે છે.

પછી ગોરખે ત્હેમના ચરણપર પોતાનું મસ્તક મૂકયું અને પૂછયું આપ કોણ છો તે ખરેખરૂં કહો. આવો એનો ભાવ અને તર્ક જોઇ બન્ને જણાએ પોતપોતાના અસલરૂપ પ્રગટ કીધા, અને રામચંદ્રે ગોર ઉઠાડીને આલિંગન કીધું, અને ત્હેમને કહ્યું કે, હનુમાને મત્સ્યેન્દ્રના મૈનાકિનીની પાસે મોકલી આપ્યા છે, ત્હેમને ત્હમારે પાછા લઇ આવ નહિ, એજ હનુમાનનો હેતુ છે, અને તેટલા ખાતરજ હમે આ ત્હમારી પાસે વચન માગીએ છીએ; તો એમની કામના ત્હમારે

કરવી. ગોરખે કહ્યું, એ સિવાય બીજું ચાહે તે માંગશો, તે હું ખુશીથી આપીશ, પરંતુ મ્હારા ગુરૂ મત્સ્યેન્દ્રનાથને તો હું લઈગયાવગર નહિ રહું. એમના અન્તઃકરણની સ્થિતિ કેવી છે, કે જો કે હુ બરાબર જાણું છું, તોપણ લોકોમાં હમારા પંથની અપકીર્તિ થઈ રહી છે, તે મ્હારાથી સહન થઇ શકતી નથી. દર્પણમાં મનુષ્યનું પ્રતિબિંબ દેખાય છે, તો પણ શું તેનાથી તે અલગ અને લેપરહિત નહિ હોય કે? સૂર્ય ગગનમાં હોવા છતાં જલને વિષે તેનું જે પ્રતિબિંબ ભાસે છે, તે શું સત્ય હોય છે? વાયુકારાગારમાં જતાં, ત્હેને શું ત્યાં બન્ધન પ્રાપ્ત થશે કે? આકાશ ઘડામાં રહે છે, તો પણ તેને વિષે શું તેની આસક્તિ હોય છે કે? તેજ પ્રમાણે હમારા ગુરૂ સ્ત્રીરાજ્યને વિષે ગયા, તોપણ આત્માનું અનુસંધાન શું ત્હેમનું તૂટે તેમ છે? નહિજ. તો પછી મત્સ્યેન્દ્રનું શરીર સ્ત્રીરાજ્યમાં રહયું તો શું કિંવા અરણ્ય, પર્વત, ગુહા વગેરે બીજે કોઈ સ્થળે રહયું હોય તોયે શું થઈ ગયું?

દેહની છાયા મલમૂત્રાદિમાં પડવાથી કોણ અપવિત્ર થાય છે, અને ગંગાદિ નદીમાં પડ્યાથી પવિત્ર કોણ થાય છે? તેવીજ રીતે, જ્ઞાનીની પાસે શરીર છાયાની માફક મિથ્યાપણાથી વાસ કરે છે, એથી તેની સ્થિતિ પાલખીમાં હોય, સિંહાસનપર હોય, વાઘના મ્હોંડામાં હોય, ઘરમાં, વનમાં કે સ્ત્રીપુત્રાદિ કુટુંબકબીલાની વચમાં હોય, તોપણ તેથી ત્હેના મહિમામાં વધારો કે ઘટાડો થતો નથી અને ત્હેને હર્ષ શોક પણ થતાં નથી. ધર્મઅધર્મ, પાપપુણ્ય, સુખદુઃખ, લાભહાનિ, માનઅપમાન એ દ્વંદ્વોની પેલી તરફ ત્હેની સ્થિતિ હોવાથી, તે ચાહે ત્યાં જાય અગર નિવાસ કરે, તોપણ મલિન થઇ શકતો નથી. પરંતુ હે પ્રભો! એવા પ્રકારની જ્ઞાનીની રીતિ અથવા અંતરની સ્થિતિ સઘળા લોકો શી રીતે જાણી શકવાના હતા? એટલા માટે **'यद्यपि शुद्धं लोकविरुद्धं'** એ ન્યાય પ્રમાણે સ્ત્રીરાજ્યમાંથી ત્હેમને લઈ આવવાની મ્હને અત્યંત આવશ્યકતા જણાય છે, અને એજ મતલબની પ્રતિજ્ઞા કરીને હું નીકળ્યો

હું પણ ખરો. આકાશ એક વખત પડી જાય, અથવા મેરૂમંદાર પર્વત મૂળમાંથી ઉખડી જઇને ગબડી પડે, કિંવા પૃથ્વી રસાતાળ થઇ જા તોપણ હું મ્હારા નિર્ધારથી કદી પણ પાછો નહિજ પડું. એ સિવ ચાહે તે માંગો, આપનો તે હેતુ હું પૂર્ણ કર્યા વગર નહિ રહું. આટ સાંભળીને હનુમાનને કોપ ચઢયો, અને રામચન્દ્રને કહેવા લાગ્યા એની સાથે હું લઢાઇ કરીશ, પરંતુ મત્સ્યેન્દ્રને કદીપણ પાછા લઈ જ નહિ દઉં રામચંદ્રે કહયું, હે હનુમાન્! ત્હમે આપેલું વચન પૂર્ણ થ ચુકયું છે, માટે એવો ટટો કરવો, એ યોગ્ય નથી. હવે મૈનાકિની પ્રારબ્ધમાં જે હશે તે થશે, તેમાં ત્હમને કાંઇપણ દોષ નથી. આ પ્રમા રામચંદ્રે બન્નેનું સમાધાન કર્યું અને પોતે અદૃશ્ય થઈ ગયા.

પછી હનુમાન્ મૈનાકિનીના મહેલમાં સૂક્ષ્મવેષ ધારણકર દાખલ થયા, અને પલંગપર તે એકલી ઉંઘી ગઈ હતી, ત્હેને જગાડ કહેવા લાગ્યા કે, હે મૈનાકિની! મ્હેં તો મ્હારે ત્હને આપેલા વર પ્રમાણે મત્સ્યેન્દ્રનાથને ત્હારે સ્વાધીન કીધા, પરંતુ હવે ત્હેમનો શિ ગોરખનાથ અહીં આવે છે, તે એમને લઇ ગયા વગર રહેવાનો નથ મ્હેં પુષ્કળ ખટપટ કરી, પરનુ જરીયે સફળ થઈ નથી, એથી ત્હને કહેવ માટે અહીં આવ્યો છું. તો હવે એમના અહીં આવ્યાબાદ, ત્હારે ત્હેમ ત્હારે સ્વાધીન કરી લેવા; વાચાગૌરવ, ધનગૌરવ, આસનવસનગૌર ભોજનાદિ નાનાપ્રકારનાં ગૌરવથી ત્હેમનું મન હરી લેવું કે જેથી મત્સ્યેન્દ્રને લઇ જઈ શકે નહિ એવો ઘાટ રચવો, હવે હું જાઉં એટલું કહીને હનુમાન્ ચાલ્યા ગયા.

પક્ષી જેમ આ વૃક્ષઉપરથી પેલા વૃક્ષઉપર, પેલા વૃક્ષપરથી વ બીજાજ વૃક્ષ ઉપર ઉડીને ચાલ્યું જાય છે, અને પોતાને ધારેલે સ પહોંચે છે, તેજ પ્રમાણે ગોરખનાથ પેલી કલિંગા વેશ્યાની સાથે રસ્તા મુકામ કરતા કરતા શૃગમુરડી નામના રાજધાનીના શહેરમાં, કે મૈનાકિનીનો નિવાસ હતો, ત્યાં આગળ આવી પહોંચ્યા. મૈનાકિન

જ્યારથી હનુમાને ગોરખ આવ્યાની ખબર આપી હતી, ત્યારથી બીલકુલ ચહેન પડતું ન હતું. મત્સ્યેન્દ્રે ત્હેને પૂછયું, આજકાલ ત્હારી ચિત્તવૃત્તિ પ્રસન્ન કેમ જણાતી નથી? ત્હેણે કહ્યું, મ્હેં એવું સાંભળ્યું છે કે, 'આપના શિષ્ય ગોરખનાથ આપને લઇ જવાને સારૂ આવે છે,' ત્હેમના આવવાથી જો આપનું અહીંથી જવાનું થશે, તો મ્હારી દશા શી થશે? એજ વિચાર મ્હારા મનમાં ઉત્પન્ન થવાથી, મ્હને કશું સૂઝતું નથી. મત્સ્યેન્દ્રે કહ્યું, તેને માટે ચિન્તા શું કામ કરે છે? થવાનું છે તે થયાંજ કરવાનું. આજકાલ મ્હને પણ એવું લાગે છે કે, મ્હારો પુત્ર ગોરખ બે ચાર દિવસની અંદર અહીં આવશે. એ જો આવે તો મ્હારે પણ જવું પડે, અને એ મ્હને લીધે ગયા વગર રહે પણ નહિ. કમલિનીમાં ફરનારો ભ્રમર સાયંકાળ થતાંજ ત્યાં અટકી જાય છે, અને સૂર્યનો ઉદય થયાબાદ ત્યાંથી ઉડી જાય છે, તેજ પ્રમાણે તીર્થયાત્રાને વિષે ભ્રમરની માફક ફરનારા એવા મ્હને હનુમાને અહીં લાવીને છોડી દીધો, પરંતુ ગોરખ-સૂર્યનો ઉદય થતાંજ, તું જે પદ્મિની છે ત્હેના કોશ (ઘર)માંથી મ્હારૂં પણ અહીંયાંથી ગમન થઇ જાય, એમ ત્હારે નિઃસંશય સમજવું. માટે હું ત્હને કહું છું તે પ્રમાણે જો તું ચાલીશ, તોજ સુખી થઇશ.

**चिन्तनं सर्वशास्त्राणां मतमन्यन्मतं मम ।**

**न किंचिच्चिन्तनादेव स्वयं तत्त्वं प्रकाशते ।**

**स्वयं प्रकाशिते तत्त्वे तत्क्षणात्तन्मयो भवेत् ॥**

ચિન્તવનથી મોક્ષનો લાભ થાય છે, એ પ્રમાણે સર્વ શાસ્ત્રોને વિષે કહેલું છે. એટલા માટે સાકાર નિરાકારનું ચિન્તવન (ધ્યાન) તેમને માન્ય છે, એ વાત પ્રસિદ્ધ છે. પરંતુ મ્હારો નિશ્ચિત મત એથી કાંઇક જૂદોજ છે. તે શો છે? એમ પૂછતા હો, તો સાંભળો. દ્વૈત અગર અદ્વૈત કોઇપણ વસ્તુનું ચિંતન નહિ કરવાથી, બ્રહ્મરૂપ આત્મતત્ત્વ આપો આપજ પ્રકાશે છે. તે તત્ત્વનો પ્રકાશ થાય, તો તેજ ક્ષણે તદ્રૂપતા

(તદાકારપણું) પ્રાપ્ત થાય છે. એથી કરીને તું 'ચિત્ત ચિંતન ચિંત્ય' એ ત્રિપુટીનો ત્યાગ કરીને જો રહીશ, તો તું તરતજ આનંદરૂપતા ને પામીશ. મત્સ્યેન્દ્રનાથે આ પ્રમાણે મૈનાકિનીને બોધ કર્યા છતાં, ત્હેના મનનું આવા ઉપદેશથી થોડુંજ સમાધાન થઈ શકે તેમ હતું ? ત્હેણે તો મંત્રીને બોલાવીને એકાંતમાં કહી દીધું કે, આપણા રાજ્યમાં જે કોઈ જોગી, પરમહંસ, દિગંબર ઉદાસ સાધુ વગેરે જડી આવે ત્હેમને મારી નાંખવા. મંત્રીએ રાજ્યમાં તથા શહેરમાં સિપાઈઓને વર્દી આપી દીધી અને તે લોક પણ ચોતરફ ફરીને ખોળ કરવા લાગ્યા. સ્ત્રીરાજ્યમાં મંત્રી, સૈનિક, ભાલદાર, ચોપદાર, નોકર વગેરે સઘળાનું કામ સ્ત્રીઓજ કરતી હતી, નહિ કે પુરૂષો. એ કારણને લીધે, ત્યાં કોઈ આવે, તો ઝટ એ બધીયની નજરમાં આવ્યા વગર રહે શેનો ? અસ્તુ !

ગોરખનાથ દૂરદેશી હોઇ, ત્હેમણે કશો અનર્થ થવા ન પામે એ હેતુથી પેલી કલિંગા જેવી વેશ્યાનો આશ્રય લીધો હતો, અને એજ પ્રમાણે પોતાને પણ કોઈ ઓળખી ન શકે કે આ પુરૂષ છે, એટલા માટે સ્ત્રીનો વેષ પણ ધારણ કર્યો ગુરૂને ખાતર નીચઉચ્ચ વેષનો ખ્યાલ ત્હેમના મનમાં ઉપજ્યો નહિ. નીચવેષ અગર કૃત્યથી જો મહાન્ કાર્યની સિદ્ધિ થતી હોય, તો તે પ્રમાણે કરવામાં કશી હરકત નથી. પૃથ્વીનો ઉદ્ધાર કરવા સારૂ આવા મોટા વિષ્ણુએ નીચ ડુક્કરનો અવતાર લીધાની વાત શું અજાણી છે ? તેજ પ્રમાણે ગોરખે યુક્તિથી પોતાના ગુરૂને ત્યાંથી લઈ જવાને કાજે નીચ સ્ત્રીનો વેષ લીધો, તથા તબલાં વગાડવાનું નીચ કામ માથે લઇને, તે વેશ્યાની સાથે શહેરમાં એક ઠેકાણે નીવાસ કીધો. પછી પેલી કલિંગા મૈનાકિનીની પાસે જઈ પહોંચી, અને 'હું વેશ્યા છું, ગાયન વાદન નર્તનમાં પ્રવિણ છું, અને આપનું નામ સાંભળીને દૂર દેશાવરથી અંહી આવીને મુકામ કર્યો છે, માટે મ્હારો ગાયન નાચ વગેરે જલસો આપની સભામાં થવા દો,' એ પ્રમાણે ત્હેણે કહ્યું. પછી તેજ રાત્રે ત્હેના ગાયનની મેહફીલ રાખવામાં આવી. અને પછી વેશ્યા

પોતાના સ્થાનપર પાછી આવી. પ્રહર રાત્રી વીત્યા બાદ વેસ્યા જ્યારે પોતાની સાથેના બીજા સ્ત્રી સાજીંદાઓને લઇને સભામાં જવાને નીકળી ત્યારે ગોરખે પણ સુંદર સ્ત્રીનું રૂપ લઇને તબલાં વગાડવાનું કામ કરવા માટે ત્હેની સાથે ચાલવા માંડ્યું.

રાજસભામાં જઈ પહોંચતાં સ્વર્ગની સભાના જેવી ત્યાંની જાહોજલાલી જોવામાં આવી. મધ્યભાગનેવિષે સિંહાસનઉપર મત્સ્યેન્દ્રનાથની મૂર્તિ વિરાજમાન થએલી છે, અને ડાબી બાજુએ મૈનાકિની રાણી આવી રહેલાં છે તથા પાસે પુત્ર મીનાનાથ બેઠેલો છે એવું જોતાં, જાણે કૈલાસ પર્વતઉપર શંકરજ ગૌરી અને ગણપતિની સાથે બેઠેલા ન હોય, એવો ભાસ થયો. ગુરૂને જોઇને ગોરખની આંખો પ્રેમાશ્રુથી ભરાઈ આવી, અને ત્હેમણે દૂરથીજ ત્હેમની મૂર્તિના દર્શન કરીને મન-વડે નમન કર્યું. આકાશને વિષે જ્યાં જુઓ, ત્યાં નક્ષત્રજ નક્ષત્ર નજરે પડે છે, તેજ પ્રમાણે તે સભાસ્થાનમાં જ્યાં જુઓ ત્યાં સુંદર સુંદર સ્ત્રીઓજ દૃષ્ટિગોચર થતી હતી; તથા નક્ષત્રમંડલનેવિષે આવી રહેલા ચંદ્રની પેઠે એકલા મત્સ્યેન્દ્રનાથજ પુરૂષ તરીકે શોભાયમાન થઈ રહ્યા હતા. ભાલદાર, ચોપદાર પોતાની મધુર વાણીથી લલકારી રહ્યા છે, અને છત્ર ચામર વ્યજનાદિ હાથમાં લઇને સ્ત્રી સમુદાય ત્હેમની પાછળ ખડો થઈ રહ્યો છે, એવો ઉત્તમોત્તમ ઠાટ જોઈને, વેસ્યા તથા ગોરખ

સમેત સાથેના સઘળાજ સાજીંદા આનંદ પામ્યા. થોડાજ વખતમાં તબલાં, સારંગી, વીણા, સતાર વગેરે બાજીંત્રોને બરાબર સૂરમાં મેળવી રહ્યાબાદ ગાયન શરૂ થયું. વેસ્યા રૂપમાં તથા ગાયનમાં અપ્સરાનો નમુનો હતી. ગોરખનાથે તબલાં વગાડવાનું કામ પોતાના હાથપર રાખ્યું હતું પછી પૂછવાની શી રહી ? સભા તો ક્ષણમાત્રમાં ગાયનના તાનમાં ગુલતાન થઇ ગઈ. મત્સ્યેન્દ્ર તથા મૈનાકિની વારંવાર ત્હેની વાહવા કરી રહ્યા હતા. એવે વખતે ગોરખનાથે તબલાંને મ્હોંડેથી આ પ્રમાણે શબ્દો કાઢવા માંડ્યા:—

## પદ. રાગ–ધનાશ્રી, તાલ–ધુમાળી,

ગોરખ જોગી ગુરૂકો ધુંડત અસ્ત્રિરાજમેં આયા હૈ। બનબન ધુંડે સબઘર ધુંડે રાજમંદિર પાયા હૈ। પુંગી મોહે નાદનિકાસત ઘરઘર દેખત ધાયા હૈ। ચલો મછિંદર ગોરખ જોગી તુમકો ધુંડત આયા હૈ ॥ ૧ ॥

હે ગુરૂ! આપનો શિષ્ય હું ગોરખ ત્રિયારાજમાં હાલ આવી પહોંચ્યો છું, અને મહાભાગ્યથી રાજમંદિરમાં આવીને આપને જોઈ રહ્યો છું. બાર વર્ષ થયાં અનેક વન તથા તીર્થક્ષેત્ર, ગામ, પર્વત અને નદીકિનારે શોધી રહ્યો છું, તોપણ આપનો ક્યાંઈ પત્તો લાગ્યો નહિ, પરંતુ આજે અહીં મ્હને આપનાં દર્શન થયાં, તેથી હું ધન્ય થયો છું. હવે આપ જલદી અહીંથી ચાલો, તો સારૂં થાય. સર્વત્ર આપની અપકીર્તિ થઈ રહી છે. ઇત્યાદિ પ્રકારનું કથન જ્યારે તબલામાંથી થયું, ત્યારે તો મત્સ્યેન્દ્રનાથ આમતેમ ચોગરદમ જોવા લાગ્યા કે આ કોણ બોલે છે? મ્હારો શિષ્ય ગોરખ ક્યાં છે? ગાયન સાંભળવામાં મત્સ્યેન્દ્રનાથની પહેલાંના જેવી એકાગ્રતા નથી, અને આસપાસ કાંઇ જોઈ રહ્યા છે, એવું મૈનાકિનીના જોવામાં આવતાં ત્હેણે ત્હેમને પૂછયું કે, મહારાજ! આમતેમ આપ શું જોયા કરો છો? મન આપનું ગાયનમાંથી વ્યગ્ર થએલું કેમ જણાય છે? મત્સ્યેન્દ્રનાથે કહ્યું, મ્હારો શિષ્ય મ્હને શોધતો શોધતો અંહી લગી આવી પહોંચ્યો છે, અને મ્હને કહે છે કે 'હું ગોરખ આવ્યો છું, જલદી ચાલો' એટલા માટે હું જોઇ રહ્યો છું કે એ ક્યાં છે?

મનાકિનીને આટલું સાંભળતાંવારને હનુમાનના વચનની સ્મૃતિ થઈ, અને ત્હેનું પણ મન શોકાકુળ થઈ ગયું. ત્હેણે પૂછયું, મહારાજ! આપ શા પરથી એ પ્રમાણે કહો છો? મત્સ્યેન્દ્રે કહ્યું, સાંભળ! આ અવાજમાં એજ શબ્દોનો ઉચ્ચાર થઇ રહ્યો છે. એકાગ્રપણે સાંભળ્યું

ાટલે મનાકિનીને પણ તેની સમજ પડી. પછી ત્હેણે શી ચતુરાઈ કીધી કે લેંગા વેસ્યાને એમ જણાવ્યું કે હમારા તબલાનો સાજ સારો છે તે મારા સાજીંદાને વગાડવાને આપી દો. ત્હેણે ત્યાંનું દરબારી તબલું ધું અને ગોરખને આપ્યું. તેણે તે વગાડયું તોપણ તેમાંથીયે હેલાંની પેઠેજ 'ચલો મછિંદર ગોરખઆયા' વગેરે શબ્દો નીકળ્યા. મકે તબલાં બદલાયાં પરંતુ વગાડનારો તો તેજ હતો, એટલે પછી ક્ષર ઉતારવામાં ફેર શી રીતે પડે? મત્સ્યેન્દ્રે કહ્યું, હે મૈનાકિની! ાંભળ્યું કે નહિ? મ્હારો શિષ્ય ગોરક્ષ મ્હને ચાલો એ પ્રમાણે કહી હ્યો છે તે. મૈનાકિનીએ એને શોધી કાઢવા સારૂ પછી યુક્તિ એવી યી કે, કલિંગાને કહ્યું કે હમારા દરબારી સાજીંદાને ત્હમારી સાથે બલાં વગાડવાને રાખો; એ કેવી સાથ કરે છે તે જોઈએ તો ખરા. ્મારો તબલચી સારો છે, પણ હમારાનીયે પરીક્ષા થઇ શકશે. પછી ારખને તબલાં બગાડતો બંધ કરીને, બીજા દરબારી તબલચી (સ્ત્રી-ીજ) ને બેસાડવામાં આવ્યો. ત્યારે ત્હેનાં તબલાંમાંથી પહેલાંની માફક લો મછિંદર ગોરખ આયા' વગેરે શબ્દો કાંઇ નીકળ્યા નહિ. આ ારથી કલિંગાનો તબલચીજ ગોરખ હોવો જોઈએ, એવી મૈનાકિનીની ાતરી થઈ, અને ત્હેણે એ કલિંગાના તબલચીને (ગોરખને) એકાંતમાં લાવી લીધો.

ગોરખ આવ્યા બાદ, ત્હેના ચરણપર મૈનાકિનીએ પોતાનું શિર ાવી દીધું અને પૂછ્યું કે, 'તું કોણ છે, તે ખરેખરૂં કહી દે; ખોટું લે તો ત્હને ત્હારા ગુરૂના ચરણના શપથ છે. એવું સાંભળીને, ત્હેણે કહ્યું 'હું મત્સ્યેન્દ્રનાથનો પ્રિય શિષ્ય ગોરખનાથ છું. એમનાં દર્શન કર-ને કાજે મ્હેં આમ સ્ત્રીનો વેષ ધારણ કીધો અને આ સભામાં મલ થયો; કેમકે અંહી પુરૂષનો પ્રવેશ થઇ શકે તેમ નથી. પછી ીએ ગોરખનાથને પુરૂષનાં વસ્ત્રો પહેરવાને આપ્યાં, અને પછી ત્હેને ા જોડીને કહ્યું કે, "ત્હમારૂં નામ તો મ્હેં સાંભળ્યું હતું પરંતુ

ત્હમારાં દર્શનની જે ઉત્સુકતા હતી, તે આજે પુરી થઇ. જલનું વિસ્મરણ માછલાંને, અગર વત્સની વિસ્મૃતિ ગાયને વનમાં દૂર જવા છતાં થતી નથી, તેજ પ્રમાણે નાથ મહારાજે ત્હમને કદી વીસાર્યા નથી. વારંવાર મ્હારો ગોરખ ક્યાં હશે ? એમ રોજ કહ્યાં કરતા હતા. ઘણું સારૂં થયું કે ત્હમે અંહી આવ્યા. એથી એમના જીવને બહુ આનંદ થશે, " પછી મૈનાકિની ત્હેને હાથ પકડીને સભામાં લઈ આવી. મત્સ્યેન્દ્રને તથા બીજાં બધાંયને 'આ પુરૂષ કોણ છે, અને અંહી કેમ આવ્યો હશે' તે ખાતર આશ્ચર્ય થયું. ગોરખે ગુરૂની પાસે જતાંજઃ—

## પદ, રાગ-કાલિંગડા, તાલ-ચલતી.

ગુરૂજી તોરે પૈયાપો સીસ ધરૂં ॥ ધ્રુ ॥ મેરે તનકા ચામ નિકાસકે ચરનપન્હૈયા કરૂં ॥ ૧ ॥ તેરે નામકા ધ્યાન ધરૂં મૈ તેરે કાજ મરૂં ॥ ૨ ॥ ગોરખ કહે તેરી મૂરત પ્યારી નૈનનબીચ ભરૂં ॥ ૩ ॥

ત્હેમનાં ચરણને સાષ્ટાંગ નમસ્કાર કરીને હાથ જોડીને સ્તુતિ કરવા માંડી કેઃ—હે સદ્‌ગુરૂ ! આપ આ શરીરને તપને વિષે પ્રવૃત્ત કરીને કોણ જાણે ક્યાં ચાલ્યા ગયા તેની ખબર નહિ હોવાથી, ઘણાં વરસ આપની શોધમાં હું ફરતો રહ્યો છું, તો આજે આ મૂર્તિનાં દર્શન થયાં. આ શરીરનાપર આપના જે અનંત ઉપકાર થયા છે, તે ખાતર આ શરીરની ચામડી ઉતારીને આપના ચરણને વિષે તેની પાદરક્ષા કરી દઉં (પાદુકા પહેરાવું) તોપણ તેમ કર્યાથીયે આપનાં ઋણમાંથી હું મુક્ત થઈ શકું તેમ નથી. હવે પ્રાર્થના એટલીજ છે કે આ આપની પ્યારી મૂર્તિ આ નયન આગળથી દૂર ન થાય. મત્સ્યેન્દ્રનાથ પણ પ્રાણથી પ્યારા પોતાના શિષ્યને પાસે લઇને દૃઢ આલિંગન દઇને કહેવા લાગ્યા કે, હે ગોરખ ! હું પણ રાત દિવસ ત્હારૂં સ્મરણ કર્યાં કરતો હતો, પરંતુ ધન્ય છે

ત્હને કે મ્હારે ખાતર સર્વત્ર શોધ કરીને ભારે યુક્તિથી અંહી લગી આવી પહોંચ્યો અને આખરે મ્હને શોધી કાઢયો.

ત્યારબાદ મૈનાકિનીએ કહ્યું કે, મહારાજ ! આપનાં ઘડપણના સમયમાં ગોરખ અહી આવી પહોંચવાથી મ્હારા જીવને પણ નીરાંત થઈ કે મીનાનાથના એ વડીલ બન્ધુ હોવાથી સઘળો રાજ્યકારભાર સમાલી લેશે, અને આપને કોઈ પણ પ્રકારની તકલીફ પડશે નહિ. ગોરખ મનમાં વિચાર કરવા લાગ્યો કે, મ્હને જોગી વેરાગીને આ રાજ્યાદિ વૈભવની શી ગરજ ? એનાં મધુર ભાષણથી ગોરખ શું મોહ પામશે ? નહિજ. પરંતુ આ રાણી તો સૂર્યને અંધકારથી સુશોભિત કરવા ઇચ્છે છે. સ્પર્શમણીને સુવર્ણનાં અલંકાર. અગર ઇન્દ્રાદિ દેવોને છાશની બક્ષીસ, અથવા ગાયનું દૂધ કાઢીને ક્ષીર સાગરને સંતુષ્ટ કરવા જેવો એનો હેતુ છે. ભલે ! તેમાં આપણને શું લાગે છે કે વળગે છે ? કાર્યના પ્રત્યે નજર (લક્ષ) રાખીને સર્વ કાંઈ સાંભળી લેવું જોઇએ. પછી તે કલિંગાવેશ્યાને દ્રવ્ય આપીને વિદાય કીધી, અને તે બન્ને જણાં ત્યાંથી ઉઠીને ગોરખની સાથે એકાન્ત સ્થાનમાં ચાલ્યાં ગયાં. મત્સ્યેન્દ્રનાથે કહ્યું, ગોરક્ષ ! હનુમાને વચન લઇને મ્હને બાંધી લીધો અને તેને લીધેજ મ્હારો અંહી નિવાસ થયો. તે છતાં ખાતાં પીતાં, ઉઠતાં બેસતાં, સૂતાં તેમજ જાગૃત થતાં ત્હારંજ સ્મરણ થયાં કરતું હતું.

ગોરખે કહ્યું, મહારાજ ! આપ જ્યાં જશો, ત્યાં મ્હારા સમાન અનેક પુત્ર નિર્માણ કરશો, એ આપનું સામર્થ્ય હું જાણું છું. પરંતુ સૂર્યને જેમ અનેક કમલ હોવા છતાં, કમલોને તો એકજ સૂર્ય સુખપ્રદ થાય છે, અથવા જલને અનેક જલચર, ચંદ્રને અનેક ચકોરપક્ષી તથા મેઘને અનેક ચાતક હોવા છતાં, જલચર, ચકોર, ચાતક વગેરેને તો એકજ જલ, ચંદ્ર અને મેઘ આનંદપ્રદ હોય છે, તેજ પ્રમાણે મ્હારા સમાન આપને તો ઘણાએ હશે, પરંતુ મ્હને તો આપ એકજ છો. એથી આપને ખાતર જ્યાં ત્યાં વલખાં મારીને ઢુંઢતો ઢુંઢતો અંહી સુધી આવી

પહોંચ્યો છું, તો મ્હારો ત્યાગ કરીને આપ હવે ક્યાંઈ ન રહેશો. પ
પ્રાતઃકાલમાં સ્નાનાદિ કર્મ કરીને ગોરખ તથા મીનાનાથ અને મૈનાકિ
સાથે રાખીને મત્સ્યેન્દ્રે ભોજન કર્યું. તેથી કરીને શંકર પાર્વતી ત
ગજાનન ષડાનન (કાર્તિકસ્વામી)ને સાથે રાખીને ભોજન કરે છે, એ
તે વખતે શોભા જણાઇ રહી હતી. અથવા નંદ યશોદાની પાસે :
અને કૃષ્ણ જેમ બેસતા હતા, તેના જેવો ભાસ થતો હતો. અસ્તુ

ગોરખનાથ જ્યારથી આવ્યા ત્યારથી મૈનાકિનીના મનમાં ભારે ચિ
તથા ભય ઉપજ્યાં હતાં, પરંતુ બહારથી તે કોઇને કશું જણાવા દેતી ન
અને ગોરખ ત્યાંથી જાય નહિ તેટલા ખાતર ત્હેમને સુપ્રસન્ન રાખ
ત્હેમની મરજી મુજબ ચાલતી હતી એક દિવસ ગોરખે મત્સ્યેન્દ્રને ક
મહારાજ ! પીત્તળના કંકણમાં રત્ન, કિંવા શ્મશાનને વિષે દેવમૂ
સ્થાપના, અથવા ચિન્તામણી રત્ન જેમ બકરીના ગળામાં શોભતું ન
તેજ પ્રમાણે આપની સ્થિતિ અંહી ઠીક લાગતી નથી. આપ તો
નારાયણ છો અને જગતના કલ્યાણને કાજે આ સ્વરૂપ ધારણ કર્યું
તેથી કરીને સદુપદેશવડે લોકોની સન્માર્ગને વિષે પ્રવૃત્તિ કરાવવાની
દઇને, અંહી બેસી રહેશો, તો તેઓની મતિ વધારેને વધારે મલિન
જશે. માટે આ સર્વ સંગનો ત્યાગ કરીને, અંહીથી આપ મ્હારી :
ચાલો, કેમકે જગતમાં આપણા પંથની બદબો બોલાય છે. આ પ્ર
યુક્તિથી બોધ કરીને, ત્હેમની પાસેથી વચન સુદ્ધાં લીધું. બાદ મત્સ
એ વાત રાણીને જાહેર કીધી કે, ગોરખ મ્હને લઈ જવા માંગે છે,
મ્હેં પણ, 'હું ત્હારી સાથે આવું છું એવું,' એને વચન આપ્યું
તેથી મ્હારે જવું પડશે. ત્યારે તો મૈનાકિની મહાકલ્પાન્ત કરતી કહેવા
કે, આપ જો ચાલ્યા જશો, તો મ્હારા પ્રાણ રહેશે નહિ. ગોરખે
ત્હેને કહ્યું કે તીર્થાટન માટે મ્હારે જવું છે, માટે હું મત્સ્યેન્દ્ર
મ્હારી સાથે લઈ જવાનો છું.

મૈનાકિનીએ ત્હેને કહ્યું, હે ગોરખ ! ત્હમે મ્હારા મોટા છોકરા છો, તેથી ત્હમારા નાનાભાઇ મીનાનાથની સાથે આ રાજ્યવૈભવનો ઉપભોગ કરીને ત્હમે અંહીજ રહો. મહારાજનું તેમજ મ્હારૂં પણ શરીર દિવસે દિવસે લથડતું જાય છે, તેથી ત્હમારા વગર હમારૂં, મીનાનાથનું તથા આ રાજ્યનું રક્ષણ કોણ કરશે ? આ પ્રમાણે રસયુક્ત ભાષણ કરવા છતાં, ગોરખનું ચિત્ત તેથી જરીયે ડગ્યું નહિ. ગોરખે કહ્યું, હમારૂં ત્રિલોકીનું રાજ્ય તજીને ત્હમારા અલ્પરાજ્યનો ઉપભોગ કોણ કરે ? હમારી યોગસંપત્તિ અને તેથી નીપજનારા સુખનું તે હું શું વર્ણન કરૂં ? માઇ ! અંહી બહુ દિવસ ભાંગ્યા તેથી હમને હવે અંહીથી જવાની રજા આપો. ત્યારે મૈનાકિનીએ વિચાર કર્યો કે એને સુંદર સ્ત્રીઓવડે મોહિત કરીને અંહી રાખી લેવો જોઇએ; પરંતુ બહારની સલુકાઈ બતાવવા ત્હેને કહ્યું, હે ગોરખ ! જવું હોય તો જજો, પણ છ મહિના સુધી અંહી રહેજો. ત્યારબાદ હું નાથ મહારાજને ત્હમારી સાથે તીર્થાટન કરવા મોકલી આપીશ, માટે હાલ આટલી બધી ઉતાવળ ન કરશો. ગોરખે કહ્યું, ઠીક ! પરંતુ મ્હને એક દિવસ મુકરર કરીને કહોકે ફલાણે દિવસે હું ત્હમને અંહીથી વિદાય કરીશ. ફક્ત એટલુંજ લક્ષમાં રાખવું કે એ મુકરર કરેલા દિવસપછી હમે અંહી રહીશું નહિ, ગુરૂ મહારાજને લઇને વિદાય થઇ જઇશું. મૈનાકિનીએ કહ્યું, ગોરખ ! ચૈત્ર સુદ પડવાને દિવસે ત્હમને અંહીથી વિદાયગીરી આપીશ, ત્યાંસુધી ત્હમારે અંહી રહેવું. આટલું કબૂલ રાખીને તે દિવસની રાહ જોતા અને ગુરુની સેવા કરતા ગોરખનાથ ત્યાંજ રહી ગયા.

થોડાક દિવસ પછી ગોરખને પાસે બોલાવીને મૈનાકિનીએ કહ્યુંકે, મ્હારા મનમાં એવું આવે છે કે ત્હમારે લગ્ન કરી નાંખવાં. માટે ત્હમે જો હા કહેતા હો, તો ત્હમને પસંદ પડે તેવી મનગમતી સુંદર સ્ત્રી ત્હમને બક્ષીસ કરૂં અને ભારે ઠાઠમાઠથી ત્હેની સાથે ત્હમારો લગ્નસમારંભ કરૂં. ગોરખે ત્હેને કહ્યુંકે, મ્હારા કાનમાં જે મુદ્રિકા

છે, તેજ મ્હારી સ્ત્રી છે, ત્હેના સિવાય બીજી કોઇ સ્ત્રીની મ્હારે જરૂર નથી. તેમ છતાં, એક દિવસ ત્હેણે એક સુંદર સ્ત્રીને બાજી ખેલવાને સારુ ગોરખની પાસે મોકલી આપી, ત્હેણે ગોરખને પોતાનો હેતુ રમવાનો છે એવું જણાવતાં બન્ને જણાં રમવાને બેઠાં રમતાં રમતાં ત્હેણે ગોરક્ષને હાવભાવ વગેરે અનેક ચેષ્ટા દર્શાવી, તથા પોતાના શરીરનાં કેટલાંક અવયવ પણ નિર્લજ્જ થઇને દેખાડયાં પરંતુ ત્હેમનું મન લેશમાત્ર પણ વિકારને વશ થયું નહિ. સ્ત્રીએ કહયું, હે ગોરક્ષ! નદીનું પાણી જે વહી જાય છે, તે શું પાછું આવે છે? તેજ પ્રમાણે આ ત્હમારૂં યૌવન પણ એમ વહી જાય છે, તે શું પાછું આવવાનું છે કે? નહિજ. એટલા માટે, સ્ત્રી વગેરે ઉત્તમ પ્રકારનાં રસભોગોનો અનુભવ કરીને સંસારમાં રહેવું જોઇએ; પરંતુ ત્હમે સાધુવેરાગી થઇને ભટકો છો, અને નાહક આવરદા ગુમાવો છો. વીજળી વગર મેઘની શોભા નથી, તેજ પ્રમાણે રમણી વિના સંસારમાં પુરૂષની શી શોભા છે?

**विशालवेणी नयनाभिरामा कन्दर्पसंपूर्णनिधानरूपा ॥**
**भुक्ता न येनैव वसन्तकाले वृथागतं तस्य नरस्य जीवितं ॥**

જે પુરૂષે મનુષ્યજન્મ મળ્યાબાદ, જેની વેણી વિશાળ છે અને જેનાં નેત્ર હરિણીનાં જેવાં સુંદર છે તથા જે મદનનું સંપૂર્ણનિધાન છે, એવી યુવતિનો સમાગમ કર્યો નથી, તેનું જીવિતવ્યર્થજ સમજવું. તેથી કરીને ત્હમે મ્હારો અંગિકાર કરો અને ત્હમારા જન્મનું સાર્થક કરો. તે સાંભળીને ગોરક્ષે કહયું કેઃ—

**अमेध्यपूर्ण कृमिजन्तुसंकुलं स्वभावदुर्गन्धमशौचमध्रुवम् ।**
**कलेवरे मूत्रपुरीषभाजने रमेत मूढो न रमेत पण्डितः ॥**

માંસ, લોહી, હાડકાં વગેરેથી ભરપુર, કૃમિઓથી વ્યાપ્ત, સ્વાભાવિક દુર્ગન્ધિયુકત, મલમૂત્રાદિનું પાત્ર એવા અપવિત્ર સ્ત્રીનાં શરીરને વિષે મૂઢનેજ સુંદરતા અને પવિત્રતા દેખાય છે અને તે તેમાં આસક્ત

થઈને રમમાણ થાય છે; પરંતુ પંડિત (આત્મવિષયક બુદ્ધિ જેને પ્રાપ્ત થઈ છે એવો વિદ્વાન, નહિ કે કેવળ શાબ્દિક પંડિત) કદીયે તેમાં રમમાણ થશે નહિ. કેમકે, તે વસ્તુનાં યથાર્થસ્વરૂપને જાણે છે અને અનાત્મપદાર્થને તજીને આત્માને વિષેજ આસક્ત થાય છે. વિષ્ઠાને વિષે સુંદરતા અને મધુરતા કાગડા અગર કુક્કર સિવાય બીજા કોને ભાસવાની હતી? એટલા માટે મ્હારાથી ત્હારી કામના પૂર્ણ થઇ શકશે નહિ. જીતેન્દ્રિય શુકાચાર્યની આગળ રંભા જે પ્રમાણે છોભીલી પડી હતી, તેજ પ્રમાણે ગોરખના તીવ્ર વૈરાગ્યની આગળ ત્હેનો કાંઇપણ ઇલાજ ચાલ્યો નહિ. પછી તે પાછી ચાલી ગઇ, અને મૈનાકિનીને સઘળી હકીકતથી વાકેફ કીધી. એવા અનેક ઉપાયોરૂપી પહાડો ગોરખને રોકી પાડવા સારૂ મૈનાકિનીએ ઉભા કર્યા હતા, તેમ છતાં ગોરખનાં વૈરાગ્ય-વજ્રવડે તે સર્વ ભેદાઇ ગયા અને રાણી ચિન્તાતુર થઇ.

પછી ગોરખના મનમાં એવો વિચાર આવ્યો કે મુકરર કરેલા દિવસે આપણું અહીંથી નિશ્ચય પૂર્વક નિર્ગમન થાય તેટલા ખાતર મૈનાકિની તથા મત્સ્યેન્દ્રનાથને કાંઇક ચમત્કાર બતાવવો જોઇએ. એક દિવસ રાત્રીને વખતે જ્યારે મૈનાકિની મીનાનાથ, અને મત્સ્યેન્દ્રનાથ સુઇ રહ્યા હતા, તે વખતે મીનાનાથને ઝાડાની હાજત થતાં મત્સ્યેન્દ્રે ગોરખને બોલાવીને મીનાનાથને દિશાએ લઈ જવાનું કહ્યું. ગોરખનાથ ત્હેને ઉંચકીને બહાર લઈ આવ્યા, અને ઝાડે ફરવા બેસાડયો, તથા ત્હેને કહ્યું કે, 'ઝાડે ફરજે પણ પિસાબ કરીશ નહિ. અથવા જો પિસાબ કરે તો ઝાડે ફરવું નહિ. જો બન્નેવાનાં કરશે, તો હું ત્હારા કાન કાપી નાંખીશ'. આટલું સાંભળતાંવારને તે ગભરાઇ ગયો. કેમકે પુષ્પ વિના ફળ અને જન્મવગર મરણ ક્યાં થાય છે કે પીસાબ વગર ઝાડો થઇ શકે? ભોગની પછી રોગ, સુખ પછી ક્ષય, વિદ્યામદની પાછળ વાદીની મુલાકાત, તેજ પ્રમાણે પીસાબ થયા પછી ઝાડો થાય છે, એ વાત પ્રસિદ્ધ છે. કાન કપાઇ જવાના ડરથી મીનાનાથને જે ઝાડાની હાજત

થઈ હતી, તે બંધ થઇ ગઇ, અને ત્હેણે કહ્યું કે, ગોરખભાઈ ચ
ઝાડો થતો નથી. ગોરખે ત્હેને લઈ આવીને મહેલમાં મૂકી દીધો.
જ્યારે તે પલંગપર સુઇ ગયો ત્યારે ત્હેને પથારીમાં ને પથારીમાંજ
થઇ ગયો. ગોરખના ભયને લીધે ફરી પાછું બહાર જવાનું તે એ
નહિ. જ્યારે ખરાબ વાસ બહુ આવવા માંડી, ત્યારે મત્સ્યેન્દ્ર તે ક
આવે છે તેની તપાસ કરવા માંડી. દીવો લઇને જોતાં મીન
પથારીમાંજ ઝાડે ફરી દીધાનું જણાયું. ઝટ ગોરખને બોલાવીને
કે, હે ગોરખ! મીનાનાથે પથારીમાંજ ઝાડે ફરી દીધું છે, અને
સઘળું શરીર મેલથી ખરડાએલું છે, માટે એને લઇ જાઓ
ધોઈ કરીને સાફસુફ કરીને લઇ આવો.

ગુરુની આજ્ઞા થતાંજ ગોરખે ત્હેને ઉંચકીને નદીપર લઇ
પ્રવાહના પાણીમાં ત્હેને ઝબકોળ્યો અને ખડકની ઉપર સાફ કર
સારૂ પટકવા માંડ્યો. ધોબીલોક જે પ્રમાણે કપડાંને પાણીમાં બો
પત્થરપર ઝીક મારીને ધૂએ છે, તેજ પ્રમાણે ગોરખે પંચભૂત
શરીરરૂપી વસ્ત્રને વારંવાર ખૂબ જોસથી પટકીને તેને સાફ કરી
તેમાં કોઇ પણ પ્રકારનો મલ રહેવા દીધો નહિ. અર્થાત્ હાડકાં,
લોહી વગેરે બધુંજ કાઢી નાંખીને, ફક્ત એકલું ચામડુંજ રહેવા
માંસાહારી ખાટકી લોક બકરાને મારી નાંખે છે, અને તેનો માંસ
બધો ભાગ કાઢી નાંખીને, ફક્ત એકલું ચામડું રાખે છે, તે પ્ર
ગોરખનાથે મીનાનાથનુ ચામડું સાફસુફ કરીને આણ્યું, અને તડ
સુકાવાને માટે નાંખ્યું.

આણી તરફ સવાર પડી ચુકયાબાદ મત્સ્યેન્દ્ર તથા રાણીએ
શૌચ મુખમાર્જનાદિ કર્મ કરીને મીનાનાથને દૂધ પીવડાવવા
ખોળવા માંડતાં તે કહીં જણાયો નહિ. ત્યારે મત્સ્યેન્દ્રે ગોરખને બે
વીને પૂછયું, અરે! મીનાનાથ ક્યાં છે? ત્હેણે કહ્યું, આપની
મુજબ ત્હેને ધોઇને સાફ કર્યો છે, અને તડકામાં સુકાવાને સારૂ ર

છે. થોડાક વખત પછી ફરી પાછું ગોરખને પૂછયું, અરે! તડકામાં કેટલો વખત થયાં ત્હેં એને સૂકાવા સારૂ ઉભો રાખ્યો છો એમના મનમાં કે ન્હાયા પછી છોકરાઓ જે પ્રમાણે તડકામાં ઉભા રહે છે, તેજ પ્રમાણે એનું અંગ મેલાંથી ખરડાએલું હતું તેથી બરાબર ધોઈ કરીને એને તડકામાં ઉભો કરી રાખ્યો હશે. પરંતુ જ્યારે બે ત્રણવાર પૂછવા છતાં ગોરખે એકજ જવાબ દીધો, ત્યારે ત્હેને જોવાને વાસ્તે બન્નેય ઉઠયાં અને બહાર આવીને કહેવા લાગ્યાં કે, કયાં છે? ગોરખે જે ત્હેનું ચામડું તડકામાં સૂકાવા સારૂ નાંખી મૂકયું હતું, તે દેખાડયું અને કહયું કે, જુઓ! આ રહ્યો મીનાનાથ! બન્નેએ જ્યારે મીનાનાથના શરીરનું ફક્ત ચામડુંજ જોયું, ત્યારે તો તેઓ કલ્પાન્ત કરીને કહેવા લાગ્યાં કે, ગોરખ! કેવો સદ્‌ગુણી પુત્ર હતો? ત્હેને ત્હેં મારી નાંખ્યો.

ગોરખે કહયું, સદ્‌ગુણી હતો, તેથીજ તો એણે પથારીમાં ઝાડે ફરવાનો ગુણ દેખાડયો હતો. મૈનાકિનીએ કહયું, ગોરખ! મ્હારો એકનો એકજ પુત્ર હતો, જેને જોઇને મ્હારો સર્વ સંતાપ દૂર થતો હતો તથા આખરના વખતમાં એનાથી વિશ્રાન્તિ મળશે, એવી જે મ્હારી ઇચ્છા હતી, તે સઘળી ત્હમે મિથ્યા કરી દીધી, પૂર્વજન્મનું વેર વાળવાને માટેજ કદાચ ત્હમારૂં અંહી આવવું થયું હશે, એમ મ્હને લાગે છે. ગોરખે મત્સ્યેન્દ્રને કહ્યુ કે, વિચાર કરીને જોશો, તો આપ કોણ છો અને મીનાનાથ કોણ–કોનો–છે તે સઘળું ખ્યાલમાં આવશે. સકલ વિશ્વ જ્યાં નાશવંત છે, ત્યાં મીનાનાથ શી રીતે અજરામર હોઇ શકે? નામ રૂપ મિથ્યા છે, કેમકે તેઓ માયાના અંશ છે, પરંતુ અસ્તિ ભાતિ પ્રિયરૂપથી આત્મા તો સદા સર્વત્ર વિદ્યમાન છેજ. **'નાયં હન્તિ ન હન્યતે'.** એ આત્મા કોઇને મારતો નથી અને કોઇથી મરાતો પણ નથી, આ પ્રકારની જ્ઞાનદૃષ્ટિથી આપ એનો મોહ તજી દો. મત્સ્યેન્દ્રે કહ્યું, ઠીક! એક તો ત્હેં એને જાણી જોઇને સાફ કરી દીધો અને પાછો જ્ઞાનનો ઉપદેશ પણ કરે છે, એ કેટલું બધું આશ્ચર્ય ભર્યું

છે? પરંતુ હે ગોરખ! એને જોયા વગર આત્મા શાન્ત થશે નહિ, અને મૈનાકિની તો પ્રાણ તજી દીધા વગર રહેશે નહિ, માટે તું જો મ્હારો સાચો શિષ્ય હોય, તો મીનાનાથને દેખાડ.

ગુરૂનું આવું ભાષણ સાંભળીને ગોરખે સંજીવિની મંત્રનો જપ કરીને વિભૂતિ અભિમંત્રિત કીધી અને તે ચામડાપર ફેંકી દીધી, એટલે એકદમ એકસો ને આઠ (૧૦૮) મીનાનાથ ત્યાં આગળ પ્રગટ થયા સઘળાનાંજ રૂપ, વય, પોશાખ, વગેરે એક સરખાં જોઈને તે બન્નેય વિસ્મય પામ્યાં. આપણો મીનાનાથ કયો તે ઓળખી નહિ શકાવાથી મૈનાકિનીએ કહ્યું, ગોરખ! ત્હમે ખરેખર ઇશ્વિરી અવતારજ છો, એવી મ્હારી ખાતરી થઇ. હવે મ્હારા ઉપર કૃપા કરો, અને મ્હારો જે પુત્ર હોય તે મ્હને આપી દો, તથા બાકીની આપની સઘળી માયા સમેટી લો; આટલું કહીને ગોરખને નમન સુદ્ધાં કીધું. ગોરખે કહ્યું, હાં હાં! તું તો હમારી ગુરૂમાતા છે, માટે નમન ન કરવું જોઈએ. ત્હને ત્હારો પુત્ર આપું છું. એમ બોલીને એકસો સાત પુત્રને અદૃશ્ય કીધા, અને જે એકજ મુખ્ય હતો, ત્હેને અવશિષ્ટ રહેવા દીધો. જ્યારે તે બાલકે માતાપિતાને દીઠાં, ત્યારે ત્હેણે ત્હેમને નમન કીધું. તેઓએ ત્હેને ઉઠાડીને આલિંગન દીધું અને ગોરખને ધન્યવાદ આપ્યો. મૈનાકિનીને પણ એવો ભય ઉપજ્યો કે, હવે જો કબુલ કર્યા પ્રમાણે નાથ મહારાજને ગોરખની સાથે નહિ મોકલી આપું, તો આ ગોરખ કાંઇને કાંઇપણ વિપરીત કર્યા વગર રહેશે નહિ. અસ્તુ! પછી મત્સ્યેન્દ્રનાથને ગોરખે પૂછ્યું, હે સદ્દગુરો! ચિંતાહારક ચિન્તામણી ચિંતામાં પડે તે પ્રમાણે મીનાનાથને માટે આપનાં શોક મોહ પ્રતીત થયાં છે. સંજીવિનીના પ્રભાવથી સહસ્રાવધિ મીનાનાથ ઉત્પન્ન કરવાવાળા આપે શોક કેમ કીધો? એ સંદેહ દૂર કરો. બાદ મત્સ્યેન્દ્રે કહ્યું, ગોરખ! ત્હેં કેમ એને મારી નાંખ્યો? તે પહેલાં કહે.

**प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा ।**
**आत्मौपम्येन सर्वत्र दयां कुर्वन्ति साधवः ॥**

આપણાં પ્રાણ જેમ આપણને પ્રિય હોય છે, તેજ પ્રમાણે સઘળાં પ્રાણીમાત્રનેજ હોય છે. એથી કરીને પોતાની જાતનું દૃષ્ટાન્ત લક્ષમાં રાખીને, સત્પુરૂષો સઘળાંજ જીવોના ઉપર કૃપા-કરૂણા-કરે છે. એ વાક્ય શું ત્હારા જાણ્યામાં નથી? અથવા એ મુજબ વર્તન રાખવાની શું ત્હારી વૃત્તિ (દાનત) નથી? તેમ છતાં આવું નિર્દયપણું ધારણ કરીને ત્હેં ત્હારા નાનાભાઇને મારી નાંખ્યો, એમાં ત્હારો શો હેતુ હતો તે કહે. ગોરખે કહ્યું, આપના મોહભાવની પરીક્ષા કરવાનો. વૈરાગ્યશીલ આપ છો, તેથી આશા, મમતા, તૃષ્ણા વગેરે આપના મનમાં વાસ ન કરે એજ હેતુથી મ્હેં એ કામ કીધું હતું. તે સાંભળીને મત્સ્યેન્દ્રે કહ્યું, ગોરખ! આશા, તૃષ્ણા, કામ, ક્રોધ, મદ, મત્સર વગેરે દુષ્ટ વાસનાઓનો માયાના મહેલમાં નિરન્તર વાસ છેજ. તે માયા ત્હારામાં છે કે નહિ? તેની પરીક્ષા કરવાને કાજે મ્હેં પણ રડવાનું શરૂ કરી દીધું હતું. વળી, એ સિવાય, અલક્ષરૂપને વિષે સદા દૃષ્ટિ રાખીને, આ જગત્‌ની સ્થિતિ અશાશ્વત્ સમજીને, સદાસર્વત્ર ફરતા રહેવું જોઇએ, એ તત્ત્વ ત્હને સમજાયું છે કે નહિ અને તપ વગેરેથી સંજીવિનીઆદિ મંત્રવિદ્યા સતેજ થઈ છે કે નહિ, તે બધી બાબતની પરીક્ષા કરવા ખાતર મ્હેં શોક મોહ ધારણ કર્યાં હતાં. હવે મ્હારી ખાતરી થઈ ચુકી છે કે, ક્ષીર નીરને પૃથક્ કરનારા હંસના જેવી ત્હારી સ્થિતિ થઇ છે. આવું સાંભળતાંજ ગોરખે ગુરૂના ચરણપર પોતાનું શીર ઝુકાવી દીધું અને કહ્યું કે, આ શરીરને સનાથ આપેજ કર્યું છે. (સારાંશ, આ સ્થળે તેમજ અન્યત્ર જે કાંઈ અજ્ઞાનપણું બતાવવામાં આવ્યું હોય, તે કેવળ ગુરૂશિષ્યની લીલાનો પ્રભાવ દર્શાવવા પૂરતુંજ છે, નહિ કે વાસ્તવિક છે, એમ સમજવું.)

આમ થતાં થતાં ચૈત્ર સુદ પડવો આવી પહોંચ્યો. તે સંવત્સરની શરૂઆતનો દિવસ હોવાથી, શહેરમાં બધી જગોએ ધ્વજા, વાવટા તોરણો

વગેરે ટંગાવીને તેમજ દરવાજા પર ચંદન વગેરેનો છંટકાવ કરીને તેની શોભામાં વધારો કરવામાં આવ્યો હતો. મત્સ્યેન્દ્ર, ગોરખ, મીનાનાથ, મૈનાકિની વગેરે સઘળાંએજ રહવાદના પહોરમાં વહેલાં ઉઠીને મંગલસ્નાનાદિ કર્મ કર્યું તથા ઉત્તમ રસોઈ પણ બનાવરાવી. જો કે તે દિવસ આનંદનો હતો, તોપણ તે કેવળ ઉપલકીયા દૃષ્ટિનોજ આનંદ હતો, પરંતુ કોઇના મનમાં વાસ્તવિક આનંદ ન હતો. કેમકે, તે દિવસે મત્સ્યેન્દ્ર ગોરખની સાથે જવાના હતા, અને એ વાતની શહેરમાં સર્વને ખબર પડી ચુકી હતી; તેથી સઘળીજ સ્ત્રીપ્રજા દિલગીર બની ગઈ હતી, અને કહેવા લાગી હતી કે, મત્સ્યેન્દ્રનાથ રાજ્યનીતિમાં કુશળ, ઉદાર, દયાશીલ, તથા ધૈર્યવાન હતા. દૈવયોગે હમને આવા રાજા મળ્યા હતા, પરંતુ આ ગોરખ યમદૂતની માફક અહીં આવીને, ત્હેમને મોહજાલમાં આકર્ષીને લઇ જાય છે. એ દુષ્ટ કોણ જાણે અહીં ક્યાંથી આવી ચઢ્યો? કોઈ કહેતી કે, એના જેવો અભાગી બીજો કોણ હશે? અહીંયાં એને કેવું મજાનું સુખ હતું, છતાં તે છોડીને ઘેર ઘેર ભીખ માંગીને ટુકડા ખાવાને જાય છે! ઉત્તમ વસ્ત્ર તથા મહેલને બદલે લંગોટી કફની પહેરીને વનમાં રહેવાનું એને સારૂં લાગે છે. કોઈ કહેવા લાગી, ચંદ્રનો ગ્રાસ રાહુએ કર્યાબાદ, જેમ બધેય અંધકાર થઈ જાય છે, તેજ પ્રમાણે આ ગોરખે મત્સ્યેન્દ્રનો ગ્રાસ કરી દીધેલો હોવાથી, જ્યાં ત્યાં શૂન્યમય જણાવાનું. આ પ્રમાણે ત્રિયારાજની સ્ત્રીપ્રજા બહુ બહુ રીતે પોતાના ઉદ્‌ગાર કાઢવા લાગી.

ભોજન થયાબાદ, ગોરખે શૈલી, શૃંગી, માલા, કફની, ઝોળી વગેરે શરીરપર ધારણ કર્યાં અને ગુરૂને કહ્યું મહારાજ! હવે જલદી ચાલો; આ વખતે અભિજીત્ મુહૂર્ત છે. મત્સ્યેન્દ્રનાથ પણ ઉઠયા, અને રાજાનો પોશાક બદલી નાંખીને, પહેલાંની માફક કફની, શૈલી, શૃંગી, ઝોળી વગેરે લઇને જવાને માટે તૈયાર થયા. ત્યારે તો મૈનાકિની ઘણુંજ રડવા લાગી, અને નાથની પાસે આવીને કહેવા લાગી કે, આ મીનાનાથને આપ સંગાથે લઇ જાઓ છો કે મૂકી જાઓ છો? મત્સ્યેન્દ્રે કહ્યું, ત્હારી

જેમ ઇચ્છા હોય, તેમ કરૂં. મૈનાકિનીએ કહ્યું, અત્યારલગી તો આપ અહીં હતા, તેથી હનુમાનની ગર્જનાથી એને કાંઇ બાધા થઇ નથી, પરંતુ આપના ગયા પછી, એનું રક્ષણ કોણ અને કેવી રીતે કરવાનું હતું ? એ ઉપરાંત આપના પિતા ઉપરિક્ષિવસુનો મ્હને શાપ થયો હતો, અને જેને લીધે મ્હારે અહીં અવતરવું પડયું છે, તે શાપનો અંતસમય પણ નજીક આવેલો છે; તેથી ઉપરિક્ષિવસુ અહીંથી મ્હને સ્વર્ગમાં લઇ જાય, તો એના રક્ષણને માટે હું પણ અહીંયાં નહિ હોઉં, એટલા માટે આપ એને આપની સાથે લઇ જાઓ એજ ઉત્તમ છે, એવી મ્હારી સમજ છે. મત્સ્યેન્દ્રે કહ્યું ઠીક !

ત્યારબાદ મૈનાકિનીએ મીનાનાથને તયાર કીધો, અને ત્હેમને સ્વાધીન કરીને કહ્યું કે એની સંભાળ લેજો. નાનો બાળક હોવાથી, ગોરખે ત્હેને ઉંચકીને પોતાની ખાંધપર બેસાડયો, અને કહેવા લાગ્યો, મહારાજ ! ચાલો, જલદી ચાલો. રસ્તામાં વખતે ભૂખ લાગે તેટલામાટે મૈનાકિનીએ જતી વખતે કેટલીક ખાવાની વસ્તુઓ ગોરખને આપી હતી તથા મત્સ્યેન્દ્રની ઝોળીમાં પણ મૂકી હતી, તેની ભેગી બે સોનાની ઇંટો પણ મૂકી રાખી હતી કે પ્રસંગ પડયે ખપ લાગે. ગોરખને મૈનાકિનીએ કહ્યું, હે ગોરખ ! નાથમહારાજને તથા મીનાનાથને સમાલીને લઇ જજો. વખતે વખતે ભૂખતરસ લાગે તો ખાવાપીવાનું આપતા રહેજો. આટલું એણે કહ્યાબાદ ત્રણે જણા સર્વની રજા લઇને જવાને નીકળ્યા. સઘળી (સ્ત્રી)પ્રજા તે જોઇને કલ્પાન્ત કરવા લાગી, અને મત્સ્યેન્દ્રને નહિ લઇ જાઓ એમ કહેવા લાગી. મૈનાકિની પોતાના પરિવારને લઇને ત્હેમને વળાવવાને નગરની બહાર દૂર સુધી ગઇ, અને પછી ત્યાંથી તેઓ આગળ ચાલ્યા ગયાબાદ પાછી આવીને શોક કરવા લાગી. છાતીમાથાં કૂટતી, હાથપગ પછાડતી મોટે સાદે આક્રંદ કરતી કહેવા લાગી કે, આંધળાના હાથની આધારભૂત લાકડી છીનવી લીધાથી ત્હેની જેવી સ્થિતિ થાય છે, તેવીજ ગોરખે મ્હારી દશા કરી નાંખી. હવે તે સમારસ્થાન તથા શયન•

મંદિર મ્હને શ્મશાનતુલ્ય ભાસશે. કૃપણના ધનનો નાશ થયાબાદ, તે જેમ હીજરાઈ મરે છે, તેવીજ મ્હારી સ્થિતિ થવાની. બાળક મીનાનાથ પણ મને સંભારીને રોવા માંડશે. હવે એ બન્નેની મૂર્તિ શું નજરે પડવાની છે ? નહિજ.

સ્પર્શમણિ ચોરી કરીને આણ્યો હોય, પરંતુ શોધખોળ કરીને તેનો માલીક તેને ઓળખી કાઢીને લઈ ગયાબાદ ચોરને જેમ દુ:ખ થાય છે, તેવીજ આબેહુબ રાણીની અવસ્થા થઇ હતી. બ્રહ્મરૂપ સુવર્ણની પ્રાપ્તિ કરાવનારો મત્સ્યેન્દ્ર સ્પર્શમણી હનુમાનની મારફત મૈનાકિનીને મળ્યો હતો, અને ત્હેણે પછી ગુપ્ત સ્થાનમાં રાખીને રક્ષણ કીધું હતું, પરંતુ તેનો માલીક ગોરખ કેવો ચતુર ! કે ધીરે ધીરે શોધ કરીને, આખરે તેનો પત્તો મેળવ્યો, અને ગુપ્તરૂપથી એકાએક ત્યાં આગળ આવી પહોંચ્યો, અને ઓળખી કાઢીને લઈ ગયો. તો પછી મૈનાકિનીને કેટલું દુ:ખ થયું હશે, તેની કલ્પનાજ કરવી જોઇએ. અસ્તુ !

જ્યારે ત્હેણે બહુ વિલાપ કરવા માંડ્યો, ત્યારે વિમાનમાં બેસીને ઉપરિક્ષવસુ ત્યાં આવ્યા, અને ત્હેને કહેવા લાગ્યા કે, તું સ્વર્ગની રહેનારી હોઈ શ્રાપને લીધે અહીં આવી ચઢી છે, અને તે શ્રાપની મુક્તિનો સમય સમીપ આવી રહેલો હોવા છતાં અજ્ઞાની મનુષ્યની માફક કેમ રૂદન કરે છે ? જેટલા આકાર તેટલા નાશવન્ત છે, અને સંયોગ સઘળા વિયોગને વળગી રહેલા છે, એમ જાણવું. માટે માયામમતાનો પરિત્યાગ કર, અને વિમાનમાં બેસીને સ્વર્ગલોકમાં ચાલ. બાર વરસ પછી ઇન્દ્ર યજ્ઞ કરશે; ત્યારે ત્યાં આગળ મત્સ્યેન્દ્રનાથ, મીનાનાથ વગેરે આવશે, અને સઘળાની મુલાકાત થશે. પછી અહીં રાણી કોને કરવી ? એ પ્રમાણે મૈનાકિનીએ પ્રશ્ન કર્યાબાદ, ત્હેમણે કહ્યું કે, 'દૈર્ભામા' રાજ્ય સમાળવાને યોગ્ય છે, માટે રાજ્યગાદીપર એની સ્થાપના કરવી. ત્હેમનાં વચનને અનુસરીને, મૈનાકિનીએ પોતાની પરિચારિકાઓમાં દૈર્ભામા નામની જે સુંદર અને પ્રીતિપાત્ર પરિચારિકા ચતુર તથા નીતિકુશળ હતી, ત્હેને

રાજ્યનું સિંહાસન સોંપીને પોતાના સસરા ઉપરિક્ષિવસુની સાથે વિમાનમાં બેસીને પોતે સ્વર્ગલોકને વિષે ચાલી ગઈ.

"ગાયકવાદક બનીને તથા યુક્તિથી બોધ કરીને મત્સ્યેન્દ્રગુરૂને ત્રિયા-રાજમાંથી જે પ્રમાણે ગોરક્ષનાથ લઈ આવ્યા, તેજ પ્રમાણે પદ્મપાદ વગેરે શિષ્યોએ પણ ગવૈયાનો વેશ લઇને, પોતાના ગુરૂ શ્રીમત્ શંકરાચાર્ય જે અમરક રાજાના શરીરમાં દાખલ થઇને, સ્ત્રીઓની સાથે વિલાસ કરી રહ્યા હતા, ત્હેમને, સ્વસ્વરૂપનો બોધ કરીને પોતાના શરીરને વિષે પાછા આણ્યા છે. શંકરદિગ્વિજયના નવમા દશમા સ્વર્ગમાં એ વૃત્તાન્ત વર્ણવેલો છે, પરંતુ સામાન્યજનતા સમજી શકે, એ હેતુથી આ સ્થળે તેનું ટુંક વિવેચન કરીશું. તે સ્થળે પણ મત્સ્યેન્દ્ર ગોરક્ષના પ્રસંગનું ઉદાહરણ આપેલું છે, અને તે કાલમાનથી યોગ્યજ છે. કેમકે શંકરાચાર્યના પહેલાં ઘણા શતક અગાઉ મત્સ્યેન્દ્ર ગોરક્ષનો પ્રસંગ બન્યો છે. પરંતુ આ સ્થળે ત્હેમનું ચરિત્ર ઉદાહરણ તરીકે વર્ણવામાં આવતું નથી; કેમકે આપણો પ્રસ્તુત વિષય તો મત્સ્યેન્દ્ર ગોરક્ષનાથનાંજ ચરિત્રો વર્ણવાનો છે, અને શંકરાચાર્ય તો એમના પછી હજી થવાના છે; તેમ છનાં ત્હેમને બરાબર મળતું આવતું આબેહુબ સુંદર ચરિત્ર વાંચ્યાથી વાંચકવર્ગનાં મનનું રંજન થવા ઉપરાંત જ્ઞાનનો લાભ પણ થાય તેમ હોવાથી તેનું સંક્ષેપમાં નિરૂપણ કરીશું."

શ્રી શંકરાચાર્યે પ્રતિજ્ઞા પ્રમાણે મંડનમિશ્રને વાદમાં જીત્યાબાદ, ત્હેને સંન્યાસદીક્ષા આપવાનો વિચાર કરીને ત્હેની સ્ત્રી સરસ્વતીના તરફ નજર કરતાં, ત્હેણે કહ્યું, હે યતિ શ્રેષ્ઠ !

**वपुरर्धमस्य न जिता मतिमन् ।**
**अपि मां विजित्य कुरु शिष्यमिमम्. ॥**

મ્હારા પતિને આપે સંપૂર્ણ રીતે જીત્યા નથી; કેમકે હું એમનું અડધું અંગ છું. '**आत्मनोऽर्धं पत्नी**', એ શ્રુતિ વચન મુજબ

એમના આત્માની અડધી કાયા જે હું તે મ્હને જીતો, અને ત્યારપ મ્હારા પતિને આપના શિષ્ય બનાવો. શંકરાચાર્યે કહ્યું, જ્ઞાની પુઃ સ્ત્રીઓની સાથે વાદવિવાદ કરતા નથી, કેમકે તેથી ત્હેમના યશ હાનિ થાય છે. સરસ્વતીએ કહ્યું, ગાર્ગી સ્ત્રીની સાથે મહર્ષિ યાજ્ઞવલ્કય સંવાદ થયો છે, તે તથા જનકરાજાનો સુલભા નામની સ્ત્રીની સ જે વિવાદ થયો છે, તે ઉપનિષદ્, ભારત વગેરે ગ્રંથોમાં પ્રસિદ્ધ અને આપને શું વિદિત નહિ હશે ? આપણા મતનું ખંડન કરવ જે પ્રવૃત્ત થાય છે, તે પછી ચાહે તો સ્ત્રી હોય યા પુરૂષ હોય, પરં ત્હેની સાથે વિવાદ કરીને આપણા પોતાના મતની રક્ષા કરવીજ જોઇએ એમાં અપકીર્તિ શી છે ? જનકયાજ્ઞવલ્કયની અપકીર્તિ કોઇપણ સ્થ સાંભળવામાં આવતી નથી.

આવું ભાષણ સાંભળીને, શંકરાચાર્યે વાદ કરવાનું કબૂલ્યું, અ બન્નેએ પોતપોતાની બુદ્ધિની ચતુરાઇથી યુક્તિપ્રયુક્તિપૂર્વક સત દિવસ સુધી વાદ કર્યો કીધો, તોપણ સરસ્વતીથી શ્રીશંકરાચાર્ય જીતા નહિ; આખરે ત્હેણે વિચાર કીધોકે, અખિલ વેદશાસ્ત્રના સમૂહને વિ એ નિષ્ણાત હોવાથી, જીતી શકાય તેમ નથી, પરંતુ એ બાલ્યાવસ્થા સંન્યાસી હોઈ, તે આશ્રમના ધર્મપાળવામાં ચુસ્ત હોવાથી, એમન મતિ કામશાસ્ત્રમાં પ્રવીણ હશે નહિ, તેથી હમણાં હું એમને કામશાસ્ત્ર સંબંધી પ્રશ્ન કરીને જીતી શકું છું. એવો નિશ્ચય કરીને, ત્હેણે કહ્યુ હે યતિઓના રાજા ! કામની કળા કેટલી છે ? તથા તેઓનું સ્વરૂ કેવું છે ? તે કળાઓ કયા કયા સ્થાનમાં રહે છે ? શુકલપક્ષમાં અ કૃષ્ણ પક્ષમાં કયાં કયાં હોય છે ? તથા સ્ત્રી પુરૂષોના શરીરમાં તેઓન સ્થિતિ કેવી અને કયાં હોય છે, તે કહો.

આ પ્રકારનું ત્હેનું વચન સાંભળીને, શંકરાચાર્યે જવાબ તો કરી આપ્યો નહિ, પરંતુ મનમાં વિચાર કર્યોકે, એનો ઉત્તર જો હું નહિ આપતો, તો અજ્ઞાન ઠરૂં છું, અને જો આપું છું તો સંન્યાસી તરીકે

મ્હારા ધર્મની હાનિ થાય છે. અગર જો કે હું સર્વજ્ઞ હોવાથી કામશાસ્ત્રને હું સારી પેઠે સમજુ છું, તે છતાં જગતમાં કામશાસ્ત્રનો અભ્યાસ નહિ કરનારા પરમહંસ પરિવ્રાજકાચાર્યોના નિયમનું મ્હારે રક્ષણ કરવું જોઇએ. આ પ્રકારના નિશ્ચયથી જાણે કામશાસ્ત્રને વિષે પોતાની ગતિ ના હોય, એવું દેખાડીને સરસ્વતીને કહ્યું કે, ત્હારા પ્રશ્નનો જવાબ આપવા સારૂ મ્હને એક મહિનાની મુદત જોઇશે, અને એ પ્રમાણે મુદત આપવાનો રીવાજ પણ છે. મહિના પછી તું ત્હારૂં કામશાસ્ત્ર સંબંધી અભિમાન પણ તજી દઇશ. સરસ્વતીએ તેમ કરવા કબૂલ્યું, અને ત્યારબાદ ત્યાંથી શંકરાચાર્ય પોતાના શિષ્યોને સાથે રાખીને યોગબળથી આકાશમાં વિચરવા લાગ્યા.

એક દિવસ આકાશમાં થઇને ફરતાં ફરતાં એક રાજાનો મૃતદેહ, ત્હેની રાણીઓથી વીંટલાઇ રહેલો છે, અને તેઓ વિલાપ કરી રહી છે, એવી અવસ્થામાં નજરે પડયો; ત્યારે પદ્મપાદ વગેરે શિષ્યોને ત્હેમણે કહ્યું કે, આ રાજાના સુંદર શરીરને વિષે હું પ્રવેશ કરૂં છું અને થોડાક વખત એની રાણીઓની સાથે કામશાસ્ત્રમાં કહેલી કામકળાનો સાક્ષાત્ અનુભવ કરીને યોગબળથી પાછો આવું છું. તે સાંભળીને પદ્મપાદે કહ્યું કે, હે ગુરો! આપનું મહાન્ વ્રત કયાં, અને આ નિંદ્ય કામશાસ્ત્ર કયાં? ઉર્ધ્વરેતપણાના નિયમનો ભંગ કર્યાનું શું આપને પાપ નહિ લાગે? આપની એવી કૃતિથી લોકો શું બેમર્યાદ નહિ બની જાય? તેનો આપ વિચાર કરો. મ્હેં તો કેવળ પ્રેમથી આપને આટલું કહ્યું છે, નહિ કે સર્વજ્ઞપણાથી. તે સાંભળીને શંકરાચાર્યે કહ્યું કે, હે પદ્મપાદ! ત્હેં જે કહ્યું, તે ઉત્તમજ છે, તોપણ હું જે પરમાર્થનું કથન કરૂં છું, તે સાંભળ.

**असंगिनो न प्रभवन्ति कामा। हरेरिवाऽऽभीरवधूसखस्य।**
**बन्धीक्रियोगः प्रतिभूः स एव। वत्सावकीर्जिरवविपर्ययो नः॥**

શ્રીકૃષ્ણને જે પ્રમાણે ગોપીઓની સાથે વિહાર થવા છતાં, કામ દોષની ત્હેમને પ્રાપ્તિ થઈ ન હતી, તેજ પ્રમાણે આસક્તિ વગરના પુરૂષોને પણ નહિ થાય. કામનું મૂળ સંકલ્પ છે, અને તેનો નાશ હંમેશાં સંસારપર દોષદૃષ્ટિ કર્યાથી થાય છે. અર્થાત્ અદ્વૈત બ્રહ્મદૃષ્ટિ કરનારા મ્હને દોષની તથા સંસારની પ્રાપ્તિ થવાની નથી તથા વજ્રોલીની સંજ્ઞાવાળો યોગજ મ્હારા વ્રતનો ભંગ નહિ થવા દેવામાં જામીનની ગરજ સારે તેવો છે. (વજ્રોલીથી રેતનું આકર્ષણ કરવાનું સામર્થ્ય આવે છે; હઠયોગ પ્રદીપિકામાં જોવાથી માલુમ પડશે.) આનાપર તું જો એવી દલીલ કરે કે, 'તો પછી વિધિ તથા નિષેધનું નિરૂપણ કરનારૂં શાસ્ત્ર નિષ્ફળજ સમજવું જોઇએ,' તો તેના સમાધાનમાં જાણવાનું એટલુંજ છે કે, દેહાદિજ આત્મા છે, એવું માનનારા અવિચારી મૂઢ પુરૂષોને માટે તે વિધિનિષેધશાસ્ત્ર સફલ છે. પરંતુ વર્ણ, આશ્રમ તથા જાતિ વગેરેથી શૂન્ય એવા આત્માને આત્માપણાથી જેણે ઓળખ્યો છે, તે તત્ત્વવેત્તા, વેદાન્તપ્રતિપાદ્યરૂપ થઇ જવાથી, વેદના મસ્તકપર વિરાજમાન થઇ જાય છે, અને તેથી કરીને વિધિનિષેધનો તે કિંકર (ગુલામ) થઇ શકતો નથી. સ્વપ્નકાળને વિષે કરેલા પાપપુણ્ય કર્મથી દોષિત કોણ થાય છે? તો બ્રહ્મ સત્ય અને જગતના મિથ્યાપણાંનો અનુભવ કરનારો જ્ઞાનીપુરૂષ કોઇ કાર્યથી લિપ્ત થાય? લેપનું કારણ જે કર્તૃત્વ (કર્ત્તાપણું) તે તો ત્હેનું નષ્ટ થએલુંજ હોય છે. એટલા માટેજ પતંજલિએ કહ્યું છે કેઃ—

**हयमेध सहस्राण्यथ कुरुते ब्रह्मघातलक्षाणि ।**
**परमार्थविन्न पुण्यैर्न च पापैर्लिप्यते क्वापि ॥**

પરમાર્થ તત્ત્વવેત્તા સેંકડો અશ્વમેધ કરે, અથવા અસંખ્ય બ્રહ્મહત્યા કરે, તેથી ત્હેને પાપપુણ્યનું લેપન થતું નથી. કેમકે ત્હેના કર્ત્તાપણાના અધ્યાસનો નાશ થએલો હોય છે. શું ઇન્દ્રે ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપ

બ્રાહ્મણને મારી નાંખ્યો ન હતો? તથા વેદાન્તના અધ્યયન વગરના સંન્યાસીઓને મારી નાંખીને કૂતરાઓને ખવડાવી દીધા ન હતા? પરંતુ તેથી ત્હેનો એક વાળ સુદ્ધાં વાંકો થયો ન હતો. તેમજ જનક રાજાએ ઘણા યજ્ઞો કર્યા હતા અને અગણિત ધન આપીને બ્રાહ્મણોને પણ તૃપ્ત કર્યા હતા, પરંતુ તે કર્મ ત્હેને બાધકર્તા થયું ન હતું; યાને સંસારની ત્હેને ફરી પ્રાપ્તિ ન્હોતી થઇ, પરંતુ અભય બ્રહ્મપદને તે પ્રાપ્ત થયો હતો. ઇત્યાદિ વેદાદિને વિષે વર્ણન છે, તે પરથી સમજવું ઉચિત છે કે, તત્ત્વવેત્તા પુરૂષ ઇન્દ્રના જેવું દુષ્કર્મ કર્યાથી અને જનકની પેઠે પુણ્ય-કર્મ કરવાથી ક્ષયવૃદ્ધિને પ્રાપ્ત થતો નથી, અને 'મ્હેં પુણ્યકર્મ કેમ નહિ કર્યું? પાપકર્મ શું કામ કર્યું? એવો પશ્ચાત્તાપ પણ કરતો નથી. એટલા માટે આજ શરીરથી જો કે હું કામશાસ્ત્રનો અભ્યાસ કરૂં, તોપણ તે દોષાવહ નથી તથાપિ શિષ્ટાચારનું પરિપાલન કરવા ખાતર, અન્ય શરીરને વિષે પ્રવેશ કરીને અભ્યાસનો યત્ન આદરૂં છું.

આ પ્રમાણે પદ્મપાદનો સંશય દૂર કરીને ત્યાંથી દૂર પર્વતના શિખરપર આવ્યા, અને જલાશયની પાસે એક ગુહા જોઇને શિષ્યોને કહ્યુંકે, હવે હું યોગબળથી પરકાયા પ્રવેશ કરૂં છું, અને થોડાજ સમયમાં કામકલાનો અનુભવ કરીને, ફરી પાછો મ્હારા (પૂર્વ) શરીરને વિષે આવું છું. આટલું કહીને, યોગબળથી પોતાના સ્થૂલ શરીરને ત્યાંજ તજી દઇને, શંકરાચાર્યે લિંગદેહવડે અમરક રાજાના શરીરને વિષે પ્રવેશ કીધો. જ્યારે ત્હેનું શરીર હલન ચલન કરવા લાગ્યું, ત્યારે મંત્રી તથા રાણીઓ વગેરેને આનંદ થયો. ક્ષણમાત્રમાં ત્હેની પહેલાંની માફક શરીરની સઘળી કાંતિ દેખાવા લાગી, અને આંખ્યો ઉઘાડીને તે જોવાપણ લાગ્યો. ત્યારે તો સર્વને આશ્ચર્ય થયું, અને જન્માન્તરનાં અત્યન્ત ઉગ્ર પુણ્યપ્રભાવને લીધે આપણા ભાગ્યનો ઉદય થયો, તેથીજ મરી ગએલો રાજા પાછો જીવતો થયો, એમ કહેવા લાગ્યા. પછી પુરોહિત લોકોએ શાંતિ કર્મ કીધું, અને હાથીપર બેસાડીને બધકા

ભર્યા ઠાઠમાઠથી રાજાને નગરીમાં લઈ આવ્યા. ત્હેણે પણ સ્ત્રીવર્ગ તથા મંત્રીજનનું સાંત્વન કરીને, ઇન્દ્રની માફક પ્રજાનું પાલન કીધું.

પહેલાંના રાજાના કરતાંયે હાલના રાજાના દેહને વિષે વધારે દિવ્ય ગુણોનો ઉદય જોઈને, મંત્રીજનોને સંશય ઉપજ્યો કે, 'મરી ગએલા રાજાના શરીરમાં કોઇ સંપૂર્ણ ઐશ્વર્યસંપન્ન યોગીએ પ્રવેશ કર્યો હશે.' યયાતિના જેવું જેનું દાનેશ્વરીપણું છે, બૃહસ્પતિની બરાબરી કરનારૂં જેનું ભાષણ છે, અને અર્જુનતુલ્ય જેનું શૂરવીરપણું જણાય છે, તે ઉપરથી લાગે છે કે ખાસ કોઈ મહાનુભાવનો આવિર્ભાવ થએલો હોવો જોઈએ. પહેલાંના તથા હાલના રાજાના ગુણોમાં જમીન આસમાન જેટલો અંતર પડેલો છે. અસ્તુ ! એવા રાજાનો લાભ કાયમને માટે સ્થિર રહે, એ હેતુથી મંત્રીએ એવો વિચાર કર્યો કે, આ યોગી પોતાના પૂર્વ શરીરમાં જવા ન પામે, તેટલા ખાતર સર્વત્ર મૃતશરીરો (મુડદાં)નો નાશ કરાવરાવી દેવો જોઇએ. પછી ત્હેણે દૂતોને બોલાવીને વરદી પણ આપી દીધી કે, ત્હમે નગર, પહાડ, વન વગેરે સઘળાંજ સ્થાનને વિષે સંચાર કરો, અને જ્યાં કોઇ મુડદું ત્હમારા જોવામાં આવે, ત્હેને સળગાવી દેજો. મંત્રીની આજ્ઞાને અનુસરીને, દૂત બધા દેશોમાં, વનમાં, પર્વતઉપર ફરવા ગયા, અને જે જે મુડદું હાથ લાગ્યું ત્હેને સળગાવવા મંડયા.

આણી તરફ રાજાના શરીરમાં પ્રવિષ્ટ થએલા શંકરાચાર્યે અનેક રાણીઓની સાથે વાત્સ્યાયને રચેલાં કામશાસ્ત્ર મુજબ કામકળાઓનો અનુભવ કર્યો, તથા તે પર એક ગ્રંથ પણ રચ્યો. જે અત્યારે અમરૂશતકના નામે પ્રસિદ્ધ છે. આ પ્રમાણે વિલાસમાં એકમાસ તથા ઉપર પાંચ છ દિવસ વીતી ગયા, તે છતાં આપણા ગુરૂ પાછા આવતાં નથી, એવું જોઇને પદ્મપાદ વગેરે શિષ્યો ત્હેમની શોધ કરવા નીકળ્યા, તથા બીજા શિષ્યો શબની રક્ષા કરવામાં રોકાઇ રહ્યા. અનેક સ્થળે શોધ કરતાં કરતાં તેઓ અમરક રાજાની નગરીને વિષે આવ્યા, ત્યારે 'આ રાજા મરી ગયો હતો તથા ફરી-

આદિનો વિલાસ તેમજ ગાયન વગેરે એને પ્રિય છે'ઇત્યાદિ વૃત્તથી તેઓ વાકેફ થયા. તે ઉપરથી આપણા ગુરૂ અહીંજ છે, એવો નિશ્ચય કરીને, પદ્મપાદ વગેરેએ ગવૈયાનો વેશ લીધો, અને રાજાની પાસે અન્તઃપુરમાં ગાયન કરવાના હેતુથી, પરંતુ વસ્તુતઃ ત્હેને પોતાના પૂર્વસ્વરૂપનું સ્મરણ કરાવવાને ખાતર ખુબીથી ત્યાં દાખલ થયા. ત્યાં અનેક રાણીઓની વચ્ચે ચંદ્રના જેવા સુશોભિત અમરક રાજાને જોઇને, ત્હેમણે પ્રણામ કીધા, અને આજ્ઞા થતાંજ ગાયન શરૂ કર્યું. (મૂળ ગ્રંથમાં ગાયનનાં અગીઆર પદ આપેલાં છે, તે ત્યાંજ જોઈ લેવાં ઉત્તમ છે, પરંતુ આ સ્થળે કાંઇક કહીશું.)

**विषमविषयेषु संचारिणोऽक्षाश्वान्दोषदर्शनकशाभिघाततः ।**
**स्वैरं संनिवर्त्य स्वान्तरश्मिभिर्धीरा बध्नन्ति यत्र तत्त्वमसितत्त्वम्॥**

જે પ્રમાણે દુષ્ટમાર્ગે સંચાર કરનારા અશ્વોને ચાબૂકવડે ફટકારીને દોરીથી ખુંટાની સાથે બાંધી રાખવામાં આવે છે, તેજ પ્રમાણે વિષયરૂપી દુઃખદાયક માર્ગને વિષે ભટકનારા ઇન્દ્રિયોરૂપી ઘોડાઓને દોષદર્શનલક્ષણ ચાબુકના ફટકા મારીને, અને મનોવૃત્તિરૂપ દોરીવડે જે પરમાત્મતત્ત્વને વિષે ધીરપુરૂષ બાંધી રાખે છે, તે તત્ત્વ તુંજ છે. આકાશાદિ પ્રપંચને નિર્માણ કરીને તેને વિષે જેણે પ્રવેશ કીધો છે, અને ડાંગરમાં ચોખાની પેઠે પંચકોશોમાં જે ગુપ્ત રહે છે, તે છતાં વિદ્વાનપુરૂષ અનેક યુક્તિરૂપી ખાંડવાની ક્રિયાથી જેને ચોખાની પેઠે છુટો પાડીને ગ્રહે છે, તે તત્ત્વ (બ્રહ્મ)તુંજ છે. કામકળાના અભ્યાસને સારૂ પૂર્વશરીરનો પરિત્યાગ કરીને, ત્હમે આ રાજશરીરમાં પ્રવેશ કીધો છે, એમ હોવા છતાં હમારી સાથે કરેલો એક માસનો નિર્બંધ (ઠરાવ) પૂરો થએલો છે, તો પણ આમ બીજા સામાન્ય માણસોની માફક વિલાસમાં કેમ ફસાઇ રહ્યા છો? ત્હમારા શરીરનું કષ્ટપૂર્વક રક્ષણ કરતાં કરતાં બધાને દુઃખ બહુ થાય છે, અને એજ કારણને લીધે હમે ત્હમારા શિષ્યો ત્હમને શોધવાને નીકળ્યા છીએ. આ પ્રમાણે આત્મતત્ત્વનું શ્રવણ કરીને રાજાએ સંતુષ્ટ થઇને,

તે ગવૈયાઓનું ભારે સન્માન કરીને વિદાય કીધા; અને તેજ ક્ષણે હેમને ત્યાં આગળજ મૂર્છા આવી ગઈ.

પછી ત્યાંથી પર્વતના શિખર પાસેની ગુહાની પાસે આવીને, પોતાનાં પૂર્વશરીરને માટે તપાસ કરતાં, રાજાના દૂતોએ હેને ફુંકી મુકવાને અગ્નિ પ્રદીપ્ત કરેલો હોવાનું નજરે પડ્યું, એટલે હેમણે યોગબળથી ઝટ તેમાં પ્રવેશ કર્યો, અને શંકરાચાર્ય ઉઠીને ઉભા થયા. પછી તે અગ્નિની શાંતિ કરવાને માટે હેમણે લક્ષ્મીનૃસિંહની સ્તુતિ કીધી. પછી ત્યાંથી શિષ્યોને લઇને શંકરાચાર્ય મંડનમિશ્રને ઘેર આવ્યા, ત્યારે સરસ્વતીએ નમસ્કાર કરીને કહ્યું કે, હે બ્રહ્મન્! આપ સકલવિદ્યાના તથા પ્રાણીઓના સ્વામી છો. મ્હને સભામાં જીતવાને બદલે, આપ ઉઠીને કામશાસ્ત્રનો અભ્યાસ કરવાને સારૂ ચાલ્યા ગયા, એ આપે કેવળ મનુષ્યલીલાનુંજ અનુકરણ કીધું છે. વસ્તુતઃ આપ સદાશિવ છો, તેથી આપને અજ્ઞાત એવો કયો વિષય છે? આપને હાથે મ્હારો પરાભવ થયો, તેમાં મ્હને કાંઇ શરમ નથી. સૂર્યતેજના પ્રભાવથી ચન્દ્રમા નિસ્તેજ થાય છે, પરંતુ તેથી ક્યાં હેની અપકીર્તિ થાય છે? નીચપુરૂષોદ્વારા ગૌરવ પ્રાપ્ત થાય તેના કરતાં મહાપુરુષોને હાથે પરાભવ થાય, એ ઉત્તમ છે. ભગવાન્ શ્રીકૃષ્ણના પગના આઘાતથી કાલિયાની પ્રતિષ્ઠા થઇ, અને તે ગરૂડના ભયમાંથી છુટો થયો. હવે હું મ્હારા સ્થાનને વિષે ચાલી જાઉં છું, માટે મ્હને આજ્ઞા આપો.

શંકરાચાર્યે કહ્યું, હે દેવી! તું ચિન્માત્ર હોવા છતાં, જગતનાં રક્ષણને કાજે લક્ષ્મી વગેરે રૂપ ધારણ કરે છે, અને વાણીની દેવતા, બ્રહ્મદેવની પત્ની થએલી છે, તે હું જાણું છું. એજ કારણ લીધે, ઋષ્યશૃંગાદિક્ષેત્રને વિષે મ્હારા સ્થાનમાં, 'શારદા' એ નામથી રહીને, તું પૂજન કરનારાઓનાં વાંછિત મનોરથ પૂર્ણ કરતી જા. એવું સાંભળીને 'તથાસ્તુ' કહીને સરસ્વતી એકાએક અંતર્ધ્યાન થઈ ગઈ. સારાંશ, ગોરખનાથે જે પ્રમાણે મત્સ્યેન્દ્રનાથને પૂર્વસ્વરૂપની સ્મૃતિ કરાવી હતી,

અને ત્રિયારાજમાંથી ત્હેમને લઈ આવ્યા હતા, તેજ પ્રમાણે પદ્મપાદ વગેરે શિષ્યોએ શ્રીશંકરાચાર્યને પૂર્વસ્વરૂપનું સ્મરણ કરાવ્યું અને અમરૂક રાજાના શરીરમાંથી પાછા ત્હેમના પૂર્વશરીરમાં આણ્યા.

પૂર્વસ્વરૂપમાં આવ્યા વગર કોણ કૃતાર્થ થાય છે? તેટલા માટે આપણે ગુરૂ વગેરેના મુખેથી સ્વસ્વરૂપનું પ્રતિપાદન કરનારાં વેદાંત-વાક્યોનું શ્રવણ કરતાં રહેવું જોઇએ. એમ કર્યાથી, આપણો પણ જે પર (માયાનિર્મિત) કાયાને વિષે પ્રવેશ થએલો છે. અને ત્યાં વિષયભોગ કરી રહ્યા છીએ, તેનો ત્યાગ થઇને સ્વકાયા (બ્રહ્મરૂપ) ને વિષે આપણે સ્થિત થઇને રહીશું. હવે સિંહાવલોકન કરીએ. બહુ આગળ આવી પહોંચ્યા છીએ.

આણીતરફ મત્સ્યેન્દ્રનાથ, ગોરક્ષનાથ અને મીનાનાથ એ ત્રણે જણાં જે ચાલી રહ્યા હતા ત્હેમને આગળ જતાં વિશાળ જંગલ જણાવ્યા લાગ્યું. ત્યારે મત્સ્યેન્દ્રે જાણી જોઇને અજાણ્યાં બનીને ગોરખને પૂછ્યું, કેમ ગોરખ! આગળ મોટું જંગલ જણાય છે, પણ કાંઈ ડર તો ત્યાં નથી ને? અંધકારનો ભય સૂર્યને, અથવા મચ્છરનો મેરૂને, કિંવા સર્પનો ભય ગરૂડને હોય, તોજ મત્સ્યેન્દ્રને ચોરનો ભય ઉપજે. પરંતુ ગોરખનું પારખું જોવા સારૂ ત્હેમણે એ પ્રમાણે કર્યું. ગોરખે કહ્યું, ભય હોય તોયે આપણને શું થવાનું હતું? આપણે તો સંગ-રહિત ઉદાસી છીએ, જોગી બન્યા છીએ તે ભયમાંથી છુટવાને માટેજ; એમ હોવા છતાં, જોગી બન્યા પછી પણ જો ભય લાગતો હોય, તો એ કેવું આશ્ચર્ય! એમ બોલતા બોલતા તેઓ જઈ રહ્યા હતા, તેવામાં મત્સ્યેન્દ્રને દિશાએ જવાની હાજત થઈ આવી, અને તેટલા ખાતર તેઓ એક નદીને કાંઠે જઇને થોભ્યા. મત્સ્યેન્દ્રે ત્યાં આગળ પોતાની ઝોળી વગેરે સરંજામ નીચે મૂકી દીધો, અને તુંબડામાં પાણી લઇને, દિશાએ જવાને નીકળ્યા.

બાદ ગોરખના મનમાં શંકા ઉપજી કે, ગુરૂજીને જે ડર લાગે છે, તે એમની પાસે એવી શી વસ્તુ છે, તે જોઇએ તો ખરા ! એ મતલબથી હ્હેણે હ્હેમની ઝોળી ખોલીને જોયું તો તેમાં સોનાની બે ઈંટો જોવામાં આવી. ત્યારે તો એ બોલી ઉઠયો કે, એમને જે ડર લાગે છે તે આને લીધેજ. જેની પાસે કાંઇ હોય છે, હ્હેનેજ તે ખાતર ભય ઉત્પન્ન થાય છે. તેથી આ ઈંટોને ફેંકી દઇશું તો નિર્ભય બની જઇશું. ગોરખે તે સુવર્ણની ઈંટોને દૂર ફેંકી દઇને, તેના જેવાજ બે પત્થર લઇને, તે ઝોળીમાં જોડવી દીધા. પછી મત્સ્યેન્દ્રનાથ દિશાએથી આવ્યા, અને હાથપગ ધોઇ, સ્નાન વગેરે કરીને, કફની ઝોળી ઉપાડીને આગળ જવા લગ્યા. જતાં જતાં ફરી પાછું હ્હેમણે ગોરખને પૂછ્યું, કેમ ગોરખ ! રસ્તો ઘણો વિકટ ઝાડીઓથી ધીચોધીચ જણાય છે, પણ આગળ કાંઇ ડર તો નથી ને ? હ્હેણે જવાબ દીધો, આગળ બીલકુલ ભય નથી, ભયનું જે સ્થાન હતું તે તો પાછળ રહી ગયું છે, હવે આપ નિર્ભય આગળ ચાલો. બે ત્રણવાર ફરી પાછો એનો એજ પ્રશ્ન પૂછતાં, ગોરખે તો તેજ જવાબ આપ્યોકે, ડર તો પાછળ જતો રહ્યો, આગળ નિર્ભય છે, માટે ચિન્તા ન કરવી, તારૂણ્યમાં આવ્યા બાદ બાળપણુ પાછળ રહી જાય છે, અથવા જેઓને ઘડપણ આવ્યું છે. તેઓ જેમ જુવાનીને તજી દે છે, કિંવા ચિત્રાનક્ષત્રના અંતમાં વર્ષાઋતુ ખલાસ થઇ જાય છે, તેજ પ્રમાણે આપ અંહી આવી પહોંચતાં ભયનું સ્થાન અને કાળ પાછળીજ રહી ગયાં છે, એમ સમજજો.

આ પ્રકારનું ભાષણ સાંભળીને મત્સ્યેન્દ્રને શંકા ઉપજી અને હ્હેમણે ઝોળી ખોલીને જોયું તો તેમાં સોનાની ઇંટો ક્યાંઈ જણાઈ નહિ. ત્યારે ગોરખને કહયું કે, ત્હેં બહુ રૂડું કર્યું ! અરે પ્રસંગ પડયે ખપમાં આવે, તેટલા ખાતર મૈનાકિનીએ જે સોનું આપ્યું હતું, તે કહીં ત્હેં ફેંકી દીધું અને તેની જગોએ પત્થર મૂકી દીધા. વાહવાહ ! બીજા કેટલાક શિષ્યો ગુરૂને લાવી આપે છે, અને

તું તો ગુરૂનુંજ હરી જાય છે, એ કાંઇ થોડું આશ્ચર્ય છે? પતિની આજ્ઞા વગર સતી કશું કાર્ય કરતી નથી, કિંવા ઇન્દ્રની આજ્ઞાથી મેઘ વર્ષાવ કરે છે, મંત્રી રાજાની આજ્ઞા મુજબ વર્તે છે, અથવા સંસારના મોહનો ત્યાગ કરીને ભક્તજનો દેવસેવામાં તત્પર રહે છે, ચંદ્ર સિવાય બીજાં કોઇ નક્ષત્રોના તરફ ચકોર પક્ષી નજર કરતું નથી, અગર ચાતક પક્ષી જેમ મેઘ સિવાયનું બીજું જલ પીતું નથી, તેજ પ્રમાણે સત્-શિષ્ય ગુરુના મનોગત આશયને અનુકૂલ રહીને સેવા કરે છે, અને ત્હેમની આજ્ઞાનું પાલન કરે છે. એમ હોવા છતાં, તું મ્હને એવો શિષ્ય મળ્યો કે, મ્હારાથી ત્હારૂં વર્તન વિરૂધ્ધજ હોય છે. અરે! પ્રપંચ-પરાયણ લોકો કેટલું કેટલું કષ્ટ વેઠે છે, ત્યારે તેઓને દ્રવ્ય મળે છે, અને ત્હેં તો મૈનાકિનીએ બક્ષેલું દ્રવ્ય ફેંકી દીધું.

આ પ્રકારનું ગુરૂનું ભાષણ સાંભળીને, ગોરખનાથ પાસેજ જે પહાડ હતો, તેનાઉપર ચઢયા, અને ત્હેણે સિધ્ધિયોગમંત્રનો જપ કરીને લઘુશંકા કીધી. ત્યારે તો શો ચમત્કાર થયો કે, પુનેમનો ચન્દ્ર પૂર્વ દિશામાં ઉગતી વખતે જેવો લાલરંગનો જણાય છે, તેજ પ્રમાણે તે પહાડ તપાવેલા સુવર્ણ જેવો બની ગયો, અને તેના પરની વનસ્પતિઓ પણ સાયંકાળમાં સૂર્યાસ્ત વખતે જે પ્રમાણે ત્હેનાં કીરણો આકાશમાં પથરાઇ રહે છે, તે પ્રમાણે તેજસ્વી બનીને ચમકવા લાગી. મત્સ્યેન્દ્રે જોયું તો આખો પહાડ સુવર્ણનો- ગોરખે કહયું, મહારાજ! મ્હેં આપની સોનાની ઈંટો ફેંકી દીધી હતી, પરંતુ હવે આપને જેટલું જોઇએ તેટલું સુવર્ણ ઝોળીમાં ભરી લ્યો. મત્સ્યેન્દ્રે કહયું, રોગીને અમૃતનો સમુદ્ર પ્રાપ્ત થયો હોય, તો ત્હેનાથી શું તેનું પાન થઇ શકવાનું હતું? અગર તે શું તેને ઉંચકીને કહીં લઇ જઇ શકવાનો હતો? નહિજ. તેજ પ્રમાણે આ સુવર્ણના પહાડને હું કયાં લઇ જઇ શકવાનો હતો? ઉષ્ણકાળમાં સંતાપ થતાંજ શીતલ ચંદ્રમાનો લાભ થાય, તે પ્રમાણે મ્હારી સુવર્ણને સારૂ શોકાકુલતા જોઇને ત્હેં સુવર્ણનો

પહાડજ બનાવી દીધો. ધન્ય છે ત્હને, ધન્ય છે ત્હને ! એટલું કહીને ત્હેને આલિંગન દીધું અને કહ્યું કે, હે ગોરખ ! રાજહંસને છોડી વાયસને કોણ પાળશે ? કામધેનુ ઘરમાં હોવા છતાં, છાશને માટે કોણ ભીખ માંગશે ? તેજ પ્રમાણે, તું જે મૂર્તિમંત સ્પર્શમણી છે, ત્હેનો ત્યાગ કરીને સુવર્ણને હું શી રીતે સંગ્રહી શકું ? ત્હારી કસોટી કરવા ખાતર મ્હેં આવો શોક કર્યો.

ગોરક્ષે કહ્યું, એ સઘળી કૃપા આપનીજ છે. પરંતુ શંકા એટલીજ થાય છે કે એ સુવર્ણનો બોજો આપ શું કરવા ઉંચકી લાવ્યા ? મત્સ્યેન્દ્રે કહ્યું, નીકળતી વખતે મૈનાકિનીએ પોતાની બુદ્ધિને અનુસરીને ભીડ પડયે ખપ લાગે, એમ કરીને મ્હારી ઝોળીમાં મૂકી રાખ્યું હતું, તે એને સારૂં લગાડવા ખાતર મ્હેં ફેંકી દીધું નહોતું. એ સુવર્ણનો ઉપયોગ મ્હારા વિચાર પ્રમાણે ચારે બાજુના સાધુમહાત્મા તપસ્વીલોકોને બોલાવીને ત્હેમને જમાડવામાં કરવાનો હતો. તે સાંભળીને ગોરખે કહ્યું આપની ઇચ્છા પૂર્ણ કરૂ છું. એમ કહીને ગોરખે તેજ પહાડપર મુકામ કર્યો, અને ગંધર્વ-મંત્રનો જપ કરીને ચિત્રસેનને નીચે બોલાવ્યો. તે આવ્યાબાદ ત્હેને કહ્યું કે, તહમારા ગણોને બોલાવીને ચારે દિશામાં મોકલી આપો, અને ત્હેમની મારફત દેવ ગંધર્વ સાધુ સંત વેરાગી વગેરેને નિમંત્રણ કરાવો. કેમકે મ્હારા ગુરૂ મત્સ્યેન્દ્રનાથને તે સઘળાને ભોજન કરાવવાની ઇચ્છા છે. પછી ત્હેણે પોતાના સઘળા ગંધર્વગણોને બોલાવી મંગાવ્યા, અને તેઓ સર્વે ત્યાં હાજર થયા. ગોરખે અણિમાદિ અષ્ટ સિદ્ધિઓને બોલાવીને, તેમની પાસે ભોજનની ઉત્તમ તૈયારી કરાવી અને સઘળાંને ઉત્તમ પ્રકારનું ભોજન આપ્યું. તે સમારંભને વિષે દેવ, ગંધર્વ, અષ્ટવસુ, તથા શુક, દત્ત, યાજ્ઞવલ્કય, વ્યાસ, નારદ વગેરે ઋષિઓ અને બીજા પણ જપ, તપ, કરનારા યોગી મહાત્માઓ આવ્યા હતા. એટલુંજ નહિ પણ, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ સુદ્ધાં આવ્યા હતા.

ધર્મરાજાના રાજસૂયયજ્ઞના વખતે જેવો સમારંભ થયો હતો,

તેવીજ ગોરખે આ કળિકાલમાં કરી બતાવ્યો. તે પ્રસંગે કરભાજનના અવતાર, ગહિની નાથનું મત્સ્યેન્દ્રને સ્મરણ થઇ આવ્યું, અને ગંધર્વને મોકલીને ત્હેને પણ મધુવિપ્ર નામના ત્હેના પિતાસહિત બોલાવી મંગાવ્યો. શંકરે ત્હેને ઓળખ્યો, અને મત્સ્યેન્દ્રને કહ્યું કે એને સકલ વિદ્યાઓને વિષે પ્રવીણ કરો. આગળ મ્હારે નિવૃત્તિ નામથી અવતાર લેવાનો છે, તે સમયે એ મ્હને ઉપદેશ કરશે. પછી મત્સ્યેન્દ્રે ગોરખને કહીને ત્હેની પાસે એને ઉપદેશ અપાવડાવીને મસ્તકઉપર કૃપાહસ્ત મૂકાવરાવ્યો. કુબેરને ગોરખે કહ્યું કે, આ સોનાનો પર્વત ત્હમે લઇ જાઓ, અને તેને બદલે કીંમતી વસ્ત્ર તથા અલંકાર મ્હને આપો. કેમકે અંહી પધારેલા સર્વ અતિથિઓને વસ્ત્રાભૂષણ આપીને સન્માન કરવાનો મ્હારો વિચાર છે. કુબેરે કહ્યું, પર્વતને અંહીજ રહેવા દો, હું આપને જોઇએ તેટલાં વસ્ત્રાલંકાર પૂરા પાડું છું. એટલું કહીને ત્હેણે પોતાના ગણોની મારફત વસ્ત્રાલંકાર મંગાવ્યા અને ગોરખને આપી દીધાં, તથા ગોરખે દેવ, ઋષિ, સાધુ વિગેરે જે જે ત્યાં આગળ આવ્યા હતા, તે બધાને તે વસ્ત્રાલંકાર બક્ષીસ તરીકે આપીને વિદાય કર્યા. ત્યાં ઉપરિચરવસુ પણ આવ્યા હતા, ત્હેમની જોડે મીનાનાથને મૈનાકિનીની પાસે મત્સ્યેન્દ્રે મોકલી આપ્યો, અને ત્હેમણે લાવીને ત્હેને મત્સ્યેન્દ્રના સમાચાર કહીને, છોકરાને ત્હેને સ્વાધીન કર્યો, તથા ત્હેને એકવાર એમનાં દર્શન થશે, એ પ્રમાણે કહ્યું.

ત્યારબાદ, ગોરખ અને મત્સ્યેન્દ્રનાથ ગહિનીનાથને ગર્ભાદ્રિપર તપ વગેરેનો અભ્યાસ કરવાને સારૂં બેસાડીને, પોતે આગળ ચાલતા થયા. માર્ગમાં જતાં જતાં 'ગોરખ અને કાનીફનાથની જ્યાં પહેલાં મુલાકાત થઇ હતી, તે સ્થાન આવ્યું, ત્યારે' ગોરખે મત્સ્યેન્દ્રને કહ્યું, મહારાજ ! આજ બાગમાં જાલંધરનાથના શિષ્ય કાનીફનાથની સાથે મ્હારી મુલાકાત થઈ હતી, અને ત્હેમને મ્હોંયેથી આપના સમાચાર મળ્યા હતા. બાદ ગોરખે કહ્યું કે, ગૌડબંગાલાનો રાજા ગોપીચંદ છે,

ત્હેણે જાલંધરનાથને ખાડામાં ડાટી દીધા છે, એવા સમાચાર ત્હેની નગરીમાં હું ગયો હતો, ત્યારે ભિક્ષા લેવા નીકળ્યો તે વખતે પ્રત્યક્ષ એમને મ્હોંડેથીજ સાંભળ્યા હતા ત્હેમણે કહ્યું હતુંકે, મ્હારા શિષ્ય કાનીફને આ વાત કહેજો, અને રાજાનું કલ્યાણ થાય એવી રીતે મ્હને ખાડામાંથી બહાર કઢાવજો. મ્હારી અને કાનીફની જ્યારે મુલાકાત થઇ, તે વખતે મ્હેં એ સમાચાર ત્હેને જણાવ્યા હતા, અને તે પરથી કાનીફનાથ ત્હેમની શોધમાં નીકળી પડ્યા હતા. માટે હાલ ત્યાંની શી હકીકત છે, તે જોવા સારુ ત્યાં પધારો.

તે સાંભળીને મત્સ્યેન્દ્રનાથ ઘણા કોપાયમાન થઇને કહેવા લાગ્યા, એમ હોય તો રાજાને શિક્ષા કરવી જોઇએ, કેમકે તેઓ મ્હારા ગુરૂબંધુજ છે. એટલા માટે હે ગોરખ ! પ્રથમ આપણે ત્યાંજ જઇશું. પછી થોડા દિવસમાં તે બન્ને જણા ગોપીચંદ રાજાની નગરી જે કાંચનપુરી, તેમાં આવી પહોંચ્યા અને તપાસ કરતાં ત્હેમને લોકોને મ્હોંડેથી એવા સમાચાર મળ્યા કે, કાનીફનાથે યુક્તિથી જાળંધરનાથને ખાડામાંથી બહાર કાઢ્યા છે, તથા રાજાને વૈરાગ્ય ઉપજતાં યોગદીક્ષા લઇને, તીર્થયાત્રાને માટે તે ચાલ્યો ગયો છે. કાનીફનાથ અને જાલંધરનાથ હાલ પુષ્કરતીર્થને વિષે ગયા છે, અને અહીંનો સઘળો રાજ્યવહીવટ મંત્રીને હાથે થાય છે; કેમકે ગોપીચંદનો પુત્ર ભુવનચંદ હજી નાનો છે. પરંતુ રાજાની માતા મૈનાવતી નગરીમાં રહે છે. આ પ્રમાણે સઘળા વૃત્તાન્તથી જ્યારે વાકેફ થયા, ત્યારે તો દાવાગ્નિઉપર મેઘનો વર્ષાવ થતાં, તે જેમ શાન્ત થઇ જાય છે. અગર સૂર્યના ઉદયથી અંધકારથી વ્યાપ્ત થએલી સઘળી દિશાઓ જે પ્રમાણે નિર્મલ થઈ જાય છે, તેજ પ્રમાણે મત્સ્યેન્દ્રનો કોપ શાન્ત થઈ ગયો.

પછી મૈનાવતીની મુલાકાત લેવાનું ત્હેમને મન થયું, અને બન્ને જણા ત્હેના મહેલ આગળ આવી પહોંચ્યા દ્વારપાળોની મારફત મૈનાવતીને ખબર મળી કે, કોઈ યોગીશ્વર આવ્યા છે. ત્યારે તો તે ઝટ ઉઠી અને

જોવા લાગી તો બન્નેની તેજથી લખલખ થતી મૂર્તિઓ શેલી, શૃંગી, કંથા, ઝોળી, વગેરે ધારણ કરીને ઉભી થઇ રહેલી જોવામાં આવી. મૈનાવતીએ પાસે જઇને હાથ જોડીને આદેશ કીધા. અને પ્રાર્થના કરવા લાગી કે, મહારાજ! મ્હારે મંદિરે પધારો. પછી બન્ને મંદિરમાં ગયા, ત્યાં મૈનાવતીએ ત્હેમને આસનપર વિરાજમાન કર્યા અને પૂજન તથા સ્તવન કીધું. બાદ પૂછ્યું, આપ કોણ છો? આ કોણ છે? તે સર્વ હકીકત કહો.

મત્સ્યેન્દ્રે કહ્યું, માઇ! ઉપરિક્ષવસુ આ શરીરના પિતા થાય, અને મ્હારૂં નામ મત્સ્યેન્દ્રનાથ છે. ત્હમારા ગુરૂ જાલંધરનાથ તો મ્હારા નાના ગુરૂભાઇ થાય. દત્તાત્રેયનો પ્રથમ અનુગ્રહ મ્હારાપર થયો, અને ત્યારબાદ એમને થયો હતો. આ મ્હારો શિષ્ય ગોરખનાથ છે. એને મ્હોંડેથી ત્હમારી તથા ત્હમારા પુત્રની હકીકત સાંભળીને જાલંધરનાથને કૂવામાંથી બહાર કાઢવા સારૂ હું અહીં આવ્યો. પરંતુ એમના શિષ્ય કાનીફનાથે એમને કૂવામાંથી કાઢયા અને ત્હમારો પુત્ર પણ યોગી બનીને તીર્થયાત્રાને વિષે ચાલ્યો ગયો છે, વગેરે સમાચાર લોકોને મ્હોએ હમે હમણાંજ સાંભળ્યા. તોપણ ત્હમને એકવાર મળીને જવું એવી ઇચ્છા થવાથી અહીં આવ્યા છીએ. માઇ! ધન્ય છે ત્હમને! પહેલાં જે બ્રહ્મવાદિની ગાર્ગી, મૈત્રેયી, ચૂડાલા, મદાલસા ઇત્યાદિ સતીઓ થઈ ગઈ, ત્હેમના જેવાંજ આ કળિકાળમાં ત્હમે થયાં છો. તેમજ ત્હમારા પુત્રને પણ ભાગ્યશાળી સમજવો જોઇએ, કેમકે એણે સર્વ વૈભવનો ત્યાગ કરીને યોગદીક્ષા લઇને પોતના જન્મનું સાર્થક દીધું, અને અજરામર બની ગયો. જે કુળમાં ત્હમારા જેવી સતી તથા ગોપીચંદના જેવા પુત્ર ઉત્પન્ન થતા હોય, તે કુળની મહત્તાનું વર્ણન કોનાથી થઈ શકે તેમ છે?

તે સાંભળીને મૈનાવતીએ કહ્યું, આપના જેવા સત્પુરુષોના દર્શન, સમાગમ તથા ઉપદેશ થાય, ત્યારેજ એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. આળસુ

માણુસનાપર ગંગાનો પ્રવાહ દોડયો દોડયો આવે, તેજ પ્રમાણે આ આપ સમાન સદ્‌ગુરૂનાં દર્શનનો યોગ આવ્યો છે. હવે આપ થોડા દિવ અહીં રહી જાઓ, અને પછી જ્યાં જવું હોય ત્યાં જજો. પછી મૈનાવતીએ ભોજન વગેરેથી ત્હેમનો સત્કાર કર્યો, અને તેઓ પણ ત્રણ દિવસ ત્યાં રહ્યા. ત્યારબાદ ત્હેની રજા લઇને, ત્યાંથી આગળ તીર્થાદિને વિષે વિચરવા તેઓ ચાલ્યા ગયા. ફરતાં ફરતાં જ્યારે પુષ્કરક્ષેત્રમાં તેઓ આવી પહોંચ્ય ત્યારે ત્યાં આગળ કાનીફનાથ અને જાલંધરનાથની ત્હેમને મુલાકાત થઇ અને ત્હેમને તેઓએ સ્વસ્તિક્ષેમ કુશળ પ્રશ્ન પૂછ્યા. થોડાક દિવસ પછી કાનીફ, જાલંધર, ગોરખ અને મત્સ્યેન્દ્રનાથ વગેરે સઘળાજ ત્યાંથી અન્ય પૃથ્વીપર પર્યટન કરવાને નીકળી પડ્યા.

**इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंदसरस्वती शिष्य श्री दत्तात्रेयवि(र)चिते नवनाथचरित्रे द्वितीयभागे गोरक्षोत्पत्तिमत्स्येन्द्रस्त्रीराज्यगमनागमनवर्णनं नाम द्वितीयोऽध्याय: ॥ १ ॥**

**॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥**

**॥ इति शिवम् ॥**



## ॥ तृतीयोऽध्यायः ॥

**परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।**
**स जातो येन जातेन याति वंशः समुन्नतिम ॥ नी. श. ॥**

ધર્માધર્મને વશીભૂત થઇને વારંવાર આ જન્મમરણરૂપી સંસાર-ચક્રને વિષે કયો પુરૂષ મરતો નથી, અગર ઉત્પન્ન થતો નથી? સઘળાજ જન્મીને મરણ પામે છે. પરંતુ, તેજ પુરૂષ જન્મ્યો છે એમ કહી શકાય કે, જેના જન્મવાથી વંશની ભારે ઉન્નતિ થાય છે. સારાંશ, વંશનો ઉદ્ધાર કરનારા પુરૂષવગર બીજા પુરૂષના બકરીના આંચળની માફક જન્મવાથી, અગર મચ્છરની પેઠે મરી જવાથી શો ઉપયોગ થવાનો હતો? એને માટે '**जातस्य हि ध्रुवो मृत्युः**' એ ગીતાવચન પણ પ્રમાણભૂત છે. પરંતુ એના ઉત્તરાર્દ્ધમાં ભગવાને જે કહ્યું છે કે, 'હે અર્જુન! એવા પરિહારને માટે અયોગ્ય અર્થને કાજે શોક કરવો એ હને છાજતું નથી.' તો એનો પણ પરિહાર થઈ શકે છે, એમ સમજવું. તે કેવી રીતે? તો ખ્યાલ કરો. જન્મમરણાદિની સાથે જોડાએલા આ શરીરની સાથેનો જે તાદાત્મ્યભાવ (દેહજ આત્મરૂપ છે એવો ભાવ) છે, તેનું નિરસન થઇને, આત્માનું જે આત્માપણું.ે અવસ્થાન થઈ જાય, તો જન્મમરણનો પરિહાર થઇને, શોક કરવાનો સમયજ આવી શકશે નહિ એમ સમજવું. યાને, આત્મસ્વરૂપની પ્રાપ્તિ થયા વગર તેની અપરિહાર્યતા સમજી લેવી, એવી મતલબ છે. એને માટે વિશ્વવિખ્યાત મહાયોગીશ્વર ભર્તૃહરિનાથનું ચરિત્ર આદર્શરૂપ છે, તેનું આ સ્થળે દિગ્દર્શન કરશું.

એક વખત ઉર્વશીને જોઇને મિત્રાવરૂણ ઋષિ મોહ પામતાં, હેમના વીર્યનું જે સ્ખલન થયું, તે પવનના સંયોગથી બે ભાગમાં છુટું પડી જઇને, તેમાંહેનો એક ભાગ લોમેશ ઋષિના આશ્રમના ઘડામાં પડયો, અને તેનાથી અગસ્તિની ઉત્પત્તિ થઈ; તથા બીજો ભાગ કૌલિકઋષિના આશ્રમમાં જે ભર્તરી, યાને ભિક્ષાપાત્ર હતું, તેમાં પડયો, મિત્રાવરૂણ

ઋષિનો એ અંશ છે, એમ ઋષિએ જાણ્યું અને આગળ કળિના ત્રણ હજાર એકોત્રણ (૩૧૦૩) વર્ષ વીત્યાબાદ, એમાં દ્રુમિલાનારાયણ સચાર કરશે એ પ્રમાણે જ્ઞાનદૃષ્ટિથી જાણી લઇને તે ભર્તરી (ભિક્ષાપાત્ર)નું ત્હેણે સારી પેઠે રક્ષણ કરી રાખ્યું. કલિયુગનો જ્યારે પ્રારંભ થયો, ત્યારે ત્હેણે તે પાત્ર મંદરાચલની ગુફાના દ્વારમાં મુકી દીધું. પછી કલિના ૩૧૦૩ વર્ષ વીત્યાં એટલે દ્રુમિલનારાયણે તેમાં પ્રવેશ કીધો. તે પાત્રમાં મધમાખીઓએ મધપુડો બાંધ્યો હતો, તેનાથી તે ગર્ભની વૃદ્ધિ થવા લાગી. નવમાસ પૂરાં થયાબાદ, વરસાદના જોસથી પર્વતનો પત્થર પડી જવાથી, તે પાત્ર ભાંગી ગયું, અને બાળક રડવા લાગ્યું. એટલામાં શો ચમત્કાર થયો કે, ત્યાં આગળ એક ગાભણી હરિણી ઘાસ ચરતી ચરતી આવી હતી, તે વીયાઇ, અને તેને બે બચ્ચાં સાંપડ્યાં; પરંતુ પાછું ફરીને જોતાં ત્રણ બાળક તેના જોવામાં આવ્યાં, અને તેને એમજ લાગ્યું કે આ પણ મ્હારૂંજ બચ્ચું છે. પછી ત્હેણે પ્રેમથી ત્હેને જીભેથી ચાટવા માંડ્યું, અને સાફ કર્યું તથા સ્તનપાન પણ કરાવવા માંડ્યું, પરંતુ એ તો મનુષ્ય હતો, તેથી એને સ્તનપાન કરતાં આવડતું ન હતું, ત્યારે તો તે હરિણી પોતે જમીનપર સૂતી હોય તેમ પડી રહીને એ ભર્તરીને દૂધ પીવડાવવા લાગી. ત્રણ વર્ષ વીત્યાબાદ, તે બાળક તે હરિણીની સાથે વનમાં ફરવા લાગ્યું તથા ઝાડનાં પાંદડાં વગેરે ખાવા લાગ્યું, અને તેની સંગતિથી સઘળા જાનવરોની બોલી સમજતો અને બોલતો થયો. એ પ્રમાણે કેટલાક દિવસ ગયાબાદ, તે વનમાં થઇને જયસિંગ નામનો જે એક ભાટ પોતાની સ્ત્રી રેણુકાની સાથે જઈ રહ્યો હતો, ત્હેની નજરે તે બાળક પડ્યું. ભયંકર અરણ્યમાં આવા સુંદર બાળકને તદ્દન એકલું જોઇને ત્હેને એમજ લાગ્યું કે, આ કાંઇક રસ્તો ભુલીને અહીંયાં આવ્યું છે. ઠીક થયું ! કે કોઇ ક્રૂર પ્રાણીને હાથે એ માર્યું ન ગયું. કવિ કહે છે કેઃ-

**वने रणे शत्रुजलाग्निमध्ये महार्णवे पर्वतमस्तके वा ।**
**सुप्तं प्रमत्तं विषमस्थितं वा रक्षन्ति पुण्यानि पुरा कृतानि ॥**

વનમાં, યુદ્ધમાં, શત્રુસમુદાયમાં, અગ્નિપ્રલયમાં, જળમાં, પર્વત ઉપર, સમુદ્રમાં, તથા સુઇ રહેલા, પ્રમત્ત બની રહેલા, ભારે સંકટમાં આવી પડેલા પુરૂષને પૂર્વજન્મનાં ભેગાં થએલાં પુણ્યકર્મોજ રક્ષે છે. તથા પાપકર્મ નગરમાં, ગુપ્ત મહેલમાં, મિત્રસમુદાયમાં, પલંગપર સુઇ રહ્યા હોય અગર સાવધ થઇને બેઠા હોય, તોપણ નાશ કર્યા વગર રહેતું નથી. એ વાત જગતમાં ડગલે ડગલે અનુભવમાં આવે છે, એટલા માટે, કલ્યાણની ઇચ્છા રાખનારા પુરૂષે નિરંતર સત્કર્માચરણને વિષે તત્પર રહેવું જોઇએ. સારાંશ, જન્માન્તરના પુણ્યકર્મના પ્રભાવથી માતાપિતા વગર જંગલમાં એકલું રખડીરઝળીને તેમજ ઝાડનાં પાંદડાં, ઘાસ વગેરે ખાઇને ભર્તરી જીવતો રહ્યો પરંતુ કોઈ જનાવરે એને ફાડી ખાધો નહિ. તે ભાટે એને ઉંચકી લીધો અને પૂછ્યું કે, ત્હારાં માબાપનું નામ શું છે? પરંતુ ત્હેનાથી માણસની બોલી બોલાતી કે સમજાતી ન હતી, તેથી તે બેં બેં કરીને રોવા લાગ્યો. પોતાનું બચ્ચું માણસના હાથમાં સપડાઇ જવાથી, હરિણી પણ રોવા લાગી. ભાટે વિચાર કર્યો કે આ જંગલને વિષે બાળકને છુટું મુકવાથી એને નુકસાન થશે, માટે એને મ્હારી સાથેજ લઈ જઇશ, અને જ્યારે એનાં માબાપ મળશે, ત્યારે ત્હેમને સોંપી દઇશ. પછી જ્યારે એને લઇને ચાલવા માંડ્યું, ત્યારે પેલી હરિણી પણ એની પાછળ પાછળ ગઇ પરંતુ આગળ ગામમાં જ્યારે ત્હેણે મુકામ કર્યો, ત્યારે તે લાચાર થઇને જંગલમાં પાછી ચાલી આવી. તે ગામમાં તે ભાટે ત્રણ મહિના લગી મુકામ કર્યો, ત્યારે ત્હેની સોબતથી ભર્તરીનો ભય દૂર થયો, અને તે મનુષ્યની ભાષા સમજવા તથા બોલવા પણ લાગ્યો.

પછી તે ભાટ ફરતો ફરતો એક વખત કાશી ક્ષેત્રમાં ગયો, અને ગંગામાં સ્નાન કરીને વિશ્વનાથનાં દર્શન કરવાને માટે મંદિરમાં ગયો. તે વખતે બાળકે શંકરને નમસ્કાર કરતાં લિંગમાંથી એવો ધ્વનિ નીકળ્યો કે, 'આવો ભર્તરી આવો! ત્હમે અવતાર દીક્ષા લીધી, તે સારૂં

થયું.' એ શબ્દો પેલા ભાટે પણ સાંભળ્યા, અને ત્હેને લાગ્યું કે, આ બાળક કોઇ અવતારી જણાય છે; તેમ ના હોય તો, લિંગમાંથી આવો ધ્વનિ કેમ નીકળે ? અસ્તુ ! દૈવયોગે આપણને આ લાભ થયો છે, એમાં સંદેહ નથી પછી ત્યાંથી ઘેર આવીને પોતાની સ્ત્રીને એ સમાચારથી વાકેફ કરતાં એણે કહ્યું કે, 'આ બાળક છે, એમ નહિ સમજવું, પરંતુ સ્વર્ગમાંના દેવ વગેરે હોવા જોઇએ, કેમકે વિશ્વનાથની પાસે જઇને એણે નમન કર્યું એટલે લિંગામાંથી ધ્વનિ નીકળ્યો કે 'આવો ભર્તરી ! ત્હમે અવતાર લીધો, તે સારૂં થયું.' તો આજથી એનું નામ ભર્તરી રાખવું, અને પ્રાણ કરતાંયે અધિક સમજીને એનું રક્ષણ કરવું. આપણને સંતતિ નથી, પણ દરિદ્રીના ભગ્યનો ઉદય થતાં જેમ ત્હેને દ્રવ્યનો ઘડો (ચરૂ) મરી જાય, અગર ચિન્તાયુક્તને ચિન્તામણીનો લાભ થાય, કિંવા દુકાળથી પીડાતાં પ્રાણીને અન્ન વગર પ્રાણ જવાના પ્રસંગે કામધેનુ સ્તનપાન કરાવે, તેજ પ્રમાણે જન્માન્તરનાં પુણ્યકર્મનો ઉદય થતાંજ, અરણ્યમાંથી આપણને આ બાળકનો લાભ થયો છે. ભર્તરીમાં જન્મ થએલો હોવાથી શંકરજીએ એને ભર્તરી કહીને બોલાવ્યો, અને તે સાંભળીને ભાટ અને ત્હેની સ્ત્રી તે દિવસથી એને ભર્તરી કહીને બોલાવવા લાગ્યાં.

ભર્તરિ પાંચ વર્ષનો થયો ત્યારે ત્હેના શરીરની કાંતિ જોઇને તથા મધુર ભાષાણ સાંભળીને બન્નેને બહુ આનંદ ઉપજતો હતો. તોપણ એનાં મબાપ એને સારૂ શોધ ખોળ કરતાં હશે, અને એનો જ્યારે પત્તો લાગશે, તે વખતે તેઓ અંહીયાં આવીને આપણાં બાળકને લઇ વગર રહેશે નહિ, એવી ચિન્તાથી તેઓને ચહેન સુદ્ધાં પડતું નહિ. તે ભાટ ભિક્ષા માંગીને કાશીક્ષેત્રમાં ઘણા દિવસ રહ્યો, અને ભર્તરી નિત્ય બાળકોની સાથે રમતો; પરંતુ એની રમત ભવિષ્ય કાળના ભાગ્યને અનુસરતીજ હતી. દૈવીસંપત્તિના અને આસુરી સંપત્તિના એવા બે પ્રકારના બાળક હોય છે, અને તેઓની

રમતપણ તેને અનુસરતી હોય છે. અર્જુનનું નામ કૃષ્ણ હતું, અને તે નામ હેના પિતા પાંડુએજ પાડ્યું હતું. કેમકે, શતશૃંગ પર્વત ઉપર હેનો જન્મ થયો હતો, અને ત્યાંજ તે રમત રમતો હતો. માટીની કૃષ્ણની મૂર્તિ બનાવીને હેની પૂજા વગેરે કરવી, અને હેને માટીનાંજ પકવાન્ન બનાવીને નૈવેદ્ય તરીકે નિવેદન કરવાં, એ હેની મુખ્ય રમત હતી. એક દિવસ પંડુ રાજાએ હેની આ રમત જોઇ, ત્યારે હેમણે ધાર્યું કે આ તો કૃષ્ણનો મહાન્ ઉપાસક થશે. તેથી તેજ દિવસથી, એજ નિમિત્તને લઇને તેઓ એને કૃષ્ણ કહીને બોલાવવા લાગ્યા. આસુરી સંપત્તિના છોકરાઓ 'મારામારી ગાળાગાળી' વગેરે અમ-દ્રજ રમતો રમે છે. ભર્તૃહરિ તો છોકરાઓને એકઠા કરીને પોતે રાજા બનીને, કોઇને મંત્રી, તો કોઇને સેનાપતી, કોઇને સૈનિક તો કોઇને પરિચારક વગેરે બનાવવાની રમત રમતો.

એક વખત બધા છોકરાઓ લાકડીના ઘોડા કરીને દોડાદોડ કરી રહ્યા હતા, તેમાં ભર્તૃહરિ પણ ઘોડે સ્વાર થઇને નાસભાગ કરી રહ્યો હતો, તેમાં ભર્તૃહરિ પણ ઘોડેસ્વાર થઇને નાસભાગ કરી રહ્યો હતો. ઘણે દૂર સુધી છેક ગામની બહાર તેઓ સત્વળા જઈ પહોંચ્યા, ત્યારે નાસતાં નાસતાં એક ઠેકાણે ભર્તૃહરિ ઠોકર લાગવાથી પડી ગયો, અને હેને મૂર્છા આવી ગઇ, દેહભાન પણ જતું રહ્યું તથા મ્હોંડામાંથી ફીણ સુધ્ધાં નીકળવા લાગ્યું. એની એવી અવસ્થા જોઇ ત્યારે બધા છોકરા આ તો મરી ગયો છે એમ સમજીને, પોત પોતાને ઘેર દોડી ગયા. ત્યારે ત્યાં આગળ મિત્રાવરૂણ ઋષિ બ્રાહ્મણના વેશમાં આવ્યા અને પોતાના પુત્રને ગંગાજળ લાવીને પીવડાવ્યું અને હેને સાવધ કીધો. બાદ હેને લઇને ઘેર આવ્યા અને રેણુકાને સ્વાધીન કરીને એનું કાળજીપૂર્વક સંરક્ષણ કરવા કહ્યું. રેણુકાએ પૂછ્યું, આપ કોણ છો? ત્યારે હેમણે કહ્યું, હું મિત્રાવરૂણ ઋષિ છું અને આ મ્હારો પુત્ર છે. રમતાં રમતાં એ ઠોકર ખાઇને પડી ગયો અને મૂર્છા પામી ગયો છે

એવું જોઇને મ્હેં વિપ્રનો વેષ લીધો અને એની પાસે આવીને એને સાવધ કીધો. ત્યારે રેણુકા બોલી ઉઠી, આપ એના પિતા શી રીતે થાઓ ? તે કહો. પછી ત્હેમણે ભર્તરીમાં પોતાના વીર્યથી એ ઉત્પન્ન થયો હતો, અને હરિણીને ધાવીને ઉછર્યો હતો, તથા ત્હમને અરણ્ય-માંથી મળી આવ્યો હતો વગેરે સર્વ વૃત્તાન્ત પહેલેથી છેલ્લે લગી કહી સંભળાવ્યો, ત્યારે ત્હેની ખાતરી થઇ. પછી મિત્રાવરૂણ ઋષિ જતા રહ્યા, અને જયસિંગભાટ બહારથી આવ્યા બાદ, ત્હેણે ત્હેને એ હકીકત કહી સંભળાવી. ત્યારે તો બન્નેના જીવને આનંદ થયો, અને બાળકનાં માબાપ ત્હેને લઈ જશે અને આપણને દુઃખ થશે એવી જે ચિંતા તથા બ્હીક તેઓના મનમાં હતી, તે જતી રહી,

સાબુના સ્પર્શથી લુગડાંનો મેલ દૂર થાય છે, કિંવા વર્ષાઋતુનું મલિન જળ શરદમાં સ્વચ્છ થાય છે, અગર કાંતાની સગર્ભા અવસ્થાનો ભય પ્રસૂતિ થયા બાદ નાશ પામે છે, અથવા અરણ્યમાં રહેનારો ચોર લોકોનો ભય ગામમાં વસ્તી થયા બાદ દૂર થઇ જાય છે, તથા હોડીમાં બેસવાથી નદીમાં ડૂબી જવાનો જે ભય ઉપજે છે તે સામે કિનારે પહોંચ્યા પછી રહેતો નથી, તેજ પ્રમાણે મિત્રાવરૂણને મ્હોંડેથી ભર્તૃહરિની સઘળી હકીકત સાંભળ્યા બાદ જયસિંગ અને રેણુકાનાં ભય તથા ચિન્તા નાશ પામ્યાં, અને આનંદભેર તેઓ કાશીમાં રહેવા લાગ્યા.

ભર્તૃહરિ જ્યારે સોળ વરસનો થયો, ત્યારે ત્હેનાં લગ્ન કરવાનો વિચાર તે બન્નેના મનમાં સ્ફુર્યો, અને આપણા દેશમાં જઇને, આપણી જ્ઞાતિની સુંદર કન્યા જોઇને, ત્હેની સાથે એને પરણાવીશું, એવી મનલયથી તે બન્ને એને લઇને કાશીમાંથી નીકળ્યાં. રસ્તામાં જંગલ આવતાં ચોરોએ જયસિંગને ત્યાં આગળ મારી નાંખ્યો, અને ત્હેનું સઘળું ધન છીનવી લીધું. ત્યારે ત્હેની પત્ની રેણુકાએ ભારે કલ્પાંત કરીને ત્યાં આગળજ પ્રાણ ત્યાગ કર્યો. પછી ભર્તૃહરિએ તે બન્નેની દહનક્રિયા કીધી, અને પોતે બહુ વિલાપ કરવા લાગ્યો. તે વખતે તેજ

રસ્તે થઇને કેટલાક વેપારી લોકો જઈ રહ્યા હતા, ત્હેમણે એને રડતો જોઇને પૂછપરછ કીધી, અને એના મનનું સમાધાન કીધું. ભાઈ! હવે તું ગમે તેટલો શોક કરીશ, પણ તેથી શું ત્હારાં માબાપ ત્હને પાછાં મળશે ખરાં? તેથી શોક તજી દે, અને ધૈર્યનું અવલંબન કરીને ત્હારૂં હિત સાધી લે. ચાલ હમારી સાથે, હમે ત્હને અન્નવસ્ત્ર પૂરાં પાડીશું અને પિતાતુલ્ય ત્હારૂં ભરણ પોષણ કરીશું. આ પ્રમાણે અભય આપીને, તે વેપારીઓએ એને પોતાની સાથે લઇ લીધો, અને મુકામ કરતા કરતા માળવામાં ઉજ્જયિની નામના ગામમાં તેઓ સઘળા આવી પહોંચ્યાં.

ગામની બહારજ બધા વેપારી લોકોએ પોતાનો માલ લઇને ત્યાંજ પડાવ નાંખવાનો વિચાર કર્યો. કેમકે, તેઓની સાથે અનેક તરેહનો માલ હતો અને તેની જકાત નાકાઉપર ચુકાવવાની હતી, તેથી હમણાં જઇશું, તો બહુત્રાસ પડશે, એ હેતુથી તેઓએ બહારજ મુકામ કર્યો. ટાઢ પડતી હતી, તેથી લાકડા લાવીને તેમને સળગાવી, તાપણી કરતા ત્યાંજ બેઠા. એટલામાં શિયાળ બોલવા લાગ્યા કે, "હે વેપારીઓ! સાવધ રહો સાવધ રહો. હમણાં ચોર આવીને ત્હમારૂં બધું દ્રવ્ય લૂંટી જવાના છે," ભર્તૃહરિ જે એ વેપારી લોકોની પાસેજ બેઠો હતો, ત્હેને પશુઓની ભાષા આવડતી હતી, તેથી તે શિયાળોનું ભાષણ સાંભળીને એણે વિચાર કર્યો કે, આપણે આમનું નીમક ખાધું છે, તથા એ લોકો મ્હને પોતાની સાથે લઈ આવ્યા છે, અને અન્નવસ્ત્રાદિ પૂરાં પાડે છે, તો એમનો ઉપકાર ભૂલી ન જવો જોઇએ. ગરૂડે માતાનો ઉપકાર જાણીને ત્હેને અમૃત આણી આપીને ગુલામગીરીમાંથી ત્હેનો છુટકારો કર્યો હતો. તેજ પ્રમાણે આપણે પણ આ વાતની એમને ખબર કરીને. એમના ઉપકારનો બદલોવાળીને દુઃખમાંથી એમને છોડવવા તથા એ રીતે કૃતજ્ઞ થવું. પરંતુ કૃતઘ્ની નહિ બનવું. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**ब्रह्मघ्ने च सुरापे च चौरे भग्नव्रते तथा ।**
**निष्कृतिर्विहिता लोके कृतघ्ने नास्ति निष्कृतिः ॥**

બ્રહ્મહત્યા કરનારા, મદ્યપાન કરનારા, ચોરી કરનારા, તથા જેના વ્રતનો ભંગ થયો છે, એવા પુરૂષની શુદ્ધિને સારૂ પ્રાયશ્ચિત્તનું વિધાન કરેલું છે, પરંતુ પોતાનાપર ઉપકાર કરનારાની સાથે જે કૃતઘ્ની બને છે, તેને માટે કશુયે પ્રાયશ્ચિત્ત નથી. તેથી શિયાળનું ભાષણ જે મ્હને સમજાયું છે, તે મ્હારે એમના પર દયા લાવીને એમને જણાવી દેવું, અને એમની રક્ષા કરવી. હવે પ્રસંગોપાત્ત મિત્રદ્રોહી અને કૃતઘ્ની પુરૂષોને પણ મોક્ષ મળે છે, તે વ્યવહારમાં વિપરીત હોવા છતાં પરમાર્થમાં તેમ નથી, તે સ્પષ્ટતાથી દર્શાવીશું.

**स्वेच्छयैव कृतं विश्वं स्वेच्छयैव निहन्ति यः ।**
**कृतज्ञादपि पूज्योऽसौ कृतघ्नो मोक्षमश्नुते ॥**
**पूर्वं यानि च मित्राणि विचाराशीनि तान्यपि ।**
**विहाय तत्परं याति मित्रद्रोही स मुच्यते ॥**

બ્રહ્મરૂપ અંતરાત્માએ પોતાની ઇચ્છાથી આ જગત્ નિર્માણ કીધું છે, એમ શ્રુતિમાં કહ્યું છે. **'सोऽकामयत बहुस्याम् प्रजायेयेति'** હું એક છું, તે છતાં બહુ બનીને પ્રજાઓની સૃષ્ટિ કરૂં, એવી પરમાત્માએ ઇચ્છા કીધી. તે વિશ્વનો, જે અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ આત્મા પોતાની ઇચ્છાથીજ મનોરાજ્યની માફક નાશ કરી નાંખે છે, તે કૃતઘ્ની (કરવામાં આવેલા વિશ્વનો નાશ કરનારો) પુરૂષ, કૃતજ્ઞ (કરવામાં આવેલાને સમજનારા) પુરૂષના કરતાં પણ લોકોને વધારે પૂજવા યોગ્ય થઇ પડે છે, અને ત્હેને મોક્ષ પ્રાપ્ત થાય છે. મનુષ્ય જે પ્રમાણે પોતાની ઇચ્છાથી, મનોરાજ્યને વિષે અનેક પદાર્થોને પોતે જાતે ઉત્પન્ન કરે છે, અને પોતેજ પાછો તેમનો નાશ કરી નાંખે છે, તેજ પ્રમાણે આપણો આત્મા બ્રહ્મરૂપ હોવાથી, ત્હેણેજ આ નામ રૂપાત્મક જગત્ નિર્મ્યું છે. પરંતુ જે પુરૂષ,

આત્માનું યથાર્થ સ્વરૂપ (બ્રહ્મપણું) ઓળખીને, તેનો નાશ કરી નાંખે છે, તે સન્માન કરવા યોગ્ય થઇને, સંસાર બંધનમાંથી હ્હેનો છુટકો થાય છે. સારાંશ, કૃતજ્ઞને ઉત્તમ ગતિ અને કૃતઘ્નીને અધોગતિ થાય છે, એમ જો કે બીજાં શાસ્ત્રોમાં રૂહ્યું છે, તોપણ જ્ઞાનીની ભાષામાં તેનું વિપરીતપણું સમજવાનું છે. આત્માએ કરેલા વિશ્વને સત્યત્ત્વ બુદ્ધિથી ઓળખનારો એવો જે કૃતજ્ઞ પુરૂષ, હ્હેને મોક્ષ મળતો નથી પણ, તે કરેલા વિશ્વની જેને અસત્ત્વ પ્રતીતિ થાય છે, તેવા કૃતઘ્ની પુરૂષને મળે છે અને તે બ્યેય પૂજ્ય થઇ પડે છે, એવો આશય છે.

તેમજ મિત્ર દ્રોહીને પણ લૌકિકમાં અને શાસ્ત્રમાં મોક્ષ નથી, એમ કહ્યું છે, તેમ છતાં જ્ઞાનીના મતમાં તો છેજ એમ સમજવું. આત્માનો સાક્ષાત્કાર સંપાદન કરાવવામાં જે આત્માનાત્મ વિચાર, શ્રવણ મનન, યમનિયમ વગેરે સાધનો મિત્રની પેઠે અગાઉ સહાય કરતા હતા, તે સર્વનો, જે પુરૂષે, પોતાને મુક્તિનો લાભ થતાંજ, ત્યાગ કરી દીધો છે, અને પોતે કાર્યકારણથી અતીત એવા બ્રહ્મરૂપને વિષે સ્થિત થયો છે, તે મિત્રનો દ્રોહ કરનારા પુરૂષનો સંસાર બંધનમાંથી મોક્ષ થાય છે. આત્મલાભ થયા બાદ, પૂર્વોક્ત મિત્રાદિનો સંગ આત્મસુખના અનુસંધાનમાં અન્તરાય (વિઘ્ન) રૂપ થઈ પડે છે, તેથી જીવન્મુક્ત જ્ઞાની પુરૂષને તેઓનું કશું પ્રયોજન રહેતું નહિ હોવાથી તે તેમનો દ્રોહ (નાશ, ત્યાગ) કરે છે, એમ તાત્પર્ય સમજવાનું છે. બાકી વ્યાવહારિક કૃતઘ્ની તથા મિત્ર દ્રોહી પુરૂષની અધોગતિ થવાનું જે કહ્યું છે, તે સત્યજ છે. પરંતુ કૃતઘ્નતા તથા મિત્રદ્રોહજ કરવાં હોય, તો ઉપર વર્ણવ્યા તેવા પ્રકારનજ કરવાં, કે જેથી મોક્ષ મળી શકે. અસ્તુ!

શિયાળનું ભાષણ ભર્તૃહરિએ તે બધાય વ્યાપારીઓને કહ્યું, ત્યારે તેઓએ પોતાના માલનું સંરક્ષણ કરવા સારૂ હાથમાં શસ્ત્ર લીધાં અને કાળજી રાખીને જાગતા રહ્યા, તથા કેટલાક આસપાસ પહેરો ભરવા લાગ્યા. થોડીજ વારમાં ચોર આવ્યા અને તેઓ જ્યારે ચોરી

કરવા મંડયા, અને જબરદસ્તીથી મારફાડ કરવા લાગ્યા, ત્યારે સઘળા વેપારીઓએ ત્હેમને શસ્ત્રના ઘાથી ઘાયલ કરી દીધા, અને નસાડી મૂક્યા પછી તેઓ શાંત થઈને ભર્તૃહરિને પાસે લઈને સાવચેતીથી બેઠા. તો એટલામાં ફરી પાછી શિયાળની ગર્જના થવા લાગી. ત્યારે ત્હેમણે ભર્તૃહરિને પૂછ્યું કે, એ શિયાળ શું બોલે છે? તે કહો. આજે તું હમારી સાથે હતો, તેથી જાનમાલનું સંરક્ષણ થયું. પરંતુ એ જનાવરોની ભાષા શીખવા કયાં ગયો હતો? ભર્તૃહરિએ કહ્યું જન્મથીજ એ ભાષા મ્હારાથી બોલી તેમજ સમજી શકાય છે; કોઈ ઠેકાણેથી મ્હેં એમની ભાષા શીખી લીધી નથી. હમણાં શિયાળવાં આવીને, જે ગર્જના કરે છે, તેની મતલબ હું ત્હમને કહું છું, તે સાંભળો. "શંકરે જેને વરદાન આપ્યું છે, એવો એક રાક્ષસ ઉત્તર દિશાએથી દક્ષિણ દિશામાં જવાને માટે આવે છે, અને ત્હેની પાસે ચાર અમૂલ્ય રત્નો છે જે કોઈ પુરૂષ ત્હેને મારી નાંખીને, ત્હેના લોહીમાં પોતાનું વસ્ત્ર ખરડશે, અને નગરના દરવાજાને તથા પોતાના કપાળને તે લોહીનું ટીલું કરશે, ત્હેને એ ચારે રત્નોનો લાભ થશે, અને તે આ અવન્તી ( ઉજ્જયિની ) નગરીનો રાજા થશે." આવું વૃત્તાન્ત ભર્તૃહરિએ જે તે વેપારીઓને કહ્યું હતું, તે એ વખતે નગરના દરવાજા આગળ વિક્રમ પહેરો ભરતો હતો, ત્હેણે સાંભળ્યું, અને પોતે જાતે તે રાક્ષસને મારવાને માટે નીકળી પડયો. હવે તે રાક્ષસના પૂર્વવૃત્તનું કથન કરવામાં આવે છે.

ચિત્રમા નામનો એક ગંધર્વ એક વખત કૈલાસ પર્વતપર આવ્યો હતો, તે વખતે શંકર અને પાર્વતી બાજી રમવા બેઠાં હતાં. ત્હેણે જઈને ત્હેમને પ્રણામ કીધા, ત્યારે બન્નેએ ત્હેનો સત્કાર કરીને પોતાની પાસે ત્હેને બેસાડયો. રમતાં રમતાં પાર્વતીએ શંકરને હારવાની બાજી આણી, તે વખતે બન્નેમાં વાદ શરૂ થયો. પાર્વતીએ તથા શંકરે તે ગંધર્વને પૂછ્યું કે, સત્ય કહો, આ પાસા જે મ્હેં નાંખ્યા છે, તે અગ્યાર છે કે બાર? ગંધર્વે જોયું તો ખરૂં, પરંતુ ભય લાગવાથી, ત્હેણે શંકરનો પક્ષ લીધો,

જુઠુંજ અડાવ્યું કે, હે દેવી ! શંકરનો દાવ ખરો છે, આ
જ પડેલા છે. ત્યારે તો પાર્વતી કોપાયમાન થયાં, અને
! એને શ્રાપ દઈ દીધો કે, ત્હારા શરીરમાં પાપનો વાસ હોવાથી
મસત્ય કહ્યું, તેથી મૃત્યુલોકમાં પાપની ખાણુ અને અસત્યની
ભૂમિ એવી રાક્ષસયોનિમાં ત્હને જન્મ પ્રાપ્ત થશે. સાંભળતા-
ગંધર્વ ભયભીત થઈ ગયો, અને ત્હેની આંખ્યોમાંથી આંસુની
વહેવા લાગી. આખું શરીર કાંપી ઉઠ્યું અને વાણી ગદ્ગદ્ થઇ
એવી અવસ્થામાં ત્હેણે શંકરને નમન કરીને પ્રાર્થના કીધી કે,
ગવન્ ! આપનો પક્ષ લઇને હું બોલ્યો, તેથી મ્હને પાર્વતીનો
થયો, માટે એમાંથી આપ મ્હારી રક્ષા કરો.

પછી શંકરજીએ ત્હેને કહ્યું કે, હે ચિત્રમા ! ત્હારે ચિન્તા ન
પ્રથમ ઇન્દ્રનો શ્રાપ સુરોચન ગંધર્વને થયો હતો, અને
પૃથ્વીપર ગયો છે. ત્હેને જે પુત્ર થશે, ત્હેના શસ્ત્રના
ત્હારૂં રાક્ષસ શરીર છુટી જશે, અને ફરી પાછો
ારા પૂર્વશરીરને પ્રાપ્ત થઇશ. ત્યારબાદ ચિત્રમાએ પૂછ્યું કે, હે
ોપતિ ! આપે કહ્યું તે સત્ય હશે, પરંતુ મ્હને મારવાથી ત્હેને
ાભ થશે ? ફલપ્રાપ્તિ વગર કોઈ મનુષ્યની કોઇ કાર્યને વિષે
થતી નથી, એમ જણાય છે. શંકરે કહ્યું, હે ગંધર્વ ! ત્હને
ને પોતાનાં કપડાં ત્હારા લોહીમાં બોળીને તે લોહીનું ટીલું પોતાના
પર તેમજ નગરના દરવાજા ઉપર કર્યાથી, ત્હેને રાજ્યની પ્રાપ્તિ
તથા ત્હારા હાથમાંના અમુલ્ય રત્ન પણ મળશે. ચિત્રમાએ ફરી
, હે ભગવન્ ! એ વૃત્તાન્તની એ પુત્રને શી રીતે ખબર પડી
? કે જેથી તે મ્હારો વધ કરવાને પ્રવૃત્ત થાય. શંકરે કહ્યું, હે
ા ! દ્રુમિલનારાયણનો અવતાર ભર્તૃહરિ થશે, ત્હેને મ્હોંડેથી એ
તે પુત્રને ખબર પડશે. હવે તું આ ચારે અમુલ્ય રત્નોને લઇને
જા.

શિવની આજ્ઞાને માથે ચઢાવીને અને પાર્વતીના અમોઘ શ્રાપને અનુસરીને, તે ગંધર્વે મૃત્યુલોકમાં રાક્ષસનું શરીર ધારણ કર્યું, પરંતુ બળહીન થયો હતો. શ્રાપનો અન્ત સમય જ્યારે આવી પહોંચ્યો, ત્યારે તે રાક્ષસ ઉત્તર દિશાએથી આવવા લાગ્યો, અને તે સમાચારની શિયાળની મારફત ભર્તૃહરિને ખબર પડી. ભર્તૃહરિએ તે સમાચાર વેપારીઓને કહ્યા, અને તે વખતે સુરોચન ગંધર્વનો પુત્ર જે વિક્રમ કરીને હતો, તે નગરના દરવાજા આગળ પહેરો ભરવાને ફરતો હતો, ત્હેના સાંભળવામાં આવતાં, ત્હેણે ત્હેને મારવાને શસ્ત્ર તૈયાર કરીને, તે દિશાએથી જંગલ તરફ ચાલવા માંડયું. "હવે અંહીયાં શંકા થશે કે, સુરોચન ગંધર્વનો પુત્ર વિક્રમ કેવી રીતે? અને ત્હેને (સુરોચનને) ઇન્દ્રનો શ્રાપ થયાનું જે અગાઉ કહ્યું, તે શ્રાપ શા હેતુથી થયો હતો? તો તે વૃત્તાન્તનું અંહી પ્રથમ નિરૂપણ કરવામાં આવશે."

એક વખત ઇન્દ્રની સભામાં દેવ ગંધર્વ યક્ષમુનિગણ વગેરે બેઠા હતા અને રંભા ઉર્વશી તિલોત્તમા વગેરે અપ્સરાઓ નૃત્ય તથા ગાયન કરી રહી હતી. તે વખતે મેનકાના હાવભાવ નૃત્ય વગેરેથી સુરોચન ગંધર્વને મોહ ઉપજ્યો, અને કામાન્ધ બનીને સભામાંજ ઉભો થઇને, તે એની સાથે વિલાસ કરવા લાગ્યો. ત્યારે ઇન્દ્રે શાપ દઇ દીધો કે, હે અધમ! દેવની સભામાં મહર્ષિઓના દેખતાં તું આટલો બધો પ્રમત્ત થઇ ગયો છે કે, 'હું કોણ છું અને ક્યાં ઉભો છું અને શું કાર્ય કરૂં છું તેનો પણ ત્હને વિચાર થતો નથી. અસ્તુ! આ નીચ કર્મને ખાતર ત્હને મૃત્યુ લોકમાં ગધેડાની યોની પ્રાપ્ત થશે, જા. મહાત્માઓએ જે કહ્યું છે, તે સત્યજ છે:—

**दिवा पश्यति नोलूकः काको नक्तं न पश्यति ।**
**अपूर्वः कोऽपि कामान्धो दिवानक्तं न पश्यति ॥**

ઘુવડ પક્ષીને દિવસનાં દેખાતું નથી, અને કાગડો રાત્રે દેખતો નથી. તેઓએ જન્માન્તરને વિષે કરેલાં પાપકર્મને લીધે ત્હેમને જે યોનીની પ્રાપ્તિ થઇ છે, તેમાં સ્વાભાવિક રીતેજ તેઓને અધાપો પ્રાપ્ત થયાં કરે

રંતુ જેઓને પુણ્યકર્મના પ્રતાપે ઉત્તમ મનુષ્યજન્મ પ્રાપ્ત થયો
તેઓ જો કામથી આંધળા થઇને, દિવસ કે રાતનો વિચાર નહિ
, તો તેઓના જેવા મૂર્ખ તથા આંધળા બીજા કોણ? સારાંશ,
ી મોહિત થએલા પુરૂષનો અંધાપો અપૂર્વ, અલૌકિક હોવાથી,
થી રાત દિવસ બન્ને સમયે દેખાતું નથી. સુરોચનની એવી
થા જોઇને, પશુઓમાં નીચ એવી જે ગધેડાની યોની તેમાં જઇને
ને ઇન્દ્રનો યથાર્થ શ્રાપ થયો. તે યોનીમાં ગયાબાદ, સ્થાન, કાળ,
ત વગેરેનું કાંઇ પ્રયોજન રહેતું નથી. શ્રાપ સાંભળીને સુરોચન
ઇ ગયો, અને ત્હેણે ઇન્દ્રની પ્રાર્થના કીધી કે, હે પ્રભો! બાળકનો
રાધ જેમ માતા ગણતી નથી, અને ત્હેને માફ કરે છે, તે પ્રમાણે
ાપર આપ કૃપા કરો. મ્હારાથી અવિવેકમાં આપની તથા સઘળી
ની અવજ્ઞા થઇ, પરંતુ તે અપરાધની ક્ષમા બક્ષીને, કાંઇક વરપ્રદાન
કે જેથી મ્હારો ત્યાં આગળથી જલદી છુટકો થાય.

ઇન્દ્રે કહ્યું, મ્હારા વચન પ્રમાણે ત્હારે બાર વરસ સુધી ગર્દભ-
ાેનીમાં વાસ કરવો પડશે. પરંતુ તું જ્યારે ઇચ્છા કરીશ,
ત્હારૂં મૂળ સ્વરૂપ પ્રગટ કરી શકીશ અને ત્યારપછી ફરી તું
સ્થાનને પ્રાપ્ત થઇ જઇશ. ત્યાં ગયા બાદ મિથિલાધીશ સત્યવર્મા
ી કન્યાની સાથે જ્યારે ત્હારાં કૃત્રિમ લગ્ન થશે, અને ત્હેને વિષ્ણુ
ન પરાક્રમી વિક્રમ નામનો પુત્ર થશે, ત્યારે ત્હેના મુખનું અવલોકન
ી ત્હને પહેલાંની માફક ગંધર્વભાવની પ્રાપ્તિ થઇ જશે. મરણાંત
માં અમૃત પાન કરવાને મળે, અથવા નદીમાં ડુબતી વખતે નૌકા
આવે, કિંવા કંગાલ માણસને સ્પર્શમણીના લાભથી જેવો આનંદ
તેજ પ્રમાણે ઇન્દ્રને મ્હોંડેથી શ્રાપનો નીકાલ સાંભળતાવારને તે
ને હરખ થયો. ત્યારબાદ, તે ગંધર્વ તેજ શરીરવડે સ્વર્ગથી
થઇને મિથિલાનગરીના આજુબાજુના ભાગમાં ગધેડારૂપે પ્રગટ
અને ગધેડાઓના ટોળામાં વાસ કરવા લાગ્યો.

તે નગરીમાં કમઠ નામનો એક કુંભાર હતો, ત્હેના ઘરમાં ઘણા ગધેડા હતા, અને તેઓ સઘળા જંગલમાં ઘાસ ચરવા જતા હતા. એક દિવસ ને કુંભાર પોતાના ગધેડાઓને જંગલમાંથી જ્યારે ઘેર લઇ આવ્યો, ત્યારે પોતાની સાથે પેલા શાપિત થએલા નાના ગધેડાને પણ તે લેતો આવ્યો, અને તે ઘણા દિવસ પેલા કુંભારને ઘેરજ રહ્યો. આગળ જ્યારે થોડા દિવસમાં પેલા કુંભારના ઉપર કાંઇક સાંસારિક આફત આવી પડી, ત્યારે ત્હેણે પોતાના ઘરના બધાજ ગધેડાઓને વેંચી નાંખ્યા, અને ફકત શ્રાપિત થએલા ગધેડાનેજ પાસે રહેવા દીધો. તે એકલો કુંભારને ઘેર રહેતો, તેવામાં એક દિવસ, રાત્રીના બે પ્રહર વીત્યા હશે તે અરસામાં, તે ગધેડો કુંભારનું નામ દઇને, બૂમ પાડીને કહેવા લાગ્યોકે, 'અંહીના સત્યવર્મા રાજાની સુંદર કન્યાને તું મ્હારી વહુ કરી આપ'. તે કમઠ કુંભારે એ ભાષણ સાભળ્યું, અને કોણ બોલે છે તેની તપાસ કીધી, પરંતુ ઘરમાં કે બહાર કોઈ બોલનારૂં માણુસ જોવામાં આવ્યું નહિ. આમ ઘણા દિવસ સુધી ચાલ્યું. રાત્રે તે ગધેડો મનુષ્યની વાણીથી બોલે અને કુંભાર તે સાંભળે. તેમ છતાં કોણ બોલે છે તેનો પ-તો લાગતો નહિ. ત્યારે તે ગધેડાએ (ગંધર્વે) વિચાર કર્યો કે એનો સંશય દૂર કરી દેવો જોઇએ. પછી ત્હેણે એક દિવસ રાતના કુંભારને પાસે બોલાવીને કહ્યુંકે, રોજ તું શંકા પામીને તપાસ કરે છે કે 'સત્યવર્મા રાજાની કન્યાને તું મ્હારી વહુ કરી આપ' એ પ્રમાણે કોણ બોલે છે? તો એ પ્રમાણે બોલનારો હુંજ છું એમ સમજીને તે મુજબની મ્હારી કામના પૂર્ણ કર.

તે સાંભળીને કમઠ ચોંકી ઉઠયો કે આ શબ્દ કોઈ સાંભળે, અગર રાજાને કાને જાય તો મ્હારા રામ રમી જશે. રાજા અને રંક, મેરૂ અને મશક, સૂર્ય અને ખદ્યાત, દેવ અને મનુષ્ય એમની પરસ્પર સરખામણી શી રીતે થઇ શકે? આ તો મૂર્તિમંત ગધેડો, જે પશુઓમાં પણ નીચ છે, ત્હેને રાજાની કન્યા શી રીતે મળી શકશે? તે કુંભારે ત્હેનો હેતુ પોતાની

સમજાવ્યો, અને અંહી રહીશું તો અનર્થ થશે, તેથી બીજા
। જઇને નિવાસ કરીશું એવો નિશ્ચય કીધો. પરંતુ ત્હેને એટલું ન
કે 'પશુ તો વાચા વગરનું હોય છે, અને આ તો સ્પષ્ટ મનુષ્યની
થી બોલે છે, તેથી એ કોઇ યક્ષગણ અગર ગંધર્વ હશે, અને
ે લીધે એની આવી સ્થિતિ થઇ હશે. કુંભારની અક્કલ કેટલે લગી
ી શકે ? ત્હેણે પોતાના સંસારનો ચાલચલાઉ સરસામાન તે ગધે-
ઉપર લાદી દીધો, અને બાકીનો બધોજ સામાન ત્યાં આગળજ
મૂકીને સ્ત્રીને લઇને બીજે ઠેકાણે રહેવા જવાના ઇરાદાથી નગ-
ી નીકળી પડ્યો. નગરના દરવાજા આગળ આવતાંજ ત્યાં દ્વારપાળનું
ત્હેનીજ જ્ઞાતિના કેટલાક માણસો કરી રહ્યા હતા, ત્હેમણે એને
ામાંથી નાશી જવાનું કારણ પૂછ્યું, તોપણ એણે કશો ખુલાસો કર્યો
તેથી તેઓએ એને અટકાવ્યો.

તે કુંભાર અસલ માલદાર હતો અને એને રાજાનો આશ્રય પણ
પરંતુ હાલ કાલ પ્રતિકૂલ હોવાથી અને ગધેડાનાં ભાષણના ડરથી,
। પણ કશું કહ્યા કે પૂછ્યા વગર તે મુઠી વાળીને નાસી જતો
દ્વારપાળ લોકોને વહેમ પડવાથી, તેઓએ એને રોકયો અને કહ્યું
આવી નગરી છોડીને તું કહીં જતો રહે છે, તેનું કાંઇને કાંઇપણ
। હોવું જોઇએ. એટલા માટે હે કમઠ ! રાજાની પરવાનગી વગર
ત્હને જવા દઇશું નહિ. પછી તેઓએ રાજાને ખબર કરી કે કમઠ
ો કુંભાર જે આપનો આશ્રિત હતો, તે ગામમાંથી સટકી જવા
છે. સાંભળતાવારને રાજાએ દૂત મોકલીને ત્હેને બોલાવી મંગાવ્યો
પૂછ્યું, કેમરે ! ત્હને શું દુઃખ છે કે તું હમારી નગરીમાંથી નાશી
છે ? ત્હેણે જવાબ દીધો, હે રાજા ! સત્યવર્મા એ આપનું નામ
છે, અને પ્રજાનું પાલન કરવામાં આપની અત્યંત નિપુણતા છે.
નગરીમાં કોઇ દુઃખી નહિ હશે, પરંતુ મ્હારૂં દુઃખ તો વાણીવડે
કહાય તેવું નથી; કેમકે કહી દેવાથી, દેહથીજ છૂટા થવું પડે

તેમ છે. રાજાએ કહ્યું, ત્હારો પ્રાણ જાય તેમ હશે, તોપણ હું ત્હને બચાવી લઇશ, તો પછી બીજી ત્હને શી અડચણ છે? સંશય રહિત થઇને, જે કાંઈ હોય, તે ખરેખરૂં કહી દે.

કુંભારે કહ્યું, જો આપ મ્હને વચન આપો, તોજ હું આપને નિર્ભય થઇને કહી શકું. રાજાએ ત્હેના વિશ્વાસને ખાતર, અભય વચન પણ આપ્યું અને પૂછ્યું કે, તું કેમ જતો રહે છે? તેનો હવે ખુલાસો કર. કમઠે કહ્યું, સભામાં કહેવા લાયક નથી. માટે આપ એકાંતમાં ચાલો. પછી બન્ને જણાં એકાન્તમાં જઇને બેઠા, તે વખતે કમઠે કહ્યું, હે રાજન્! કહેતાં પણ લજવાઉં છું. મ્હારા ઘરમાં હાલ જે એક ગધેડો છે, તે રાતની વખતે રોજ મ્હને આ પ્રમાણે છે કે 'સત્યવર્મા રાજાની કન્યા જે સત્યવતી છે, ત્હેને તું મ્હારી સાથે પરણાવી આપ.' એની આવી વિપરીત વાણી સાંભળીને મ્હારાં મોતીયાં મરી ગયાં કે, જો આ વાતની આપને ખબર પડશે, તો આપ મ્હારો શિરચ્છેદ કરશો. તેથી હું મ્હારી સ્ત્રી તથા એ ગધેડાને લઇને બીજે કશે જઇને રહેવા સારૂ નગરમાંથી ચાલ્યો જતો હતો, તેવામાં દ્વારપાળોએ મ્હને રોકી રાખ્યો, અને આપને તે સંબંધી ખબર આપતાં આપે મ્હને બોલાવી મંગાવ્યો. આ પ્રમાણે જે સત્ય હકીકત હતી, તે મ્હેં આપના ચરણ પાસે નિવેદન કરી છે, માટે આગળ આપ જે ફરમાવશો, તે સહી છે.

તે સાંભળીને રાજા વિચારમાં પડ્યો કે, પશુ બોલે એ કેવી આશ્ચર્ય ઉપજાવે તેવી વાત? મ્હને તો એમ લાગે છે કે, એ કોઈ દૈવવગેરે યોનિમાંનો હશે, પરંતુ પરીક્ષા કર્યા વગર ખાતરી કેમ થાય? પછી ત્હેણે કુંભારને કહ્યું, કે કમઠ! તું ભય તજી દઇને ત્હારે ઘેર જા. પરંતુ હવે ફરી જ્યારે ગધેડો એ પ્રમાણે બોલે, ત્યારે ત્હારે એને કહેવું કે, 'એ વાત મ્હેં રાજાને કરી છે, અને ત્હેણે જવાબમાં એવું કહ્યું છે કે, આ મ્હારી નગરીને જો તું ત્રાંબાની બનાવી દઇશ, તો હું ત્હને સત્યવતી આપીશ.' રાજાનું ભાષણ સાંભળીને, કુંભાર પોતાને ઘેર આવીને

સ્ત્રી તથા ગધેડાની સાથે રહ્યો. રાતના જ્યારે પહેલાંની માફક ગધેડાએ કુંભારને સત્યવતીની યાચના કીધી, ત્યારે ત્હેણે કહ્યું, રાજાને મ્હે કહ્યું છે અને ત્હેણે પણ કન્યા આપવા કબૂલ્યું છે; પરંતુ તેમાં એક શરત એવી છે કે, તું જો આ મિથિલા નગરીને તામ્રમય બનાવી દઇશ, તો હું ત્હને મ્હારી કન્યા આપીશ. એથી કરીને, જો ત્હારામાં સામર્થ્ય હોય, તો રાજાને તાંબાની નગરી કરી દેખાડવી અને ત્યારબાદ સત્યવતી કન્યાને વરવી. દેવોએ અસુરોને સુરા આપીને પોતે અમૃત લીધું હતું, કિંવા કચે સેવાદિ કષ્ટ વેઠીને સંજીવિની વિદ્યા હરી લીધી હતી, અથવા જેમ યશોદા કાચ આપીને, પાચ રત્ન (શ્રીકૃષ્ણ)ને લઈ આવ્યાં હતાં, તેજ પ્રમાણે ત્હારે પણ નગરીનાં મકાન તાંબાનાં બનાવી દઇને, અમૂલ્ય કન્યારત્નનું ગ્રહણ કરવું.

તે સાંભળીને ગધેડો હસવા લાગ્યો, અને બોલ્યો કે રાજા કમઅક્કલ છે, તેથી એણે એવી યાચના કીધી. કલ્પતરૂ, કામધેનુ, સ્પર્શમણી વગેરેની ઇચ્છા કરી હત, અગર નગરીને સુવર્ણમય બનાવી દેવાનું કહ્યું હત, તોપે તે ઇચ્છા પણ હું પૂર્ણ કરત. પરંતુ રાજાને આવી તામ્રમય નગરી બનાવવાની ઇચ્છા થઇ, તેથી હું એને ભાગ્યહીન સમજું છું. જેનું જેવું કર્મ, ત્હેને તેવી બુદ્ધિ ઉપજે છે. અસ્તુ! પછી કુંભારને કહ્યું કે, રાજાને જઇને ખબર આપજે કે આજની રાતમાં ત્હારી નગરી તામ્રમય બનેલી તું જોઇશ; પરંતુ વચન પ્રમાણે કન્યા આપવી પડશે. કમઠે રાજાને ત્હેનો સંદેશો કહ્યો, અને રાજાએ પણ તે વાત સ્વીકારી. પછી ગંધર્વે (ગધેડાએ) વિશ્વકર્માની પ્રાર્થના કીધી, અને ત્હેને ત્યાં આગળ બોલાવ્યા. વિશ્વકર્મા પ્રગટ થયા બાદ, ત્હેણે પોતાનો રાજકન્યા સંબંધી હેતુ તથા તેનું પણ કારણ-પહેલાં થએલો ઇન્દ્રનો શાપ વગેરે હકીકત નિવેદન કીધી, અને તામ્રમય નગર થયા વગર રાજા પોતાની કન્યા આપે તેમ નથી, એવો રાજાનો હેતુ પણ જણાવ્યો. ત્યારબાદ સ્તુતિ કરીને કહ્યું કે, રાજાના હેતુને ખાતર અને શાપમાંથી

મ્હારો છુટકારો થાય તેટલા માટે, આ મિથિલા નગરીને ત્હમે તામ્રમય કરી આપો. વિશ્વકર્માએ તેમ કરવા કબુલ કીધું, અને પોતે અદૃશ્ય થયા.

ગંધર્વને ખાતર રાજાનો હેતુ પાર પાડવા વિશ્વકર્માએ તેજ રાતમાં આખી નગરીને તામ્રમય બનાવી દીધી; કોઇના પણ ઘરમાં ન્યૂનાધિક ભાવ રહેવા દીધો નહિ સ્હવારના પહોરમાં સઘળા લોકો પોતાનાં ઘર તાંબાનાં બની ગયલાં જોઇને છક થઈ ગયા, પરંતુ એમ થવાનું કારણ શું છે, તેની તેઓને ખબર પડી નહિ. તોપણ રાજા તો સમજી ગયો કે મ્હારી ઇચ્છા પેલા ગધેડાએજ પાર પાડી છે; હવે પ્રતિજ્ઞાને અનુસરીને મ્હારે એને કન્યા તો આપવીજ પડવાની. ખરૂં જોતાં એ દેવ ગંધર્વ કે યક્ષ વગેરેમાંનો કોઇ એકાદ હશે; તે વિના આવું સામર્થ્ય મનુષ્યોમાં નથી હોતું, તો પશુમાં ક્યાંથી હોઈ શકે? પરંતુ મ્હારી કન્યા એને જાહેર રીતે આપવાથી જગતમાં કેટલી ફજેતી થશે! નામમાત્રના ગધેડા (મૂઢ) માણસને કોઇ કન્યા આપી શકતું નથી, તો હું રાજા હોઇ મૂર્તિમંત ગધેડાને મ્હારી કન્યા શી રીતે આપી શકું? એટલા માટે ગુપ્ત રીતે હું મ્હારી કન્યા કમઠને સ્વાધીન કરૂં, અને મ્હારી નગરીમાંથી દૂર દેશમાં નિવાસ કરવા સારૂ ત્હેને જતા રહેવાનું કહું, તો વચન સત્ય થઇને જગત્માં અકીર્તિ પણ થશે નહિ. પછી ત્હેણે કમઠને બોલાવી મંગાવ્યો અને કહ્યું કે, મ્હારી કન્યા સત્યવતી ગધેડાને પ્રગટરીતે આપવાથી લોકોમાં નિન્દા થશે, માટે હું એને ત્હારે સ્વાધીન કરૂં છું, અને ત્હારે એને અંહીથી લઇને દૂરદેશમાં જઇને વસવાટ કરવો. કમઠ કુંભારે તે વાત કબૂલ કીધી, અને પોતાને ઘેર આવીને દૂર દેશમાં જવાને માટે તૈયારી કરવા લાગ્યો. તૈયારી થયા બાદ, રાત્રે રાજાની પાસે આવીને કહેવા લાગ્યો કે, મ્હેં સઘળો સરસામાન બાંધી દીધો છે, અને જવાને તૈયાર થયો છું.

પછી રાજાએ પોતાની કન્યા સત્યવતીને બોલાવીને કહ્યું કે, હે કન્યા! જેણે મ્હારી આ નગરી તામ્રમય બનાવી દીધી, તે કોઈ મહા

સમર્થ દેવ ગંધર્વ છે, પરંતુ કર્માનુસાર, હેને હાલ ગધેડાની યોનિ પ્રાપ્ત થઇ છે, અને તે આ કુંભારને ઘેર નિવાસ કરે છે. હેની પરીક્ષા કરીનેજ હું હને હેને સ્વાધીન કરૂં છું, તેથી હારે આ વાતનો ઇન્કાર ન કરવો ગધેડો જાણીને એનો તિરસ્કાર કરીશ, તો કદાચ એ હને અને મ્હને શ્રાપ સુદ્ધાં દઇ દેશે; માટે હારે યુક્તિ પ્રયુક્તિથી એના ગર્દભ શરીરનો ત્યાગ કરાવીને એનો સ્વીકાર કરવો; તેમ કર્યાથી એ પ્રસન્ન થઇને ઉભય કુલનો ઉદ્ધાર કરશે, એમ મ્હારૂં માનવું છે. પિતાનું વચન સાંભળીને, કન્યાએ 'ઠીક' એ પ્રમાણે કહ્યું, અને પિતાની જોડે કુંભારને ઘેર આવી. ત્યાં આવીને પતિ ક્યાં છે? એમ સત્યવતીએ પૂછ્યું, ત્યારે રાજાએ કમઠને કહ્યું કે, ક્યાં છે તે દેખાડ. કમઠે જે જગોએ હેને બાંધ્યો હતો, ત્યાં આગળ રાજાને કન્યા સહિત લઈ જઇને, ગધેડાને દેખાડયો. હેને જોતાં વારનેજ, રાજાની ખાતરી થઇ હતી, તેથી હેણે હેને નમન કરીને કહ્યું કે, આપ આ મ્હારી કન્યાનો અંગિકાર કરીને એનું પાલન કરો.

એના જવાબમાં તે ગધેડાએ કહયું કે, રાજા! હારૂં ભાગ્ય અધિક હોવાથી, હને હું જમાઇ મળ્યો, એમ સમજજે. હેં ચતુરાઇથી મ્હારી પરીક્ષા કીધી અને લોકોનાં અપવાદ, નિન્દા વગેરેનો કશો પણ વિચાર ન કરતાં મ્હને કન્યા દીધી, તે ખાતર હું હને ધન્યવાદ આપું છું. હું સુરોચન નામનો ગંધર્વ છું, અને ઇન્દ્રિના શ્રાપથી. આ નીચ યોનિમાં ઉત્પન્ન થયો છું, પરંતુ થોડાજ સમયમાં હું મ્હારા પૂર્વ સ્વરૂપને પામીશ. હારી આ કન્યાને મહાકીર્તિશાલી પુત્ર થશે, કે જેનાથી હારાં ઉભય કુળ પવિત્ર થશે. આવું વૃત્ત સાંભળ્યા બાદ રાજાના હર્ષનો તો પાર રહ્યો નહિ. પછી હેણે કન્યાને હેને સ્વાધીન કરીને, કમઠની રજા લઇને પોતાને મહેલ ચાલ્યો ગયો. ત્યારબાદ તે કુંભાર સત્યવતી કન્યા સહિત પોતાની સ્ત્રી અને તે ગધેડાને લઇને, અવંતી નગરીમાં નિવાસ કરવા માટે ત્યાંથી રતોરાત નીકળી પડયો.

કમઠ કુંભારે અવંતિકામાં આવ્યા બાદ, પોતાના ન્યાતીલાઓના ટોળાંમાં એક મકાન જોઇને ત્યાંજ મુકામ કર્યો, અને પોતાનો ધંધો કરવા માંડયો. સત્યવતીને પોતાની કન્યાની માફક પાળીને, ત્હેને ખપજોગી બધી વસ્તુ તે આણી આપતો. એક દિવસ ત્હેણે કમઠને કહયું કે, મ્હને પતિને જોવાની ઇચ્છા થઇ છે, ત્યારે કમઠે તે વાતની પેલા ગધેડાને ખબર કરી. ગધેડાએ કહયું કે, એ જ્યારે ઋતુમતી થાય, તે વખતે મ્હને ખબર આપવી, એટલે હું મ્હારૂં અસલરૂપ પ્રગટ કરીશ, અને ત્હેને દર્શને સર્વ પ્રકારે સંતુષ્ટ કરીશ. એ વાતની ત્હેણે સત્યવતીને ખબર આપી. થોડા દિવસ પછી સત્યવતી રજસ્વલા થઇ, ત્યારે તેના ચોથા દિવસે એ સમાચાર કમઠે ગધેડાને કહ્યા, તે વખતે ત્હેણે પોતાનું દિવ્ય ગંધર્વનું અસલરૂપ પ્રગટ કીધું. અત્યંત તેજસ્વી, વસ્ત્ર અને અલંકારથી સુશોભિત એવું એનું રૂપ જોઇને કમઠને ઘણો આનંદ થયો, અને મ્હારૂં તેમજ સત્યવતીનું ભાગ્ય ઉઘડી ગયું છે, એમ ત્હેને લાગ્યું. ત્હેણે ગંધર્વને હાથ જોડીને પ્રાર્થના કરીને કહ્યું કે, મ્હારે હાથે બહુ અન્યાય થયો છે, તેની મ્હને ક્ષમા બક્ષો. કેમકે, મેં આપની પીઠપર ઇંટ, માટી, હાંલ્લાં વગેરે સામાનનો બોજો ચઢાવીને હું પણ જાતે બેઠો છું, તથા મારકૂટ પણ બહુ કીધી છે; પરંતુ આપ સ્વર્ગવાસી છો, એવી મ્હને માહીતી ન્હોતી, તેથી અજાણતાં થએલાં કર્મની આપ માફી આપશો, એમ કહીને ત્હેના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું.

ગંધર્વે ત્હેને ઉઠાડીને કહયું કે, મ્હારા નશીબમાં એવી યાતના ભોગવવાની ન હત, તો ઇન્દ્રનો શ્રાપ કેમ થાત ? માટે ત્હારે જરાપણ દીલગીર થવું નહિ. ત્યારબાદ, ત્હેને સત્યવતીની પાસે લઇ ગયો, અને ત્હેને કહયું કે, જો, આજ ત્હારો પતિ છે. લક્ષ્મીને નારાયણ અગર રતિને જેમ મદન છે, તેના જેવો દૈવયોગે ત્હને આ મળ્યો છે, માટે મનોભાવથી એની સેવા કરજે. સત્યવતીને ભારે આનંદ થયો, અને ત્હેણે ત્હેનું સર્વોપચારથી પૂજન કીધું તથા ત્હેની સાથે રમવા લાગી.

ગંધર્વે ત્હેને પોતાના પૂર્વ શાપના વૃત્તાન્તથી વાકેફ કરીને કહયું કે, ત્હને જે પુત્ર થશે, ત્હેના મુખનું અવલોકન કરીને હું સ્વર્ગને વિષે સંચરવાનો છું. ત્હને એ પુત્રથી બહુ સુખ મળશે. વિક્રમ નામથી તે આ જગતમાં પ્રખ્યાત થશે, અને ધૈર્ય, ધર્મશીલ દાતૃત્વ વગેરે ગુણો ધારણ કરનારો રાજા થઇને પોતાના નામનો શક પ્રવર્તાવશે. એટલું કહીને ત્હેણે પાછું પોતાનું અસલ સ્વરૂપ (ગધેડાનું રૂપ) ધારણ કીધું, અને પોતાની જગ્યાએ ઉભો થઈ રહ્યો.

તે ગંધર્વથી સત્યવતીને જે ગર્ભ રહ્યો, તે ચંદ્રની કળાની પેઠે ઉત્તરોત્તર વૃદ્ધિને પામતો જઇને, નવ માસની આખરે ત્હેને પુત્ર પ્રસવ્યો. કમઠે પુષ્કળ પૈસો ખર્ચીને મોટો સમારંભ કીધો, અને બારમે દિવસે ત્હેને પારણામાં ઝુલાવીને વિક્રમ એવું ત્હેનું નામ પાડયું. એ સમાચારની કમઠે જ્યારે પેલા ગધેડાને ખબર આપી, ત્યારે તે આનંદથી પોતાનું પૂર્વરૂપ ધારણ કરીને સત્યવતીની પાસે આવ્યો, અને પુત્રનું મુખ નીરખીને ત્હેને ચુંબન સુદ્ધાં કીધું. એજ વખતે ત્હેના શાપનો અંત થવાનું ઇન્દ્રે કહયું હતું, તે મુજબ ઇન્દ્રે ત્હેને સ્વર્ગમાં તેડી જવા સારૂ વિમાનસહિત માતલિને અવંતિકા નગરીમાં મોકલી આપ્યો. માતલિ કમઠને ઘેર આવીને ગંધર્વને મળ્યો, અને 'આપને સ્વર્ગલોકમાં લઈ જવા સારૂ ઇન્દ્રની આજ્ઞાથી હું આવ્યો છું, તેથી પુત્ર વગેરેનો મોહ કાઢી નાંખીને મ્હારી સાથે સત્વર ચાલો,' એ પ્રમાણે કહેવા લાગ્યો. ઇન્દ્રની આજ્ઞા સાંભળીને સત્યવતીને ત્હેણે કહયું કે, હું હવે સ્વર્ગમાં ચાલ્યો જાંઉ છું, તું આ પુત્રની સંભાળપૂર્વક રક્ષા કરજે.

ત્યારે તો સત્યવતી રડવા લાગી અને કહેવા લાગી કે, આ બાળકનો તથા મ્હારો ત્યાગ કરીને, આપ કેમ ચાલ્યા જાઓ છો ? આપને ખાતર તો માબાપ વગેરે સર્વ કુટુંબી જનોનો ત્યાગ કરીને હું આંહી પરદેશમાં આવી છું, અને આપજ જો મ્હને તજીને ચાલ્યા જશો,

તો મ્હારૂં રક્ષણ બીજો કોણ કરશે? સુરોચને ત્હેને છાતી સરસી ચાંપીને કહ્યું કે, આ કમઠ ત્હને પિતાની ગરજ સારે તેવો છે, તેથી કોઇપણ પ્રકારની ફીકર કરવી નહિ, અને આ પુત્રની તરફ જોઇને ત્હારો વખત આનંદભેર પસાર થશે. જે વખતે તું મ્હારૂં સ્મરણ કરશે, તે વખતે હું પ્રગટ થઇને ત્હને દર્શન દઇશ, અને જે કાંઈ સંકટ દુઃખ વગેરે પ્રાપ્ત થયું હશે તે દૂર કરી દઇશ, માટે ત્હારે બેફીકર રહેવું. આટલું કહીને કમઠની પણ રજા લીધી, અને આજ પર્યન્ત સત્યવતીને જેમ પેટની દીકરી પેઠે પાળી છે, તેજ પ્રમાણે પાલન કરવાનું કહીને, વિમાનમાં બેસીને માતલિ સંગાથે સ્વર્ગમાં આવી પહોંચ્યો. ત્યાં ગયા બાદ, ઇન્દ્રને નમન કર્યું તથા સ્તવન કર્યું અને પોતાનો સઘળો વૃત્તાન્ત કહીને, ફરી પાછી એવી દશા થાય નહિ એ હેતુથી સાવધપણે રહેવા લાગ્યો.

આણી તરફ વિક્રમ બાળક દિવસે દિવસે મોટો થતો જાય છે, તે જોઇને સત્યવતી અને કમઠ બહુ રાજી થતાં હતાં. કમઠને પુત્ર ન હોવાથી, એ ત્હેને પોતાના પ્રાણ કરતાં વધારે વહાલો સમજીને, અત્યંત હેત રાખીને ત્હેની સંભાળ લેતો હતો. લોકો પૂછે ત્યારે ત્હેમને, 'આ મારી કન્યા છે' એમજ પહેલેથી કહ્યાં કરતો હતો. છોકરો સાત વર્ષનો થયા બાદ, એ ત્હેને થોડુંક શિક્ષણ પણ આપવા લાગ્યો. વિક્રમની બુદ્ધિ વિશાળ હોવાથી, ત્હેને ચાહે તેવી વિદ્યા જોતાં વારને આવડવા લાગી. છોકરાઓમાં રમતો, ત્યારે રાજકુમારને છાજે તેવીજ રમત રમતો. ઘોડા-પર બેસવું, તરવારના પટા ફેરવવા, વગેરે વિદ્યામાં બાળપણથીજ ત્હેની હોંશીયારી જોઈને લોકો નવાઇ પામતા. બાળક સુંદર હોય અને સદ્‌ગુણ સંપન્ન હોય, તો ત્હેનાપર સઘળાનોજ પ્રેમ ઉપજે છે, પછી ભલે તે આપણી જાતનો ન હોય! નહિ તો દુર્ગુણી, દુરાચારી પોતાના પુત્ર ઉપર પ્રેમ ઉત્પન્ન થતો નથી, તો બીજાનાં તેવા પુત્રો ઉપર તો કેમજ થાય? વિક્રમને બધાજ લોક તે ગુણસંપન્ન હોવાથી ચાહતા

હતા, અને તેને લીધે રાજાના આશ્રયવાળા કેટલાક પુરૂષોની સાથે પણ ત્હેને ઓળખાણુ થઇ હતી.

જ્યારે તે સોળ વર્ષનો થયો, ત્યારે ત્હેની શૂરવીરતાને લીધે ત્હેને સિપાઇની નોકરી મળી ગઇ, અને તેનાથી તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. એજ વિક્રમ નગરના દરવાજા આગળ સિપાઇઓ ભેગો પહેરો ભરી રહ્યો હતો. તેજ વખતે ભર્તૃહરિ અને વેપારીઓનું ભાષણ ચાલી રહ્યું હતું કે, "ઉત્તર દિશાએથી એક રાક્ષસ આવે છે, ત્હેને જે મારશે અને ત્હેનાં લોહીમાં પોતાનાં વસ્ત્ર ખરડીને કપાળે તથા નગરના દરવાજાને લોહીનું ટીલું કરશે, તે આ નગરીનો રાજા થશે, એ પ્રમાણે આ શિયાળવાં બોલે છે." એ વૃત્તાન્ત વિક્રમે સાંભળ્યું, અને લાગલોજ તરવાર લઈને ઉત્તર દિશામાં તે રાક્ષસને મારવાને સારૂં નીકળી પડયો. (પૂર્વવૃત્તાન્ત અંહી લગી આવ્યું છે, તે સિંહાવલોકન કરી ધ્યાનમાં રાખવું. વચમાં પ્રસંગોપાત્ત વિક્રમનો જન્મ વૃત્તાન્ત પણ સંક્ષેપમાં કહ્યો છે. કેમકે, પાર્વતીના શ્રાપથી ચિત્રમા ગંધર્વ જે રાક્ષસ થયો હતો, ત્હેને શિવનું વરદાન હતું કે, 'ઇન્દ્રના શ્રાપથી પૃથ્વીપર અવતરેલા સુરોચન ગન્ધર્વના પુત્રના હાથે ત્હારૂં મોત નીપજશે, ત્યારે તું પૂર્વરૂપમાં સ્થિત થઇશ.' તેટલા ખાતર સુરોચનના પુત્ર વિક્રમનું વૃત્ત જાણવું ઉચિત હતું, અને તેનો ટુંકસાર જો નહિ આપવામાં આવ્યો હત, તો વાંચકવર્ગ સંદેહમાં તેમજ સાકાંક્ષ રહી જાત, તેટલા માટે અંહી ટુંકાણમાં વર્ણવ્યું છે.)

વિક્રમ ઉત્તર દિશામાં જઇ રહ્યો હતો, તેવામાં સામેથી પાર્વતીના શ્રાપથી જે રાક્ષસ આમતેમ ભટકતો હતો, તે હાથમાં ચાર રત્નો લઇને આવતો ત્હેના જોવામાં આવ્યો. ત્યારે ઝટ ત્હેણે શસ્ત્રના ઘાથી ત્હેને મારી નાંખ્યો, અને ત્હેના રૂધિરમાં પોતાનું વસ્ત્ર બોળીને કપાળે રક્તનું તિલક કર્યું. તેવામાં રાક્ષસના શરીરમાંથી ચિત્રમા ગંધર્વ પ્રગટ થયો,

અને ત્હેણે વિક્રમને પ્રણામ કીધા. તે ગંધર્વના શ્રાપનો અંત આવતાંજ ત્હેને પોતાના લોકમાં જવા સારૂ તે વખતે વિમાન પણ ત્યાં આગળ સ્વર્ગમાંથી આવી પહોંચ્યું. જ્યારે તે તેમાં બેસવા લાગ્યો, ત્યારે વિક્રમને નવાઇ લાગી, અને ત્હેણે પૂછ્યું, કે 'તું તો રાક્ષસ હતો, એમ હોવા છતાં વિમાનમાં બેસીને દિવ્યરૂપથી સ્વર્ગમાં જાય છે, એ શું કહેવાય?' ત્યારે ત્હેણે કહ્યું કે, હું ચિત્રમા ગંધર્વ છું અને પાર્વતીના શ્રાપથી રાક્ષસ યોનીમાં થોડાક વખતને માટે ઉત્પન્ન થયો હતો. પરંતુ શંકરનું વરદાન થયું હતું કે, સુરોચન ગંધર્વના પુત્રના હાથે ત્હારો વધ થશે, ત્યારે તું પૂર્વરૂપવડે ત્હારા પોતાના લોકને વિષે પ્રાપ્ત થઇશ. ત્હેમના વચન મુજબ ત્હમારા હાથથી આજે મ્હારો ઉદ્ધાર થયો, તેથી મ્હેં ત્હમને નમન કીધું અને હવે હું જાઉં છું; એટલું કહીને ગંધર્વ જતો રહ્યો.

પછી વિક્રમે તે રાક્ષસના શરીર પાસે જઇને જોયું તો ઉત્તમ ચાર રત્ન ત્હેના હાથમાં જોવામાં આવ્યાં. ત્યારે તો ભર્તૃહરિના ભાષણની સત્યતા ત્હેના અનુભવમાં આવી અને એ કોઇ ત્રિકાળદર્શી, જ્ઞાની અવતારી પુરૂષ હશે, એમ ત્હેને લાગ્યું. જે પ્રમાણે વૃક્ષોમાં કલ્પવૃક્ષ, પશુઓમાં કામધેનુ, રત્નોમાં ચિન્તામણી અથવા પાષાણમાં સ્પર્શમણી શ્રેષ્ઠ ગણાય છે, તેજ પ્રમાણે મનુષ્ય જાતીમાં તેજ પુરૂષ અત્યંત પ્રાજ્ઞ અને શ્રેષ્ઠ થયો છે કે જેણે શિયાળની ભાષા સમજીને પેલા વેપારીઓને તે સમાચાર કહી સંભળાવ્યા હતા. એવો પુરૂષ જો બધો વખત આપણી પાસે હોય તો, ત્રૈલોક્યમાં આપણને શું દુર્લભ અગર દુષ્કર રહે? આ પ્રમાણે વિચાર કરતો કરતો તે ત્યાં આગળથી નીકળી પડયો અને ત્હેણે પેલા રાક્ષસના લોહીનું તિલક નગરના દરવાજા પર કીધું. પછી ત્યાંથી જે ઉપડયો તે જ્યાં આગળ વેપારી લોકો ભર્તૃહરિની સાથે બેસી રહ્યા હતા, ત્યાં આગળ આવી પહોંચ્યો. તે વિક્રમને ત્હેના દેખાવ ઉપરથી તેજસ્વી, શૂરવીર, ધૈર્યસંપન્ન વગેરે લક્ષણવાળો જાણી

જઇને, વેપારીઓએ પૂછ્યું ભાઇ ! ત્હમે કોણ છો ? ત્હમારૂં નામ શું ? વિક્રમે કહ્યું, હું રાજસેવક ગ્રામરક્ષક છું અને મ્હારૂં નામ વિક્રમ છે. ત્હમારી જે વાતો અંહી ચાલી રહી હતી, તે સાંભળીને હું ખુશી થયો છું, અને તેથી કુદરતી રીતે ત્હમારી પાસે આવ્યો છું.

વેપારીઓએ પૂછ્યું, હમારી કઈ વાતો ત્હમે સાંભળી, અને તેથી ત્હમને આનંદ થયો ? વિક્રમે કહયું, ત્હમારા પર ચોર લોકો હુમલો કરવાના છે તે વાત મ્હેં પહેરો ભરતાં સાંભળી. પરંતુ એ વાત ત્હમને કોણે કહી ? તે કહો. તે લોકોએ કહયું કે, હમારી પાસે જે આ છોકરો બેઠો છે, ત્હેને જનાવરોની ભાષા આવડે છે, અને ત્હેણેજ ચોરોના આગમનની વાત શિયાળોની ગર્જના સાંભળીને હમને કહી હતી. તેથી હમે સાવધ રહ્યા અને ચોર ઘણા આવ્યા હતા છતાં ત્હેમનો પરાભવ કરીને હમે ત્હેમને હાંકી મૂકયાં. આટલું એ લોકોને મ્હોંડેથી સાંભળીને તેમજ ભર્તૃહરિને પણ જોઇને વિક્રમ ત્યાંથી ઉઠીને ગામમાં ચાલ્યો ગયો. ગામમાં જકાત લેનારા અધિકારીની પાસે આવીને વિક્રમે કહ્યું કે વેપારી લોક માલ લઇને આવ્યા છે, ત્હેમની પાસેથી જકાત લેવાને બદલે ત્હેમની પાસે જે ભર્તૃહરિ નામનો મ્હારો ભાઈ છે, ત્હેને ત્હમારે માંગી લેવો, અને માફીની ચીઠ્ઠી કરી આપવી. ત્હમારો હિશાબ જે થશે તેનાથી ત્રણગણા પૈસા હું ચુકવી આપીશ.

નાકાંદારે દ્રવ્ય લોભથી તે વાત કબૂલ કીધી અને પ્રાતઃકાળમાં જ્યારે સઘળા વેપારીઓ માલ લઇને ગામમાં આવ્યા, ત્યારે નાકાંદારે ત્હેમના મુખ્ય શેઠને કહયું કે, હું ત્હમને માફીની ચીઠ્ઠી કરી આપું છું, પરંતુ ત્હમારી પાસે જે ભર્તૃહરી નામનો છોકરો છે, ત્હેને હમારી પાસે રહેવા દો. વેપારીઓએ તેમ કરવા કબુલ્યું અને ભર્તૃહરિને કહ્યુંકે, ગામમાં હમારી બાકી વસુલ કરવા ખાતર તું નાકાદારની પાસે પાસે રહીજા. ત્યારબાદ વેપારીઓએ પોતાનો માલ ગામમાં જ્યાં જવા દેવાનો હતો ત્યાં જવા દીધો, અને પોતે પછી બીજો માલ લાવવા

સારૂ જતા રહ્યા. પછી તે નાકાંદારે વિક્રમને બોલાવીને સઘળાજ માલની જકાતના કેટલા રૂપીયા થયા હતા, તે આંકડો બતાવ્યો, ત્યારે વિક્રમે જે ચાર રત્ન પોતાને મળ્યાં હતાં તેમાંથી એક ત્હેને આપીને કહ્યું કે, ત્હમારા પૈસા ચુકવીને પછી હું આને લઈ જાઉં છું. રત્ન જોઇને નાકાંદાર તો ખુશખુશ થઇ ગયો અને ઠીક એમ ત્હેણે જવાબમાં કહયું. વિક્રમે તે ભર્તૃહરિને ભોજનને માટે પોતાને ઘેર મોકલી આપવા નાકાંદારને જણાવ્યું, ત્યારે ત્હેણે કહયું, હે ભર્તૃહરિ! તું પહેલાં ભોજન કરવા સારૂ આની સાથે ચાલ્યોજા; પછી જે કામને માટે વેપારીઓએ ત્હને અંહી રાખ્યો છે, તે કામ હમે ત્હને બતાવી દઇશું. વિક્રમે આ પ્રમાણે યુક્તિ કરીને વેપારીઓની પાસેથી નાકાંદારની પાસે મ્હને રખાવી લીધો છે, તેની ખબર ભર્તૃહરિને ન્હોતી પડી વેપારીઓ કદાચ ત્હેને આપવા કબુલ થાય નહિ, તેથી નાકાદારની મુલાકાત લઈને ત્હેની મારફત તેઓને દ્રવ્યનો લોભ દેખાડયો, અને બાકી વસુલ કરવાને બ્હાને, તે લોકોએ પણ ભર્તૃહરિને નાકાદારની પાસે રહેવા દીધો. અસ્તુ!

નાકાંદારે ભોજનને માટે ભર્તૃહરિને વિક્રમની સાથે મોકલ્યો, ત્યારે તેઓ બન્ને જણા ઘેર આવ્યા સત્યવતી માતાએ પૂછ્યું, આ કોણ છે? ત્યારે વિક્રમે કહ્યું કે એનું નામ ભર્તૃહરિ છે, અને એ મ્હારો મોટો ભાઈ છે એમ સમજીને તું એનાપર હેતભાવ રાખજે, અને મ્હારામાં તથા એનામાં લેશ માત્ર પણ ભિન્નભાવ ગણીશ નહિ. એટલુંજ નહિ પણ ત્હેની પૂર્વ હકીકત, યાને ચોરોના તથા રાક્ષસના આવવાની વાતની એને પડેલી ખબર વગેરે વૃત્ત પણ ત્હેને કહ્યું. પછી બન્નેયે ભોજન કીધું અને આનંદની વાતો કરતા ત્યાં આગળ બેઠા. ભર્તૃહરિનું સુંદર સ્વરૂપ જોઇને એ કોઇ શ્રેષ્ઠ પુરૂષ છે એમ સત્યવતીને લાગ્યું, અને સદ્ભાગ્યને લીધેજ એના સમાગમનો લાભ થએલો સમજીને તે પ્રીતિથી એને પુત્રની પેઠે પાળવા લાગી. નાકાંદારની પાસે ભોજન કરીને ભર્તૃહરિ ગયો અને કામકાજ સંબંધી પૂછપરછ કરવા

લાગ્યો કે મ્હારે ક્યાં જવાનું છે અને કોની પાસેથી બાકી શું વસુલ કરવાનું છે તે કહો. ત્હેણે કહ્યું, હિસાબ ચોક્કસ કરીને જે વખતે ખપ પડશે તે વખતે હું તમને બોલાવી લઇશ. જમવાનું વિક્રમને ઘેરજ તમારે રાખવું; હમે તમારા ખાનપાન વગેરેનો બંદોબસ્ત એને ત્યાંજ રાખ્યો છે. કેમકે એને ઘેર એની મા હોવાથી તમને ત્યાં કોઈ વાતની અઘવડ પડશે નહિ. અને હમારે ઘેર સ્ત્રી વગેરે નહિ હોવાથી, તમને વખતસર ભોજન પણ નહિ મળી શકે. ભર્તૃહરિ ત્યારથી વિક્રમને ઘેર રહેવા લાગ્યો, અને એ મ્હારો મોટો ભાઇ છે, એમ વિક્રમ પણ બધાને કહેવા લાગ્યો. આ પ્રમાણે સત્યવતી, વિક્રમ તથા ભર્તૃહરિ એ ત્રણેના એક વિચાર અને એકબીજાનો એકમેકપર અકૃત્રિમ તથા નિરતિશય પ્રેમ હોવાથી, તેઓ આનંદભેર અવંતિકામાં પોતાનો વખત વિતાડવા લાગ્યા, અને ભર્તૃહરિ પણ, જ્યારે વિક્રમ નગરના દ્વારપાળનું કામ કરતો, ત્યારે ત્હેની સાથે જવા લાગ્યો.

અવંતિકા નગરીમાં શુભ વિક્રમરાજા રાજ્ય કરતો હતો, ત્હેને એક સુમેધ નામની સુંદર કન્યા હતી. તે વરલાયક થવાથી રાજાએ પોતાના મંત્રીને ત્હેને સારૂ યોગ્ય વર ખોળી લાવવા કહ્યું. ત્યારે મંત્રીએ કહ્યું, આપને પુત્ર નથી અને આપ વૃદ્ધાવસ્થામાં આવી ગએલા હોવાથી, હવે આગળ ઉપર પણ થાય તેવી આશા નથી, માટે કન્યાને ઉત્તમ વરને વરાવીને ત્હેનેજ રાજ્યગાદી ઉપર બેસાડવો. એવી મ્હારી સલાહ છે અને જમાઈ પુત્રના જેવોજ હોય છે. હવે યોગ્ય વર પ્રાપ્ત થઈ શકે, તેટલા ખાતર એવી યોજના કરવી કે, હાથીની શુંડમાં માળા આપવી અને ઇશ્વરની પ્રેરણાથી એ જેના ગળામાં માળા આરોપે, ત્હેનેજ કન્યા તથા રાજ્ય અર્પણ કરવાં. આ પ્રમાણે મંત્રીએ કહેલી યોજના રાજાને પસંદ પડી, અને ત્હેણે તેમજ કરવા કબુલ્યું. પછી રાજાએ પુરોહિતને બોલાવી, શુભ નક્ષત્ર, વાર, તિથિ વગેરે જોઇ મુહૂર્ત નક્કી કરવાનું કહ્યું. મુહૂર્ત નક્કી કર્યા બાદ રાજાએ પોતાના

સઘળાજ માંડલિક રાજાઓને તથા બીજા પણ પોતાના મિત્ર વગેરે આપ્ત ઇષ્ટજનોને તે સમારંભને સારૂ પત્રિકા લખીને નોતર્યા.

સઘળા લોકો આવ્યા પછી, નક્કી કરેલા શુભ મુહૂર્તવાળા દિવસે હાથીને વસ્ત્રઅલંકાર વગેરેથી સણગારીને તેની શુંડમાં માળા આપવામાં આવી અને તેને છોડી મૂક્યો. સહુથી પહેલાં હાથીએ મંડપ આદિમાં આવીને બેઠેલા રાજાઓને તથા બીજા લોકોને પણ જોયા, તે છતાં ત્યાં કોઇના ગળામાં ત્હેણે માળા પહેરાવી નહિ; પછી હાથી ત્યાંથી નગરમાં ચાલતો થયો. તેની પાછળ મંત્રી, ઉપાધ્યાય તથા રાજા પણ અનેક લોકોની સાથે વસ્ત્રઅલંકાર વગેરે લઇને જઈ રહ્યો હતો. શહેરમાં સહુ પોતપોતાનાં ઘરમાં તથા રસ્તાપર હજારો લોકો, 'હાથી કોના ગળામાં માળા નાંખે છે, તે જોવાને' ઉભા થઇ રહ્યા હતા, પરંતુ ત્યાં પણ કોઇના ગળામાં માળા પહેરાવી નહિ. પછી તે હાથી નગરના દરવાજા પાસે આવ્યો, અને ત્યાં જે દ્વારરક્ષક સિપાઇઓ ઉભા હતા, ત્હેમની પાસે ખંચકાઇને ઉભો થઇ રહ્યો. વિક્રમ તથા ભર્તૃહરિ તેઓમાંજ ઉભા હતા, હાથીએ તે માળા વિક્રમનાંજ કંઠમાં આરોપી દીધી. ત્યારે રાજાએ ત્હેને વસ્ત્રાલંકાર આપીને, તેજ હાથીપર બેસાડ્યો અને મંગલવાદ્ય વગાડતા તથા પુષ્પવૃષ્ટિથી વધાવતા વધાવતા ત્હેને સભા મંડપમાં લઇ આવ્યા તથા ત્હેને પોતાની પાસે સિંહાસન પર બેસાડ્યો. પરંતુ ત્યાં આગળ ત્હેને જોતાંવારને લોકો કહેવા લાગ્યા, 'આ કુંભાર જાતિનો હોવાથી રાજા થવાને યોગ્ય નથી.'

રાજાએ જ્યારે લોકોનું કહેવું સાંભળ્યું ત્યારે ત્હેને પણ ઠીક લાગ્યું નહિ. વિક્રમનું સ્વરૂપ જો કે રાજવંશને છાજે તેવું હતું, અને ત્હેના દેખાવ પરથી તે શૂરવીર તેમજ ધૈર્યશાલી દેખાતો હતો, તોપણ '**सुकुले योजयेत्कन्यां**' ઉત્તમ કુળમાં કન્યાની યોજના કરવી એ વચનની સ્મૃતિ થતાં ત્હેને જરાક ઉદ્વેગ પણ થયો. ત્હેણે મંત્રીને કહ્યું કે, નિયમને અનુસરીને કન્યા આપવાની તો એનેજ છે, તેમ છતાં પહેલાં

એની જાતિ સંબંધી તપાસ ચલાવશો, તો ઠીક થઇ પડશે. તે સાંભળીને મંત્રીએ કહ્યું, ઘણું સરસ! ત્યારબાદ સભા બરખાસ્ત થઇ અને મંત્રીએ નગરના રક્ષકોની પાસે જઇને વિક્રમની જાતિ સંબંધી પૂછપરછ કરતાં, હેમને મ્હોંડેથી, 'કમઠ કુંભારની છોકરીનો આ છોકરો છે, એવું હમારા સાંભળવામાં છે, તેથી આપ કુંભારવાડામાં જઇને ત્યાં આગળ એની તપાસ ચલાવશો, તો ખુલાસાવાર પત્તો લાગશે,' એવું એના સાંભળવામાં આવ્યું. ત્યારપછી મંત્રીએ કમઠ કુંભારની પાસે જઇને. હેને વિક્રમની જાતિ અને માબાપનાં નામ પૂછ્યાં. કમઠે કહ્યું, મિથિલાધીશ સત્યવર્મા રાજાની કન્યા સત્યવતી એની માતા થાય, અને સ્વર્ગસ્થ સુરોચન ગંધર્વ એનો બાપ છે. મ્હારે ઘેર ઉછરેલો હોવાથી, એને કુંભાર જાતિનો કહેવામાં આવે છે, એટલુંજ. આ પ્રમાણે અથથી ઇતિ સુધી સઘળી હકીકત સાંભળી લીધા બાદ, મંત્રી હેને પોતાની સાથે લઇ ગયો અને રાજાની આગળ હાજર કરી દીધો. રાજાની આગળ પણ હેણે એજ સત્ય હકીકત કહી સંભળાવી. પછી રાજાએ મંત્રીને કહ્યુંકે, સંશયનું નિર્મૂલન થાય તેટલા ખાતર હમે અને આ કમઠ કુંભાર બન્ને સાથે મિથિલા નગરીમાં જઇને સત્યવર્માને અંહીયાની સઘળી હકીકત રોશન કરો, અને એમને અહી બોલાવી લાવો. હેમના આવ્યા બાદ લગ્નસમારંભ તથા રાજ્યગાદી અર્પણ કરવાનો વિધિ શરૂ કરીશું.

રાજાની આજ્ઞા લઇને, બન્ને જણા મિથિલા નગરીમાં આવ્યા, અને સત્યવર્માને મળ્યા. કમઠે અવંતિકા નગરીમાં પહોંચ્યા તે દિવસથી આરંભીને આજ દિન સુધીનો પોતાનો સઘળો વૃત્તાન્ત, કન્યાની હકીકત, વિક્રમનો જન્મ તથા ગંધર્વ જમાઇનુ સ્વર્ગારોહણવૃત્ત વગેરે સર્વનું હેની આગળ બ્યાન કર્યું. ત્યારબાદ વિક્રમના ગળામાં હાથીએ પહેરાવેલી વરમાળ તથા હેને કન્યા સહિત રાજ્ય આપવાનું છે ઇત્યાદિ રાજાનો હેતુ મંત્રીએ નિવેદન કીધો. પરંતુ આપ ત્યાં પધારીને હમારા રાજાનો સંદેહ દૂર

કરો, અને એટલા માટેજ હમે અંહી આવ્યા છીએ, એમ કહી દીધું. સાંભળતાવારને રાજા રાજી થઇ ગયો અને પોતાના પરિવાર સહિત ત્યાં આવવાનું ત્હેણે કબૂલ કીધું.

સત્યવર્મા રાજા પોતાની રાણી અને મંત્રી સૈનિક લોકોની સાથે અવંતિકામાં આવી પહોંચ્યો, ત્યારે તેણે સહુથી પહેલાં પોતાની કન્યા સત્યવતીની મુલાકાત લીધી, અને ત્હેના પુત્ર વિક્રમને રૂપગુણસંપન્ન જોઇને ત્હેના જીવને બહુ આનંદ થયો. ત્યારબાદ રાજાની મુલાકાત લઇને પોતાની નગરીમાં એ કમઠ કુંભાર રહેતો હતો, અને એને ત્યાં મ્હારી સત્યવતી કન્યા રહેતી હતી, ત્હેનો પુત્ર આ વિક્રમ છે, અને એનો બાપ ગંધર્વ છે, વગેરે સઘળી હકીકત ત્હેણે એની આગળ વર્ણવી. ત્યારે રાજા શુભવિક્રમની શંકા દૂર થઇ અને ત્હેણે પ્રથમ શુભ મુહૂર્તઉપર વિક્રમને બ્રાહ્મણદ્વારા રાજ્યાભિષેક કરાવીને છત્ર તથા સિંહાસન સમર્પણ કીધાં. ત્યારબાદ પોતાની કન્યા સુમેધાવતીની સાથે ભારે સમારંભ રચીને ત્હેનાં લગ્ન કર્યાં. સત્યવર્માને પણ સંતતિ નહિ હોવાથી, ત્હેણે પણ પોતાનું રાજ્ય વિક્રમને અર્પણ કીધું. એ પ્રમાણે વિક્રમને બન્ને રાજ્યની પ્રાપ્તિ થઇ, અને ભર્તૃહરિને યુવરાજ પદનો અધિકાર સોંપીને, તે એની સંમતિથી રાજ્ય કરવા લાગ્યો. લગ્નસમારંભ થઈ રહ્યા બાદ, સત્યવર્મા રાજા પોતાની નગરીને વિષે ચાલ્યો ગયો.

થોડાક દિવસ પછી સુમંત નામના મંત્રીના મનમાં પોતાની કન્યા પિંગલાને ભર્તૃહરિ સાથે પરણાવવાનો વિચાર ઉત્પન્ન થયો, પરંતુ ત્હેની જાતિ માટે પણ સંશય ઉપજ્યો. ત્હેણે કમઠ કુંભારને તથા સત્યવતીને પૂછ્યું, પરંતુ કશો પત્તો મળ્યો નહિ. ત્યારબાદ વિક્રમને પૂછ્યું કે, ભર્તૃહરિને ત્હમે ત્હમારા ભાઇ તરીકે ઓળખાવો છો, પરંતુ ત્હમારી માતા તો એમ કહેતી હતી કે, મ્હારે પેટ એણે કાંઈ જન્મ લીધો નથી, તો એ આપનો શી રીતે ભાઇ થાય ? તે સંબંધી ખુલાસો કરો તો સારૂં થાય. કેમકે મ્હારી કન્યા પિંગલા રૂપગુણવતી છે, અને ત્હેને એની

સાથે વરાવવાની મ્હારી ઇચ્છા છે. વિક્રમે કહ્યું, એ મોટા સિદ્ધ પુરૂષ જેવા છે. દૈવયોગે એમની ને મ્હારી મુલાકાત થઈ ત્યારથીજ મ્હેં એમને મ્હારા મોટા ભાઇ માનીને મ્હારી પાસે રાખી લીધા છે. અર્થાત્ ભાવથી, ધર્મથી માની લીધેલા બંધુ છે, પરંતુ એ કાંઈ મ્હારા સગા ભાઈ નથી. તેમ છતાં ત્હમારી કન્યા એમને દેવાથી કોઇ પણ પ્રકારની હરકત આવે એમ હું માનતો નથી. એમનું રૂપ તથા જ્ઞાન અત્યંત ઉત્તમ છે, અને તે ઉપરથી એ કોઈ યોગભ્રષ્ટ પુરૂષ હશે, એમ હું માનું છું. સમુદ્રની છીપમાંથી મોતીની ઉત્પત્તિ થાય છે, તેજ પ્રમાણે મ્હારી સમજ એવી છે કે એ પણ કોઈ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયા હોવા જોઇએ.

જ્યારે ત્હેની જાતિનો કશો પત્તો ન લાગ્યો, ત્યારે મંત્રીએ ભર્તૃહરિનેજ પોતાને પૂછ્યું કે, ત્હમારાં માબાપનાં નામ શું છે? ત્યારે ત્હેણે મિત્રાવરૂણ ઋષિથી પોતાની ભર્તરીને વિષે ઉત્પત્તિ થએલી હોવાનું તથા હરિણ જાતિને વિષે વૃદ્ધિ થઇને જયસિંગ ભાટે મ્હારૂં સંરક્ષણ કર્યું અને વેપારીઓની સાથે હું અહીં આવીને વિક્રમની પાસે રહ્યો છું, વગેરે સર્વ વૃત્તાન્તનું વર્ણન કર્યું. મંત્રીએ વિચાર કર્યો કે, એના ભાષણ ઉપર વિશ્વાસ રાખીને એને કન્યા કેમ અપાય? પછી ત્હેણે કહ્યું કે, મિત્રાવરૂણજ જો ત્હમારા પિતા હોય, તો ત્હેમને અહીંઆં લગ્નમાં બોલાવી લાવો. ભર્તૃહરિએ કહ્યું 'ઠીક', અને સૂર્યની પ્રાર્થના કરીને ત્હેમને કહ્યું કે, 'હે તાત! જો ત્હમારા વીર્યથી મ્હારી ઉત્પત્તિ થઈ હોય, તો ત્હમે જલદી મંગલકાર્ય માટે અહીંયાં આવીને મંત્રીનો સંદેહ દૂર કરો.' પુત્રની પ્રાર્થના સાંભળીને બ્રાહ્મણના વેષમાં મિત્રાવરૂણ અવંતિકાને વિષે પ્રગટ થયા અને ત્હેમણે મંત્રીને કહ્યું કે, આ પુત્ર મ્હારોજ છે. ત્હમે સંશય રહિત થઇને, એને કન્યાદાન કરો. એના લગ્નમાં હું દેવતાઓની પાસે પુષ્પવૃષ્ટિ કરાવીશ, તથા વિક્રમના પિતા સુરોચન ગંધર્વને લગ્ન પ્રસંગમાં હું મોકલી આપીશ, માટે પિંગલાને એની સાથે પરણાવજો. હું અહીં રહેવાથી મ્હારો તાપ કોઇથી સહન થઈ શકશે નહિ, તેથી હું જાઉં છું.

આ પ્રકારનું ભાષણ કરીને મિત્રાવરૂણ ચાલ્યા ગયા, અને મંત્રી સંદેહ રહિત થઇને લગ્ન કરવાને તૈયાર થયો. સૂર્યના વચનને અનુસરીને, સુરોચન ગંધર્વ પણ આવી પહોંચ્યો, અને સત્યવતી તથા વિક્રમને મળ્યો. ત્યારે બધાંયને આનંદ થયો. ત્હેણે મંત્રીને કહ્યું કે, ત્હમારૂં અહોભાગ્ય હોવાથી ત્હમને આવો જમાઈ મળ્યો છે, એમ સમજજો. દ્રુમિલ નારાયણનો એ અવતાર છે, અને મિત્રાવરૂણના વીર્યથી એની ઉત્પત્તિ થએલી છે. તે સાંભળીને મંત્રી ખુશ ખુશ થઇ ગયો, અને ત્હેણે શુભ મુહૂર્તપર પોતાની કન્યા પિંગલાને ભર્તૃહરિની સાથે વરાવી. લગ્નમાં સત્યવતી અને સુરોચન ગંધર્વ, એ બન્નેજણાંએજ એનાં માતા પિતા તરીકે કાર્ય કર્યું હતું. એ પ્રસંગે દેવતાઓએ પણ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કીધી હતી. બ્રાહ્મણ ભોજન, દાન દક્ષિણા વગેરે ઉત્કૃષ્ટ સમારંભ પાંચ દિવસ સુધી અવંતિકા નગરીમાં ચાલી રહ્યો હતો. એક માસ પછી વિક્રમ વગેરેની રજા લઇને, સુરોચન પાછો સ્વર્ગ લોકમાં સંચર્યો. મનુષ્યોમાં તે ગંધર્વનો જે બધો વ્યવહાર થતો હતો, તે મનુષ્યનું રૂપ લઇનેજ.

આ પ્રમાણે મંત્રીની કન્યા પિંગલાનો ભર્તૃહરિને લાભ થયો, અને ત્હેની સાથે તે મોજમાં પોતાનો વખત પસાર કરવા લાગ્યો, તેમજ રાજ્યવહીવટ કાળજીપૂર્વક કુશલતાથી ચલાવવા લાગ્યો. રાજનીતિમાં તે કેવો નિપુણ હતો, એ ત્હેણે રચેલા નીતિશતક ઉપરથી જણાઈ આવે છે. તથા ભોગી પણ કેવો હતો, તે જાણવું હોય તો, એનું શૃંગારશતક વાંચવું અને આખરે ત્હેને વૈરાગ્યનો કેવો અનુભવ થયો હતો. તે એના વૈરાગ્યશતક ઉપરથી સ્પષ્ટ થાય છે. બીજા લોકોની પેઠે, નીતિ શૃંગાર-વૈરાગ્ય વગેરે વિષયોમાં કાંઇ ત્હેની શાબ્દિક પંડિતાઇ ન હતી. દરેક વિષયમાં તેનું અંતર રંગાએલું હોઇ, તે તદ્રૂપ બની રહેલો હતો. તે તે વિષયના કવિઓને શાબ્દિક અથવા પ્રત્યક્ષ અનુભવ છે, એ વાતની શું સુજ્ઞજનોને ત્હેમની કવિતા ઉપરથી પ્રતીતિ થતી નથી? થાય છેજ, અને પછી અલ્પજ્ઞ ન સમજતા હોય તો!

ભર્તૃહરિએ પિંગલાને પરણ્યા પછી બારસો રાણીઓ કરી હતી અને તેઓની સાથે તે વિષયસરોવરને વિષે ક્રીડા કરતો હતો. તો પણ નક્ષત્રમાં ચંદ્રકલાની પેઠે સકલરાણીઓમાં પિંગલાજ મુખ્યરાણી હતી. પિંગલાપર રાજાને એટલો બધો પ્રેમ હતો કે, એક ક્ષણભર પણ ત્હેનો વિયોગ એનાથી સહન થઇ શકતો ન હતો. એથી ત્હેણે રાજદરબારની દિવાલ ઉપર ચીતારા પાસે ત્હેની આબેહુબ છબી કઢાવરાવી હતી, અને ત્હેના તરફ જોઇ એ સમાધાન પામીને રાજ્યકારભાર ચલાવતો હતો. એમ વર્ણવેલું છે. આ પ્રમાણે વિલાસમાં કેટલાંક વર્ષ વીત્યાબાદ, એક દિવસ રાજા ભર્તૃહરિ સૈન્ય લઇને શિકાર કરવા સારૂ અરણ્યને વિષે જવા નીકળ્યો. ત્યારે ત્હેને જોઇને મિત્રાવરૂણે વિચાર કર્યો કે, મ્હારા બન્ને પુત્રોમાં, અગસ્તિએ ઇશ્વરનો લાભ મેળવ્યો, પરંતુ આ ભર્તૃહરિ તો વિષયસુખમાંજ આસક્ત થઇ રહ્યો છે; તેથી કાંઇક યુક્તિથી એને શુદ્ધિમાં લાવીને, એનું હિત સાધવું જોઇએ. પછી ત્હેણે અનસૂયાના પુત્ર દત્તાત્રેયને મળી, ભર્તૃહરિને કાંઇક ઉપદેશ કરી ત્હેનું કલ્યાણ કરવાનું કહ્યું. દત્તાત્રેયે ત્હેમને કહ્યું, ફીકર કરશો નહિ; હું એને મત્સ્યેન્દ્રનાથ, ગોરક્ષનાથના જેવો નાથ બનાવીને, જગતને વિષે ચિરંજીવ બનાવી દઇશ; સમયનીજ રાહ જોઇ રહ્યો છું; આપ પધારો.

આણી તરફ રાજા સૈનિકોની સાથે શિકારને ખાતર અરણ્યમાં ફરતો હતો, તો ચૈત્ર માસના દિવસ હોવાથી, ત્હેને પોતાને તેમજ ત્હેની સાથેના બીજા બધાનેજ તરશ લાગી હતી. આસપાસ દોડાદોડ કરી જોવા લાગ્યા, પરંતુ કોઇપણ ઠેકાણે પાણી કોઇના જોવામાં આવ્યું નહિ. એવે સમયે દત્તાત્રેયે તે અરણ્યમાં માયાવડે એક સરોવર પાણીથી ભરછક ભરેલું તૈયાર કરી દીધું, અને આસપાસ પુષ્કળ ઝાડ તથા સુંદર પુષ્પલતા નિર્માણ કરીને પોતે પણ એક પર્ણકુટિકામાં વિરાજમાન થઇ ગયા. રાજા જળ શોધતો શોધતો તે રમણીયસ્થાન આગળ આવી પહોંચ્યો અને પાણીથી ભરપૂર સરોવર જોઇને સંતોષ પામ્યો. જળપાન કરવા સારૂ તે

સરોવરપર ચઢયો અને જળને સ્પર્શ કરતો હતો, એટલામાં મોટી ગર્જના કરતા દત્તાત્રેયજી ત્યાં આગળથી દોડી આવ્યા અને કહેવા લાગ્યા, અરે કોણ તું કોણ છે? ત્હારૂં નામ તથા ત્હારા માતાપિતાનું અને ગુરૂનું નામ કહી દે. તેમ કર્યા વગર આ જળનો સ્પર્શ કરાશે નહિ. તે સાંભળીને ભર્તૃહરિએ 'મિત્રાવરૂણના વીર્યથી ભર્તરીમાં મ્હારો જન્મ થયો છે' ઇત્યાદિ સર્વ વૃત્તાન્તનું કથન કર્યું. ત્યારે દત્તાત્રેયજીએ પૂછયું, ત્હારા ગુરૂનું નામ શું છે? ભર્તૃહરિએ કહ્યું કે, મ્હેં હજી લગી ગુરૂ કર્યાજ નથી. તે સાંભળીને દત્તાત્રેયે કહ્યું, ગુરૂ વગરનો કેમ તું અત્યાર લગી રહ્યો? મ્હારા ધારવા પ્રમાણે તું પાપી હોવાથી, વિષયોને આસક્ત થઇને ભ્રષ્ટબુદ્ધિવાળો થઇ ગયો હોઇશ, તેથીજ ગુરૂને શરણે જવાની ત્હારી પ્રવૃત્તિ થતી નથી અને પાપની ઉગ્રતાથી ગુરૂ પણ કોઈ ત્હને મળતા નથી. એવા પાપીના સ્પર્શથી મ્હારા આ સરોવરનું જળ સૂકાઇ જશે, અને ત્હેને લીધે મ્હારો ક્રોધાગ્નિ પ્રજવલિત થઇને નાહક તું તેમાં આહુતિની માફક બળીને ખાખ થઈ જઇશ; એટલા માટે અહીંથી બીજે કશે ચાલ્યો જા, કે જ્યાં ત્હારા જેવા પાપીઓને પીવા લાયક જળ હોય.

સાંભળતાવારને રાજા કાંપી ઉઠયો અને પ્રાણ તો વ્યાકુલ થયા હતાજ, તેથી નમન કરીને કહેવા લાગ્યો, મહારાજ! મ્હારો પ્રાણ જાય છે, માટે આપ મ્હારાપર કૃપા કરો, અને મ્હારા ઉપર અનુગ્રહ કરીને, આપ મ્હારા ગુરૂ બનો અને મ્હને કૃતાર્થ કરો. દત્તાત્રેયે કહ્યું, મોટા મોટા દેવાદિક પણ હમારા અનુગ્રહની ઇચ્છા રાખે છે, તે છતાં હમારો ત્હેમના ઉપર અનુગ્રહ થતો નથી, તો ત્હારી શી વાત? બાર વરસ સુધી અહીંયાં તપ કરીશ, તો ત્હને ઉપદેશ ગ્રહણ કરવાની યોગ્યતા પ્રાપ્ત થશે. અનધિકારીને ઉપદેશ કરનાર પાપી ગણાય છે. ભર્તૃહરિએ પ્રાર્થના કીધી, આપ તો દયાવંત છો તેથી સહુથી પહેલાં મ્હારા પ્રાણ બચાવો. બાર વરસ તપ કરવાનું કહો છો, પરંતુ પ્રાણ વગર શરીર રહે નહિ, અને શરીર વગર તપ શી રીતે થઈ શકે? એટલા માટે, પહેલાં મ્હને આ

સંકટમાંથી ઉગારો, અને પછી જે કાંઈ કરવાનું હોય તેની આજ્ઞા કરો. દત્તાત્રેયે કહ્યું કે, 'કાયા વાચા મનવડે હું તપ કરીશ અને વિષયને વમન-તુલ્ય માનીશ તથા આયુષ્ય સમાપ્ત થતાં સુધી યોગ સાધીશ' ઇત્યાદિ સંકલ્પ જો તું કરતો હોય, તો હું ત્હને જલપાન કરાવું તથા ત્હારાપર અનુગ્રહ કરૂં. સાંભળતાવારને રાજા ચિંતાતુર થઇને કહેવા લાગ્યો કે, મહારાજ! સંસારવાસના મ્હારી હજી સુધી તૃપ્ત થઇ નથી; દેવ પિત્રાદિકોના ઋણમાંથી હજી હું છૂટો થયો નથી, માટે આપ મ્હને બાર વરસની મુદત આપો. ત્યારબાદ આપના કહ્યા મુજબ યોગ વગેરેની સાધના કરીશ.

દત્તાત્રેયે કબૂલ કર્યું અને ત્હેની પાસે સંકલ્પ કરાવવા સારૂ કમંડળ જળથી ભરીને લઇ આવ્યા અને ત્હેની અંજલિમાં જળ આપ્યું. રાજાને કહ્યું કે, હવે તું મનથી સત્ય સંકલ્પ કરીને, આ પાણી મૂકી દે કે, 'હું બાર વરસ પછી સકલ વિષયભોગનો પરિત્યાગ કરીને યોગ વગેરે તપાચરણ કરીશ.' રાજાએ મ્હોંડેથી એ પ્રમાણે કહ્યું અને પાણી મૂક્યું. ત્યારબાદ દત્તાત્રેયે ત્હેને માથે પોતાનો વરદહસ્ત મૂક્યો, અને બીજસહિત મંત્રનો ઉપદેશ આપ્યો. આ પ્રમાણે પોતાનો શિષ્ય બનાવ્યાબાદ, દત્તાત્રેયે પોતાનું નામ તથા સત્યસ્વરૂપ પ્રગટ કર્યું, તો એટલામાં માયિક સરોવર તથા ઝાડી ઝુંપડી વગેરે સઘળું અલોપ થઈ ગયું. તે જોઇને આશ્ચર્યચકિત થઇને નમન કરી પ્રાર્થના કરવા લાગ્યો કે, હે સદ્ગુરો! જલદી જલપાન કરાવીને જીવનદાન કરો, પ્રાણ બહુ વ્યાકુલ થઇ રહ્યા છે. પછી દત્તાત્રેયે ત્યાં ભોગાવતી (પાતાળગંગા) નું જળ આણ્યું, અને કામધેનુને બોલાવીને ભર્તૃહરિને સકલ સૈન્યસહિત સ્નાનપાન ભોજન વગેરે કરાવીને તૃપ્ત કીધો. ભોજનાદિ થયાબાદ પોતાના માણસોની સાથે ત્યાંથી નગરીમાં ચાલ્યો આવ્યો, અને પહેલાંની પેઠે રાજ્યાદિવ્યવસાય તથા સ્ત્રીવગેરેના વિષય-ભોગોને વિષે આસક્ત થઈ રહ્યો,

આ પ્રમાણે ભર્તૃહરિ અવંતિકામાં ધર્મનીતિથી પ્રજાનું પાલન

કરતો હતો, તે વખતે એક ચમત્કાર બન્યો. એક બ્રાહ્મણ અત્યંત દરિદ્રી હતો, અને તે લાંબા વખતથી ભગવતી દેવીનું અનુષ્ઠાન કરી રહ્યો હતો. ત્હેની નિષ્ઠા જોઈને દેવી પ્રસન્ન થઇ, અને ત્હેને એક ફળ આપીને કહેવા લાગી કે, 'આ ખાવાથી તું અજરામર થઇશ.' બ્રાહ્મણે નમન સ્તવન કર્યું અને આપ માતાનાં મ્હને દર્શન થયાં અને પ્રસાદ તરીકે ફળ મળ્યું, એ મ્હારૂં અહો ભાગ્ય ! એમ કહેવા લાગ્યો; ત્યાર-બાદ દેવી અંતર્ધ્યાન થઈ ગયાં. અમરફળ મળવાથી જો કે ત્હેને આનંદ ઉપજ્યો હતો, તોપણ તે વિવેકી હોવાથી, તેના ઉપયોગના સંબંધમાં ત્હેને વિચાર થઇ પડ્યો. કે, જો હું આ ફળ ખાઇશ તો અમર તો થઇશ પરંતુ તેથી કાંઇ દરિદ્રતા જવાની નથી. તે મહા દુઃખદાયી છેઃ—

जीवंतोऽपि मृताः पंच व्यासेन परिकीर्तिताः ।
दरिद्रो व्याधितो मूर्खः प्रवासी नित्यसेवकः ॥

દરિદ્રી પુરૂષ, વ્યાધિગ્રસ્ત, મૂર્ખ, દેશાન્તરમાં પ્રવાસ કરનાર, તથા નિરન્તર સેવા કરનારો મનુષ્ય એ પાંચે જીવતા હોવા છતાં મુઆ જેવાજ છે, એ પ્રમાણે મહર્ષિ વ્યાસે વર્ણન કર્યું છે. એ પાંચોને સુખ તેમજ પ્રતિષ્ઠા કદી પ્રાપ્ત થતાં નથી. અસ્તુ ! તે બ્રાહ્મણે અમર રહી દરિદ્રતાનું દુઃખ ભોગવવું તેના કરતાં એ ફળ રાજા ભરથરીને આપવું તે ઠીક છે એ પ્રમાણે વિચાર કર્યો. કેમકે રાજા એ ખાઈને અમર થશે તો પ્રજાનું ન્યાયપૂર્વક પાલન કરીને સર્વને સુખ આપશે તેથી તે બ્રાહ્મણે રાજ-દરબારમાં આવી રાજાને આશીર્વાદપૂર્વક તે ફળનું નજરાણું કરીને કહ્યું કેઃ—"હે રાજન્ ! દેવીનું મ્હેં બાર વર્ષ સુધી તપ કર્યું ત્યારે દેવીએ મ્હને આ ફળ આપીને 'એ ખાવાથી તું અમર થશે' એમ કહ્યું હતું. પરંતુ હું તો દરિદ્રી છું, તેથી એ ફળ ખાઇ અમર બનીને દરિદ્રતાનું દુઃખ ભોગવવાથી મ્હને શો લાભ થવાનો હતો ! એમાં કાંઈ દરિદ્રતાના-શક ગુણ નથી. માટે આપને મ્હેં એ અર્પણ કર્યું છે, તો આપ એ

ખાઈને અમર બનો અને પ્રજાનું રાજધર્માનુસાર પાલન કરીને તેને આનંદ આપો. બ્રાહ્મણનું આવું ભાષણ સાંભળીને રાજા ભરથરીને આનંદ સાથે વિસ્મય થયો. પોતાને અમૃત ફલ મળવાથી અમરત્વ પ્રાપ્ત થશે તેથી આનંદ અને આવું ફળ મળવા છતાં તે બ્રાહ્મણે તેના તરફ લોભ નહિ રાખતાં પોતાને આપી દીધું તેથી વિસ્મય. આવો ઉત્તમ ગુણ ધરાવનારો પદાર્થ કદી કોઈ બીજાને (પુત્ર, પૌત્ર, કલત્રાદિકને) આપે નહિ. એ ભારે વિવેકી તથા મ્હારા પર પ્રીતિ રાખનારો હોવાથી એણે મ્હને એ ફળ આપ્યું. ત્યારબાદ રાજાએ પુષ્કળ દ્રવ્ય આપીને તે બ્રાહ્મણની દરિદ્રતાનું દુઃખ દૂર કર્યું. બ્રાહ્મણને પણ એજ જોઈતું હતું કે દરિદ્રતા દૂર થાય. ત્યાર પછી રાજા તે અમૃત ફળ લઈને આનંદપૂર્વક એક રાણીના[1] મંદીરમાં આવ્યો, અને ત્હેને સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો. તે રાણીપર રાજાને બહુ પ્રેમ હોવાથી રાણીએ તે ફળની માંગણી કરતાં તેનાથી ત્હેને ના નહિ કહી શકાઈ.

રાજાએ પ્રેમથી તે ફળ રાણીને આપ્યું પરંતુ રાણીએ તે ફળ પોતે ન ખાતાં, પોતાનો જે યાર (અશ્વપાળ ઘોડાવાળો) હતો ત્હેને

૧. આ રાણીનું નામ જોવામાં આવતું નથી પણ પિંગલા તો નહીંજ એમ સમજવું. પિંગલા જો જારિણી હત તો તેને માટે રાજા તેનું સ્મરણ કરીને વિલાપ ન કરત, વ્યવહારમાં પણ જોવામાં આવે છે કે, કોઈ મૂઢ મનુષ્ય પણ જારિણી સ્ત્રીને માટે કદી વિલાપ કરતો નથી તો જ્ઞાની રાજા કેવી રીતે કરે? અગાડી પિંગલાનું ચરિત્ર જોતાં માલમ થશે કે પિંગલા તો મહા સાધ્વી અને પતિપરાયણ હતી અને તેને લીધેજ તેણે પતિ વાસ્તે દેહ છોડયો અને એથી કરીનેજ રાજા તેને માટે સ્મશાનમાં રહી 'પિંગલા પિંગલા' કહી શોક કરતો હતો. વ્યવહારમાં પિંગલા જારીણી હતી એમ જે મનાય છે તે ખોટું છે. પણ બીજી એક રાણી, કે જેનું નામ અપ્રસિદ્ધ છે તે, જારિણી હતી અને તેણેજ રાજા પાસેથી મધુર ભાષણ કરી અમૃતફળ લીધું હતું.

આપ્યું, તથા તેનો ગુણ કહ્યો. તે ઘોડાવાળાએ પણ પોતે જાતે તે ફળ ન ખાતાં પોતાની એક પ્રીતિપાત્ર વેશ્યા હતી ત્હેને તે આપી દીધું. પરંતુ તે વેશ્યા હતી ચતુર તથા વિવેકી; ત્હેણે પોતાના મન સંગાથે વિચાર કર્યો કે, જન્માન્તરમાં મ્હારા હાથે થએલા પાપનું ફળ આ વેશ્યા-જન્મની પ્રાપ્તિ છે, અને આ અમરફળ જો હું ખાઇશ તો હું અમર થઇશ ખરી પરંતુ મ્હારે આ નીચ વ્યવસાયમાં જીવન ધારણ કરવું પડશે. મરણ થાય તે એનાથી બહેતર છે. પરંતુ મ્હારો રાજા ભરથરી જે બહુ ધર્મજ્ઞ, નીતિમાન્ તથા પ્રજાપાલનમાં દક્ષ છે, ત્હેને જો આ ફળ હું અર્પણ કરૂં તો એ અમર બનીને પ્રજાનું પાલન કરશે તેમજ મ્હને એની પાસેથી એમ કરવાથી દ્રવ્ય પણ મળશે. એમ વિચાર કરીને વેશ્યાએ રાજદરબારમાં આવીને પ્રણામ કરી તે ફળ ત્હેની સમક્ષ ભેટ તરીકે મૂક્યું અને બોલી, હે રાજા ! આ ફળમાં અલૌકિક ગુણ છે. આપ જો એ ખાશો તો આપને અમરત્વની પ્રાપ્તિ થશે. રાજાએ તે ફળ જોઇને પૂછ્યું, ત્હમને આવું ફળ ક્યાંથી મળ્યું ? ત્યારે ત્હેણે કહ્યું, આપની પાગામાં જે નોકર છે તથા જેનું ફલાણું નામ છે, ત્હેણે મ્હને કહીંથી આણી આપીને ખાવા માટે કહ્યું હતું. પરંતુ અમર થઇને આવા નિકૃષ્ટ વેશ્યાના કુલમાં જીવન ધારણ કરવું ઠીક નહિ એ વિચારથી તથા આપ અમારા પ્રભુ અમર થશો તો પ્રજાનું યથાન્યાય પાલન કરી સુખ આપશો, એ અભિપ્રાયથી મ્હેં એ ફળ આપને અર્પણ કર્યું છે.

વેશ્યાનું આવું ભાષણ સાંભળીને રાજાને શંકા ઉપજી અને ફલને હાથમાં લઇને જોયું તો એની ખાતરી થઈ કે જે ફળ મ્હેં મ્હારી રાણીને આપ્યું હતું તેજ એ છે. તે પરથી રાજાએ પાગાના નોકરને બોલાવીને પૂછ્યું કે, આ ફળ ત્હેં આ વેશ્યાને આપ્યું હતું ? ત્હેણે જવાબ દીધો 'આપ્યું હતુ.' રાજાએ ફરીથી પૂછ્યું કે, એ ફળ ત્હને ક્યાંથી અને કેવી રીતે મળ્યું ? ત્યારે તો તે ગભરાઇજ ગયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે મ્હારે શું કહેવું ? સત્ય કહેવાથી

પણ મોત છે, અને નહિ કહેવાથી પણ મોત છે. કેમકે એ તો રાજા હોવાથી ચાહે તે કરી શકે તેમ છે. આજદિનપર્યંન્ત કરેલું પાપ આજે પ્રગટ થશે. આખરે રાજા પણ એની તરફથી કાંઇપણ જવાબ ન મળ્યો ત્યારે ક્રોધ તથા ભયદાયક ભાષણથી હેને ડરાવવા લાગ્યો, કે તું જો ખરેખરૂં નહિ કહી દે તો હારો શિરચ્છેદ કરવામાં આવશે. ત્યારે લાચારીથી હેને કબુલ કરવું પડયું કે એ ફળ આપના અંતઃપુરમાંથી રાણી પાસેથી મ્હને મળ્યું. સાંભળતાવારનેં રાજાના દેહનું ભાન જતું રહયું અને એ પાપીને શીઘ્ર સજા કરવા મંત્રીને ફરમાવ્યું. પછી રાણીની પાસે આવીને રાજાએ હેને પૂછ્યું ત્યારે હેને પણ સાચે સાચું કહી દેવું પડયું. એ પાપને માટે રાજાએ હેને દેહાન્તદંડની શિક્ષા કીધી, તથા મનમાં આશ્ચર્યયુક્ત થઇને આ પ્રમાણે કહેવા લાગ્યો.

यां चिंतयामि सततं मयि सा विरक्ता।
साऽप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः॥
अस्मत्कृते च परितुष्यति काचिदन्या।
धिक्तां च तं च मदनं च इमां च मां च॥

જે સ્ત્રીને માટે અન્તરને વિષે અહર્નિશ આસક્તિ રાખીને જેનું હું ચિન્તવન કરી રહ્યો છું તે તો મ્હારાથી વિરક્ત બનીને બીજા કોઇ પુરૂષની ઇચ્છા કરે છે તથા પ્રેમપૂર્વક હેની સાથે રમમાણ થાય છે. રાજસ્ત્રી મળી તે છતાં તે અન્યપુરૂષપણ તેને વિષે અનાસક્ત થઇને, બીજી કોઇ સ્ત્રીમાં અનુરકત થાય છે અને મ્હારા તરફ પણ કોઇ ત્રીજીજ સ્ત્રી આસક્ત થઈ રહેલી જણાય છે. એટલા માટે એ સ્ત્રીને, જારપુરૂષને, એ પ્રકારના મદનને, તથા એ વેશ્યાને અને મ્હને પણ ધિક્કાર છે! સારાંશ એ છે કે સ્ત્રીને નીતિશાસ્ત્રવિશારદ, વિદ્વાન્, કુલીન, તરૂણ, કર્ણતુલ્યદાતા, ઐશ્વર્યસંપન્ન, શૃંગારદીક્ષાનો ગુરૂ આવા ઉત્તમ પ્રકારના ગુણો ધરાવનારો પતિ મળ્યો હશે અને હેણે હેને સ્વપ્રાણતુલ્ય

સમજી લાલનપાલન કર્યું હશે તોપણ તે સ્ત્રી એવા પતિને છોડીને અન્ય જાર પુરૂષની વાંછા કરે છે. રાજા ભરથરીએ એ પ્રમાણે સ્ત્રીઓના સ્વભાવનું બહુ વર્ણન કર્યું છે, જે પ્રસિદ્ધજ છે. પછી રાજાએ તે અમરફળ ખાધું અને સ્ત્રીઓની આસક્તિ ત્હેણે કમી કીધી. ત્યારબાદ એવો ચમત્કાર થયો કેઃ—

॥ દોહા ॥ ગયે ભરતરી જંગલમેં પ્રત્યય દેખ્યો એક।
જાત સતી કોઈ કામિની પિયસો બાંધે ટેક ॥

એક વખત ભર્તૃહરિ રાજા શિકાર કરવાને જંગલમાં જઇ રહ્યો હતો, તે વખતે કોઈ સાધ્વી સ્ત્રી પતિવ્રતાના ધર્મને અનુસરીને, પોતાનો પતિ મરી જવાથી, ત્હેની સાથે સહગમન કરવાને નીકળી પડી હતી, અને ત્હેને પહોંચાડવા સારૂ ઘણા સ્ત્રી પુરૂષો ત્હેની સાથે જઈ રહ્યા હતા, તે એના જોવામાં આવ્યું. રાજાએ લોકોને પૂછ્યું કે, આ શું છે? ત્યારે લોકોએ કહ્યું કે આપણી નગરીમાં રહેનારો કોઇ સદાચાર સંપન્ન બ્રાહ્મણ ગુજરી ગયો છે, અને ત્હેની સ્ત્રી ત્હેની પાછળ સતી થાય છે, તેથી આ બધા લોકો ત્હેને સ્મશાન પહોંચાડવાને માટે જઇ રહ્યા છે. રાજા ભર્તૃહરિને સાંભળતાવારને દયા ઉપજી અને ત્હેણે તે સ્ત્રીની પાસે જઇને, ત્હેને સતી નહિ થવાના હેતુથી જીંદગીભર હું ત્હારૂં રક્ષણ કરીશ, પરંતુ આવું સહાસ કરવું જરૂરનું નથી, વગેરે બહુ બહુ ઉપદેશ કર્યો, તોપણ ત્હેણે તે બોધ માન્ય કીધો નહિ. ત્હેણે રાજાને કહ્યું,' હે પિતા! આપે જે વાત કહી તે સત્ય છે, પરંતુ મ્હારાથી પ્રાણપ્રિયપતિનો વિયોગ સહન નહિ થઇ શકે. એમની સાથે મ્હારો વિવાહ થયો, ત્યારથી પતિ શિવાય મ્હેં બીજા કોઇ દેવતા, ગુરૂ કે તીર્થ વ્રત વગેરે કશું જાણ્યું નથી અને મન, વચન કર્મથી ત્હેમનીજ સેવા કીધી છે. કેમકે, એમ કર્યાથીજ, સ્ત્રીને ધર્માદિ સકલ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે. બીજાઓને માટે શાસ્ત્રમાં અન્યમાર્ગનું વિધાન કર્યું હશે, પરંતુ સ્ત્રીને

માટે તો પતિસેવા એજ પરમધર્મ કહ્યો છે. પિતાબંધુપુત્રાદિ પરિમિત દાન આપે છે, પરંતુ એકમાત્ર પતિજ સ્ત્રીને અપરિમિત દાન આપી શકે છે. એવા પતિને છોડીને કઇ સાધ્વી સ્ત્રી ત્હેમની પાછળ રંડાપાનું દુઃખ ભોગવતી જગતમાં સડયાં કરશે?

**या स्त्री मृतं परित्यज्य दग्धा चेत्स्वयका ने ।**
**सा भर्तृलोकमाप्नोति हरिणा कमला यथा ॥**

મરી ગએલા પતિની સાથે, જે સ્ત્રી પોતાનું શરીર અગ્નિમાં સળગાવી દે છે, તે પતિલોકમાં પોતાના પતિની સાથે, હરિની સાથે જેમ લક્ષ્મી, તે પ્રમાણે નિવાસ કરે છે. એટલા માટે હે રાજન્! આપ તો અખિલ પ્રજાઓના પિતા છો, તેથી મ્હને સતી થવા દો. રાજાએ ત્હેનું ભાષણ સાંભળીને આનંદ પૂર્વક કહ્યું કે ભલે! ત્હારી જો એવીજ ઇચ્છા હોય, તો હું ધર્મકાર્યને તથા ત્હારા સુખને પ્રતિબંધકર્તા થતો નથી; તું ત્હારા સતીત્વને સફલ કર. આટલું બોલીને રાજા આગળ જતો રહ્યો, પરંતુ ત્હેને આશ્ચર્યની સાથે આનંદ પણ ઉપજ્યો. આનંદનું કારણ એ હતું કેઃ—

**धन्या सा जननी लोके धन्योऽसौ जनकः पुनः ।**
**धन्यः स च पतिः श्रीमान् येषां गेहे पतिव्रता ॥**

જેમના ઘરમાં પતિવ્રતા સ્ત્રી રહે છે, ત્યાં આગળ માતા પિતા તથા પતિ એ સઘળાજ ધન્ય છે એમ લોકોમાં કહેવાય છે, અને ત્હેના દર્શનથી સઘળા પાવન થાય છે. એટલુંજ નહિ, પરંતુ **'देवानामपि सा साध्वी पूज्या परमशोभना'** એવી શોભનશીલ સતી દેવતાઓને પણ પૂજવા યોગ્ય થઈ પડે છે. આજે એ સાધ્વીનાં દર્શનથી હું પાવન થયો છું, અને એવી સતી સ્ત્રીઓ મ્હારી નગરીમાં નિવાસ કરે છે, તેથી હું મ્હારી જાતને તથા આ નગરીને ધન્ય સમજું છું. આશ્ચર્યનો હેતુ એ હતો

કે મ્હારા જેવો રૂપગુણ ઐશ્વર્યસંપન્ન પતિ પ્રાપ્ત થવા છતાં મ્હારી સ્ત્રીની પરપુરૂષને વિષે આસક્તિ, અને આ દરિદ્રી બ્રાહ્મણની સ્ત્રી સંસારમાં ત્હેને અનેક સંકટો નડયાં હશે, તોપણ પતિની દેવની પેઠે પૂજા કરીને, આખરે પોતાના અત્યંત પ્રિય શરીરને ત્હેની સાથે અગ્નિમાં સમર્પણ કરી દે છે. અસ્તુ! રાજા ત્યાંથી શિકાર કરવાને ચાલ્યો ગયો, અને સાયંકાળે પાછો આવ્યો. સ્નાન, ભોજન, તાંબુલ વગેરે લીધા પછી પિંગલાની સાથે એકાંતમાં જ્યારે વાતચીત કરતો બેઠો હતો, ત્યારે ત્હેણે તે બ્રાહ્મણ સ્ત્રીના જોવામાં આવેલા વૃત્તાન્તનું કથન કરતાં કહ્યું કે, હે પિંગલા! એ કેવું આશ્ચર્ય! મ્હારી રાજાની રાણી સકલ ભોગોની અનુકૂલતા હોવા છતાં વ્યભિચારિણી, અને પેલા ગરીબ બ્રાહ્મણની સ્ત્રી કે જેને સંસારમાં કોઇ પણ પ્રકારનું સુખ નથી, તે છતાં પોતાના પતિની સાથે તે સતી થાય છે, અને પ્રાણથી પ્યારા શરીરને અગ્નિમાં હોમી દે છે એવી પતિવ્રતા. ધન્ય છે, ધન્ય છે સાધ્વી! જેનાં દર્શનથી મ્હને આનંદ તથા પવિત્રતા પ્રાપ્ત થઇ. રાજા ભર્તૃહરિનું આવું ભાષણ સાંભળીને પિંગલાએ કહ્યું, આપ તે સ્ત્રીના સતીત્વનું વર્ણન કરો છો, તે યથાર્થજ છે, પરંતુ એથીયે મહા સાધ્વી હોય છે, કે જેઃ—

॥ દોહા ॥ અસલ સતી વો જાનિયે જાકો પ્યારો પીઉ।
બુરી ખબર સુન કંતકી નિકસ ભય જબ જીઉ ॥

પોતાના પ્રાણપ્રિય પતિના મરણ સમાચાર કાનપર આવતાવારને તેજ ક્ષણે જેનો દેહ છુટી જાય છે. અર્થાત્ જેને ક્ષણ માત્ર પણ પતિના મૃત શરીર (મુડદાં)ને જોવાનો અને સંતાપ કરવાનો તથા અલ્પકાળ ક્યાં ન હોય પણ, વૈધવ્યનું કલંક લાગવાનો સમયજ આવતો નથી, ત્હેને ખરી સતી સ્ત્રી સમજવી. શાસ્ત્રાદિકોમાંઃ—

आर्तार्ते मुदिते हृष्टा प्रोषिते मलिनी कृशा ।
मृते च म्रियते या स्त्री सा स्त्री ज्ञेया पतिव्रता ॥

મહર્ષિઓએ પતિવ્રતાના લક્ષણ આ પ્રકારનાંજ વર્ણવેલાં છે. પતિના દુઃખથી જે દુઃખી થાય છે અને સુખવડેજ સુખ પામે છે, તથા તે વિદેશ ગયો હોય, તો મલિન વસ્ત્ર ધારણ કરીને રહે છે, અને ઉત્તમ ખાનપાન વગેરેનો ત્યાગ કરી દીધેલો હોવાથી જેનું શરીર સુકાઇને અત્યંત કૃશ થઇ જાય છે, તેમજ પતિનું મરણ થતાની સાથેજ જેનું મરણ નીપજે છે, તે સ્ત્રીને પતિવ્રતા સમજવી. પરંતુ એટલું તો યથાર્થ છે કે, એવી સ્ત્રી પણ કરોડોમાં એકાદજ નીકળે છે. પતિના ઉપર નિરતિશય પ્રેમ હોવો જોઇએ, અને તેટલા ખાતર ત્હેને પોતાના પ્રાણ સમાન સમજવો જોઇએ, તોજ એ પ્રમાણે થઈ શકે. અર્થાત્ સકલ જીવને ફક્ત પોતાના એક આત્માના ઉપરજ નિમિત્ત વગરનો અને અતિશય ઉભરાઈ જતો પ્રેમ હોય છે, તેજ પ્રમાણે સ્ત્રીનામાં પોતાના પતિના પ્રત્યે હોવો જોઇએ. દેહાદિ વિષયોના ઉપર આત્માને ખાતર પ્રેમ કરવામાં આવે છે, તે પ્રમાણે વસ્ત્રઅલંકાર વગેરે શણગારના ઉપર પણ પતિને સંતોષવા પૂરતીજ સ્ત્રીની આસક્તિ હોવી જોઇએ, નહિ કે પોતાની જાતને ખાતર. તે સાંભળીને રાજાએ કહ્યું, હે પિંગલા ! તું કહે છે તેવી સ્ત્રી આ જગતમાંથી મળી આવવી હું મુશ્કેલ સમજું છું. રાણી બોલી, સત્ય વસ્તુની ક્યાં સુલભતા હોય છે ? પછી રાજાએ સ્વાભાવિક પ્રશ્ન કર્યો, હે સ્ત્રી ! જો કદાચ દૈવયોગે હું ત્હારાથી અગાઉ મરી જાઉં, તો તું શું કરીશ ? તે કહે. બીજાની વાત જવા દે.

પિંગલાએ કહ્યું, પરમાત્મા કરે ને એવું ન થાય. તો પણ વિધાતાએ છઠ્ઠીના લેખ શા લખ્યા છે, તે કોણ કહી શકે તેમ છે ? જન્માન્તરનાં પાપથી આપ જો કદાચ મ્હારાથી પહેલા જાઓ, તો એક ક્ષણમાત્ર પણ હું આ દેહ ધારણ કરી શકું નહિ. સૂર્યની સાથે કિરણ, રત્નની સાથે કાન્તિ, દેહની સાથે છાયા, શર્કરાની પાસે મધુરતા અને જળના ઉપર જેમ તરંગ રહે છે, તેને કદી ત્યાગ કરતાં નથી, તેજ પ્રમાણે આ જીવતર પણ કદી આપનાથી વિખુટું તથા છૂટું પડીને રહી શકે

તેમ નથી. તેથી કરીને ચન્દ્રની સાથે જેમ ચન્દ્રિકા અસ્ત પામે છે, તેજ પ્રમાણે હું પણ આપના મરણકાલમાં તે સ્ત્રીની પેઠે આ શરીરને અગ્નિમાં હોમી દીધા વગર રહીશ નહિ, એમ આપે નિશ્ચયપૂર્વક સમજવું. આ શરીરે વૈધવ્યનો ડાઘ ધારણ કરીને આ જગતમાં હું કદી પણ રહેવાની નથી. આપની બીજી રાણીઓના જેવી મ્હને જાણશો નહિ.

રાજાએ કહ્યું, હું તો એમજ સમજું છું કે મ્હને સારૂં લગાડવા ખાતર તું આ પ્રમાણે મ્હોંડાની મીઠાશ વાપરે છે, પરંતુ ભાષણને અનુસરનારી કૃતિ ધરાવવી એ બહુ દોહ્યલું છે. બહુરૂપી લોક શું અનેક પ્રકારના સ્વાંગમાં શૂર સિપાહીનો પણ વેષ ધારણ કરતા નથી? અથવા કૂતરો પણ પોતાની પુંછડી ઉંચી કરીને જોસથી ભુંકતો નથી? પરંતુ તે ક્યાં સુધી? જ્યાં લગી બળવાનની સામે બાથ બીડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નથી, ત્યાં લગી. વખત આવે બારીક, તો તે પણ પોતાનો જીવ બચાવવા ખાતર ચારે દિશામાં નાસભાગ કરી મુકે છે. તેજ પ્રમાણે ત્હારૂં પણ જે કથન થાય છે કે, સૂર્યનાં કિરણ અગર દીપકની જ્વાળા, અથવા ચંદ્રની ચંદ્રિકા જેમ તેની સાથેજ વિલીન થઈ જાય છે, તેની પેઠે હું પણ ત્હમારી સાથે અગ્નિમાં શરીર હોમી દઉં, તે જ્યાં સુધી તેવો સમય આવ્યો નથી, ત્યાં સુધીજ સુંદર છે. રાણીએ કહ્યું, આપ ચાહે તે કહો, પરંતુ ઇશ્વિર સર્વાન્તર્યામી અને સર્વ સાક્ષીભૂત છે; એને ખાતર નાહક વાદવિવાદ શું કરવો જોઇએ? જે થવાનું હશે, તે સમય પર થશેજ. પિંગળાનું આવું ભાષણ સાંભળીને, રાજાએ વિચાર કર્યો કે, એના ભાષણની કસોટી કરી જોવી જોઇએ, ત્યારેજ તે સત્ય અગર મિથ્યા છે, તેનો અનુભવ થઈ શકે.

આ વાતને થોડાક દિવસ વીત્યાબાદ, રાજા એક દિવસ પ્રાતઃકાળમાં ઉઠીને સેવક તથા સિપાઇ વગેરે લઇને શિકાર કરવા સારૂ વનમાં ચાલ્યો ગયો. શિકાર કરતાં કરતાં ત્હેને પિંગલાના ભાષણનું સ્મરણ થઇ આવ્યું, અને ત્હેણે ત્હેનું પારખું જોવાનો વિચાર કીધો. પછી ત્હેણે એક જીવતા

હરણીને પકડીને મારી નાંખ્યું, અને ત્હેના રૂધિરમાં પોતાના શરીર તથા માથા ઉપરના વસ્ત્ર બોળીને તરબોળ કરી દીધાં. ત્યારબાદ એક સેવકને પાસે બોલાવીને, ત્હેને નગરીમાં જઇ, પિંગળારાણીના મહેલમાં જવાનું અને ત્હેને નીચે પ્રમાણે કહેવાનું કહ્યું કેઃ—"શિકાર કરતાં કરતાં વાઘે રાજાને મારી નાંખ્યા છે. હમે બહુ બહુ ઇલાજ કર્યા, પરંતુ કાંઇ યશ મળ્યો નહિ આ જુઓ! એમનાં કપડાં ત્હમને બતાવવા સારૂ આણ્યાં છે તે." રાજાની આજ્ઞા લઇને, સેવક નગરને વિષે ચાલ્યો ગયો, અને ભર્તૃહરિ અરણ્યમાંજ વિશ્રાન્તિ લેવા સારૂ, પોતાની સાથેના અનુચરોની સાથે વૃક્ષની નીચે બેસી રહ્યો.

આણી તરફ સેવક પિંગળાના મહેલમાં લોહીથી ખરડાએલાં વસ્ત્રો લઇને રડતો રડતો આવી પહોંચ્યો ત્હેને જોઇને પિંગળાએ પૂછ્યું, અરે! રડે છે શું કરવા? આ વસ્ત્ર કોનાં તું લાવ્યો છે? સેવક રડતો રડતો કહેવા લાગ્યો, ભારે અનર્થ થયો છે. 'રાજાની સ્વારી શિકારને માટે અરણ્યમાં ગઇ હતી, તેવામાં કોણ જાણે ક્યાંથી એકાએક ત્યાં આગળ વાઘ દોડતો દોડતો આવ્યો, અને ત્હેણે ત્હેમને પકડીને મારી નાંખ્યા. હમે સઘળા ત્હેમને છોડવવાને માટે પ્રયત્ન કરી રહ્યા હતા, પરંતુ તેની આગળ તથા દૈવની આગળ હમારૂં કશું ચાલ્યું નહિ. જુઓ, આ એમનાં લોહીથી ખરડાએલાં વસ્ત્ર આપને દેખાડવા સારૂ આણ્યાં છે તે; બાકીના માણસો ત્હેમના શરીરની વ્યવસ્થા કરીને પાછળથી આવે છે.' આટલું કહીને સેવક રાજાની તરફ ચાલ્યો ગયો, અને આ અનિષ્ટ વાર્તા સાંભળીને, પિંગલા લાગલીજ જમીનપર બેશુદ્ધ થઇને પડી ગઇ.

ક્ષણમાત્રમાં સાવધ થઇને વિચાર કરવા લાગી કે, હું સ્વપ્નમાં છું કે જાગૃત અવસ્થામાં છું? નહિ. સ્વપ્નાવસ્થામાં તો નથીજ. ખરેખરોજ વૃત્તાન્ત મ્હેં સાંભળ્યો છે. આજે એકાએક મ્હારાપર આપત્તિનો પહાડ ગબડી પડ્યો છે, અથવા આ દુઃખદાયક સમાચારરૂપી વીજળીજ મ્હારાપર પડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, જેના વગર હું ક્ષણભર પણ વિખૂટી

રહી શકતી ન હતી, અને જેણે મ્હારાપર અત્યંત પ્યાર કર્યો હતો, તથા જે મ્હારા સૌભાગ્યના અલંકાર, પરમપૂજ્યદૈવત, ત્હેમનો આજે અરણ્યમાં ઘાત થયો, અને આખર વખતે ત્હેમનું દર્શન પણ મ્હને ન થયું, એવી હું અભાગણી છું. અસ્તુ! હવે મ્હને આ જગત્ સ્મશાનવત્ શૂન્ય ભાસે છે. પતિનું શરીર તો જો કે પાસે નથી, તો પણ ત્હેમનાં વસ્ત્રો પહેરીનેજ હું આ શરીરની અગ્નિને વિષે આહુતિ આપી દઉં છું. મ્હારા વગર જેમને ક્ષણમાત્ર પણ ચહેન પડતું ન હતું, તે મ્હારા પતિ મ્હારી રાહ જોઈ રહ્યા હશે, માટે વિલબ ના કરવો જોઇએ.

પિંગલાનો વિલાપ સાંભળીને, બીજી રાણીઓ પણ ત્યાં આવીને છાતી માથાં કુટવા લાગી, અને જોસથી આક્રંદ કરવા લાગી. સેવક, દાસી તથા રૈયત પણ સઘળી આ સમાચારની ખબર પડતાંવારને હાહાકાર કરવા લાગી. પિંગળાને સતી ન થવા સારૂ ત્હેની શોકયો તથા બીજા પણ ત્યાં આગળના માણસો સમજાવવા લાગ્યા, પરંતુ ત્હેનો તો સાચોજ પ્રેમ હોવાથી, ત્હેણે રાજાનાં વસ્ત્ર પોતાના શરીરપર ધારણ કર્યાં, અને યાચકજનોને તથા દાસદાસિયોને પુષ્કળ દ્રવ્ય, વસ્ત્ર, અલંકાર વગેરેનાં દાન કીધાં અને મંગલ વાજીંત્ર સહિત સ્મશાનમાં જઇને, અગ્નિકુંડ તૈયાર કરાવી, પોતાનું શરીર તેમાં હોમી દીધું. રાજાના અકસ્માત્ મરણથી અને પિંગળાના અગ્નિ પ્રવેશથી સકલ નગરી દુઃખિત થઇ, અને લોકો બન્નેના ગુણાનુવાદ ગાવા લાગ્યા કે, શંકર પાર્વતી જેવું એમનું જોડું હતું, અને પરસ્પરનો પરસ્પર પ્રત્યેનો પ્રેમપણ તેવોજ હતો. આવાં રાજારાણી હવે આપણને શી રીતે મળી શકનાર છે? એ પ્રમાણે બધી રૈયત કહી રહી હતી.

આણી તરફ ભર્તૃહરિએ અરણ્યમાં સૂર્ય અસ્ત પામતાં સુધી રખડીને, અનેક જનાવરોનો શિકાર કર્યો, અને પછી નગરીમાં આવવાને માટે નીકળ્યો. તે દરમ્યાન તે તરફથી ગએલા નોકરે રાજાને કહી દીધું કે, આપની આજ્ઞા મુજબ મ્હેં કામ કર્યું છે. ત્યારે રાજાએ મનમાં

વિચાર્યું કે, આ કાંઈ મ્હેં ઠીક કામ કીધું નહિ. કેમકે, સ્ત્રીઓની જાત અજ્ઞાની હોઈ, વિવેક રહિત હોય છે. પરમેશ્વર કરે ને કાંઇ વિપરિત ન થાય. એમ ફીકર કરતો કરતો, તે નગરીની પાસે આવી પહોંચ્યો.

તે વખતે વિક્રમરાજા અવન્તિકામાં ન્હોતો. તે તો પોતાના મંત્રી તથા સસરા શુભવિક્રમરાજા અને માતા તેમજ સ્ત્રીને લઇને મિથિલાધીશ સત્યવર્મા રાજા (માતામહ) ને ત્યાં ગયો હતો. એમાંહેથી કોઇપણ પ્રાજ્ઞ પુરૂષ ત્યાં આગળ હત, તો પિંગળાને સતી થવા દેત નહિ અને ચોક્કસ તપાસ ચલાવત કે રાજા ભર્તૃહરિ માર્યા ગયાની વાત ખરી છે કે ખોટી. પરંતુ ઇશ્વરની કૃતિ અતર્ક્ય હોય છે. પિંગળાનો સતીધર્મ સત્ય કરવાનો હતો, અને ત્હેને ખાતર રાજાને મોહ ઉત્પન્ન થઇને, આખરે ગોરક્ષનાથ મારફત ત્હેના મોહની નિવૃત્તિ થવાની હતી, તથા ત્હેને 'ભર્તૃહરીનાથ યોગી' બનવાનું હતું, તેથી ત્હેને એવી બુદ્ધિ ઉપજી, અને પિંગલાએ પણ સહગમન કીધું. રાજાની રાણીએ આટલી બધી તાકીદથી અગ્નિકુંડમાં દેહત્યાગ કરવો સંભવતો નથી, પરંતુ ઇશ્વરી માયામાં અઘટિત ઘટના કરવાની શી અસંભતા છે? ત્હેણેજ આ પ્રકારનો સંયોગ આણી દીધો. અસ્તુ!

ભર્તૃહરિને આવતો જોઇને, નગરના દરવાજા ઉપરના સિપાઇઓ વિસ્મય પામ્યા, અને તેઓ આગળ જઇને રાજાને મુજરો કરવા લાગ્યા. તેઓને દુઃખી અને મ્લાન મુખ જોઇને, રાજાએ પૂછ્યું કે, શી હકીકત છે? ત્યારે સિપાઇઓ કહેવા લાગ્યા કે, હે રાજા! શું કહીએ? મહા અનર્થ નીપજ્યો છે. આપ અરણ્યમાં શિકાર કરવા ગયા બાદ, કોઇ સેવક, 'આપને વાઘે મારી નાંખ્યા, એવા સમાચાર લઇને આવ્યો, તથા આપનાં શરીરનાં કપડાં રૂધિરથી ખરડાએલાં લાવીને ત્હેણે રાણીને દેખાડયાં. ત્યારે ત્હેમણે ભારે આક્રોશ કરીને, પોતાનાં વસ્ત્ર પહેરીને અગ્નિ કુંડને વિષે પોતાના શરીરની આહુતિ આપી દીધી.' પરંતુ આપને તો હમે પ્રત્યક્ષ જોઇએ છીએ, તેથી એમાં કાંઇક કાપટય હોય એમ જણાય છે,

આટલું વૃત્ત સાંભળતાવારને રાજા બેહોશ થઇ ગયો અને આ મ્હેં શું કર્યું ? મ્હને કેવી દુષ્ટ બુદ્ધિ સૂઝી ? હવે મ્હારી પિંગળા ક્યાં અને મ્હને શીરી તે મળે ? વગેરે ઉદ્‌ગાર કાઢતો કાઢતો દોડીને પહેલાં તો સ્મશાન ભૂમિમાં આવ્યો સાથેના લોકો પણ ત્હેની પાછળ દોડતા ચાલવા લાગ્યા.

॥ દોહા ॥ રામ સરન ભઈ પિંગલા સુનત ભરતરી આપ ।
રોવે જાય મસાનમે નિસદિન કરે વિલાપ ॥

સ્મશાનમાં આવીને જુએ છે તો અગ્નિકુંડ પ્રદીપ્ત થએલો નજરે પડ્યો, ત્યારે રાજા પિંગળાને માટે તેમાં કૂદવાને તત્પર થયો. પરંતુ ત્હેની પાછળ પાછળ જે લોકો દોડીને આવી પહોંચ્યા હતા, તેઓએ ત્હેને જોરજુલમથી પકડીને રોકી રાખ્યો. ત્યારે તો લાચાર થઇને, પિંગળાને માટે શોક કરતો ત્યાં આગળ સ્મશાનમાંજ અગ્નિકુંડ (ચિતા)ની પાસેજ બેસી રહ્યો. વારંવાર ત્હેને મૂર્ચ્છા આવવા લાગી, અને ઉઠી ઉઠીને દેહ ત્યાગ કરવાનાં ફાં ફાં મારવા માંડયાં, તથા પિંગળાનાં ગુણોને સંભારીને શોક સન્નિપાતની જવાળામાં સંતાપ કરવા લાગ્યો કે, હે પિંગળા ! મ્હારા વગર ત્હને તથા ત્હારા વગર મ્હને ક્ષણભર પણ વિખૂટા પડવાનું થતાં ચહેન પડતું નહિ, તે તું આજે મ્હારો ત્યાગ કરીને સ્વર્ગસુખ ભોગવવાને કેમ એકલી ચાલી ગઇ ? હું ત્હારો પતિ નથી; પરંતુ પૂર્વ જન્મનો શત્રુ હોવાથીજ ત્હારા ભાષણનું પારખું જોવાની કપટબુદ્ધિ મ્હને સૂઝી અને તેને લીધે, ત્હેં ત્હારો પ્રાણથી પણ પ્યારો સુંદર દેહ અગ્નિને વિષે હોમી દીધો. સૂર્યનો તડકો સુદ્ધાં જેનાથી વેઠી શકાતો ન્હોતો, તે ત્હારા દેહથી અગ્નિનો પ્રખર તાપ કેમ સહન થઈ શક્યો હશે ? હવે દશે દિશા મ્હને શૂન્ય જેવીજ ભાસે છે. એમ કહી, જમીનની સાથે માથું પછાડવા લાગ્યો, તથા છાતીમાં પ્રહાર કરવા લાગ્યો.

રાજાનો શોક જોઇને સઘળા લોકો દુઃખી થયા. ગામમાં રાજાનાં આગમનના સમાચાર ફરી વળતાં વારને, શરીરમાંથી નીકળી ગએલો

દ્દરીને આવ્યા જેવું સર્વને થયું હતું; તે છતાં તેઓ એવું કહેતા
ખરા કે પિંગળાનાં મરણથી રાજાને ભારે દુઃખ થવાનું. રાજાના
ગામમાંહેના વિદ્વાન પંડિત, શેઠ શાહુકારને એ સમાચાર કહ્યા
ન રાણીને ખાતર પોતાનો દેહ અગ્નિમાં હોમી દેવા તૈયાર થયો
થી હેનું સમાધાન કરવું જોઇએ. શુભવિક્રમ તથા મંત્રી અને
, સત્યવતી વગેરે વડીલ લોકો અંહીયાં છે નહિ. તે સાંભળીને
પ્રતિષ્ઠિત ગૃહસ્થો નીકળ્યા, અને રાજાની પાસે શ્મશાન ભૂમિમાં
પહોંચ્યા. પછી હેમણે રાજાને કહ્યું કે, આપ મોટા જ્ઞાની છો;
લોકોને ઉપદેશ કરો છો, એમ હોવા છતાં, આપ વિલાપ કરો
એ આપને છાજતું નથી. જે વાત દુર્દૈવને લીધે બનવાની હતી
બની ગઈ; હેને ખાતર ગમે તેટલો શોક કરશો, તોપણ હવે
પિંગળા રાણી થોડીજ પાછી જીવતી થવાની હતી ? એમ સમજીને,
કાંઇક વિવેકનો આશ્રય કરવો જોઇએ. પિંગળા ગઇ, તે પ્રમાણે
ો પણ બધાયનેજ—આખી દુનિયાને—એક દિવસ જવાનું છેજ.
ા હાથમાંથી કોણ બચ્યું છે ?

**ब्रह्मा विष्णुर्दिने याति विष्णू रुद्रस्य वासरे ।**
**ईश्वरस्य तथा सोऽपि कः कालं लंघितुं क्षमः ॥**

બ્રહ્મદેવ, વિષ્ણુ, રૂદ્ર ઇત્યાદિ દેવો પણ કાળનું અતિક્રમણ કરી
નથી, ત્યાં આગળ માણસની શી વાત કરવી ? મનુષ્ય પોતાને
અલંકાર બનાવે છે ખરો, પરંતુ પ્રસંગ આવ્યે તેજ પા ગે તેને વેચી
છે, તથા તે લેનારો પણ ત્રીજાને વેચી દે છે, ત્રીજો ચોથાને આપી
, એ પ્રમાણે તે અલંકાર અનેક મનુષ્યો ની પાસે જઇ રહે છે.
પ્રમાણે જીવે જેવું કર્મ કર્યું હશે તે મુજબ સુખદુઃખ ભોગવવાને
ણુ અનેક યોનિઓને વિષે પર્યટણ કરીને માતા, પિતા, ભાઈ, પતિ,
પુત્ર ઇત્યાદિનો સંબંધી બનીને ભોગકાળની સમાપ્તિ થતાંવારને અન્ય
માં અન્યતા આશ્રયને પ્રાપ્ત થાય છે. એટલા માટે સાંસારિક અજ્ઞા-

ષ્મત સ્થિતિનો વિચાર કરીને, આપ દુઃખમાંથી ઉપશમ પામશો, તોજ સારૂં પરિણામ આવશે. આ પ્રમાણે લોકોએ બહુબહુ બોધ કર્યો, તોપણ પિંગળાના સ્નેહથી મલિન થએલું રાજાનું અન્તઃકરણ નિર્મલ થયું નહિ. ત્યારબાદ લોકો શહેરમાં ચાલ્યા ગયા, અને રાજા તો શ્મશાનમાંજ બેસી રહ્યો. બીજે દિવસે લોકો આવ્યા, અને રક્ષા તથા અસ્થિ સંચય કરવા લાગ્યા, પરંતુ રાજાએ કોઇને પણ રક્ષા અગર અસ્થિને સ્પર્શવા દીધા નહિ, અને પોતે તો અન્નોદક તજીને 'હા પિંગળા, હા પિંગળા !' એ પ્રમાણે વિલાપ કર્યા કીધો.

ત્યારે લોકોએ મિથિલા નગરીમાં દૂતોને મોકલીને વિક્રમ વગેરેને પિંગળાના સમાચારથી વાકેફ કર્યા, અને તેઓ પણ ત્યાંથી તાબડતોબ અવંતિકા આવી પહોંચ્યા. ભર્તૃહરિના અસત્ય ભાષણથી નીપજેલા પિંગળાના મરણના સમાચાર વિક્રમ વગેરેના સાંભળવામાં આવતાં, તેઓ સઘળા દીલગીર થયા, અને ત્હેને બહુ બહુ પ્રકારે દીલાસો દેવા લાગ્યા, પરંતુ ત્હેની બુદ્ધિ તો પિંગળાને ખાતર ભ્રમિત થઇ ગઇ હતી, એટલે સર્વ પ્રયત્ન વૃથા નીવડયો. ત્યારબાદ પિંગળાની ઉત્તરક્રિયા વિક્રમેજ કીધી, અને અનેક પ્રકારની વિપુલ દાન તથા બ્રાહ્મણ ભોજન વગેરે ક્રિયાઓ રાજાને છાજે તેવી રીતે ત્હેણેજ કીધી, તેમજ રાજ્યકારભારની લગામ પણ પોતાના હાથમાંજ લઇ લીધી. ભર્તૃહરિ તો, વૃન્દાને માટે જેમ વિષ્ણુએ શ્મશાનવાસ કર્યો હતો, તેજ પ્રમાણે પિંગળાને માટે શ્મશાનમાંજ ત્હેનાં હાડકાં લઇને મ્હોંડેથી 'હા પિંગળા, હા પિંગળા !' વગેરે બડબડાટ કરતો બેસી રહ્યો. પાંદડાં, ઘાસ, પાણી વગેરે ઉપરજ તે રહેતો હોવાથી, ત્હેનું શરીર છેક લથડી ગયું હતું તથા કદરૂપું બની ગયું હતું. આવી સ્થિતિમાં ભર્તૃહરિ બાર વરસ શ્મશાનમાં ને શ્મશાનમાંજ ગાળ્યાં.

પોતાના પુત્રની આવી શોકાકુલ સ્થિતિ જોઇને, મિત્રાવરૂણ ઋષિ દુઃખિત થઇને અત્રિપુત્ર દત્તાત્રેયની પાસે આવ્યા, અને ત્હેમને કહ્યું કે,

'ત્હમારા શિષ્ય ભર્તૃહરિની શી સ્થિતિ થઈ છે, તેની આપને ખબર છે કે નહિ ?' દત્તાત્રેયજીને ખબર હોવા છતાં હેમણે પૂછ્યું, શું થયું છે ? ત્યારે ત્હેમણે પિંગળાનું સતી થવું, તથા ત્હેને ખાતર બાર વરસ સુધી પર્ણોદક ખાઇને ભર્તૃહરિનું સ્મશાનમાંજ રહેવું વગેરે વૃત્તાન્ત અથથી ઇતિ લગી કહી સંભળાવ્યો. દત્તાત્રેયે કહ્યું, ત્હમારે ફીકર ન કરવી. મ્હારા શિષ્ય મચ્છેન્દ્રનો ગોરક્ષનાથ કરીને એક શિષ્ય છે, ત્હેને હું ત્યાં મોકલીને યુક્તિ પ્રયુક્તિથી ભર્તૃહરિની શુદ્ધ ઠેકાણે આણીશ અને એને કૃતાર્થ કરીશ. એટલું સાંભળીને મિત્રાવરૂણ ઋષિ પોતાના સ્થાનપર ચાલ્યા ગયા.

ગોરક્ષનાથ તીર્થોમાં ફરતા ફરતા ગિરનાર પર્વત ઉપર શ્રી દત્તાત્રેયના દર્શનને માટે જ્યારે આવ્યા અને નમન કરવા લાગ્યા, ત્યારે ત્હેને આલિગન દઇને, દત્તાત્રેયે કુશલ સમાચર પૂછ્યા, તથા મત્સ્યેન્દ્રનાથની ખબર પણ પૂછી કે હાલ તેઓશ્રી ક્યાં છે ? ગોરક્ષે કહ્યું કે, ગર્ભાદ્રિ નામના પહાડ ઉપર હાલ તેઓ છે, અને હું એકલોજ ત્હેમની આજ્ઞાથી તીર્થોને વિષે ફરતો ફરતો આપનાં દર્શનની લાલસાથી અંહી આવ્યો છું. પછી દત્તાત્રેયે કહ્યું કે, ગોરક્ષ ! ત્હારે એક મ્હારૂં કાર્ય યુક્તિથી કરવાનું છે. ગોરક્ષે કહ્યું, શું છે ને કહો તો ખરા ! દત્તાત્રેયે કહ્યું, ભર્તૃહરિ દ્રુમિલ નારાયણનો અવતાર છે, અને તે અવન્તિકા નગરીમાં પોતાની પત્ની પિંગળાને ખાતર બાર વરસ થયાં સ્મશાનને વિષે અન્ન વગેરેનો ત્યાગ કરીને શોક કરતો બેસી રહ્યો છે મ્હેં ત્હેને બાર વરસ પહેલાં ઉપદેશ આપ્યો હતો, અને ત્હેની સંસારના ભોગો પ્રત્યેની વાસના નષ્ટ નહિ થએલી હોવાથી, મ્હેં એની પાસે યોગ દીક્ષા ગ્રહણ કરવાનો સંકલ્પ કરાવ્યો છે. એને ઘણા લોકોએ ઉપદેશ કરવા છતાં પિંગળા પ્રત્યેનો એનો મોહ છુટતો નથી, તેથી ત્હારે ત્યાં જઇને યુક્તિ પ્રયુક્તિથી એને મોહ નિર્મુક્ત કરવો, અને સઘળુંજ અશાશ્વત છે, એવો અનુભવ દેખાડવો.

ગોરક્ષે કહ્યું, મહારાજ ! લોઢાને સુવર્ણ પ્રાપ્ત કરાવવું એ શું સ્પર્શમણિને કઠીણ છે ? આપની ઇચ્છારૂપી કલ્પલતા જો મ્હારા ચિત્ત

[ રૂપી આંગણામાં વૃદ્ધિંગત થાય, તો વિષયવિચારરૂપી દરિદ્રતા ભર્તૃહરિની પાસે શી રીતે ટકી શકે ? એટલુ કહીને નમન કરીને ગોરક્ષ ત્યાંથી જે નીકળ્યો, તે તરતજ યોગ સામર્થ્યથી અવન્તિકા નગરીની બહાર શ્મશાન પાસે આવી પહોંચ્યો. ત્હેણે દૂરથી જોયું, તો ભર્તૃહરિનું શરીર મલિનં અને સૂકાઇ ગએલું જોવામાં આવ્યું, અને મ્હોંડેથી 'પિંગળા, પિંગળા' એવો ચાલી રહેલો ત્હેના નામનો ઉચ્ચાર પણ ત્હેને કાને પડગો. પોતાની સ્ત્રીને ખાતર ત્હેની થએલી એવી સ્થિતિ જોઇને, ગોરક્ષે વિચાર કર્યો કે, આને હું બોધ કરીશ, તોપણ એનો મોહ દૂર થઈ શકશે નહિ. માટ-લાંના ટુકડાને સ્પર્શમણિનો સ્પર્શ થવાથી, તે શું સુવર્ણમય બનવાનું હતું ? વનમાં અનેક હીંગના ઝાડમાં એકાદ ચંદન વૃક્ષ હોય, તો તેથી શું ત્યાંની દુર્ગન્ધ નષ્ટ થઈ શકશે ? શર્કરાના ક્યારામાં કડવી વૃંદાવનની વેલી ઉછરી હશે, તે છતાં તેની કડવાશ કાંઈ ઓછી જ જતી રહે છે ? તેજ પ્રમાણે વિષયની આસક્તિથી એનું અન્તઃકરણ અત્યંત મલિન થઈ ગયું છે, ત્યાં બોધ શી રીતે પ્રવિષ્ટ થઇને, પોતાની ઉજ્જવલતા પ્રકાશિત કરી શકે ? માટે, કાંઇક યુક્તિજ કરવી પડવાની. રાગીની સાથે રાગી, લોભીની સાથે લોભી, ક્રોધીની સંગાથે ક્રોધી જ્યારે મનુષ્ય બની જાય છે, ત્યારેજ ત્હેને સંતોષ ઉપજે છે, અને પછી તે પોતાનો દુરાગ્રહ કાઢી નાખીને ત્હેના કહ્યા મુજબ વર્તે છે. જમદગ્નિની જોડે પરશુરામ, બલિરાજાની સાથે વામન, તેમજ દાશરથી રામની સાથે વિભીષણ જ્યારે ભળી ગયો, ત્યારેજ ત્હેનું કાર્ય સિદ્ધ થયું. તેજ પ્રમાણે હું પણ એના જેવો બની જઇશ, તોજ મ્હારૂં કાર્ય પાર પડશે.

॥ દોહા ॥ હરજીકી કૃપા ભઇ, સો આયે ગોરખનાથ ।
કુછ સાંઇ બોલે ભયે, સુનત ભરતરી બાત ॥

એ પ્રમાણે પરમાત્માની કૃપા થતાં, ત્યાં ભર્તૃહરિની પાસે ગોરક્ષનાથ આવી પહોંચ્યો, અને ત્હેને શુદ્ધિપર લાવવાની યુક્તિ શોધવા

લાગ્યો. પછી ત્હેણે ભર્તૃહરિની નજીકમાં શ્મશાનની પાસે આવીને, ચાલતાં ચાલતાં ઠેસ વાગવાનું ડોળ કરીને પોતે જમીનપર ગબડી પડયો. પડી ગયાબાદ ત્હેની પાસે જે તુંબડી હતી, તેના ટુકડે ટુકડા થઈ ગયા. ત્યારે તે ટુકડાઓને છાતી સરસા ચાંપીને રડવા લાગ્યો. એ બનાવ ભર્તૃહરિના જોવામાં આવતાં, તે વિસ્મય પામીને હસવા લાગ્યો. ગોરખનાથ તો ઘાંટા પાડીને રૂદન કરતો કહેવા લાગ્યો:—

## પદ રાગ—આશાવરી, તાલ ત્રિતાલા.

કહાં ગઈ મેરી જાન તુંબડી ॥ટેક॥ ગોકુલ દેખા મથુરા ભી દેખી દેખા બનારસ સ્થાન । તુંબડી કહાં ગઈ૦ ॥ ૧ ॥ તૂને મુઝકો સાથ દિયાથા છોડ દઈ પહેંછાન ॥ તુંબડી ॥ ૨ ॥ તૂને પ્રીત બઢાઈ મુઝપર અબ કયા માનગુમાન ॥ તુંબડી ॥ ૩ ॥ તુઝબિન મુઝકો સંગ નહિ કોઈ ટૂટ પડા અસમાન ॥ તુંબડી ॥ ૪ ॥ ઈસ દુનિયામેં નાહિ બતાઈ કિસીસે અપની શાન ॥ તુંબડી ॥ ૫ ॥ યહિકારન મૈં કરૂં અપને મન દત્તગુરૂકા ધ્યાન ॥ તુંબડી ॥ ૬ ॥

હે તુંબડી ! તું મ્હને છોડીને કેમ ચાલી ગઇ ? ત્હારા વગર મ્હારા પ્રાણ શી રીતે બચવાના હતા ? ત્હારા સ્વરૂપ જેવી મ્હેં ગોકુળ મથુરા વગેરે અનેક ક્ષેત્રોમાં કોઇનો પણ રૂપ રંગ દીઠો નથી. મ્હારૂં કેવું દુર્ભાગ્ય ! કે એકાએક આવા નિર્જન પ્રદેશમાં તું ત્હારો દેહ છોડીને મ્હારો ત્યાગ કરીને જતી રહી ? હવે હું કોની સાથે બોલું, ચાલું તથા ખાનપાનાદિ ક્રિયા કરૂં ! આંધળાની લાકડી છીનવી લીધાથી, ત્હેની જે દશા થાય છે, તેવીજ મ્હારી થઇ છે. આ પ્રમાણે ગોરખનો શોક જોઇને તેમજ ભાષણ સાંભળીને, રાજા પોતાના મનમાં કહેવા લાગ્યો કે, આ કેવો અજ્ઞાની છે ! ક્ષુલ્લક તુંબડીને માટે ભ્રમિષ્ટ જેવો બનીને

શોક કરે છે. ત્યારબાદ, ત્હેણે ત્હેને કહ્યું કે, હે જોગી ! તુંબડી ફુટી જવાથી કેટલો બધો આમ વિલાપ કરે છે ? એવી તુંબડી શું નહિ મળશે ? ગોરખે કહ્યું, તું પણ જેને ખાતર શોક કરતો શ્મશાનમાં બેસી રહ્યો છે, તે શું નહિ મળશે ? પોતાના પરથી બીજાના દુઃખની પ્રતીતિ ધ્યાનમાં લેવી. રાજાએ કહ્યું:—

તુંબડી તુંબડી કયા કરે તુંબડી દેઉં અનેક ।
દુનિયામેં દીખે નહિ નાર પિંગલા એક ॥

હજારો તુંબડીઓ હું ત્હારી આગળ રજુ કરૂં, પરંતુ મ્હારી સ્ત્રી પિંગલા ફરી પાછી શી રીતે દૃષ્ટિગોચર થવાની હતી ? કેમકે, તે તો એકજ હતી. મરી ગએલું પ્રાણી ફરી કદી જીવતું થાય છે ? નહિજ. તેથી મ્હારી પિંગળા અને ત્હારી તુંબડી એકસરખાં શી રીતે થઈ શકે, તથા ત્હારો મ્હારો શોક પણ સમાન શી રીતે કહેવાય ? ગોરખે કહ્યું, હું ત્હારી પિંગલા એક નહિ પણ સેંકડો આણી આપું, પરંતુ મ્હારી પ્રાણપ્રિય તુંબડી કદી પણ ત્હારાથી આણી અપાવાની નથી. રાજાએ કહ્યું, ખોટો બકવાટ ન કરવો. હું હમણાંજ ત્હને હજારો તુંબડીઓ આણી આપું નહિ તો તું મ્હને એકવાર પિંગળા દેખાડી આપ. ગોરખે કહ્યું, દેખાડી આપું તો તું મ્હને શું આપીશ ? રાજાએ કહ્યું, સકલ રાજ્યાદિ વૈભવ ત્હારા ચરણમાં સમર્પણ કરીશ. એને માટે પંચમહાભૂત, પવિત્ર ઋષિ, સૂર્યાદિ દેવતા સાક્ષીભૂત છે. જો હું વચન પાળું નહિ, તો મ્હને નરકવાસ પ્રાપ્ત થાઓ. પરંતુ તું પણ જો ત્હારૂં વચન સત્ય કરી દેખાડીશ નહિ, તો ત્હને પણ અધોગતિ પ્રાપ્ત થશે.

ગોરખે રાજાનું ભાષણ સાંભળ્યું, અને કામિની અસ્ત્રના જપથી ભસ્મ અભિમંત્રિત કરીને આકાશમાં ફેંકી. એટલામાં હજારો પિંગળા આકાશમંડળમાંથી ઉતરીને રાજાની નજીક આવી. બધીવનું સ્વરૂપ એક-સરખું હોવાથી, રાજા વિસ્મય પામીને કહેવા લાગ્યો કે, મ્હારી પિંગળા-

તો એકજ સ્ત્રી હતી, અને આટલી બધી ક્યાંથી પેદા થઇ? પછી ત્હેણે પોતાની ખાતરી કરવા સારૂ લગ્ન થયા તે દિવસથી આરંભીને વૃત્તાન્ત સર્વને પૂછતાં, સઘળીએ બરાબર હકીકત કહી. કોઇના પણ કહેવામાં એક રતિભર ફરક પડયો નહિ. પિંગલાએ કહ્યું, હે રાજન્! મ્હેં તો પતિવ્રતાના ધર્મ પ્રમાણે મ્હારૂં કલ્યાણ સાધી લીધું છે, હવે આપે આપનું પોતાનું હિત સમાલી લેવાનું છે. મ્હેં તો મ્હારા પ્રેમવડે દેહ સળગાવી દીધો હતો, પરંતુ આ ગોરખનાથજીએ ફરી મ્હને અનંતરૂપે પ્રગટ કીધી છે ત્હમે મ્હારી સાથે કદાચ રહેશો, તો પણ ફરી પાછું ત્હમારે તેમજ મ્હારે મરવાનું તો છેજ. એટલા માટે, અશાશ્વત વિષયોનો મોહ છોડીને, સંસારમાંથી આપની નિર્મુક્તિ કરી લેવામાંજ સાર છે. આટલું ભાષણ સાંભળીને અને ગોરખનું સામર્થ્ય જોઇને ભર્તૃહરિ વિસ્મિત થયો, અને આ કોઈ મહાસિદ્ધપુરૂષ છે એમ સમજીને ત્હેને નમસ્કાર કરવાને દોડયો. તે દરમ્યાન ગોરખે ત્હેનો હાથ પકડીને કહ્યું કે, મ્હારા ગુરૂ મત્સ્યેન્દ્રનાથ દત્તાત્રેયના શિષ્ય છે, અને ત્હારાપર પણ દત્તાત્રેયનો અનુગ્રહ થયો છે; એથી તું મ્હારા ગુરૂનો ભાઈ હોવાથી મ્હારે મન ગુરૂસ્થાનમાં છે, તેથી મ્હારે ત્હને નમન કરવું જોઇએ, પરન્તુ ત્હારાથી મ્હને નમન થાય નહિ. એટલું કહીને ત્હેને નમન કરીને પૂછ્યું, રાજા! હવે ત્હારી શી ઇચ્છા છે? રાજ્યસુખને વિષે ઇચ્છા છે, કે વૈરાગ્યની ઇચ્છા છે? તે કહે.

॥ દોહા ॥ ગોરખજી પેદા કીન્હી અતિ શોભા હિ ગલે ।
બહોત દિખાઇ પિંગળા મનમાને સો લે ॥

ત્હારી ઇચ્છાને અનુસરીને મ્હેં પિંગળાને નિર્માણ કરી બતાવી છે, તો એની સાથે રાજ્યવૈભવસુખ વગેરેનો ભોગ કરવો હોય, તો ભલે તેમ કરજે. એમાંહેથી એકાદ પિંગળા જોઇતી હોય, તો એકાદ લે, અગર બધીયનીજ ઇચ્છા થતી હોય, તો બધીય રાખી લે. રાજાએ કહ્યું, બાર વરસ સુધી 'પિંગળા પિંગળા' કરતો શ્મશાનમાં બેસી રહ્યો, તોયે

એકપણુ પિંગળા નજરે ન પડી, અને આપે તો યોગબળથી અનેક પિંગળા નિર્માણુ કરી બતાવી. એ સામર્થ્ય રાજ્યાદિના ઉપભોગમાં મળવાનું નથી. એક પિંગળાના સંગથી મ્હારી આવી દશા થઈ, તો એ બ્રહ્મીયના સમાગમથી મ્હારી કોણુ જાણે કેવી સ્થિતિ થાય ? એક વીંછીની વેદના અસહ્ય હોય છે, તો હજારો વીંછી દંશ કરે, તો પ્રાણી શી રીતે બચી શકે ? હવે મ્હારાપર આપ કૃપા કરો અને દત્તાત્રેયનાં દર્શન મ્હને કરાવો. મ્હેં એમની પાસે કબૂલ કર્યું છે, તે પ્રમાણે પૂર્ણ યોગાભ્યાસ કરીને હવે મ્હારા જન્મની સફલતા સંપાદન કરૂં. હવે આપ આ માયા અદૃશ્ય કરો, અને રાજ્યાદિ વૈભવ જે મ્હેં આપને બક્ષવાનું કબૂલ કર્યું છે, તેનો સ્વીકાર કરો. પછી ગોરક્ષે પિંગળાને અદૃશ્ય કરી દીધી, અને ભર્તૃહરિને હાથ ઝાલીને નગરમાં લઈ આવ્યા. વિક્રમને ખબર પડતાંવારને તે સામે લેવાને આવ્યો, અને ત્હેમને સભામાં લઇ આવીને ઉત્તમ આસન પર વિરાજમાન કરીને ત્હેમનું પૂજન કીધું. પછી વિક્રમે પૂછ્યું કે, મ્હારા ભાઇનો પિંગળાવિષયક મોહ દૂર કરીને આપે શી રીતે એને ઠેકાણે આણ્યો ? ગોરક્ષે કહ્યું, મનુષ્યે સમયને છાજે તેવું વર્તન તથા ભાષણ રાખવું જોઇએ. ભર્તૃહરિના મનમાંજ પિંગળા સંબંધી મોહ ઉત્પન્ન થયો હતો, તેને મ્હેં મોહિન થઇનેજ નષ્ટ કરી નાંખ્યો. જે જેવો ત્હેની સાથે તેવાજ થઇએ. તોજ કાર્ય જલદી સફળ થાય છે. લોકોમાં સામાન્ય કહેવત પણુ એવી છે કે 'થાય તેવા થઇએ, તોજ ગામ વચ્ચે રહીએ; અસ્તુ ! એવા સમયપર શુદ્ધ તત્વજ્ઞાનનોજ ઉપદેશ કાંઈ એકલો કામ આવતો તેમજ શોભતો નથી. કવિ કહે છે કેઃ—

**अवसरपठिता वाणी गुणगणरहिताऽपि शोभते पुंसाम् ।**
**अनवसरे च यदुक्तंसुभाषितं तच्च भवति हास्याय ॥**

વાણી, પછી તે ગુણુ વગરની કયાં ન હોય ? તેમ છતાં, તે જો સમયને દીપાવે તેવી પ્રસંગોચિત હોય, તો તે પુરૂષોને ભૂષણુરૂપ થાય

પડે છે. પરંતુ ઉત્તમ ગુણવાળી હોવા છતાં તેના ભાષણનો સમય ન હોય, તો તે હસવાજોગ થઇ પડે છે. '**रतिसमयेवेदपाठइव**' વેદવાણી જો કે ઉત્તમ છે, તોપણ તેનું પઠન એકાન્તમાં સ્ત્રી સાથેના વિલાસ-પ્રસંગમાં જો કોઈ કરે, તો ત્હેની હાંસિ થયા વગર કેમ ન રહે? સારાંશ. ઉત્તમ ભાષણ અગર કાર્ય, સમયને બંધ બેસ્તુંજ કરવું જરૂરનું છે. ભોજ કાલિદાસ, અકબર બીરબલ, વગેરેની વાતો વાંચનારા સાંભળનારાઓને ત્હેમનામાં કેવી સમય અભિજ્ઞતા અને હાજરજવાબી હતી, તે કહેવાની કાંઇપણ જરૂર નથી, અને ત્હેમની કીર્તિ પણ જે અત્યાર સુધી ઝળહળી રહી છે, તે એટલા પૂરતીજ. વિદ્વતા અને ચતુરતા એ બન્ને ગુણો ભાગ્યેજ એકજ સ્થાનમાં જણાઇ આવે છે. ચતુરાઇ વિદ્વત્તાને ઝાંખી પાડી નાંખે છે. એનાપર એક દૃષ્ટાંત નીચે પ્રમાણે છેઃ—

કોઈ પંડિતજી રાજાના આશ્રિત હતા, અને ત્હેમના વાક્ચાતુર્યને લીધેજ રાજા ત્હેમના પર રાજી રહેતો. એક દિવસ રાજાએ સભામાં સઘળા માણુસોને તથા વિદ્વાન્ શાસ્ત્રી મંડળીને પણ પ્રશ્ન કર્યોકે, હે સભાસદો! મ્હારી હાથેલી પર વાળ કેમ નથી? તે કહો. ત્યારે તેનો ઉત્તર કોઇનાથી પણ બરાબર આપી શકાયો નહિ. આખરે પેલા ચતુર પંડિતને પૂછ્યું, ત્યારે ત્હેણે ઝટ કહી દીધું કે, આપ દાનેશ્વરી હોવાથી, હંમેશાં દાન કર્યાં કરો છો, અને તેને લીધેજ આપના હાથના વાળ ઘસાઇ ગયા છે. રાજાએ ફરી પાછું પૂછયું, ત્હમારા હાથપર કેમ નથી? પંડિતજી બોલ્યા, હું આપ સરખાનો આશ્રિત હોવાથી, મ્હારે દાન લેવું પડે છે અને દાન લેવું એ પાપકર્મ છે, તેથી એ કારણને લીધે મ્હારા હાથના વાળ ઘસાઈ ગયા છે. આવું સાંભળીને રાજા બોલી ઉઠયો કે, જે લોકો દાન લેતા અગર દેતા નથી, ત્હેમની હાથેલી ઉપર કેમ વાળ નથી હોતા? પંડિજીએ કહ્યું, એ લોકોથી આપ સરખા દાન આપે છે, અને હમારા જેવા લે છે તે જોઈ શકાતું નથી, પણ ઉલટા બળ્યા બળ્યા થાય છે, તેથી તેઓ હાથપર હાથ ઘસે છે, અને તે કારણને લીધે ત્હેમને વાળ હોતા નથી,

આટલું સાંભળીને રાજા તેમજ સઘળા સભાસદો હસવા લાગ્યા અને પંડિતજીની તારીફ કરવા લાગ્યા.

હવે ખ્યાલ કરો કે, તે વખતે પંડિતજીએ 'હાથ પર વાળ કેમ નથી હોતા?' તેને માટે વેદશાસ્ત્રનાં વચન ખોળી કાઢવાનો પ્રયાસ કર્યો હત, તો તે શું સફળ થાત ? સભામાં બીજા એમના સજાતીય વિદ્વાન્ પંડિત વગેરે શું વિદ્યમાન ન હતા ? પરંતુ સઘળાજ વિચારમાં પડયા કે એને માટે પ્રમાણ ક્યાંથી મળે ? પંડિતજીએ પણ જે ઉત્તર આપ્યો હતો, તે શું સત્ય પ્રમાણભૂત હતો ? નહિજ. પરંતુ તે સમયને અનુરૂપ હોવાથી, તેનાથી ત્હેની પ્રતિષ્ઠામાં વધારો થયો, અને રાજાની કૃપાને લીધે ત્હેનો અભીષ્ટ હેતુ પણ આવી ચતુરાઇ અને હાજર જવાબીથી પાર પડતો હતો. અસ્તુ ! ગોરખનાથ જો આ પ્રકારની યુક્તિ ન કરત, અને ત્હેને તત્ત્વનો બોધજ આપ્યાં કરત, તો ત્હેનો એ પ્રયત્ન બીજા લોકોની પેઠે નિષ્ફલજ નીવડત. એટલા માટે, દરેક મનુષ્યે પ્રસંગને છાજે તેવુંજ ભાષણ અગર કર્મ કરવું જોઇએ. ત્યારબાદ વિક્રમે ગોરક્ષને છ માસ સુધી ત્યાંજ રહી જવાનો આગ્રહ કીધો, પરંતુ ગોરક્ષે દત્તાત્રેયની આજ્ઞાનું નિરૂપણ કરતાં જણાવ્યું કે ભર્તૃહરિને સાથે લઇને જલદી નહિ જઇએ, તો એની મતિ બદલાઇ જાય. તેમ છતાં ત્હમારી ઇચ્છાજ છે, તો હું ત્રણ દિવસ રોકાઇ જાઉં છું, એમ કહીને તેઓ બન્ને રહ્યા.

ભર્તૃહરિની સઘળી રાણીઓને એ વાતની ખબર પડી કે ગોરક્ષનાથ હમારા પતિને પોતાની સાથે લઈ જાય છે, અને એમને જોગી બનાવવા માંગે છે, ત્યારે તો તેઓ સઘળીજ કલ્પાન્ત કરવા લાગી, તથા ત્હેને ગાળ દેવા લાગી. ત્રણ દિવસ પછી વિક્રમે ખુશીથી ત્હેમને જવાની રજા આપી, ત્યારે ગોરક્ષે ભર્તૃહરિને ફરી પાછું કહી દીધું કે, સંસારસુખની વાસના હોય, તો અહીંજ રહીજજે. ભર્તૃહરિએ કહ્યું, મહારાજ ! સકલ રાજ્યવૈભવ અને સ્ત્રી વગેરે વિષયસુખ મ્હને વમનતુલ્ય તથા કાકવિષ્ટાના જેવાંજ ભાસે છે. હવે યોગનોજ આશ્રય

કરીને, હું પરમ આનંદની પ્રાપ્તિ કરી લેવા ઇચ્છું છું. ગોરક્ષે તેનું પારખું જોવાના હેતુથી કહ્યું કે, એ જો સત્ય હોય, તો મ્હારી શેલી, શૃંગી, કંથા, ઝોળી વગેરે લઇને તું ત્હારી સ્ત્રીઓને મહેલ જા, અને ત્હેમની પાસેથી ભિક્ષા લઇ આવ. ભર્તૃહરિએ હા કહી, અને કંથા, ઝોળી, શેલી શૃંગી અને ભિક્ષાપાત્ર લઇને, મ્હોંડેથી 'અલખનિરંજન' પોકારતો પોકારતો રાણીઓના મહેલ આગળ આવી પહોંચ્યો. દાસીએ વરદી આપી કે, રાજાજી જોગી બનીને આવ્યા છે, અને ભિક્ષા માંગે છે. તે સાંભળતાંવારને બધી રાણીઓ ત્હેની પાસે આવીને રડવા લાગી અને કહેવા લાગી કે, હે મહારાજ ! આપ પિંગળાને ખાતર બાર વરસ સુધી શ્મશાનમાં શોક કરતા બેસી રહ્યા હતા, એમ હોવા છતાં એ પ્રેમનો ઝરો કયા દૃષ્ટે સુકવી નાંખ્યો ? આપ હમારા બહિશ્વર પ્રાણ છો, તેથી આપના વગર હમે શી રીતે આ શરીરને ધારણ કરી શકવાનાં હતાં ? આપ આ દુઃખદાયક યોગને તજી દો અને આનંદથી હમારી સાથે પહેલાંની માફક રહો. ભર્તૃહરિએ કહ્યું કે, હે રાણીઓ !

॥ દોહા ॥ સાહેબ સાચા પિઉ હૈ હમ તુમ ઝુટો સંગ ।
વિશ્વ ચરાચર ફીકો પડે, જેઉ પતંગી રંગ ॥

આ સઘળું ચરાચર વિશ્વ ક્ષણભંગુર છે, તથા ઉપરથીજ તેનાં રૂપરંગ સારા જણાય છે, પરંતુ ક્ષણક્ષણમાં તેનાં સ્વરૂપ બદલાતાં જાય છે. એવાં દેહાદિ વિષયોના સંગથી શું સુખ થવાનું હતું ? એટલા માટે મ્હેં આ જોગ લીધો છે, અને હવે અખંડ આનંદૈકરસ નિર્વિકાર આત્મરંગને વિષે ચિત્તને ડુબાડી દેવાને ખાતર, યોગનું અનુસંધાન કરવા માંગુ છું. માઇ ! વિચાર કરી જોશો, તો માલુમ પડશે કે કોણ કોનો પતિ અને કોણ કોની સ્ત્રી ? સત્યપતિ (રક્ષણ કર્તા) તો એક પરમાત્મા છે, એમ સમજજો અને ત્હેનું ધ્યાન, સ્મરણ કરજો. આજ દિવસ લગી મ્હારામાં અજ્ઞાન હોવાથી, વિષયલંપટ થઇને મ્હેં

મ્હારૂં કાંઇપણ હિત સાધ્યું નહિ; પરંતુ સદ્ગુરૂની કૃપાથી મોહ દૂર થઇને હું જ્ઞાનસંપન્ન થયો છું, તો ફરી પાછું વમનતુલ્ય વિષયનું સેવન મ્હારાથી કેમ થઇ શકે? માટે શોક કરવો નહિ. જલદી ભિક્ષા લાવ, નહિ તો હું ચાલ્યો જાઉં છું. રાણીઓ ભર્તૃહરિને પકડવા લાગી, ત્યારે ત્હેણે તેમના પર ક્રોધ કરીને પાવડી વગેરેવડે તેઓને મારવા તત્પર થયો અને ત્યાંથી ઝટ ત્હેમનો મોહ પાશ છોડીને ગોરક્ષનાથની પાસે આવ્યો. પછી તે સર્વ રાણીઓ છાતીમાથાં કુટતી અંતઃપુરમાં ચાલી ગઈ અને શોક કરવા લાગી. આણી તરફ ગોરક્ષનાથ ભર્તૃહરિને સાથે લઇને ગામમાંથી જવા નીકળ્યા, ત્યારે વિક્રમ વગેરે લોકો ત્હેમને વળાવવાં સારૂ ગામની બહાર દૂર સુધી આવ્યા. પછી વિક્રમે અંતઃપુરમાં જઇને, તે સર્વ રાણીઓને અનેક પ્રકારનો બોધ કરીને, ત્હેમના મનનું સમાધાન કીધું, અને આનંદથી પોતાનું રાજ્ય ચલાવ્યું.

આણીતરફ ભર્તૃહરિને અશક્તતાથી રસ્તામાં ચાલવાનો બહુ શ્રમ પડે છે, એવું જોઇને ગોરક્ષનાથે યાન અસ્ત્રના મંત્રનો જપ કરીને ત્હેના કપાળપર વિભૂતિ લગાડતાંવારને ત્હેના શ્રમની બાધા દૂર થઈ, અને અલ્પકાળમાં બન્ને જણા ગિરનાર પર્વતઉપર આવી પહોંચ્યા. ત્યાં ભગવાન્ દત્તાત્રેયને જોઇને, બન્નેયે સાષ્ટાંગ નમન કીધું, અને દત્તાત્રેયે પણ બન્નેને ઉઠાડીને આલિંગન દીધું અને ક્ષેમકુશલ સમાચાર પૂછયા. પછી ગોરક્ષે ભર્તૃહરિનું બધું વૃત્ત, તેમજ શી રીતે ત્હેનો મોહ દૂર કરવામાં આવ્યો હતો, તે સર્વ હકીકત કહી અને ત્રણ દિવસ ત્યાં રહીને પોતાના ગુરૂ મચ્છેન્દ્રનાથની પાસે જવાને નીકળ્યા. ત્યારે દત્તાત્રેયજીએ કહ્યું, મ્હારો પુત્ર મચ્છેન્દ્ર ઘણા દિવસથી મળ્યો નથી, તેથી એને અંહી લાવીને મ્હારી મુલાકાત કરાવી આપો. ગોરક્ષે હા કહી અને પોતે નમન કરીને ગર્ભાદ્રિને વિષે ગુરૂની પાસે આવી પહોંચ્યો. ગોરક્ષે ત્યાં પહોંચ્યા બાદ, ભર્તૃહરિની સર્વ હકીકત ગુરૂને કહી સંભળાવી અને દત્તાત્રેયજી આપનું સ્મરણ કરે છે અને મળવાની ઇચ્છા રાખે છે,

એમ જણાવ્યું. મચ્છેન્દ્રનાથે 'ઠીક છે, ત્યાં જઇશું' એમ કહ્યું, અને થોડાક દિવસ સુધી તેઓ બન્ને ત્યાંજ રહ્યા.

આણીતરફ દત્તાત્રેયજીએ ભર્તૃહરિને નાથદીક્ષા આપી અને માથે વરદહસ્ત મૂકીને ચિરંજીવ થઇને રહો એવો આશીર્વાદ આપ્યો, અને પોતાની પાસે થોડાક દિવસ સુધી રાખીને હેને સકલ વિદ્યાવિશારદ કીધો. પહેલેથીજ તે જ્ઞાની હતો, તેમાં ગુરૂનો કૃપાહસ્ત અને મંત્રતંત્રઅસ્ત્રાદિ વિદ્યામાં પ્રાવિણ્ય પ્રાપ્ત થતાંજ, જે પ્રમાણે કંકણમાં રત્ન બેસાડવાથી અગર મલયાગિરિ ચંદનમાં કસ્તુરીની મેળવણી કર્યાથી તેની શોભા અને પ્રતિષ્ઠામાં વધારો થાય છે, તેજ પ્રમાણે એની શોભા તેમજ પ્રતિષ્ઠા વૃદ્ધિંગત થઇ. પછી હેને નાગ અશ્વત્થની પાસે મોકલીને સકલ દૈવતોની પાસેથી વરદાન અપાવરાવ્યાં, અને ત્યારપછી દત્તાત્રેયે હેને પોતાની જોડે બદરિકાશ્રમ લઇ જઇને, ત્યાં આગળ તપ કરવાને બેસાડ્યો, અને પોતે પાછા ગિરનાર પર્વતપર આવીને મચ્છેન્દ્રની રાહ જોતા બેઠા.

આણીતરફ ભર્તૃહરિ બાર વરસ સુધી વાણી મન અને કાયાનો નિરોધ કરીને તપ કરવા લાગ્યો, ત્યારે હેને પૂરેપૂરી સિદ્ધિ પ્રાપ્ત થઇ, અને પછી તે ગિરનારપર આવીને દત્તાત્રેયની પાસે થોડોક વખત રહ્યો. જે ભર્તૃહરિની વિષયાસક્તતા અનિવાર હતી, હેનેજ સદ્ગુરૂની કૃપાથી યોગિશ્રેષ્ઠતા પ્રાપ્ત થઇ, અને હેના જન્મનું સાર્થક થયું. તેમજ હેણે જીવન્મુક્ત દશામાં આ પૃથ્વીપર પર્યટણ કરીને અનેક લોકોને સદુપદેશ આપીને કૃતાર્થ કીધા. મત્સ્યેન્દ્રનાથ, ગોરક્ષનાથ અને ભર્તૃહરિનાથ ચિરંજીવ છે અને સ્મરણાનુગામી (સ્મરણ કરતાંવારને તત્કાળ ત્યાં હાજરી આપનારા) છે, એવું એમને માટે વર્ણવેલું છે.

એક વખત ભર્તૃહરિનાથ અરણ્યમાં ગંગાજીને કિનારે આશ્રમમાં યોગનું અનુસંધાન કરતા બેઠા હતા, તે વખતે કોઇ એક ચોર રાજાના ભંડારખાનાનો મોતીનો હાર ચોરી લઇને આવતો હતો, તેથી હેને

પકડવા સારૂ કેટલાક રાજાના સિપાઇ સ્વાર પાછળ દોડ્યા દોડ્યા આવતા હતા; ત્યારે ત્હેણે ભયનાં માર્યાં તે હાર ભર્તૃહરિનાથના ગળામાં નાંખી દીધો, અને પોતે કોઈ સ્થળે છુપાઇને ભરાઈ બેઠો.

॥ દોહા ॥ હરહર સ્મરે ભરતરી, ચોર માલ લે જાય ।
મોતિયનકી માલા સરસ પહેરાવી ગલમાંહ્ય ॥

પાછળથી જે સિપાઇઓ આવતા હતા, ત્હેમણે આશ્રમમાં આવીને જોયું તો એના ગળામાં મોતીનો હાર જોવામાં આવ્યો. ત્યારે તો તેઓને એમજ લાગ્યું કે એજ ચોર છે, અને હવે સાધુ બનીને બેઠો છે. ત્હેમણે કાંઇપણ વિચાર ન કર્યો, અને એને ચોર સમજીને પકડીને રાજાની પાસે લાવીને હાજર કર્યો અને હાર દેખાડયો. રાજાએ ત્હેને પૂછ્યું કે, આ હાર ત્હેંજ ચોર્યો છેને ? ભર્તૃહરિએ જવાબ દીધો કેઃ—

॥ દોહા ॥ સુરત મિલીથી શ્યામસે નૈન મિલીથી દોય ।
માલા મેલી ઉઠ ચલો હું ના જાનું કોય ॥

દેહેન્દ્રિયાદિ પરમાત્માના સ્વરૂપમાં એકતાન થઈ જવાથી મ્હારા ગળામાં કોણ હાર મૂકીને ચાલ્યું ગયું તે હું જાણતો નથી. મ્હેં ત્હમારે હાર ચોર્યો નથી. એનું આ ભાષણ જો કે સત્ય હતું, છતાં કોઇને એમ લાગ્યું નહિ કે આ ખરો સાધુજ છે, ચોર નથી; કેમકે મુદ્દામાલ એની કનેથીજ મળેલો હોવાથી, એજ ચોર હોવો જોઇએ, અને એવા ચોર લોકો સાધુપણાનો પણ ઢોંગ કરે છે, એ પ્રમાણે સભાસદો સહિત રાજાનો નિશ્ચય બંધાયો.

॥ દોહા ॥ માલા પ્રગટ દેખકે ચોર કહે સબ કોય ।
જ્ઞાની એક નજર કહે યહી ચોર ન હોય ॥

બીજા બધાએ તો જો કે હેને ચોર ચોર કહી મુકયો હતો, પરંતુ વઝીર ઘણો ચતુર અને જ્ઞાની હોવાથી, હેણે કહ્યું કે, 'ભલે, હમે એને ચોર કહેતા હો, પરતુ મ્હને તો એ એવો લાગતો નથી.' ઝવેરીની પાસે રત્નનું તેજ શું છાનું રહે છે? નહિજ. તેજ પ્રમાણે વિવેકીની આગળ સાધુનું સાધુપણું ઢાંકયું રહેતું નથી. સામાન્ય અવિવેકી માણસજ સાધુને ચોર અને ચોરને સાધુ સમજે છે. મંત્રીએ હેના ભાષણપરથી, હેની મુખમુદ્રા ઉપરથી, તથા દૃષ્ટિપરથી જાણી લીધું કે આ કોઈ મહાત્માપુરૂષ છે અને એ પ્રમાણે હેણે પોતાનો અભિપ્રાય પણ જણાવ્યો હતો, તે છતાં રાજાએ હેને શૂળીએ ચઢાવવાનો હુકમ કર્યો. રાજાની આજ્ઞાથી સેવકજનોએ હેને શૂળીપર ચઢાવ્યો, તોપણ એ તો તેનાપર આસન માંડીને, જાણે યોગનું અનુષ્ઠાન ન કરી રહ્યો હોય, તે પ્રમાણે વિરાજમાન થયો. એક તો દેહાત્મભાવ નષ્ટ થઈ ગએલો હોવાથી જેને સુખ દુઃખ સમાન હતાં અને બીજું યોગના બલથી જેને સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી, તેથી લોકોની દૃષ્ટિએ શૂલીના અગ્રભાગ ઉપર એ બેઠા હોય તેવું જણાતું હતું, તેમ છતાં તેના અગ્રભાગમાંથી એને કશીયે ઇજા થતી ન હતી.

વિચાર કરવાથી પણ એ વાત ધ્યાનમાં આવશે કે, શૂલના અગ્રભાગ ઉપર, અગર કંટક, સોય વગેરેના અગ્રભાગઉપર મચ્છરાદી જે સૂક્ષ્મજીવો બેસે છે, તેમને કાંઈ દુઃખ થાય છે ખરૂં? કાંઇપણ નહિ. તેજ પ્રમાણે યોગની અણિમાસિદ્ધિથી અણુસ્વરૂપ ધારણ કરવાની જેનામાં શકિત છે, તથા એકી વખતે અનેક દેહ ધારણ કરવાનું જેનામાં સામર્થ્ય છે, હેને શૂળીપર બેસવાથી શું દુઃખ થવાનું હતું? ભર્તૃહરિની આ પ્રકારની શૂળી ઉપર સમાધિ અવસ્થા જોઇને, સઘળાને આશ્ચર્ય લાગ્યું, અને હેમણે રાજાને એ સમાચાર જણાવ્યા. રાજા આવીને જોવા લાગ્યો તો, એ શૂળી ઉપર આસન લગાવીને પરમાત્માનું નીરાંતે ધ્યાન કરી રહેલો જોવામાં આવ્યો. મ્હેં એને શૂળીએ ચઢાવવાનો હુકમ ફરમાવ્યો,

તે એનો જીવ લેવાના હેતુથી, પરંતુ એ તો મરવાને બદલે ઉલટો મોજથી ત્યાંજ સિદ્ધાસન માંડીને બેઠો છે, તેથી એ કોઈ મહાપ્રભાવશાલી પુરૂષ છે, એવી રાજાની તેમજ બીજા બધાની ખાતરી થઈ. મંત્રીએ જે કહ્યું હતું કે, 'એ ચોર નથી પણ સાધુ છે', તે વાતનું રાજાને સ્મરણ થયું, અને મ્હેં આ વગર વિચાર્યું કામ કર્યું એવો ત્હેને પશ્ચાત્તાપ પણ થયો. પછી ત્હેણે ત્હેને શૂળીપરથી ઉતારીને પ્રણામ કરી, પ્રાર્થના કીધી કે, મ્હારે હાથે જે મહાન્ અપરાધ થયો છે, તે ખાતર મ્હને માફ કરો. મહાત્માપુરૂષોનું અપમાન કર્યાથી પાપ લાગે છે, અને દુઃખ ભોગવવું પડે છે. ભર્તૃહરિના શરીરને જેમ કોઇ પ્રકારની વિકૃતિ થઇ ન હતી, તેમ ત્હેના મનને પણ કશો ધોકો પહોંચ્યો ન હતો. ત્હેણે કહ્યું:—

॥ દોહા ॥ કહે ભરતરી વચન તુમ મતહિ કરો સંતાપ ।
સુખ દુખ કર્માધીન હૈ ભજહર લાગ ન પાપ ॥

હે રાજા ! ત્હેં કાંઇ અપરાધ અગર પાપ કર્યું નથી, માટે કશો સંતાપ તથા ખેદ ધારણ કરીશ નહિ. સુખ તેમજ દુઃખ હરેક પ્રાણીને પોતપોતાના કર્માનુસાર થાય છે. મ્હારૂં કોઈ જન્મનું એવુંજ પાપકર્મ હશે કે જેથી ત્હને એવી બુદ્ધિ સૂઝી. કોણ કોને સુખ અગર દુઃખ દઈ શકે તેમ છે ? કોઇજ નહિ. પોતપોતાનાં કર્મજ સુખપ્રદ તેમજ દુઃખદાયી નીવડે છે એમ તું સમજજે અને પરમાત્માનું ભજન કરજે, તો ત્હારો પાપમાંથી છુટકારો થશે. પછી રાજાને ભારે ઉપરતિ થઈ, અને ત્હેણે એનું પૂજન વગેરે કરીને અનુગ્રહ સંપાદન કીધો. એ પ્રમાણે ભર્તૃહરિનાથને યોગના અનુસંધાનથી તથા દત્તાત્રેયની કૃપાથી અજર અમરપણું પ્રાપ્ત થયું અને યાવચ્ચંદ્રદિવાકરૌ તે આ જગત્‌ને વિષે વિદ્યમાન થયો. અશ્વત્થામા, બલી, વ્યાસ, હનુમાન, વિભીષણ, કૃપાચાર્ય, પરશુરામ વગેરે જે સાત ચિરંજીવ પુરૂષો વર્ણવ્યા છે, ત્હેમનીજ કોટિના ભર્તૃહરિનાથ, ગોપીચંદ ઇત્યાદિ આ કલિકાળમાં ચિરંજીવ થઈ

ગયા છે. ગિરનાર પર્વતઉપર ભર્તૃહરિનાથની ગુફા છે, તે કદી ત્યાં જવાનું થાય તો અવશ્યમેવ જોવી.

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानन्दसरस्वती-
शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे द्वितीयभागे
भर्तृहरिजन्मादियोगदीक्षाप्रदानान्तचरित्रवर्णनं
नाम तृतीयोऽध्यायः ॥ १ ॥

॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥

॥ इति शिवम् ॥



## ॥ चतुर्थोऽध्यायः ॥

**संसार तव पर्यन्तपदवी न दवीयसी ।**
**अन्तरा दुस्तरा न स्युर्यदि ते मदिरेक्षणाः ॥ भर्तृ० ॥**

વિદર્ભદેશની કુંડિનપુર નામની રાજધાનીમાં શશાંગર નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજા ધૈર્ય, બલ, ઉદારતા વગેરે ગુણોવડે સંપન્ન તથા રાજનીતિમાં કુશળ હોઇ, પુત્રવત્ વાત્સલ્યભાવથી પ્રજાનું પાલન પણ કરતો હતો. શંકર ઉપર ત્હેની વિશેષ પ્રીતિ હોવાથી, ત્રિકાલપૂજા તથા સ્તોત્રપાઠાદિ સદ્ધર્માચરણ નિત્ય નિયમપૂર્વક તે કરતો હતો. મંદાકિની નામની ત્હેની રાણી પણ ઇશસેવાનિરત તેમજ પતિસેવાપરાયણ હતી. એ પ્રમાણે રાજાને સર્વ પ્રકારની અનુકૂલતા હોવા છતાં, પુત્ર નહિ હોવાથી, ત્હેના અંતરમાં ઉદ્વિગ્નતા પ્રાપ્ત થઇ હતી, અને તે ખાતર તે સદા ચિન્તાતુર થઇને રાજ્ય વૈભવાદિકોના તરફ પણ ઉદાસી ન રહેતો. ઉત્તમ આસન, વસન, શયન તથા અન્નોદકપાન અને ગાયન-વાદન વગેરે ઉત્તમ કળાઓ ઉપર પણ ત્હેને અરૂચિ ઉત્પન્ન થઈ હતી, અને તે હંમેશાં એકાન્તમાં બેસીને, 'પુત્રનું મુખ જોવાને શું હું ભાગ્યશાળી થઇશ ખરો?' એવી ફીકર કર્યા કરતો હતો. એથી રાત દિવસ ત્હેનું શરીર ગળાતું જતું જોઇને રાણીએ એક દિવસે ત્હેને એકાન્તમાં પૂછ્યું કે આજકાલ આપની સર્વત્ર ઉદાસીનતા જણાય છે અને શરીર પણ સૂકાઈ ગએલું જણાય છે, તો શું આપને કોઇ વ્યાધિની પીડા છે, કે આધિ (ચિન્તા) ની પીડા છે? તે કહી દો. રાજાએ કહ્યું, મ્હને કોઇ પ્રકારનો વ્યાધિ તો નથી, પરંતુ રાત દિવસ ચિન્તા થયાં કરે છે ખરી. કેઃ-

**अपुत्रस्य गतिर्नास्ति स्वर्गो नैव च नैव च ।**
**पुत्रादन्यतरन्नास्ति परलोकस्य साधनम् ॥**

પુત્રવાનનેજ સ્વર્ગાદિ ઉત્તમ લોક તથા સદ્ગતિ પ્રાપ્ત થાય છે, એવું મનુ વગેરે મુનિઓએ ધર્મશાસ્ત્રમાં વર્ણન કર્યાનું મ્હેં સાંભળ્યું

છે, પરંતુ આપણુને તો પુત્ર નહિ હોવાથી, શી ગતિ થશે ? દેવપિતરાદિકોને કોણ તર્પણ કરીને તૃપ્ત કરશે ? પુત્ર વગર આપણું જીવતર પશુ તુલ્ય છે, એવા વિચારથી રાજ્યવૈભવભોગ વગેરે કશામાં મ્હને પ્રીતિ ઉપજતી નથી. દીવા વગરનું ઘર, કિંવા જલરહિત સરોવર, અથવા ફળવિનાનું ઝાડ જેમ વ્યર્થ ગણાય છે, તેજ પ્રમાણે પુત્ર વગર હું મ્હારો જન્મ નિરર્થક સમજું છું. રાજાનું આવું ભાષણ સાંભળીને રાણીએ કહ્યું કે, આપ ચિન્તા કાઢી નાંખો; કેમકે એ ચિતાની માફક માણુસને સળગાવી મુકે છે. ચિતા અને ચિંતા એ બન્નેમાં જો કે *બિન્દુ માત્રનોજ ફરક જણાય છે તે છતાં ચિંતાનું સામર્થ્ય વિશેષ છે. ચિતા નિર્જીવને બાળે છે, પરંતુ ચિંતા તો સજીવને સુદ્ધાં સળગાવી મુકે છે. તેનાથી ચતુરાઇની હાનિ થઇને દુઃખ થાય છે, અને દિન પ્રતિદિન શરીર સૂકાતું જાય છે. બકરીને વાઘ જેમ ખાઇ જાય છે, તેજ પ્રમાણે આ ચિંતારૂપી વાઘે આપના ચિત્તરૂપી ગુફામાં નિવાસ કરીને, આપના શરીરનો ગ્રાસ કર્યો છે. પરંતુ જો કદાચ આપના પ્રારબ્ધમાં પુત્રનું સુખ બ્રહ્મદેવે લખ્યું ન હોય, તો કેવી રીતે મળી શકે ?

જેની માતા પાર્વતી અને પિતા શંકર તથા વિઘ્નહર્તા ગજાનન જેવો ભાઇ, કુબેર સમાન પિતાનો મિત્ર, અને જે પોતે જાતે પણ મહા પરાક્રમશાલી એવો દેવ સેનાપતિ જે કાર્તિકેય, ત્હેને કોઇએ કન્યા દીધી નહિ, અને પરણ્યા વગર જીંદગીભર કુંવારા રહેવું પડયું, તેનું કારણ એનું દુર્દૈવ સિવાય બીજું શું હોઈ શકે ? સારાંશ, મનને આનંદપ્રદ, નયનને અમૃતાંજન સમાન શાન્તિદાયક, પ્રેમનો વિસ્તાર, મન્મથતરનું પુષ્પ, રતિનો પ્રસાદ, અને વિષયારણ્યમાં સંચાર કરનારા હૃદયરૂપી

---

*અલ્પ અને અનુસ્વાર માત્ર, એમ બે અર્થ સમજવા. જુઓ 'ચિતા' અને 'ચિંતા' એ બે શબ્દો. 'ચિ' પર એક અનુસ્વારજ વધારે છે.

હાથીને બાંધવાનો સ્તંભ એવો આ સંસારમાં સારરૂપ ગણાતો પુત્ર, દંપતીને પૂર્વ જન્મનાં પુણ્ય વિના શી રીતે પ્રાપ્ત થઈ શકે? આપ જ્ઞાની હોઈ, હું આપને કહેવા યોગ્ય નથી, તોપણ આપની સમજશક્તિને ચિન્તાએ કુંઠિત કરી દીધેલી હોવાથી મ્હેં આપને આ પ્રેમથી કહ્યું છે. ચિંતાથી શું ફળ થવાનું હતું? માટે આપ તેનો ત્યાગ કરો અને પૂર્વવત્ રાજ્યાદિ વૈભવનો ઉપભોગ કરો. પ્રારબ્ધમાં જે થવાનું હશે તે થશેજ, અને નહિ થવા લાયક હશે, તે નહિજ થાય, એમ સમજીને આપ સમતા ધારણ કરીને રહો. પ્રારબ્ધનું ઉલ્લંઘન કદી કોઇથી પણ થઈ શકનાર નથી. રાણીનું ભાષણ સાંભળીને રાજાએ કહ્યું, હે સ્ત્રી! મનુષ્ય પ્રારબ્ધ કર્મના ઉપરજ બેસી રહે, તો કદી કાર્ય સિદ્ધ થઇ શકે નહિ. સાધુ, સંત, મહાત્મા વગેરે પણ પ્રયત્ન કરીનેજ દુર્લભ વસ્તુનો લાભ સંપાદન કરે છે. એક હાથવડે તાળી પાડી શકાતી નથી, તેવીજ રીતે ઉદ્યમ વગર કેવળ પ્રારબ્ધ કર્મ ફળ આપવાને સમર્થ નીવડતું નથી. પ્રારબ્ધ કર્મથી ભોજનને સમયે અન્નનું પાત્ર આપણી સમક્ષ આવ્યું હશે, તોપણ હાથવડે ઉદ્યમ કર્યા વગર ક્યાં તે અન્ન મુખમાં જઇ શકે છે? અથવા:—

> यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ।
> एवं पुरुषकारेण विना दैवं न सिद्धयति ॥

જે પ્રમાણે એક ચક્રથી રથ ચાલતો નથી તેજ પ્રમાણે પુરૂષાર્થ (ઉદ્યમ) વગર પ્રારબ્ધ લૂલુંજ રહે છે, અર્થાત્ ફળ આપતું નથી. ઉત્તાનપાદ રાજાના પુત્ર ધ્રુવે ઉગ્ર તપ વગેરે પુરૂષાર્થવડેજ અચલપદની પ્રાપ્તિ કરી લીધી હતી; નંદીગણ પણ તપ કરીને મહાદેવના પ્રસાદથી અમરતાને પ્રાપ્ત થયા હતા; ગાધિપુત્ર વિશ્વમિત્રે પ્રબલ પુરૂષાર્થવડેજ દુર્લભ એવું બ્રાહ્મણત્વ સંપાદન કીધું હતું; તથા ઈંદ્વ નામના બ્રાહ્મણના દશ પુત્રોએ પણ ઉગ્ર તપશ્ચર્યા વગેરેથી બ્રહ્માના પદને પ્રાપ્ત કર્યું હતું.

સારાંશ, શાસ્ત્રોક્ત પુરૂષાર્થવડે પ્રાપ્ત નહિ થનારી એવી કોઈ વસ્તુ છેજ નહિ. પરંતુ જેમ બે ઘેટાં લડતાં હોય છે, તો તેમાં જે બળવાન હોય, તેનોજ વિજય થાય છે, તેજ પ્રમાણે પ્રારબ્ધ કર્મ અને પુરૂષાર્થ એ બન્નેમાં જે પ્રબળ હોય તેનેજ જયનો લાભ થાય છે; અને તેટલા માટેજ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**अत्युग्रपुण्यपापानामिहैव फलमश्नुते ।**
**त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः ॥**

મનુષ્યને અત્યંત ઉગ્ર પુણ્યનું અને પાપનું ફળ આ લોકમાં આ જન્મને વિષેજ, ત્રણ વરસમાં, ત્રણ મહિનામાં, ત્રણ પખવાડીયામાં અથવા ત્રણ દિવસની અંદરજ મળી જાય છે; પરંતુ સામાન્ય પુરૂષાર્થનું તેવું નથી. તે સાંભળીને રાણી બોલી, અમૃતપાનકરનારા ધન્વંતરી તથા અશ્વિનીકુમારસમાન જેના ઘરમાં દેવ વૈદ્ય છે, એવો અમૃતમય કીરણ-વાળો ચન્દ્રમા ક્ષયરોગથી* કેમ નિર્મુક્ત થતો નથી? મૃતસંજીવિની વગેરે ઔષધિઓ પોતાના રસવીર્યથી, પોતાના પતિ (ઔષધીશ) ચંદ્રમાનુ કલાક્ષયરૂપી રોગમાંથી રક્ષણ કરી શકી નથી. તેજ પ્રમાણે દ્વિજ પણ શ્રુતિ વગેરે મંત્રના સામર્થ્યથી પોતાના સ્વામી દ્વિજરાજ (ચંદ્રમા)ને રોગ નિર્મુક્ત કરવાને સમર્થ થયા નથી. રત્નાકર (સમુદ્ર) પિતા હોવા છતાં પણ પોતાની અંદર રહેનારા કોઇપણ મણિવડે સ્વપુત્ર ચંદ્રમાના રોગનું નિવારણ કરી શક્યા નથી. તેજ પ્રમાણે સુધા પણ પોતાના આધાર-ભૂત ક્ષયી ચંદ્રમાને અજરામરત્વ મહાત્વવડે રક્ષણ કરી શકી નથી. આ ઉપરથી હું માનું છું કે પૂર્વ કર્મોદ્ભવ રોગનું મહાનુભાવોથી પણ નિવારણ થઈ શકે તેમ નથી. મણિ, મંત્ર, ઔષધિ વગેરેનો પ્રભાવ શું અજાણ્યો છે? અથવા ચંદ્રમાએ શું પોતાને નીરોગતા પ્રાપ્ત થવાસારૂ

*ક્ષયરોગનું કારણ 'શ્રીજીવનાથચરિત'ના પ્રથમ ભાગમાં વર્ણવેલું છે, તે ત્યાં જોઇ લેવું.

પુરૂષાર્થ નહિ કર્યો હોય ? પરંતુ, **'अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।'** કરેલા શુભ અશુભ કર્મનું ફળ ભોગવ્યેજ છુટકો, એ નિયમને અનુસરીને ત્હેને પણ કલાક્ષયનું દુઃખ ભોગવવું પડે છે. પ્રારબ્ધ કર્મ અવળું હોય, તેવે સમયે પૌરૂષ પ્રયત્ન કાંઈ ફલદાયી નીવડે છે ?

કોઈ એક શિકારીએ અરણ્યમાં આવીને, એક પુષ્ટ હરણને પકડવાને માટે ચારે તરફ જાળ પાથરી દીધી, અને અગ્નિ પ્રદીપ્ત કરીને પોતે પણ હાથમાં ધનુષ્ય બાણ સજ્જ કરીને ઉભો થઈ રહ્યો. જ્યારે તે હરણાંએ પોતાની એવી અવસ્થા જોઈ, ત્યારે ત્હેણે પ્રાણ બચાવવા સારૂ એકદમ ઉગ્ર પુરૂષાર્થ કર્યો. પહેલાં તો ત્હણે પાશનું છેદન કરીને જાળને તોડી નાંખી, અને અગ્નિની જ્વાળામાંથી દૂર નીકળી ગયો, કે જ્યાં શિકારીનું બાણ પણ પહોંચી શકે નહિ. પરંતુ આગળ પ્રાણ બચાવવાને ખાતર વાયુવેગે પલાયન કરવા જતાં, એક કૂવામાં ગબડી જઇને મરણ પામ્યો. સારાંશ, દૈવ જો અનુકૂલ હોય, તોજ ઉદ્યમ સફળ થાય છે; અસ્તુ !

એના જવાબમાં રાજાએ કહ્યું કે, માર્કંડેયનું આયુષ્ય માત્ર સોળજ વર્ષનું હોવા છતાં, ત્હેણે શાસ્ત્રોક્ત પ્રબલ પુરૂષાર્થ કરીને સપ્ત કલ્પ સુધીનું આયુષ્ય મેળવીને ચિરંજીવપણું સંપાદન કર્યું હતું, તે શું ત્હારા જાણ્યા સાંભળ્યામાં નથી ? એટલા માટેજ મુનિઓએ કહ્યું છે કેઃ—

**उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।**
**षडेते यत्र वर्तंते तत्र देवः सहायकृत ॥**

ઉત્સાહપૂર્વક ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ અને પરાક્રમ એવા છ ગુણ જેનામાં હોય છે, ત્હેને દેવ પણ સહાય કરે છે, અને તે પૂર્ણ કામ થાય છે. માટે મ્હારી સમજ એવી છે કે આપણું ઉપાસ્ય દૈવત જે મહાદેવ, ત્હેમની જો હું કાયા વાચા મનવડે આરાધના કરીશ, તો તેઓશ્રી મ્હારી કામના સફળ કરશે. તે સાંભળીને રાણીએ કહ્યું કે,

આપનો એ વિચાર ઉત્તમ છે, પરંતુ ચિન્તા કાઢી નાંખો. એને માટે આપને હું એક દૃષ્ટાંત કહું છું.

પહેલાં કૌશીક કુળમાં કોઈ સોમશર્મા નામનો બ્રાહ્મણ ઉત્પન્ન થયો હતો, અને તે દરિદ્રી તથા પુત્ર વગરનો હોવાથી રાતદિવસ ચિંતાગ્રસ્ત રહીને તે મેળવવા વલખાં મારી રહ્યો હતો. એક દિવસ હેની સુમના નામની સ્ત્રીએ હેને પ્રશ્ન કર્યોકે, હે પતિરાજ! આજકાલ અહોરાત્ર આપ ચિંતાતુર જણાઓ છો, તો આપ શેની ચિંતા કરો છો, તે મને કહો. ચિંતાથી ચતુરાઇ અને દુઃખથી શરીર ઘટે છે, માટે આપ નિશ્ચિંત રહેશો, તોજ સુખ અને શાંતિ પ્રાપ્ત થશે. હેનું આવું ભાષણ સાંભળીને, પતિએ કહ્યુંકે, હે સ્ત્રી! મનુષ્યને ઇચ્છા થાય છે, તો તેનાથી ચિંતવન થાય છે, અને ચિંતા દુઃખનું કારણ છે, એમ હું સમજું છું. મ્હારી ચિન્તા અને દુઃખનું કારણ એજ છે કે, 'હું ધનહીન અને પુત્ર રહિત છું.' કોણ જાણે કયાં પાપ કર્મને લીધે ધન તથા પુત્રશૂન્ય હું ઉત્પન્ન થયો છું. તે સાંભળીને સુમનાએ કહ્યું, આપ સુજ્ઞ છો, તેથી હું આપને શું વિશેષ કહું? પરંતુ વિચાર કરીને જોશો, તો **"संसारे नास्ति संबंधः केन सार्धं महामते."** પુત્ર, મિત્ર, કલત્ર, બાંધવ, પિતા, માતા, ભૃત્ય, પશુ વગેરે કોઇની પણ સાથે આ સંસારમાં કોઇને વાસ્તવિક સંબંધ જેવું છેજ નહિ, તેમ છતાં પૂર્વકર્મને અનુસરીને તેઓનો સંયોગ થાય છે. એમાં કેટલાક ઋણસંબંધી તથા કેટલાક દ્રવ્યાપહારસંબંધી હોય છે, અને તેઓ સુખ દુઃખ દઇ ચાલ્યા જાય છે.

પૂર્વજન્મમાં જે પુરૂષે જે પુરૂષના ધનનું અપહરણ કર્યું હોય છે, તે ધન રાખનારો મનુષ્ય પેલા ધનનું હરણકરનારા પુરૂષનો રૂપગુણસંપન્ન પુત્ર થઇને હેને પ્રેમ દર્શાવીને, ભક્તિવડે મધુરભાષણ કરીને હેના મનને મોહ પમાડે છે, અને પોતાનું પૂર્વે હરી લીધેલું દ્રવ્ય, પાછું મેળવી લઇને (પોતાને સારૂ હેને તેટલા પ્રમાણમાં દ્રવ્ય

અર્થાય ત્યાંસુધી રહીને) ચાલ્યો જાય છે. અર્થાત્ અલ્પાયુષી થઇને મરી જાય છે અને પિતા (પૂર્વ જન્મના ધનનું હરણ કરનારા) ને મરણ પર્યન્ત દુઃખ, પૂર્વે જેમ ત્હેણે ત્હેને દીધું હતું તે પ્રમાણે દે છે. ત્યારે ત્હેનો બાપ હા પુત્ર ! હા પુત્ર ! એ પ્રમાણે પ્રલાપ કરે છે: તે વખતે તે પુત્ર (જીવ) હસે છે કે, કોણ કોનો પુત્ર છે ? એણેજ મ્હારી એની પાસે રહેલી થાપણ ઓળવી હતી, અને તેથી જેમ ભારે દુઃખથી મ્હારા પ્રાણ જતા રહ્યા, તેજ પ્રમાણે મ્હેં પણ એને દુઃખ દઇને એની પાસે રહેલું મ્હારૂં દ્રવ્ય લઇ લીધું છે અને હવે ચાલ્યો જાઉં છું. એમાં રોવાનું શું કારણ ? પરંતુ એ પાપાચારી હા પુત્ર ! હા પુત્ર ! કરીને આક્રોશ કરે છે. અને કષ્ટ પામે છે. એ મ્હારો બાપ નથી, અને હું પુત્ર નથી. એ પ્રમાણે હસતાં હસતાં કહીને ચાલ્યો જાય છે. સારાંશ, હે પતિરાજ ! એ પ્રમાણે આપણે રાખેલા ધનનું હરણ કરવાને કેટલાક પુત્રરૂપે ઉત્પન્ન થાય છે. હવે બીજા ઋણસંબંધી હોય છે, તે પણ જુઓ.

જેણે જે પુરૂષનું દેવું કીધું છે, અને તે અદા કર્યા વગર જે મરણ પામે છે, ત્હેનો પેલો દ્રવ્ય આપનારો લ્હેણદાર પુરૂષ, પુત્ર અથવા બન્ધુ, સ્ત્રી ઇત્યાદી થઇને તે દ્વારા ત્હેની સાથે નિષ્ઠુર ભાષણ કરે છે. મિષ્ટાન્ન તથા નાના પ્રકારના ભોગોનું સેવન કરે છે. દ્યૂતકર્મ, ચૌર્ય-કર્મ વગેરેમાં મશગુલ થઇને ઘરમાં રહેલું સઘળું દ્રવ્ય ઉડાવી દે છે કોણ રોકાણ કરે. તો કોપાયમાન થઇને માતાપિતાની નિંદા કરે છે, તાડન કરે છે, અને ત્હેમના મરણ પછી શ્રાદ્ધ વગેરે ક્રિયા સુધ્ધાં કરતો નથી. એ પ્રમાણે અનેક પ્રકારના ઉપાયો વડે ઘરમાંહેના દ્રવ્યનો બળાત્કારથી ઉપભોગ કરીને ચાલ્યો જાય છે, અગર રહે છે પણ ખરો. એ ઋણસંબંધી પુત્ર સમજવો.

એવીજ રીતે કેટલાક વૈરીઓ પણ પુત્રરૂપે ઉત્પન્ન થઇને, પૂર્વ જન્મનું વૈર સાધી લે છે. એવા પુત્રો બાળપણથી માબાપની સાથે વૈર

ધારણ કરીને ત્હેમને મારકૂટ પણ કરે છે. તથા કેટલાક ઉદાસીન પુત્રો પણ હોય છે કે જેઓ ઉદાસીન ભાવ ધારણ કરી કશું આપતા નથી, તેમજ લેતા પણ નથી, સંતુષ્ટ તથા ક્રુદ્ધપણ થતા નથી. એવા બહુ બહુ પ્રકારના પુત્ર તથા મિત્ર, ભાર્યા, ભૃત્ય, પશુ, બંધુ. માતા પિતા વગેરે હોય છે, જેમનો સંબંધ પૂર્વ જન્મનાં કર્મોને અનુસરીને બંધાય છે. તેમજ '**यावद्यस्य हि संबंधो ममत्वं तावदेवहि**' જ્યાં લગી જેનો સંબંધ હોય છે, ત્યાં લગીજ ત્હેનાપર મમતા પણ થાય છે. અસ્તુ !

હે પતિરાજ ! મ્હને એમ લાગે છે કે પૂર્વજન્મમાં આપે કોઇનું દેવું નહિ કીધું હોય, તેમજ કોઇનું દ્રવ્ય લૂટી લીધું પણ નહિ હોય; તથા જન્માન્તરમાં કોઇની સાથે વેર પણ નહિ કર્યું હોય કે જેને ખાતર કોઈ આપનો પુત્ર થાત. એ પ્રમાણે વિચાર કરીને આપ ચિન્તા રહિત થઇને શાન્તિનું અવલંબન કરશો, તોજ આપને સુખ થશે, ભાર્યા પુત્ર વગેરે કોણ કોનાં છે ? તેજ પ્રમાણે પૂર્વજન્મમાં આપે કોઇને દ્રવ્ય પણ નહિ આપ્યું હોય, જેને લીધે દરિદ્રતા પણ અત્યારે વેઠવી પડે છે. '**नादत्तमुपतिष्ठति**' એવું શાસ્ત્રવચન છે કે, આપ્યા વગર મળતું નથી. માટે આપ ચિંતા તજીને રહેશો, તોજ સુખ થશે. સ્ત્રીનું આ પ્રકારનું ભાષણ સાંભળીને સોમશર્માએ કહ્યું કે, ત્હેં જે કહ્યું તે યથાર્થ છે, તોપણ પંડિત લોકો વંશવૃદ્ધિની ઇચ્છા રાખે છેજ. તેથી હરકોઈ ઉપાય યોજીને મ્હને પુત્ર થાય એમ હું કરીશ.

સુમનાએ કહ્યું, સારો પુત્ર કુળનો ઉદ્ધાર કરે છે, તથા ત્હેનાથી સ્વર્ગાદિ ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. સત્પુત્ર 'વિદ્યાવિનય વગેરે વડે સંપન્ન' એવો એકજ હોય તો તે ઉત્તમ. પરંતુ ગુણ વગરના ઘણાએ હોય તો તે શા કામના ? કેમકે, તેઓ સંતાપકારક થઇ પડે છે. આ લોકમાં જેમના વડે માનહાનિ દુઃખ, તથા પરલોકને વિષે દુર્ગતિ અને નરકવાસ વગેરે થાય છે.

पुण्येन प्राप्यते पुत्रः पुण्ये न प्राप्यते कुलम् ।
सुगर्भः प्राप्यते पुण्यैस्तस्मात्पुण्यं समाचार ॥

સત્પુત્ર તથા સત્કુલની પ્રાપ્તિ પુણ્યકર્મવડે થાય છે. જો આપ સુગર્ભ પ્રાપ્ત થાય, એવી ઇચ્છા ધરાવતા હો, તો ઉત્તમ પ્રકારે પુણ્યકર્મનું આચરણ કરો, તેમ કર્યા વગર મનોરથની સિદ્ધિ થનાર નથી. આપ પ્રથમ વસિષ્ઠ મહર્ષિની પાસે જશો અને ત્હેમને પૂછશો, તો ત્હેમની કૃપાથી ધર્મજ્ઞ ધર્મવત્સલ એવા પુત્રનો આપને લાભ થશે. પછી તે બ્રાહ્મણે ગંગાજીને કિનારે વસિષ્ઠના આશ્રમમાં આવીને ત્હેમને દંડવત્ પ્રણામ કીધા. વસિષ્ઠજીએ પણ ત્હેને આસન આપીને બેસાડયો, અને ઘરસંબંધી તથા કામકાજસંબંધી ક્ષેમકુશળતા પૂછી. પછી, ત્હમારે કંઇ કામ હોય તો કહો, એમ એને પૂછતાં તે બ્રાહ્મણે પોતાની ધન તેમજ પુત્રરહિત અવસ્થાનું કથન કરીને પૂછયું કે, કયું પાપકર્મ કરવાથી મ્હને આ નિર્ધનતા તથા પુત્રશૂન્યતા પ્રાપ્ત થઇ છે, તે કહો. તે સાંભળીને, વશિષ્ઠજી બોલ્યા, ત્હારૂં પૂર્વકર્મ કહું છું તે સાંભળ.

હે વિપ્ર ! તું આગલા જન્મમાં શૂદ્રજાતિમાં ઉત્પન્ન થયો હતો, અને ખેતીવાડી કરતો હતો. ત્હને એક સ્ત્રી અને પુષ્કળ સંતતિ હતાં. તે જન્મમાં ત્હેં સત્ય, ધર્મ, દાન, તીર્થયાત્રા ઇત્યાદિ કાંઇપણ પુણ્યકર્મ કર્યું ન હતું. ગાય, ભેંસ, બળદ, ઘોડા વગેરે પશુઓ પાળીને તથા વેચીસાટીને પુષ્કળ દ્રવ્ય ભેગું કીધું હતું. પરંતુ તેનો દેવકાર્યમાં તેમજ સત્પાત્રને વિષે ઉપયોગ કર્યો ન હતો. કેવળ તૃષ્ણા લોભવડે નાનાં પ્રકારનાં કર્મો કરીને ત્હેં માત્ર દ્રવ્યનો સંગ્રહ કીધો, અને કોઇને ખબર ન પડે એવી જગ્યાએ તેને જમીનમાં દાટી દીધું હતું. ત્હારો પ્રાણાન્તકાલ આવ્યો, તે વખતે ત્હારા સ્ત્રીપુત્રાદિકોએ ત્હને પૂછવા છતાં તે દ્રવ્ય કયાં રાખ્યું છે તે એ લોકોને ત્હેં દેખાડયું અગર કહ્યું પણ નહિ. પછી તું પ્રાણ તજીને યમલોકને વિષે ચાલ્યો ગયો. સારાંશ પૂર્વજન્મમાં ત્હેં કેઇને

દ્રવ્ય વગેરે આપ્યું ન હતું તે પાપને લીધે નિર્ધનતા અને પુત્રાદિકોની માયા મમતા કાઢી નાંખીને લોભવડે ત્હેમને પણ દ્રવ્ય આપ્યા વગર મરણ પામ્યો હતો, તેથી આ જન્મમાં ત્હને નિપુત્રિકતા પ્રાપ્ત થઈ છે. હવે ત્હને આ વિપ્રત્વ શાથી પ્રાપ્ત થયું તેનું કારણ સાંભળ.

કોઇ એક વિષ્ણુભક્ત બ્રાહ્મણ તીર્થયાત્રા કરતો કરતો ત્હારે ઘેર આવ્યો હતો, તે વખતે ત્હમે બન્ને જણાએ ત્હેની ઉત્તમ શુશ્રૂષા કીધી હતી. ભક્તિથી ત્હેને અન્ન સમર્પણ કીધું, તથા ત્હેના સહવાસથી એકાદશીનું વ્રત, ગંગાસ્નાન, એકાદશીમાહાત્મ્ય વગેરે શ્રવણ કર્યું હતું, તે પુણ્યના પ્રભાવથી, આ બ્રાહ્મણજન્મ ત્હને મળ્યો, અને ભોજનમાં નિત્ય મિષ્ટાન્ન પણ મળે છે સારાંશ, હે વિપ્ર ! સત્પુત્ર, ધનધાન્ય, સ્વર્ગ-મોક્ષ ઇત્યાદિ જે જે દુર્લભ છે, તે સઘળું ભગવાનના પ્રસાદથી મળે છે, એવું જાણીને, '**नारायणपरो भव**' નારાયણની આરાધનાને વિષે તું તત્પર થા. પછી તે વિપ્ર, વસિષ્ઠની આજ્ઞા લઇને પોતાને ઘેર આવ્યો, અને પોતાની સ્ત્રી સુમનાને સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો, અને મોહનો પરિત્યાગ કરીને પરમાત્માની આરાધના કરવાને ગંગા કિનારે ગયો. ત્યાં દ્વાદશાક્ષરમંત્રનો ધ્યાનયુક્ત જપ કરીને, બ્રાહ્મણે વિષ્ણુને પ્રસન્ન કીધા, અને ત્હેમની પાસેથી સત્પુત્ર તથા ઉત્તમગતિની પ્રાપ્તિ એવાં બે વરદાન માંગી લીધાં. સારાંશ, ભગવત્પ્રસાદથી ત્હેને જેમ સત્પુત્રનો લાભ થયો હતો, તેજ પ્રમાણે આપ પણ જો પુણ્યકર્મ પરાયણ થઇને અહોનિશ ઇશ આરાધન કરશો, તો આપની પણ ઇચ્છા પૂરી થશે.

એ પ્રમાણે મંદાકિની રાણીએ શશાંગર રાજાને બોધ કરીને ચિંતાનો ત્યાગ કરવાનું કહ્યું. પછી રાજાએ વિચાર કર્યો કે શ્રી સેતુબંધ રામેશ્વર તીર્થને વિષે જઇને હું શંકરની આરાધના કરૂં અને ત્હેમને પ્રસન્ન કરી લેઉં, અને જ્યાં સુધી પુત્ર પ્રાપ્તિ ન થાય, ત્યાં સુધી પાછો આ નગરીમાં નહિ આવું. પછી ત્હેણે પોતાના મંત્રીને બોલાવીને ત્હેને પોતાનો હેતુ

જણાવ્યો, અને સકલ રાજકારભાર ત્હેને સોંપીને પોતે સ્ત્રીસહિત દાસદાસીનો જુજ પરિવાર લઇને શુભ મુહૂર્તઉપર રામેશ્વર જવાને નીકળી પડયો.

રસ્તામાં ચાલતાં ચાલતાં દક્ષિણમાં જ્યાં કૃષ્ણા અને તુંગભદ્રા નદીઓનો સંગમ થાય છે, ત્યાં આગળ રાજાએ મુકામ કર્યો. રાત્રીને વિષે રાજા સૂઇ રહ્યો હતો, તે વખતે ત્હેનાં સ્વપ્નમાં પ્રત્યક્ષ મહાદેવ પ્રગટ થઇને કહેવા લાગ્યા કે, "હે રાજા! મ્હારી આરાધના કરવાને તું રામેશ્વરક્ષેત્રમાં જાય છે, પરંતુ ત્યાં આગળ નહિ જતાં અહીંજ રહી જશે, તો ત્હારી કામના પૂર્ણ થશે. આ સંગમના મધ્યવર્તિ પ્રદેશમાં અપર્ણા સહિત મ્હારી મૂર્તિ છે, તે લિંગનું જો તું પૂજન કરશે, તો ત્હારી પુત્રકામના અહીં રહ્યા રહ્યાજ સફળ થશે." આ પ્રકારનું સ્વપ્ન જોઈ, જાગ્રત થયાબાદ ત્હેણે રાણીને વાત કીધી અને તે સંગમસ્થાનમાં શોધ કરતાં તેના એક સ્થાનમાં જૂનું પુરાણું શિવલિંગ ત્હેના જોવામાં આવ્યું. ત્હેણે બ્રાહ્મણોને બોલાવીને તે લિંગની શાસ્ત્રોક્ત વિધિથી પ્રાણ-પ્રતિષ્ઠા કીધી અને પોતે ત્યાં આગળજ ત્હેની આરાધના કરતો રહી ગયો આસપાસના પ્રદેશમાં તે લિંગની જ્યારે લોકોને ખબર થઇ, ત્યારે ઘણા લોકો ત્યાં દર્શનપૂજનને ખાતર આવવા લાગ્યા, અને ભારે યાત્રા ભરાવા લાગી, અને આનંદથી ઉત્સાહ સમારંભ ઉજવાવા લાગ્યો, તથા લોકો માનતા માનવા લાગ્યા. રાજા જે પ્રમાણે પુત્રપ્રાપ્તિને સારૂ આરાધના-તત્પર થયો હતો, તેજ પ્રમાણે નદીના કિનારા ઉપરના ભદ્રસંગમ ગામમાં રહેનારો મિત્રાચાર્ય નામનો કોઇ બ્રાહ્મણ પોતાની શરયૂ નામની પત્નીને લઇને શિવની આરાધના કરવાને નિયમપૂર્વક ત્યાં રહ્યો હતો; કેમકે ત્હેને પણ સંતતિ ન હતી.

કૈલાસપર્વત ઉપર એક વખત દેવગણ વગેરે સહિત અર્ધાંગમાં પાર્વ-તિને લઇને મહાદેવ બેઠા હતા. અને સુરોચના નામની અપ્સરા નૃત્ય ગાયન કરતી હતી. તે વખતે ત્હેના મનમાં શંકરને જોઇને એવી કામના થઈ કે પાર્વતિની પેઠે મ્હને એમનો સમાગમ થાય તો કેવું સારૂં! મનમાં કામ

વ્યાપવાથી, ગાયન કરતી વખતે તે તાલ ચુકી ગઈ, અને નાચ પણ ભૂલી ગઇ. ત્યારે મહાદેવે ત્હેનો હેતુ જાણી જઇને ત્હેને શ્રાપ દીધો કે, તું મૃત્યુલોકને વિષે મિત્રાચાર્ય બ્રાહ્મણને ઘેર જન્મ પામશે. સાંભળતા-વારને સુરોચના ગભરાઇ ગઇ અને સ્તવન કરીને શ્રાપનું નિવારણ કરવા કાલાવાલા કરવા લાગી; ત્યારે મહાદેવે કહ્યું કે, તહને મનુષ્યજન્મ તો પ્રાપ્ત થશેજ પરંતુ મ્હારી આરાધના કરીશ ત્યારે હું તે જગોએ પ્રત્યક્ષ થઇશ અને જ્યારે મ્હારો સ્પર્શ ત્હને થશે, ત્યારે તું સ્વસ્થાનને પ્રાપ્ત થઇશ. એજ સુરોચના અપ્સરા, મિત્રાચાર્ય બ્રાહ્મણ જે રાજાની પાસેજ સંતતિને સારૂ શિવનું આરાધન કરતો બેઠો હતો, ત્હેની સ્ત્રી શરયૂને પેટે જન્મી. ત્હેનું નામ તેઓએ કદંબા રાખ્યું હતું. જ્યારે તે બાર વરસની થઈ, ત્યારે માતાપિતા ત્હેનું લગ્ન કરવાનો વિચાર કરવા લાગ્યા. પરંતુ ત્હેણે અવિવાહિત રહીનેજ શિવનું આરાધન કરવાનો પોતાનો હેતુ ત્હેમને જણાવ્યો. એક દિવસ તે કદંબા એકલીજ શિવમંદિરમાં પૂજન કરી રહી હતી, અને પાસે બીજું કોઇપણ નહિ હતું. એવે સમયે લિંગમાંથી શંકર પ્રગટ થયા. ત્હેમને જોઇને તે ભયભીત થઇને નાસવા લાગી. ત્યારે શંકર પણ ત્હેની પાછળ દોડયા, અને ત્હેનો સ્પર્શ કીધો. સ્પર્શ થતાંજ પહેલાં કહેલા વચન મુજબ, તે કન્યા માનવદેહમાંથી છુટી અને અપ્સરા થઇને સ્વર્ગલોકને વિષે ચાલી ગઈ. પછી ત્હેનાં માતાપિતાએ ત્હેની ખુબ શોધ ચલાવી, ત્યારે મુડદાંની હાલતમાં તે પડી રહેલી જોવામાં આવી. એકાએક એમ કેમ થઇ ગયું ? એની બહુ બહુ તપાસ ચલાવી પરંતુ કાંઇ પત્તો મળ્યો નહિ. પછી ત્હેની ઔર્ધ્વદેહિક ક્રિયા કીધી, અને બન્ને જણાં ત્હેને માટે બહુ વિલાપ કરવા લાગ્યાં.

તે કદંબાનો સ્પર્શ કરતાં શિવ શરીરનું વીર્ય જે ત્યાં પડયું હતું, તે વરસાદના વખતમાં પાણીની સાથે વહીને કૃષ્ણાનદીના જલમાં આવ્યું. શશાંગર રાજા તે વખતે સ્નાન કરીને સૂર્યને અર્ઘ્યપ્રદાન કરી રહ્યો હતો; ત્હેણે જ્યારે અંજલિમાં જળ લીધું, ત્યારે તે જળને વિષે શંકરનું પેલું

અમોઘ વીર્ય આવ્યું, અને મનુષ્ય શરીરનો સ્પર્શ થતાંજ ત્યાંને ત્યાં અંજલિને વિષે નવપ્રસૂત બાલક ઉત્પન્ન થયું. ત્હેને સર્વાંગ પરિપૂર્ણ તેમજ સુંદર જોઇને, રાજાને આનંદ થયો, અને શંકરની કૃપાથી મ્હને આ અયોનિસંભવ પુત્ર મળ્યો, એવો એણે વિચાર કર્યો. પછી તે બાળકને લઇને પોતાના સ્થાનપર આવ્યો, અને રાણી મંદાકિનીને સર્વ વૃત્તાન્ત નિવેદન કરીને કહેવા લાગ્યો કે, આ કોઇ હરિહર, બ્રહ્મદેવ, કિંવા ઇન્દ્ર બૃહસ્પતિનોજ અવતાર હશે, એમ મ્હને લાગે છે. તે સાંભળીને રાણી બહુ રાજી થઈ, અને ત્હેણે ત્હેને લઇને સ્તનપાન કરાવવાનો મનસુબો કરતાં તે વખતે ઇશકૃપાથી ત્હેના સ્તનમાં દૂધ પણ ઉત્પન્ન થયું, અને તે ત્હેણે ત્હેને પાયું. બારમે દિવસે તે બાળકનું નામ [1]કૃષ્ણાગર એવું રાખવામાં આવ્યું. રાજાએ મહાદેવની મોટી પૂજા કરીને પુષ્કળ દાન ધર્મ તથા બ્રાહ્મણભોજન પણ કર્યું અને ત્યાંથી તે પાછો પોતાની નગરીમાં આવ્યો.

મંત્રીને ખબર થતાંજ ત્હેણે નગરીને શણગારી અને ભારે ભપકા સહિત મંગલ વાજીંત્ર વગડાવતાં તથા પુષ્પોની વૃષ્ટિ કરતાં રાજાને તે નગરીમાં લઈ આવ્યો. શંકરની કૃપા થઇ, અને રાજાને સુંદર પુત્રરત્ન થયો, તેનાથી પ્રજા આનંદ પામીને કહેવા લાગી કે 'રાજા નિશ્ચલ ભક્ત હોવાથી, શિવની ત્હેનાપર કૃપા થઈ.' કૃષ્ણાગર પુત્ર મોટો થયો ત્યારે રાજાએ ત્હેનો ઉપનયન સંસ્કાર કરીને ત્હેને વિદ્યા પણ શીખવી. પછી સોળમે વરસે ત્હેનું લગ્ન કરવાનો વિચાર માતાપિતાના અંતરમાં ઉપસ્થિત થયો. તેઓએ પુરોહિત અને મંત્રીને બોલાવીને કહ્યું કે, ત્હમે બન્ને જણા સાથે જઈને દેશાન્તરમાંથી મ્હારા પુત્ર કૃષ્ણાગરને માટે ૩૫ ગુણ વગેરે લક્ષણો ધરાવનારી કોઈ

---

૧ કૃષ્ણાનદીના અગર (ઘેર, સ્થાન)માં રહેવાથી લાભ થએલો હોવાથી તેનું સ્મરણ કાયમ રાખવા એનું એવું નામ પાડવામાં આવ્યું હતું.

સુંદર કન્યા શોધી લાવો. સ્ત્રી પુરૂષનો અનુરૂપયોગ શાસ્ત્રને તથા સજ્જનને સંમત છે. અનનુરૂપનો જ્યાં સંયોગ થાય છે, ત્યાં આગળ સત્ય પ્રેમ અને સુખ હોતાં નથીઃ કદાચિત્ એના પણ અપવાદ હશે.

રાજાની આજ્ઞા લઈને, મંત્રી તથા પુરોહિત એ બન્ને જણા અનેક નગરોને વિષે રખડયા, પરંતુ કોઇ પણ સ્થળે કૃષ્ણાગરના લાયકની કન્યા જોવામાં આવી નહિ. કોઈ કન્યા રૂપવતી તો તે ગુણ-હીન હોય, અને કોઇ એકાદ સદ્‌ગુણસંપન્ન જોવામાં આવે તો ત્હેનામાં રૂપ ન હોય. કેટલીક કન્યા રૂપગુણસંપન્ન જોઇ પરંતુ બન્નેનો મેળ બરાબર આવતો ન હતો. એવું થયું ત્યારે તો લાચાર થઇને તે બન્ને જણા પાછા આવ્યા અને રાજાને બધી હકીકત કહેવા લાગ્યા. પુરોહિતે કહ્યું, હે રાજન્! રૂપ, ગુણ, વૈભવ તથા જન્માક્ષરનો મેળ બરાબર મળી આવવો એ બહુ કઠણ છે. કાંઈને કાંઈ પણ ન્યુનતા કોઇપણ વાતે રહેવાની. એથી કરીને આપ જો એકાદ ન્યુનતા કબૂલ કરશો, તો આપના પુત્રને માટે ઘણી કન્યાઓ મળી આવશે. જગત્‌ને વિષે આપ જોશો તોઃ—

**यः सुंदरस्तद्वनिता कुरूपा । या सुंदरी सा पतिरूपहीना ।**
**यत्रोभयं तत्र दरिद्रता च । विधेर्विचित्राणि विचेष्टितानि ॥**

જે પુરૂષ પોતે જાતે સુંદર હોય છે, ત્હેને પત્ની વરવી મળે છે, અને જે સ્ત્રી ખુબસુરત હોય છે, ત્હેને કદરૂપો ધણી મળે છે. કદાચ દૈવયોગે સ્ત્રી પણ સુંદર અને પતિ પણ રૂપવાન્ એવો સંયોગ જામ્યો હોય, એવી જગોએ અત્યંત દરિદ્રતા જોવામાં આવે છે. અર્થાત્ સંપન્નતા વગર તે સૌન્દર્ય શા ખપનું? સારાંશ, બ્રહ્મદેવની એવી વિચિત્રજ કૃતિ હોય છે, એમ સમજીને સકલ ગુણસંપન્ન કન્યાનો દુરાગ્રહ આપ તજી દો. કેમકે, કપિલાષષ્ઠીના યોગની માફક એ યોગ પણ દુર્મિલ છે. રાજાએ કહ્યું, ઠીક! એને માટે વિચાર કરીશું. થોડા

દિવસ પછી રાણી મંદાકિની માંદી પડી અને અનેક ઉપાય કરવા છતાં ત્હેને આરામ ન થયો અને તે પરલોકને વિષે સીધાવી. પછી તો પૂછવુંજ શું ? રાજાને તથા પુત્રને પણ બહુ દુઃખ થયું. ત્હેણે ત્હેની ઉત્તરક્રિયા ઉત્તમ પ્રકારે કીધી, અને પહેલાંની માફક રાજ્યકારભાર પણ ચલાવવા લાગ્યો, તોપણ વારંવાર ત્હેને સ્ત્રી સાંભરી આવતાં ચહેન પડતું ન હતું. બાલ્યાવસ્થામાં મા મરી જાય અને વૃદ્ધાવસ્થામાં પુત્રનું મરણ થાય તથા જુવાનીમાં પત્ની મરી જાય, તો ત્હેના જેવો દુઃખી અને પાપી બીજો કોણ ? રાજા કાંઈ વૃદ્ધ* ન હતો, તેથી ત્હેને વારંવાર સ્ત્રીની સ્મૃતિ થઇ આવતાં શોક તથા કામની પીડા પણ થયાં કરતી; પરંતુ ધાર્મિક હોવાથી ત્હેનું મન વ્યભિચારાદિ પાપકર્મથી બ્હીતું હતું, તેથી ત્હેણે ફરી પરણવાનો વિચાર કીધો.

એક દિવસ ત્હેણે મંત્રીને પૂછ્યું કે, કૃષ્ણાગરને માટે ત્હમે ઘણી રાજકન્યાઓ જોઇ છે, તેમાં મ્હારા લાયકની કોઈ હશે, તો હું ત્હેની સાથે વિવાહિત થઇશ. પછી જ્યારે પુત્રના લાયકની કન્યા મળી આવશે, ત્યારે ત્હેને પણ પરણાવી દઇશું. મંત્રીએ કહ્યું કે, આપના પુરોહિતે સઘળીજ કન્યાઓની જન્મપત્રિકા આણી છે, ત્હેમને બોલાવીને આપ પૂછશો અને જોશો તો કોઇ નહિ ને કોઈની સાથે આપનો મેળ મળી આવશે. પછી પુરોહિતને બોલાવીને પોતાની પત્રિકાની સાથે કઈ રાજકન્યાની પત્રિકા મળે છે, તે જોવાનું ત્હેને કહ્યું. પુરોહિતે જોઇને કહ્યું કે, ચિત્રકૂટના ભુજધ્વજ રાજાની ભુજાવંતી નામની કન્યાની સાથે આપના જન્માક્ષર ઉત્તમ પ્રકારે મળે છે, માટે ત્હેની સાથે આપે લગ્ન કરવાં. ત્યાર પછી રાજાએ મંત્રીને ત્યાં મોકલ્યો, અને ત્હેણે પણ ભુજધ્વજને શશાંગરનો હેતુ અને જન્માક્ષર મળતા આવવાની વાત જાહેર કીધી. ભુજધ્વજે ખુશીથી તે વાત કબૂલ કીધી અને શુભ મુહૂર્ત નક્કી કરીને,

---

*આ ઉપરથી વૃદ્ધ હોય તો ત્હેને શોક અને કામબાધા થાયજ નહિ એમ ન સમજવું; તોપણ જુવાન જેટલું તો નહિજ.

મંત્રીને કહ્યું કે, જલદી જઇને રાજાને પરિવાર સહિત અંહી લઇ આવો. મંત્રીએ પાછાં જઇને રાજાને સઘળી હકીકત રોશન કીધી. ત્યારે રાજા પણ તે મુહૂર્ત ઉપર લગ્ન કરવાને માટે મંત્રી પુરોહિત સહિત ચિત્રકૂટ જવાને નીકળ્યો. ત્યાં પહોંચ્યાબાદ, ભુજધ્વજ રાજાએ પોતાની કન્યા ભુજાવંતીને નિશ્ચિત કરેલા મુહૂર્તપર શશાંગર રાજાને અર્પણ કીધી તથા કન્યાદાન વખતે અનેક અમૂલ્ય વસ્ત્ર અલંકાર વગેરે સમર્પણ કીધાં. ચાર દિવસ લગી લગ્ન સમારંભ ભારે ઠાઠથી ચાલ્યો, અને પછી રાજા રાણી ભુજાવંતીને લઇને કુંડિનપુર પાછો આવતો રહ્યો. રાજાએ દ્વિતીય સંબંધ (લગ્ન) કર્યાબાદ, નવી રાણીપર ત્હેની અદ્વિતીય પ્રીતિ થઈ, અને કોઇની પણ ત્હેના પ્રત્યે દૃષ્ટિ પહોંચે નહિ, એ હેતુથી ત્હેને માટે એક અલગ એકાંત મહેલ પણ તૈયાર કરાવ્યો.

લગ્ન થયાં તે વખતે રાણીને એટલી ખબર હતી કે મ્હને એક સાવકો છોકરો છે; પરંતુ ત્હેણે કદી ત્હેને દીઠો નહતો. એક દિવસ રાજા જંગલમાં શિકાર કરવાને ચાલ્યો ગયો હતો, અને રાજપુત્ર કૃષ્ણાગર પોતાના બરોબરીયા સોબતીઓની સાથે રાજમહેલની સામેના મેદાનમાં પતંગ ઉડાવવાની અને બીજી એવી રમતો રમી રહ્યો હતો. એવે સમયે ભુજાવંતી રાણી પોતાના મહેલની બારીમાં ઉભી હતી, અને ત્હેણે અત્યંત રૂપવાન્ તરૂણ રાજપુત્ર કૃષ્ણાગરને જોયો. જોતાંવારને તે મોહ પામી, અને પોતાની દાસીને કહ્યું કે, પેલા છોકરાઓ જે રમે છે, ત્હેમની મધ્યમાં જે સુંદર પુરૂષ કનકવો ચગાવી રહ્યો છે, ત્હેને તું મ્હારા મહેલમાં લઇ આવ. આજ્ઞા થતાંજ દાસી ત્યાંથી નીકળી અને કૃષ્ણાગરને કહ્યું કે, ત્હમારી માતા ત્હમને બોલાવે છે, માટે જલદી ચાલો. કૃષ્ણાગરે વિચાર કર્યો કે, પરણીને અહીં આવી ત્યારથી કદી માતાએ મ્હારૂં સ્મરણ કર્યું નથી, પરંતુ આજે બોલાવે છે, તે મ્હારૂં મોટું ભાગ્ય સમજવું. ચાલો પહેલાં માતાનાં દર્શન કરીશું અને પછી રમીશું. દાસીની સાથે કૃષ્ણાગર ઘણા આનંદથી માતાનાં દર્શનને માટે નીકળ્યો, અને

ત્હેતે મહેલ આવી પહોંચ્યો. ભુજાવંતી તો ત્હેની રાહ જોતી ઉભી થઇ રહી હતી; ત્હેણે જ્યારે દાસીની સાથે કૃષ્ણાગરને દીઠો, ત્યારે ત્હેના જીવને બહુ આનંદ થયો. દાસીને બન્નેનાં સગપણની તથા રાણીના હેતુની ખબર હોવાથી કૃષ્ણાગરને મહેલ સુધી લઇ આવીને પોતે ત્યાંથી દૂર ચાલી ગઇ.

કૃષ્ણાગરે મહેલમાં આવતાંજ પૂજ્ય ભાવથી માતાને નમસ્કાર કર્યાં, પરંતુ ત્હેની દૃષ્ટિ કામવડે આંધળી થઈ ગએલી હોવાથી, અને દેહનું ભાન પણ ત્હેને રહેલું નહિ હોવાથી, મુખવડે ત્હેનાથી આશીર્વાદ સુદ્ધાં દઇ શકાયો નહિ; એ જોઇને કૃષ્ણાગરને વિપરીત લાગ્યું. ભુજાવંતી ત્હેની પાસે જઇને ત્હેનો હાથ પકડીને કહેવા લાગી કે, સૂર્યકાંતથી અગ્નિ ઉત્પન્ન થઇને, તે જેમ વસ્તુને સળગાવી મુકે છે, તેજ પ્રમાણે ત્હારા સ્વરૂપમાંથી ઉત્પન્ન થનારો કામાગ્નિ મ્હારા શરીરને વગર ચિતાએ બાળી રહ્યો છે, માટે ત્હેની શાંતિ કરવી ત્હારા હાથમાં છે. માતાનું આવું વિપરીત ભાષણ સાંભળીને ત્હેણે ત્હેનો હાથ ઝટકારી નાંખ્યો અને ક્રોધ કરીને કહ્યું કે, તું મ્હારી પ્રત્યક્ષ ઓરમાન માતા હોવા છતાં પશુ વગેરેની માફક દુષ્ટ બુદ્ધિ ધરાવે છે; પરંતુ એને લીધે ત્હને રૌરવ નરકવાસ પ્રાપ્ત થશે. એવા ઉગ્ર પાપને સારૂ યમરાજા ત્હને ભયંકર શાસન કરશે, ત્યારે ત્હારી ત્યાં આગળ કોણ રક્ષા કરશે? માટે કાંઇક વિચાર કર અને એવી પાપવાસના તજી દે. આ સમયે જો બીજી કોઈ સ્ત્રી હત, તો હું ત્હેનો શિરચ્છેદજ કરત; પરંતુ ત્હારી સાથે મ્હારે ઓરમાન માતાનો સંબંધ હોવાથી, એવું ઘોર કર્મ કરતાં હું આચકો ખાઉં છું. ધિક્કાર છે! ધિક્કાર છે ત્હને! ત્હારા જેવી સ્ત્રીઓની ઉત્પત્તિ ધર્માદિ સકલ પુરૂષાર્થની હાનિ કરવાને માટેજ થઈ છે, એમ હુ સમજું છું. જે પ્રકારનું કૂટયંત્ર* હોય છે, તેજ પ્રકારની આ સ્ત્રીરૂપી કૂટયંત્રની રચના કોણે કરી હશે તેની કોને ખબર? પરંતુ એને નિર્માણ કરનારો

*કપટ રચના છે જેની એવું યંત્ર.

કારીગર ચતુર તો ખરોજ ! કૂટયંત્રને ઉત્તમ સમજીને કોઈ મનુષ્ય તેનો સ્પર્શ કરે, તો તેનાથી હેનું નિયંત્રણ (મરણ) થાય છે, તેજ પ્રમાણે સ્ત્રીયંત્રને સ્પર્શનારાની પણ સ્થિતિ થાય છે. જેને વિષે અનેક સંદેહ ઉપજે છે, તથા જે અવિનયનું મંદિર છે, સાહસનું નગર પણ જેને વિષે રચાએલું છે, રાગદ્વેષાદિનો ખજાનો જેનામાં ભરપૂર ભરેલો છે, જેને વિષે અવિશ્વાસની ક્ષેત્રભૂમિ છે, એવું સ્વર્ગના પ્રતિબંધક અને યમલોકનું દ્વારભૂત તથા શાંબરી વિદ્યા વગેરેની પેટી અને બહારથી જોવાને માટે અમૃતરૂપ, પરંતુ વાસ્તવિક રીતે જોતાં વિષરૂપ સ્ત્રીયંત્ર પ્રાણીઓના નાશને માટે જેણે નિર્માણ કરી રાખ્યું છે, હેની તારીફ તે શી કરીએ ? કવિએ કહ્યું છે કેઃ—

**जल्पन्ति सार्धमन्येन पश्यन्त्यन्यं सविभ्रमाः ।**
**हृद्गतं चिन्तयन्त्यन्यं प्रियः को नाम योषिताम् ॥**

એક પુરૂષની સાથે સ્ત્રીઓ બોલતી હશે, તો વિલાસ યુક્ત થઇને બીજાની સામે દૃષ્ટિપાત કરશે, તથા હૃદયને વિષે કોઇ ત્રીજાજ ત્રાહિત પુરૂષનું ચિન્તવન કરી રહી હશે, એવી એમની ચેષ્ટા હોય છે. એથી કરીને તેઓને નિશ્ચય પૂર્વક કયો પુરૂષ પ્રિય હોઇ શકે ? કોઇપણ નહિ. તેમ છતાં કેટલાક મૂઢપંડિતો હેમને દયિતા (અત્યંત પ્રિયકારિણી) એ નામથી સંબોધે છે. વિચાર કરો કે, જે વસ્તુ પ્રિય હોય છે, તે કદી દુઃખદાયી નીવડે છે ? અને દુઃખદાયી નીવડે, તો તે પ્રિય કેવી રીતે હોઇ શકે ? જે સ્ત્રીના સ્મરણથી ચિત્તને તાપ થાય છે, અને દર્શનથી ઉન્માદ ઉપજે છે, અને સ્પર્શ થતાં મનુષ્ય મોહ પામીને બાહ્યપ્રપંચ ભૂલી જાય છે, તે સ્ત્રીને 'દયિતા' એ નામ શી રીતે શોભી શકે ? સારાંશ, કૃષ્ણાગરે હેને અત્યંત તુચ્છકારી કાઢી, અને બોધપણ કર્યો, અને પોતે પછી ત્યાં આગળથી ચાલ્યો ગયો, અને છોકરાઓની પાસે આવીને રમવા લાગ્યો. તોપણ હેનું ચિત્ત અત્યંત ઉદ્વિગ્ન અને

સંતપ્ત થઇ જવાથી, પહેલાંના જેવી રમવામાં ત્હેની આનંદવૃત્તિ ન હતી. રમત પૂરી થયા બાદ પોતાને મહેલ ગયો અને વિચાર કરવા લાગ્યો કે હવે શું કરવું ? આ વાત કોઇને કહેવા જેવી નથી. તોપણ પિતાને એકાંતમાં બોલાવીને કહું તો ઠીક પડશે, એવું ત્હેના મનમાં આવ્યું.

આણીતરફ આ મ્હારો સાવકો છોકરો છે, એવું ભુજાવંતીના જાણવામાં આવતાં, ત્હેના મનમાં ભારે ભય ઉત્પન્ન થયો. તે અસતી તો હતીજ, કેમકે તેમ જો ન હોય, તો ત્હેને પરપુરૂષની સાથે રમવાની વૃત્તિ કેમ ઉપજે ? પરંતુ એ પુરૂષ તે મ્હારો પુત્રજ છે, એવી ત્હેને પહેલેથી ખબર ન હતી, અને ત્હેના રૂપથી મોહિત થઇને, ત્હેણે ત્હેને બોલાવી મંગાવ્યો હતો. લગ્ન થયા પછી ત્હેણે એને એકજ વાર દીઠો હતો, અને કામથી દૃષ્ટિ આંધળી બની જવાથી તેમજ ચિત્ત મોહ પામી ગએલું હોવાથી, આગ્રેથી એટલી ઓળખાણ પડી નહિ. પરંતુ જ્યારે તે એનો ધિક્કાર કરીને ત્યાંથી ચાલ્યો ગયો, ત્યારે તો તે ગભરાઇ ગઇ, અને એનું પરિણામ ઘણું અનર્થાવહ આવશે, એવી ત્હેના મનમાં ચિંતા થવા લાગી. પછી ત્હેણે દાસીને બોલાવીને કહ્યું કે, જેને મ્હેં ત્હારી મારફત બોલાવી મંગાવ્યો હતો, તે મ્હારો ઓરમાન પુત્ર હતો. હવે એ વાતની એના બાપને ખબર પડ્યા વગર કેમ રહેશે ? અને રાજાને કાને વાત જશે, તો એ મ્હને દેહાંત દંડની શિક્ષા કરશે, અને જગત્‌માં ભારે અપકીર્તિ પણ થશે. એથી મ્હારા મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો છે કે વિષસેવન કરીને પ્રાણ ત્યાગ કરવો, નહિ તો ભારે વિટંબણા પડશે. તે સાંભળીને દાસીએ કહ્યું કે, હું આપને યુક્તિ બતાવું છું, તે પ્રમાણે જો આપ વર્તશો, તો અપકીર્તિ પણ નહિ થાય, અને દેહાંત દંડની શિક્ષા પણ ભોગવવાનો વારો નહિ આવે, અને ઝેર ફાકીને આત્મહત્યા પણ કરવી નહિ પડે. ભુજાવંતીએ પૂછ્યું કે, એવી કઇ યુક્તિ છે કે, જેનાથી મ્હારી પ્રાણ રક્ષા થઇને અપકીર્તિ નહિ થઇ શકે ? જલદી કહે.

ત્યારે દાસીએ કહ્યું કે, રાજાની સ્વારી શિકાર કરવાને સ્હવારના
હારની ગઈ છે, તે પ્રથમ આપનાજ મ્હેલમાં આવશે. તે પહેલાં આપ
અાલંકાર ફાડી તોડીને પલંગપર રડતાં રડતાં સૂઇ રહેજો. જ્યારે
જા પાસે આવીને રોવાનું કારણ પૂછે, ત્યારે ઘણીવાર લગી તો જવાબજ
વો નહિ, ફક્ત જોસથી ખૂબ રડયાંજ કરવું. આખરે કહી દેવું કે
હારૂં દુઃખ અપરિહાર્ય છે, અને કહેવા લાયક પણ નથી, તેથી હું
ાણ ત્યાગ કરવાની છું. પછી જ્યારે રાજા પુષ્કળ અકળાઇને કારણ
છે, ત્યારે કહી દેવું કે, "ત્હમારો પુત્ર કૃષ્ણાગર ત્હમે શિકાર કરવા
યા હતા, એવો લાગ જોઇને, મ્હારા મ્હેલમાં આવ્યો, અને
હારા પર બળાત્કાર કરવા લાગ્યો. પરંતુ મ્હેં ધીરજ રાખી,
નેનો હાથ ઝટકારી કાઢયો, અને ત્યાં આગળથી દૂર નાસી
ઇ, તેથી મ્હારી આબરૂ બચી. એ કૃત્ય એવું છે કે કોઇને કહી
કાય નહિ. એ કારણથી મ્હને બીલકુલ ચહેન પડતું ન્હોતું, અને
એવી અપ્રતિષ્ઠા સહન કરીને જીવવાના કરતાં ઝેર ખાઈ ને મરી જવાનો
હારો ઇરાદો હતો. પરંતુ આપની સ્વારી પાસે ન હતી, તેથી મ્હેં
એવો વિચાર કીધો કે, છેવટનાં આપનાં દર્શન કરીને, આ વૃત્તથી
આપને વાકેફ કરવા, અને ત્યારબાદ પ્રાણ ત્યાગ કરવો. હવે હું મ્હારા
ંશ્ચય પ્રમાણે ઝેર ખાઇને, અગર ગળે ફાંસો લગાડીને મરી જવાની
." એ પ્રમાણે જો આપ રાજાને કહી દેશો, તો ત્હેને ક્રોધ ઉત્પન્ન
શે, અને પુત્રનેજ તે ભયંકર શિક્ષા કરશે. વિષતરૂના અંકુરનો નાશ
રી દેવાથી, જેમ તે વધતો નથી, અને પ્રાણહારક ફ્લોને પ્રસવતો
થી, કિંવા સર્પનું મ્હોંડું ભાંગી નાંખ્યાથી અગર વીંછીનો કાંટો તોડી
ંખ્યે, વિષ બાધાનું ભય રહેતું નથી, તે પ્રમાણે પુત્રનાં રાજાને કહેતાં
હેલાંજ મ્હારી શીખામણ પ્રમાણે આપ વર્તશો, તો આપને અકીર્તિનો
ય નહિ રહે અને દેહાંતદંડની પણ ધાસ્તી રહી શકશે નહિ. આખા
વસભરનો આપનો વિયોગ રાજાને અસહ્ય થતાં, તે સહુથી પહેલાં

આપને ત્યાંજ આવશે, એમાં કશો શક નથી. મ્હારા જેવી દાસી આપની પાસે હોવા છતાં આપ પ્રાણ ત્યાગ કરીને આત્મહત્યા કરો, તો ધિક્કાર છે મ્હને! આજ લગી આપનું અનાજ ખાધું, તેનો ઉપયોગ આપના સંકટ પ્રસંગમાં ન થાય, તો ક્યારે થવાનો હતો? તે સાંભળીને રાણીને આનંદ થયો, અને ત્હેણે ત્હેનાં ખુબ વખાણ કીધાં, અને ત્હેની શિક્ષા પ્રમાણે વસ્ત્રાલંકાર ફાડી તોડીને વાળ પણ વીખેરી નાંખ્યા, અને ક્ષુદ્રા મુકી દીધા, તથા કપાળપરનો ચાંલ્લો પણ ભુસી નાંખીને પલંગ ઉપર મ્લાનવદન કરીને સૂઇ રહી. કવિ કહે છે કેઃ—

**शंबरस्य च या माया या माया नमुचेरपि ।**
**बलेः कुंभीनसेश्चैव सर्वास्ता योषितो विदुः ॥**

શંબરાસુર, નમુચી, બલી, કુંભીનસી ઇત્યાદિ દૈત્યોની જે માયા તે સઘળી સ્ત્રીઓને સ્વાભાવિક રીતેજ વિદિત હોય છે. બૃહસ્પતિ તથા શુક્રાચાર્ય પણ જેટલું શાસ્ત્ર જાણતા નહિ હોય, તેટલું સ્ત્રીઓની બુદ્ધિને કુદરતી રીતેજ ફળી ગએલું હોય છે. અસ્તુ! રાજા શશાંગર સાયંકાળે શિકાર કરીને જેવો આવ્યો, તેવો લાગલોજ ભુજાવંતીના મહેલમાં પેઠો. શિકારમાં પડેલો પરિશ્રમ રાણીને મળવાથી દૂર થઈ જશે, એમ ધારીને તે ભારે ઉત્સાહથી ત્વરિતગતિથી ત્યાં આવીને જુએ છે તો મંદિરમાં કેવળ નિરૂત્સાહ ત્હેના જોવામાં આવ્યો. દરવાજા આગળ જે દાસી હતી, ત્હેને એણે પૂછ્યું કે, આજે મ્હારી રાણી ક્યાં છે? રોજની પેઠે આજે મ્હને સામેથી તેડવા કેમ નથી આવી? ત્યારે દાસીએ કહ્યું, મહારાજ! આજે કોણ જાણે એમને શું દુઃખ થયું છે તે પલંગપર સૂઈ રહ્યાં છે. આજે એમણે નથી કાંઈ ખાધુંપીધું કે કાંઇપણ શણગાર ધારણ કર્યો. મ્હેં એમને બહુબહુ પૂછ્યું, પરંતુ એમણે કાંઇપણ કારણ જણાવ્યું નહિ. એટલુંજ નહિ પણ ઝેર ખાઇને પ્રાણત્યાગ કરવાની તૈયારીમાં હતાં, પરંતુ સારૂં થયું કે, હું પાસેજ ઉભી હતી, તેથી એ વિપત્તિનું વાદળ

વીખેરાઈ ગયું. હવે, આપ આવ્યા છો તો એમને કારણ પૂછો, તથા એમના મનનું સમાધાન કરો.

દાસીને મ્હોંડેથી આટલું સાંભળતાંવારને રાજાનો પરિશ્રમ દૂર થવાને બદલે ઉલટો વધ્યો, અને ત્હેનાં તો મોતીયાંજ મરી ગયાં. આગળ જઇને જુએ છે, તો પોતાની રાણી મલિન વસ્ત્ર પરિધાન કરીને, શૃંગારરહિત થઈ, મુખમ્લાન કરીને ડુંસકા ભરીને રૂદન કરતી પડી રહેલી એની નજરે પડી. તીરછી દૃષ્ટિથી રાજાને પાસે આવેલો જોઇને, મોટે મોટે અવાજે રડવા લાગી. પછી રાજાની ધીરજ તે શી રીતે રહે? ત્હેણે પૂછયું, હે સ્ત્રી! આજ ખાનપાન સ્નાન વગેરે કર્યા વગર તથા વેણી અને અલંકાર ધારણ કર્યા વગર અહીંજ બહીનું મ્હોડું કરીને જે તું સૂઈ રહી છે, અને રડ્યાં કરે છે, તેનો હેતુ શો છે? મ્હને કાંઇક સમજાવે તો સારૂં થાય! એક ક્ષણમાત્રમાં હું ત્હારો શોક દૂર કરી શકું તેમ છું. કોઈ પાપીએ ત્હારા તરફ પાપદૃષ્ટિથી જોયું હોય, અથવા દુષ્ટ ભાષણ કર્યું હોય, તો હું ત્હેની જીભ તથા આંખ ખેંચી કાઢું. શિયાળની શી સત્તા કે ગુંજાશ છે કે સિંહના બચ્ચાંને સપડાવી શકે? મચ્છરનાં ઉડવાથી કદી હિમાલય પર્વત ભયભીત અને દુઃખી થાય છે? રામરક્ષા સ્તોત્રને પિશાચાદિકોની બાધા શી રીતે થઇ શકશે? તેજ પ્રમાણે તું મ્હારી પ્રાણપ્યારી રાણી હોઈ, ત્હને કોણ અને કેવી રીતે દુઃખ દઈ શકવાનું હતું? અને તું પણ કદાચ કોઇએ ત્હને કાંઇ નહિ ને કાંઇ પણ હેરાનગતિ કરી હોય અને તેથી રીસાઇને રડે છે? પરંતુ કહ્યા વગર હું તે કેવી રીતે સમજી શકું અને ત્હારૂં દુઃખ દૂર કરી શકું? એટલા માટે જે કાંઇ હોય, તે ખુલ્લા દીલથી કહી દે. રાજાએ આ પ્રમાણે પૂછવા છતાં રાણી કશું બોલી નહિ, ત્યારે તે ફરી કહેવા લાગ્યો કે, કદાચ મ્હારાથી કાંઇ કસુર થયો હોય, અથવા ત્હારી કોઈ ઇચ્છા મ્હારાથી પાર પડી ના હોય, તો તે કહે. હું મ્હારા અપરાધની ક્ષમા માંગી લઉં તથા ત્હને અભીષ્ટવસ્તુ આણી આપું. અત્યારલગી ત્હારામાં આવા ક્રોધનો

આવિર્ભાવ કદી જોવામાં આવ્યો નથી, કે જેથી તું મ્હારી સાથે આમ રૂસણાં લઇને અબોલાં લે, અને મ્હોંડામાંથી કાંઈ કરતાં કાંઇ ઉચ્ચાર સરખો કાઢે નહિ. ત્હારી પ્રસન્નતાથી મ્હને સુખ અને આનંદ ઉપજતો હતો. પરંતુ આજે આવી દીનતા અને શોકાકુલતા જોઇને મ્હારૂં હૃદય ભેદાઇ જાય છે. હું સોગનપૂર્વક કહુ છું કે, ત્હારી ચાહે તેવી ઇચ્છા હશે, તોપણ હું તે પૂર્ણ કરીશ.

રાજાનું આવું ભાષણ સાંભળવા છતાં રાણીએ કશોય હરફ સરખો કાઢ્યો નહિ અને વર્ષાકાલીન મેઘની માફક આંખોમાંથી પુષ્કળ અશ્રુજલની વૃષ્ટિ માત્ર ત્હેણે કીધી. ત્યારે તો રાજા વિશેષ દીન થઇને, ફરી પાછો કાલાવાલા કરવા લાગ્યો કે, હે બાલે! રાણીએ કહ્યું, કેમ નાથ? રાજાએ કહ્યું, હે માનુની! તું રીસ તજી દે. રાણીએ કહ્યું, રીસથી મ્હેં ત્હમારૂં શું બગાડયું! રાજાએ કહ્યું, મ્હારાવિષે ખેદ ઉત્પન્ન કર્યો. રાણી બોલી, એમાં મ્હારો કાંઈ કસુર નથી, વાંક આપનોજ છે; રાજા બોલ્યો, મ્હારો વાંક હું કબૂલ કરૂં છું, છતાં તું ડુસકાં ભરીને રડે છે શું કરવા? રાણીએ કહ્યું, કોની આગળ હું રડું છું? રાજા બોલ્યો, કેમ, મ્હારી આગળ વળી. ત્હમારી આગળ રડનારી હું કોણ છું ત્હમારી? રાજાએ કહયું, પ્રાણપ્રિય દયિતાજ તું પોતે મ્હારી. રાણીએ છણકો કર્યો, અરે! નથી, તેથી તો રડી રહું છું. જો હું ત્હમારી દયિતા 'અત્યંત પ્રીતિપાત્ર' સ્ત્રી હત, તો આવો પ્રસંગજ મ્હને પ્રાપ્ત થાત નહિ. એટલું કહીને તે રડવા લાગી. પછી રાજાએત્હેને ઉંચકીને પોતાની પાસે પલંગપર બેસાડી, અને ત્હેનું સાન્ત્વન કરતો પૂછવા લાગ્યો કે, આજે આવું વાંકું કેમ બોલે છે? જે કાંઈ હોય, તે સ્પષ્ટતાથી નિખાલસપણે કહી દે.

આટલો ઉપોદ્ઘાત કર્યા બાદ, રાણીએ કહયું કે, આપ શિકાર કરવા ગયા પછી આપનો પુત્ર કૃષ્ણાગર અંહી આવીને કામમોહિત થઇને મ્હારી લાજ લુંટવા તૈયાર થયો હતો. ત્યારે મ્હને એવું સંકટ

થઇ પડયું કે, હવે મ્હારે કરવું શું ? કયાં નાસી છુટવું ? કોને બૂમ પાડવી ? કેમકે, એ કૃત્ય અત્યંત નિન્દ્ય હોવાથી, કોઇના જાણવામાં આવે, તો રેવડી દાણાદાણ થઇ જાય, ઇજ્જતને ડાઘ લાગે, એવો વિચાર મનમાં આવ્યો; તોપણ જરાક ધીરજ રાખીને મ્હેં એને તુચ્છકારી કાઢયો અને એનો હાથ છટકાવી દઇને ત્યાંથી દૂર નાસી ગઇ. નાસતાં નાસતાં ઠોકર ખાઇને પડી પણ ખરી ! પરંતુ તેટલાથી મ્હારા પાતિવ્રત્યનું રક્ષણ થયું, અને એ પણ ભયનો માર્યો અંકીથી ચાલ્યો ગયો. તે વખતે તો હું પ્રાણ ત્યાગ કરવાનીજ તૈયારી કરતી હતી. પરંતુ આપ પાસે નહિ હતા, તેથી વિચાર કર્યો કે, આપનાં છેવટનાં દર્શન કરવાં અને હકીકત આપને જણાવીને પછી પ્રાણ ત્યાગ કરવો. કેમકે, આવું અપમાન સહન કરીને મ્હારાથી આ સંસારમાં જીવતાં રહી શકાય તેમ નથી.

આટલી હકીકત રાજાએ સાંભળી અને ત્હેનું દેહભાન નષ્ટ થઈ ગયું, વિચાર શક્તિ કુંઠિત થઇ ગઈ, અને વાડવાગ્નિની પેઠે તે ધુંધવાવા લાગ્યો અગ્નિની ભયંકર જવાળાની માફક ત્હેના મુખમાંથી શબ્દોચ્ચાર થવા લાગ્યા. અને શરીર કંપી ઉઠયું. ત્હેણે ભારે ક્રોધના આવેશમાં આવી જઈ, સિપાઇઓને બોલાવ્યા અને ત્હેમને વરદી આપી દીધી. કે મ્હારા પુત્ર કૃષ્ણાગરને મુસ્કેતાટ બાંધીને રાજમહેલની સામેના મેદાનમાં લઈ જવો, અને ત્યાં ત્હેના હાથપગ કાપી નાંખવા. એવો કુળાંગાર પુત્ર થયો, તેના કરતાં હું વાંઝીયો રહ્યો હત, તો કાંઈ દુઃખ થાત નહિ. જેણે પોતાની ઓરમાન માતાપ્રત્યે કુદૃષ્ટિ કરતાં પાછી પાની નહિ કરી, તે કેટલો અધમ હોવો જોઇએ ? અને અન્યત્ર પણ એ શું નહિ કરે ? માટે નગરમાં પણ દાંડી પીટીને સર્વ લોકોને ખબર કરી દેવી કે, 'એ આવી દુષ્ટ ચાલચલગતનો હોવાથી, રાજાએ એના હાથપગ કાપી નાંખીને, એને મારી નાંખવાની આજ્ઞા કીધી છે. જે કોઇ મનુષ્ય એવું ખરાબ કામ કરશે, ત્હેની પણ એવીજ વલે થશે.' સર્વ લોકોની સમક્ષ કાલે પ્રાતઃકાલમાં એના હાથપગ કાપી

નાંખીને એને મારી નાંખો, કે જેથી કોઈની પણ એવા કાર્યમાં પ્રવૃત્તિ થાય નહિ.

સિપાઇઓમાં પણ કેટલાક વિચારશીલ હતા, તે લોકોએ રાજાની પ્રાર્થના કીધી, અને એવી ભયંકર શિક્ષા માફ કરવાનું કહ્યું. મંત્રીને ખબર પડતાં ત્હેણે પણ રાજાને સમજણ પાડીને કહ્યું કે પુત્ર ન્હોતો તે વખતે આપની કેવી અવસ્થા થઈ ગઈ હતી? પરંતુ તપ આરાધન વગેરે કર્યાથી શંકરની કૃપા થતાં આ સદ્ગુણશાલી અને સુંદર પુત્ર આપને મળ્યો છે. એથી ત્હેને ક્રોધના આવેશમાં આવી જઈ, વગર વિચારે મારી નાંખવો એ યોગ્ય નથી; એ પ્રમાણે બહુ બહુ કહ્યું, તો પણ એના અંતઃકરણમાં કાંઇપિણ ઉજાસ થયો નહિ. હાથીને જ્યાંસુધી માવત અંકુશથી કબજામાં રાખતો નથી, ત્યાંસુધી તે સ્વેચ્છાથી સ્વચ્છંદપણે સંચાર કરવાને સ્વતંત્ર હોય છે. તેજ પ્રમાણે સ્ત્રીવચનરૂપી અંકુશથી ખંડિત અને આકર્ષિત નહિ થએલો પુરૂષજ સર્વ કાર્યને વિષે સ્વતંત્ર હોય છે, બીજો નહિ. એટલુંજ શું? પરંતુઃ—

अकृत्यं मन्यते कृत्यं अगम्यं मन्यते सुगम ।
अभक्ष्यं मन्यते भक्ष्यं स्त्रीवाक्यप्रेरितो नरः ॥

સ્ત્રીઓના ભાષણથી પ્રેરાએલો પુરૂષ અનુચિત કાર્યને ઉચિત સમજે છે, નહિ જવા લાયક સ્થળને ગમન કરવા યોગ્ય માને છે, તથા નહિ ખાવા લાયક પદાર્થને ખાવા યોગ્ય સમજે છે. સારાંશ, સ્ત્રીનું વચન સત્ય માનીને ત્હેનું પ્રિય કરવા ખાતર રાજાએ અવિવેકનો આશ્રય કર્યો, અને કોઇનું પણ કહ્યું નહિ ગણકારતાં પ્રાણપ્યારા શિવકૃપા-વડે પ્રાપ્ત થએલા પુત્રનો પ્રાણઘાત, અને તે પણ ત્હેના હાથપગ તોડાવી નંખાવીને, કરવાનો હુકમ ફરમાવી દીધો. રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન થઈ શકે નહિ, તેથી સિપાઇઓએ તેમ કરવાનું માથે લીધું, અને તેઓ સર્વ ત્યાંથી ચાલ્યા ગયા; તોપણ ત્હેમને રાજપુત્રને માટે બહુ દુઃખ

થતું હતું. ત્હેના ગુણુ તથા ચાલચલગત ઉપરથી મંત્રી તથા બીજા લોકોને પણ એમજ લાગતું હતું કે રાજપુત્ર એવું નિંદવા યોગ્ય કામ કદી કરે તેવો નથી, અને એમાં રાણીનુંજ કાંઇપણ કપટ હોવું જોઈએ, એવો એ લોકોનો તર્ક પણ હતો. પરંતુ રાજા વિષયને વિષે ગર્ક થએલો હોવાથી, અર્કપુત્ર (યમ)ના જેવો ક્રોધી બનીને, તર્કના અનુસંધાનથી રહિત થયો હતો, અને નર્કપ્રાપ્તિ કરી લેવાને ઉછાળા મારી રહ્યો હતો. બીજે દિવસે રાજાની આજ્ઞાને અનુસરીને, સિપાઇઓએ પ્રાતઃકાળમાં રાજપુત્ર કૃષ્ણાગરને પકડયો અને પિતાનો હુકમ કહી સંભળાવ્યો. ત્યારે તો ત્હેની ખાતરી થઈ કે, હું માતાનું પાપકર્મ પિતાને ભડાકી દઉં, અને પિતા એને ભયંકર શિક્ષા કરે, તેથી એણેજ મ્હારે માટે પિતાના મનમાં કાંઇક વિપરીત ભાવના કરી દીધી હશે, અને એજ કારણને લીધે રાજાએ મ્હને આવી ભયંકર શિક્ષા કીધી. ભલે! લખ્યા લેખ મીટતા નથી. જે થવા યોગ્ય છે તે થવાનુંજ અને થયા વગર રહેવાતું નહિ. પુત્ર ઘણો વિવેકી અને શાંતિવાળો હતો, તેથી એણે આ પ્રકારના વિવેકવડે મનનું સમાધાન કર્યું, અને સિપાઇઓની સાથે બેધડક ચાલ્યો ગયો.

રાજમહેલની સામે વિશાળ મેદાન હતું, ત્યાં ત્હેને લાવાને દૂતોએ સોનાના ચૌરંગ (ચોપાઇ, બાજટ) ઉપર બેસાડયો, અને દોરીથી ત્હેના હાથપગ બાંધી દીધા. શહેરમાં સઘળે ઠેકાણે દાંડી પીટાવી હતી, તેથી આબાલવૃદ્ધજન એ કૃત્ય જોવા સારૂ ચોતરફથી આવીને ઉભા થઇ રહ્યા હતા. એટલામાં મારાઓએ નગ્નશસ્ત્રના પ્રહારથી પુત્રના બન્ને હાથ તથા પગ કાપી નાંખ્યા. પછી તો પૂછવુંજ શું? તેજ ક્ષણે રાજપુત્ર ત્યાં આગળ મૂર્ચ્છા ખાઇને ઢળી પડયો, અને રૂધિરનો પ્રવાહ વહેવા લાગ્યો. જેનાં નેત્ર ધોળાં ફટક થઇ ગયાં છે, મુખપર ફીણના પરપોટા આવ્યા છે, પ્રાણુ બહુ વ્યાકુલ થઈ ગયા છે, એવા સુકુમાર રાજપુત્રની આ અવસ્થા જોઇને કેટલાક કોમળ અંતઃકરણવાળા લોકો ત્યાં આગળ મૂર્ચ્છા પામ્યા. કેટલાક લોકો કહેવા લાગ્યા, આ રાજા કેવો નિર્દય અને

ચંડાળ ! કે જેણે સદ્‌ગુણશાલી સુંદર પુત્રને મારી નંખાવ્યો. સ્ત્રીબુદ્ધિથી જેની મતિ ભ્રષ્ટ થઇ છે, એવા રાજાના રાજ્યમાં રહેવાથી શું સુખ થવાનું હતું ? કદાચ એમ સમજો કે એના હાથે કાંઇક અન્યાય થયો હોય, તોપણ શું તેને માટે આવી ભયંકર સજા ? બીજા કહેવા લાગ્યા, ભાઈ ! હમને લાગે છે કે રાજા ઘણો ન્યાયી છે. પુત્ર થયો, તેમાં શું થઈ ગયું ? ત્હેણે પોતાની માતા ઉપર પાપબુદ્ધિ રાખી હશે, તો તેવાનો વધ કરાવવાથી શું રાજા દોષિત ગણાય ? નહિજ. ગાયનો જીવ લેનારા વાઘનો જો કોઈ પ્રાણઘાત કરે, તો તેથી શુ પાપ લાગવાનું હતું ? વીંછીની ઉપેક્ષા કરો તો તે જેમ સર્વને દંશ દઇને પીડા કરે છે, તે પ્રમાણે એવા દુષ્ટદુરાચારી પુત્રના પ્રત્યે ક્ષમા દયા કરે તો તે તેવુંજ અનર્થાવહ કૃત્ય કરશે. એટલા માટે હમને તો લાગે છે કે, રાજાએ પુત્રની માયામમતા કાઢી નાંખીને, ત્હેને શાસન કરવામાં પોતાના ધર્મનુંજ રક્ષણ કીધું છે. પુત્ર કોને કહે છે ?

**पुन्नाम्नो नरकाद्यस्मात्त्रायते पितरं सुत: ।**
**तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा ॥**

પુન્ નામના નરકમાંથી પુત્ર પિતાને ઉગારે છે, તેજ કારણને લીધે બ્રહ્મદેવે ત્હેને 'પુત્ર' એવું નામ આપ્યું છે. એ ઉપરથી વિચાર કરો કે એવા દુરાચારી દીકરા બાપને નરકમાં ડૂબાડે કે કુળને તારે ? તાત્પર્ય, જેને જેમ રૂચતું તેમ બોલતું હોઈ, કેટલાક રાજાને, કેટલાક પુત્રને, કેટલાક રાણીને સારૂંનરસું કહેતા હતા, અને પ્રસંગ જોતા ઉભા થઈ રહ્યા હતા. બે પ્રહર વીતી ગયાં, છતાં કોઇને પણ ત્યાંથી પોતાને ઘેર જઈ સ્નાન ભોજન કરવાની શુદ્ધિ રહી ન હતી.

આણી તરફ ગર્ભાદ્રિને વિષે મત્સ્યેન્દ્રનાથ અને ગોરક્ષનાથ જે રહ્યા હતા, તે દત્તાત્રેયનાં દર્શનને માટે નીકળ્યા અને ફરતા ફરતા તે દિવસે મધ્યાન્હ સમયે ભિક્ષાને માટે કુંડિનપુરમાં આવી પહોંચ્યા. નગ-

રીમાં જુએ છે તો સઘળાજ ઘરના માણસો કહીં જતા રહેલા હોય, એવું જણાયું ત્યારે ત્હેમણે બધા ક્યાં જતા રહ્યા હશે, તેની તપાસ કરવા માંડી. કોઇએ કહ્યું કે અંહીયાના રાજાએ પોતાના પુત્રને દેહાંત દંડની શિક્ષા કીધી છે, તે જોવાને માટે બધાં ત્યાં ગયા છે. ત્યારે તો એ બન્ને જણા પણ લોકોની જ્યાં ઠઠ જામી હતી ત્યાં આવી પહોંચ્યા, અને જોવા લાગ્યા તો ચૌરંગ (બાજઠ) પર રાજપુત્ર હાથ પગથી ખંડિત થઇને પડેલો જોવામાં આવ્યો. મત્સ્યેન્દ્રે લોકોને પૂછ્યું કે, પેલો ચૌરંગી* કોણ છે, અને શાથી એની એવી દશા થએલી છે ? ત્યારે લોકો કહેવા લાગ્યા કે. એ શશાંગર રાજાનો પુત્ર છે, અને એણે પોતાની ઓરમાન માતાઉપર પાપદૃષ્ટિ રાખીને બળાત્કાર દીધો હતો, તેથી રાજાએ એના હાથપગ કપાવી નંખાવીને દેહાંત દંડની શિક્ષા ફરમાવી છે.

તે સાંભળીને મત્સ્યેન્દ્રનાથે અંતર્દૃષ્ટિ કરીને જોયું તો, ત્હેની માતા જારિણી (છીનાળ) હોવાનું તથા કૃષ્ણાગર એક અવતારી પુરૂષ હોવાનું ત્હેમને જણાયું. પછી ગોરક્ષને ત્હેમણે કહ્યું કે, હે ગોરક્ષ ! રાજા બહુ વિષયલંપટ છે, અને સ્ત્રીની સંગતિથી ત્હેની બુદ્ધિ ભ્રષ્ટ થએલી છે. સ્ત્રી જારિણી હોવાથી ત્હેના વચનથી અવળે રસ્તે દોરવાઇને રાજાએ પોતાના સદ્‌ગુણશાલી પુત્રનો નાશ કરાવ્યો છે, તેથી હું સમજું છું કે એવા ભૂમીને ભારરૂપ થઇ પડનારા રાજાને યોગ્ય શાસન થવુંજ જોઈએ. ગોરક્ષે કહ્યું કે, આપ ક્રોધને શાંત કરો અને મ્હારૂં વચન માનો. રાજાની પાસે જઇને આપે આ ચૌરંગીને માંગી લેવો, અને એનાપર કૃપા કરીને એને જીવતો રાખવો, અને સકલવિદ્યામાં પ્રવિણ કરીને, એના હાથે રાજાની ભૂલ સુધારાવવી. એમ કરવાથી આપની સર્વત્ર કીર્તિ થશે, અને એ બાળકને આપે ચૌરંગી કહીને બોલાવ્યો,

---

* ચાર પાયા જેને હોય છે તે, બાજઠ. મરાઠીભાષામાં એનું ચૌરંગ એવું નામ છે. હિંદીમાં ચૌપાઇ કહે છે. કવિતામાં પણ ચૌપાઇ હોય છે, અને તેને પણ ચાર ચરણ હોય છે.

તો એનું નામ પણ ચારેમેર રંગિત (સુશોભિત) થઈ જશે. પછી તે બન્ને જણા રાજાની પાસે આવી પહોંચ્યા, ત્યારે રાજાએ પણ ત્હેમને પ્રણામ કરીને પ્રાર્થના કીધી કે, શા હેતુથી આપનું આગમન થયું છે? મત્સ્યેન્દ્રે કહ્યું, ત્હેં જે બાળકને શિક્ષા કીધી છે, ત્હેમને મ્હને સોંપી દે. કેમકે, એ ત્હારો ગુનેહગાર હતો, અને એને દંડપણ થઈ ચૂક્યો છે, તો હવે ત્હારે એની શી જરૂરીઆત છે? રાજાએ કહ્યું, ભલે લઈ જાઓ, પરંતુ તહમારે એની નાહક ઉઠવેઠ કરવી પડશે. એના હાથપગ ખંડિત થઈ ગએલા હોવાથી, એનાથી પોતાની મેળે કશુ થઈ શકવાનું નથી, અને મ્હારી સમજ પ્રમાણે તો ઝાઝુ જીવી શકે તેમ નથી. પછી જેવી આપણી ઇચ્છા. એને આપણે સ્વાધીન કરવામાં મ્હને કાંઈ હરકત નથી.

મત્સ્યેન્દ્રે કહ્યું. ઠીક! ત્યારે હમે એને લઈ જઇએ છીએ. પછી બન્ને ત્યાંથી ઉઠયા, અને ચૌરંગસહિત તે બાળકને ઉંચકીને નગરની બહાર ગોરક્ષ ત્હેને એક સ્થાન આગળ લઇ આવ્યો. ત્યાં ભિક્ષા કરીને રાતભર બન્ને જણા રહ્યા, અને વ્હેલી સ્હવારના ઉઠીને ગોરક્ષે ત્હેને ખાંધ પર લીધો, અને ફરતા ફરતા તેઓ સઘળા બદ-રિકાશ્રમને વિષે આવી પહોંચ્યા. ત્યાં શ્રીશંકરનાં દર્શન કીધાં અને ચૌરંગીને મૂકીને, પોતે ત્હેને તપ કરવા બેસાડવાને એકાદ ગુફા શોધવા લાગ્યા. એકાંત પ્રદેશમાં પર્વતની એક ગુફા જોવામાં આવી, અને મંત્ર સામર્થ્યથી ગોરક્ષે તેમાં એક મોટી શિલા માથાની ઉપર અદ્ધરની અધ્ધર રાખા દીધી, અને ચૌરંગીને ત્યાંથી લાવીને ગુફાની પાસે વૃક્ષની નીચે મૂકી દીધો. મત્સ્યેન્દ્રનાથે ગોરક્ષને કહ્યુંકે, એને હવે દીક્ષા આપ. ગોરક્ષે કહયું, એનું તપાચરણ જોયા વિના હું કાંઈ એને દીક્ષા ન આપું. પછી ત્હેણે ચૌરંગીને પૂછ્યુંકે, તું અંહી તપ કરીશ? ત્હેણે કહયું, આપજે કહેશો તે કરીશ, અને જ્યાં રાખશો ત્યાં રહીશ, પરંતુ કૂર્મ દૃષ્ટિથી આપ મ્હારૂં સંરક્ષણ કરજો. જન્માન્તરનાં અનંત પુણ્ય સંગ્ર-

થી આવા સંકટ સમયમાં આપ જેવા સિધ્ધમહાત્માઓનાં દર્શન અને
ામાગમનો મ્હને લાભ થયો છે.

પછી ત્હેમણે એને ગુફામાં બેસાડયો અને કહયું કે, આ ઉપરની
ાલા તરફ નજર રાખજે, કેમકે એ અધ્ધર છે. ત્હારી દૃષ્ટિ જો કદાચ
ીજી કોઇ તરફ જાય, તો એ ત્હારા શરીરપર પડશે, અને તું
ાકામો ચગદાઇ મરીશ. તથા તપ કરીને અગળ જે કાર્ય સિધ્ધ કરવાનું
ે, તે એમનું એમજ રહેશે અને જન્મારો છુટી પડશે. એટલું કહીને
હેને એક મંત્ર આપ્યો, તથા એની પાસે ઘણાં ફળો પણ લાવીને
ુકી દીધાં અને કહ્યુંકે ભૂખ લાગે ત્યારે એ ખાજે, પરંતુ ત્હારી નજર
શેલાપરથી જરીપણ ખસવા દઇશ નહિ, તેમજ મ્હોંડેથી મંત્રનો જપ
રતોપણ અટકી જઇશ નહિ. હવે હમે જઇએ છીએ, અને તીર્થાટન કરીને
ત્વર પાછા આવીશું. એટલું કહીને બન્ને બહાર આવ્યા અને તે
ુફાના દ્વારપર એક શિલા ઉભી રાખીને, તેને બંધ કરી દીધી. પછી
ોરક્ષે ચામુંડાનું સ્મરણ કરતાં તે પ્રગટ થઇ, ત્યારે એણે ત્હેને કહયુંકે,
આ ગુફામાં મ્હેં એક જણને તપ કરવા બેસાડયો છે, માટે ત્હારે
િત્ય એની સંભાળ રાખવી. આ શિલાને ઉપાડીને એની પાસે અંદર
ુપ્ત રૂપે જઇને ફળોને મૂકી રાખવાં, અને દ્વાર બંધ કરવું. ચામુંડાએ
ીક એમ કહયું, અને ત્યારબાદ ગોરક્ષ મત્સ્યેન્દ્રનાથ ફરતા ફરતા
ગિરનાર પર્વતની ઉપર આવી પહોંચ્યા.

ગોરક્ષે કહ્યા મુજબ ચામુંડા ચૌરંગીની પાસે ફળ વગેરે લાવીને
મૂકી રાખતી હતી, પરંતુ એને તો માથાપરની શિલાનો ભારે ભય હોવાથી,
તેના તરફ સહજ પણ નજર સરખીયે કીધી નહિ, અને શરીર હલાવ્યું પણ
નહિ. કેવળ વાયુનો આહાર કરીનેજ તે તપ કરી રહ્યો હતો. એથી ત્હનું
શરીર માત્ર હાડકાનું ખોખુંજ બની ગયું હતું. સારાંશ કે, ચૌરંગીના ઉપર
ગોરક્ષ મત્સ્યેન્દ્રની કૃપા થઈ, અને તે તપવડે કૃતાર્થ થઇ ગયો, એ વૃત્ત

અગ્રિમ અધ્યાયમાં જોવામાં આવશે. પરંતુ રાજાએ તો હેને સ્ત્રીના કહ્યાથી વગર વિચારે હાથપગ છેદાવી નંખાવીને દેહાંત દંડની શિક્ષા ફરમાવી હતીજ. એથી કરીને, ભર્તૃહરિએ જે કહ્યું છે તે યથાર્થજ છે કે, હે સંસાર! તરવાને અશક્ય એવી મહાનદીઓના જેવી સ્ત્રીઓ જો તારે વિષે ન હોય, તો તારો સામો કિનારો દૂર નથી, પાસેજ છે. પરંતુ તેઓ (સ્ત્રીઓ) વચમાં ખડકની પેઠે પ્રતિબંધ કરી રહેલી હોવાથી, અને તેમનું ઉલ્લંઘન કરીને જઇ શકનારા વિરલાજ હોવાથી, તારો સામો કિનારો એટલો બધો દૂર છે કે, જ્યાં દૃષ્ટિ પણ પહોંચી શકતી નથી. તાત્પર્યમાં સમજવું જોઈએ કે, જ્યાં સુધી સ્ત્રીઆદિ વિષયોની આસક્તિ રહે છે ત્યાં સુધી વિવેક હોતો નથી અને તેના વગર જ્ઞાન થતું નથી; જેથી સંસાર ચક્રને વિષે દુ:ખાદિનો અનુભવ કરતાં ચોર્યાશી લક્ષની રેંટમાળમાં ફરતાં રહેવું પડે છે.

**इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानन्दसरस्वती- शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे द्वितीयभागे चौरंगीतपाचरणं नाम चतुर्थोऽध्यायः ॥ १ ॥**

**॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥**

**॥ इति शिवम् ॥**



## ॥ पंचमोऽध्यायः ॥

**आत्मार्थे जीवलोकेऽस्मिन्को न जीवति मानवः ।**
**परं परोपकारार्थं यो जीवति स जीवति ॥ सु. र. ॥**

પોતાના પેટનો ખાડો પૂરવાને તથા નાના પ્રકારના વિષય ભોગોથી ઉપજતા સુખને સારૂ કયો મનુષ્ય આ સંસારમાં જીવન ધારણ કરતો નથી? પરંતુ જેનું જીવતર પારકાનું ભલું કરવાને ખાતરજ હોય છે, તેજ ધન્ય છે, અને એવાનું જીવનજ સફલ ગણાય છે. સત્પુરૂષ શિવાય ભાગ્યેજ એવું વ્રત બીજા કોઇનામાં જોવામાં આવશે. શું એ વાત ધ્યાનમાં નથી કે સહસ્રકર (સૂર્ય) વગરકહ્યે પદ્મ સમૂહને પ્રફુલ્લિત કરે છે? તથા પ્રાર્થના કર્યા વગરજ ચન્દ્ર કુમુદોને (સફેદ કમળોને) વિકસાવે છે? મેઘ પણ માંગ્યા વગરજ પાણીની વૃષ્ટિ કરે છે? તેજ પ્રમાણે, સત્પુરૂષો પોતાની મેળેજ, નહિ કે કોઇએ પ્રાર્થ્યાથી, પરહિત કરવાને વિષે પ્રવૃત્ત થાય છે, એવો ત્હેમનો કુદરતી સ્વભાવજ હોય છે,

મત્સ્યેન્દ્રનાથ તથા ગોરક્ષનાથે ગિરનાર પર્વતપર આવીને, આદિનાથ શ્રીદત્તાત્રેયના દર્શન કર્યાં, અને પ્રણામ, સ્તુતિ, અર્ચન વગેરે કરીને ત્હેમને સંતુષ્ટ કીધા. બન્ને જણાને દત્તાત્રેયે દૃઢાલિંગન દીધું અને ક્ષેમકુશલ સમાચાર પૂછ્યા. ત્યાં આગળ ત્હેમની સેવા કરતા બન્ને જણા છ મહિના સુધી રહીને તત્ત્વજ્ઞાનની ચર્ચા તથા યોગાદિના ચમત્કાર માંહોમાંહ પરસ્પરને દર્શાવતા આનંદપૂર્વક પોતાનો સમય પસાર કરવા લાગ્યા એક વખત ગોરક્ષે દત્તાત્રેયને કહ્યું કે:—

**विमृगयस्व मां स्वामिन्नित्युक्त्वांतर्गतस्तु सः ।**
**वृक्षगर्भांतराद्दत्तो गोरक्षं तं व्यकर्षयत् ॥**

હે પ્રભો! આપ પુરાતન યોગી છો, અંતર્ધાનાદિ સકળયોગ કળામાં સમર્થ છો, તેથી હું આપની સમક્ષ અદૃશ્ય થાઉં છું અને આપ મ્હને

ખોળી કાઢજો. તે સાંભળીને દત્તાત્રેયજી હસવા લાગ્યા અને બોલ્યા, ગોરક્ષ! હું તો વૃદ્ધ શક્તિહીન છું અને તું તો નવિન સિદ્ધ તરૂણ છે તેથી ત્હારા મત્સ્યેન્દ્ર ગુરૂના જેવો હું ત્હને હોવાથી મ્હારી વંચના કરવી એ ત્હારે માટે યોગ્ય નથી. ગોરક્ષે કહ્યું, 'આપ મહાસમર્થ છો એવું હું જાણું છું;' એટલું કહીને ત્યાં આગળથી એકાએક અદૃશ્ય થઈને વૃક્ષની અંદર પ્રવિષ્ટ થઈ ગયો. દત્તાત્રેયે વિચાર કીધો કે આ બાળકની ઇચ્છા પૂરી કરવી જોઈએ. પછી ઝટ પોતે સૂક્ષ્મરૂપે વૃક્ષને વિષે પ્રવેશ કરીને ગોરક્ષને તેમાંથી બહાર કાઢીને કહેવા લાગ્યા.

**मां त्वं विमृगयेत्युक्त्वा दत्तात्रेयं स्वहृद्गतम् ।**
**अन्वेषयद्बहिर्दैवं गोरक्षोऽथ बहिर्मुखः ॥**

હે ગોરક્ષ! મ્હેં જેમ ત્હને શોધી કાઢ્યો, તેમ તું પણ મ્હને ખોળી કાઢજે; કેમકે ત્હને પણ પૂર્ણ યોગસિદ્ધિ પ્રાપ્ત થએલી છે. એટલું કહીને દત્તાત્રેય ત્યાંથી અદૃશ્ય થયા અને ત્હેના હૃદયમાંજ પ્રવિષ્ટ થયા. ગોરખ બહિર્મુખ થઇને, ત્હેમને સૂક્ષ્મરૂપથી પર્વત, વૃક્ષ, જલ, પૃથ્વી, તથા આકાશાદિ દશે દિશામાં ઢુંઢવા લાગ્યો, પરંતુ ક્યાંઈ પત્તો લાગ્યો નહિ.

**न लब्ध्वा शरणं प्रागात्ततो दृष्ट्वा ननाम तम् ।**
**शिष्यस्तेऽहं प्रपन्नोऽस्मि शाधि मां दीनवत्सल ॥**

ત્યારે ફરી પાછો તે પહાડપર આવીને બન્ને હાથ જોડી દત્તાત્રેય ભગવાનને શરણે આવીને સ્તુતિ કરવા લાગ્યો. એટલામાં તરતજ દત્તાત્રેય પ્રગટ થતાં, ત્હેણે ત્હેમને સાષ્ટાંગ પ્રણિપાત કીધા, અને કહ્યું કે હે પ્રભો! હું આપનો શિષ્ય છું. માટે મ્હારા ઉપર કૃપા કરો, અને આ કળા શીખવો. પછી દત્તાત્રેયે કેટલીક યોગકળા ગોરક્ષને ત્યાં આગળ બતાવી દીધી. આ પ્રમાણે જ્યારે છમાસ વીત્યા ત્યારે ત્હેણુની રજા લઇને, ગોરક્ષનાથ મત્સ્યેન્દ્ર ગુરૂની સાથે ત્યાંથી નીકળ્યો, અને તે બન્ને જણા ફરતા ફરતા પ્રયાગક્ષેત્રને વિષે આવી પહોંચ્યા.

પ્રયાગમાં ત્રિવિક્રમ નામે રાજા રાજ્ય કરતો હતો. તે મહાધાર્મિક, ઉદાર, સત્વનિષ્ઠ તથા સાધુઓના સમાગમવડે આત્મજ્ઞાનસંપન્ન થઇને રાજ્ય કરતો હતો. તે વૃદ્ધાવસ્થામાં પોતાની પાછળ કાંઇપણ સંતતિ મુક્યા વગર મરણ પામ્યો હતો, તેથી સઘળી પ્રજા ત્હેનાં ગુણગાન કરીને વિલાપ કરી રહી હતી. રેવતી નામની ત્હેની રાણી પણ મહાસાધ્વી હતી, અને પુત્રની પ્રાપ્તિ નહિ હોવાથી તે મનમાં રોજ દુણાયાં કરતી હતી; તેમાં વળી પતિના મરણનાં દુઃખનો જ્યારે ઉમેરો થયો, ત્યારે તો ત્હેના સંતાપની સીમા રહી નહિ, જેથી તે છાતીફાટ કલ્પાન્ત કરવા લાગી. ગોરક્ષ મત્સ્યેન્દ્રે તે નગરીમાંથી પસાર થતાં લોકોનો કકળાટ જોઇને જ્યારે તે સંબંધી પૂછપરછ કીધી, ત્યારે લોકોએ રાજાના મરણના સમાચાર કહ્યા અને તે સાથે ત્હેની પ્રજાવત્સલતા, ધર્મનિષ્ઠતા વગેરે ત્હેના ઉત્તમ ગુણોનું પણ વર્ણન કીધું, તથા આવો રાજા ફરી થવનો નથી, એમ બોલીને રડવા લાગ્યા. સત્પુરૂષોનું હૈયું હંમેશાં દયાથી ઉભરાઈ જાય છે. ત્હેમનાથી બીજાનુ દુઃખ જોઈ કે સાંભળી રહેવાતું નથી, કેમકે તેઓને તે દુઃસહજ હોય છે. ધન્ય છે, ધન્ય છે રાજાને ! કે જેને ખાતર અખિલ પ્રજાવર્ગ શોક પ્રદર્શિત કરે છે. એવા સદ્ગુણસંપન્ન રાજાને જો હું સજીવન કરૂં, તો સઘળાનાજ જીવને આનંદ થશે. એમ વિચાર કરીને, જ્ઞાનદૃષ્ટિથી ત્હેનું આયુષ્ય જોતાં, તે રાજા જ્ઞાનસંપન્ન હોવાથી, મત્સ્યેન્દ્રને તે બ્રહ્મરૂપ થઈ ગએલો પ્રતીત થયો, ત્યારે તો તે લાચાર થયા. ત્યારબાદ બન્ને જણાં ત્યાંથી જે નીકળ્યા તે ગામની બહાર ગંગાને કિનારે એક શિવાલયમાં આવી થોભ્યા.

એટલામાં રાજાનું શબ ઉપાડીને લોકો સ્મશાનમાં લઈ આવ્યા, અને ત્હેને સંસ્કાર કરવા સારૂ ચિતાઉપર ગોઠવ્યું. એક તો તે રાજા અને તેમાં વળી પ્રજાના ઉપર અત્યંત પ્રેમ કરવાવાળો અને સદ્ગુણસંપન્ન હતો, તેથી હજારો લોકો ત્હેને સ્મશાન પર્યન્ત પહોંચાડવાને સારૂ આવ્યા હતા, અને આક્રોશ કરતા હતા. ત્હેમને જોઇને ગોરક્ષના

અંતઃકરણમાં અત્યંત દયા ઉપજી, અને હેણે પોતાના ગુરૂની પ્રાર્થના કીધી કે, મહારાજ ! આ સદ્‌ગુણશાલી રાજાને જો આપ જીવતો કરશો, તો આ સર્વ લોકોના જીવને ઘણો આનંદ થશે. તે સાંભળીને મત્સ્યેન્દ્રે કહ્યું, છાનોમાનો બેસી રહે. તે છતાં ગોરક્ષથી હેમનો હેતુ નહિ સમજાવાથી, હેણે કહ્યું કે આપ જો એને જીવાડશો નહિ, તો હું મ્હારા સામર્થ્યથી એને સજીવન કરીશ. મત્સ્યેન્દ્રે કહ્યું. એને સજીવન કરવાનું હારૂં સામર્થ્ય નથી. ત્યારે તો ગોરક્ષ બોલી ઉઠયો કે, એને ખાતર હું મ્હારો પ્રાણ પણ કુરબાન કરૂં, પરંતુ એને જીવતો કરીને સર્વ લોકોને આનંદિત કર્યા વગર રહું નહિ. મ્હારે હાથે જો આ રાજા સજીવન ન થાય, તો હું અગ્નિકુંડને વિષે મ્હારા શરીરનું બલિદાન આપી દઉં, અને તેમ જો હું ન કરૂં તો અનંતકાળ સુધી મ્હને નરકવાસની પ્રાપ્તિ થજો.

મત્સ્યેન્દ્રે કહ્યું, જે કાંઇ બોલવું હોય તે વિચાર કરીનેજ બોલવું, અને કરવું હોય તે કરી દેખાડવું. આ પણ હેં અવિવેકથી કહ્યું છે. રાજા જ્ઞાનસંપન્ન અને જ્ઞાનનિષ્ઠ હોવાથી, તે તો જેમ મહાકાશને વિષે ઘટાકાશ અથવા બિંબને વિષે જેમ પ્રતિબિંબ, કિંવા ગંગા જેમ નામરૂપને તજીને સમુદ્રને વિષે વિલીન થઈ જાય છે, તેજ પ્રમાણે બ્રહ્મરૂપને વિષે લીન થઇ ગયો છે. મ્હારા મનમાં પ્રથમથીજ એના પ્રત્યે દયા ઉપજી હતી, અને એને જીવાડવાનો મ્હારો વિચાર પણ થયો હતો. પરંતુ મ્હેં જ્યારે એની આયુષ્યમર્યાદા જોઈ, ત્યારે તો એ મ્હને બ્રહ્મરૂપ થઇ ગએલો જણાયો, અને એજ કારણને લીધે મ્હેં એ વિચાર પડતો મૂકયો. મોક્ષને સમયે શરીરનો આરંભ કરનારી પ્રાણાદિ સકલકળા પોતાના કારણમાં વિલીન થઇ જાય છે. તથા ચક્ષુ વગેરે ઇન્દ્રિયોને વિષે આવી રહેલા દેવો, આદિત્યાદિકોને વિષે પ્રાપ્ત થય છે. અને સંચિત કર્મ તથા વિજ્ઞાનમય આત્મા વગેરે સઘળુંજ અનંત, અવ્યય એવા પરબ્રહ્મને વિષે એકરૂપ થઈ જાય છે. એ પ્રમાણે શ્રુતિ વગેરેને વિષે જે વર્ણવેલું છે તેને મિથ્યા કરીને કોણ કેવી રીતે એ રાજાને સજીવન કરી શકે તેમ

છે ? અને એટલા માટેજ મ્હેં ત્હને છાનામાના બેસી રહેવાનું કહ્યું હતું. પરંતુ મ્હારો હેતુ સમજ્યા વગરજ તું અવિવેકથી પ્રતિજ્ઞા કરી બેઠો.

તે સાંભળીને ગોરક્ષે સૂક્ષ્મદૃષ્ટિથી જોયું તો ત્હેને પણ તેમજ પ્રતીત થયું અને ત્હેનું મ્હોડું ઉતરી ગયું. ત્હેણે ગુરૂને કહ્યું કે, આપનું કહેવું સત્ય છે, પરંતુ હું તો મ્હારા વચનની સત્યતાને ખાતર મ્હારૂં શરીર અગ્નિમાં હોમી દેવાનો છું. મત્સ્યેન્દ્રે વિચાર કર્યો કે, હવે તો સંકટ ઉપસ્થિત થયું. જેણે વડાંની ભિક્ષા લાવવાને માટે પોતાનું નેત્ર પણ ઉખાડી નાંખીને બ્રાહ્મણીને આપ્યું હતું, તેજ ગોરક્ષ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા સારૂ અગ્નિને વિષે શરીરની આહુતિ આપતાં ઓછોજ હઠી જવાનો હતો ? પછી મત્સ્યેન્દ્રે ત્હેને કહ્યું કે, લોકોને આનંદિત કરવા ખાતર તું ત્હારા પ્રાણપ્રિય શરીરનું બલિદાન આપવા તૈયાર થયો છે, તેથી હું ત્હને ધન્ય સમજું છું. ગોરક્ષે કહ્યું, હે ગુરો ! શરીર તો નશ્વર છેજ, તેથી તેના પ્રત્યેનો લોભ મોહ છોડી દેવો જોઇએ. જે શરીવડે પરોપકાર ન થઈ શકતો હોય, તે શરીરનો શો ઉપયોગ ? તેમાં સંત, સાધુ, મહાત્મા, સંન્યાસી વગેરેનાં શરીર તો ખાસ પરોપકારને ખાતરજ હોવા જોઇએઃ—

**श्रोत्रं श्रुतेनैव न कुंडलेन । दानेन पाणिर्न तु कंकणेन ।**
**विभाति कायः करुणाकुलानां । परोपकारेण न चन्दनेन ॥**

પરોપકારી પુરૂષોનાં કાન ધર્મજ્ઞાનના શાસ્ત્રાદિના શ્રવણથી શોભે છે, નહિ કે ફક્ત સુવર્ણ વગેરેનાં કુંડલ ધારણ કર્યાથી. તેમજ હાથપણ સત્પાત્રને વિષે દાન દેવાથી શોભે છે, નહિ કે સોનાં મોતીનાં કંકણો પહેર્યાથી. તેજ પ્રમાણે શરીર પણ બીજાનું ભલું કરવાની ખાસ દાઝ ધરાવનારી દાનતવડે શોભે છે, પરંતુ એકલા કેશર કસ્તુરીના સુગંધીદાર લેપ લગાડ્યાથી તે શોભતું નથી. આ પ્રકારનું મહાત્મા પુરૂષોનું સ્વાભાવિક લક્ષણ હોય છે, બીજા સામાન્ય માણસોનું નહિ. તેથી મ્હારા મનમાં

પરોપકારની ઇચ્છા થઇ, પરંતુ તે પૂર્ણ નહિ થઇ શકે તેમ હોવાથી, હું મ્હારી પ્રતિજ્ઞાને અનુસરીને શરીરનો ત્યાગ કરૂં છું, એમાં આપ મ્હને ધન્યવાદ શેનો આપો છો? અવિચારથી કામ થયું ખરૂં, પરંતુ શરીરત્યાગ ન કરૂં, તો નરકવાસ ભોગવવો પડે. તે સાંભળીને મત્સ્યેન્દ્રે કહ્યું કે, હે ગોરક્ષ! હવે મ્હારૂં વચન સાંભળ. ત્હારી કામના પૂર્ણ કરવાને ખાતર હું આ રાજાના શરીરમાં પ્રવેશ કરૂં છું, અને બાર વરસ સુધી અંહીયાં રહીને સર્વને આનંદિત કરૂં છું. પરંતુ ત્યાં સુધી ત્હારે મ્હારા આ શરીરનું ઉત્તમ પ્રકારે સંરક્ષણ કરવું. બાર વર્ષ પછી ફરીથી આ શરીરમાં પ્રવિષ્ટ થઇને, ત્હારી સાથે જગતના કલ્યાણના કાજે પૃથ્વી-પર વિચરીશ.

ગોરક્ષે કહ્યું, એવું કરો તો ઉત્તમ! આ સર્વ પ્રજા રાજી રાજી થઇ જશે, અને મ્હારૂં વચન પણ સત્ય થશે. 'પુત્ર આત્મરૂપ હોય છેજ' એ શ્રુતિ વચન મુજબ, હું આપનો શિષ્ય અને પુત્ર હોવાથી, મ્હારૂં વચન તે આપનુંજ છે, એમ સમજીને આપ આ કૃત્ય કરો છો, તો મ્હારાપર અનંત ઉપકારજ થશે. આપ આવશો ત્યાંલગી આપના આ શરીરની રક્ષા ગુપ્ત સ્થાનમાં ખાસ કાળજીપૂર્વક કરીશ, તે ખાતર આપ બેફીકર રહેજો. પછી પક્ષી જે પ્રમાણે આ ઝાડપરથી પેલા ઝાડ ઉપર જઇને બેસે છે, તે પ્રમાણે મત્સ્યેન્દ્રનાથ યોગ સામર્થ્યથી પોતાના શરીરમાંથી ચિતાપર રાખેલા ત્રિવિક્રમ રાજાના શરીરમાં પ્રવિષ્ટ થયા.

યોગવડે પક્ષીની પેઠે આકાશમાં ઉડી શકાતું હોવાથી, શ્રુતિ વગેરેને વિષે શરીરને વૃક્ષની ઉપમા પણ આપેલી છે, તે ઉપરથી ઉપરનું દૃષ્ટાન્ત યથાર્થ સમજવું. રાજાના દેહને અગ્નિ સંસ્કાર કરવાની તૈયારીજ હતી, એટલામાં તે શબ ચિતાપરથી એકાએક ઉઠીને બેઠું થયું, ત્યારે તો સઘળા લોકો ઘણાજ વિસ્મિત તથા આનંદિત થયા. કેટલાક કહેવા લાગ્યા કે ભાઇ! આપણા સઘળાનાં શોક મોહ જોઇને હરિહરને દયા ઉપજી અને તેમણેજ રાજાને સજીવન કીધા. બીજા કહેવા લાગ્યા કે,

ભાઈ! રાજાનું આયુષ્ય હતું, પરંતુ યમના દૂતો કાંઈક ભૂલચુક કરીને એમને ઉપાડી ગયા; પરંતુ ધર્મરાજાની પાસે જતાંજ ત્હેમના ખ્યાલમાં એ વાત આવી, અને ત્હેમણે એમને છોડી મુક્યા, તેથીજ એ જીવતા થયા. એ પ્રમાણે સઘળા લોકો કહેવા લાગ્યા, અને કેટલાક આનંદમાં આવીને ત્યાંથી જે દોડ્યા તે નગરમાં આવીને લોકોને એ શુભ સમાચારની માંગલિક વધામણી કહેવા લાગ્યા. મંત્રીએ પુરોહિતની સંમતિથી સુવર્ણનું પૂતળું ત્યાં સળગાવી દીધું અને શુદ્ધિ કરીને રાજાને ભારે ઠાઠથી નગરીમાં લઈ આવ્યા.

આણીતરફ ગોરક્ષનાથ પોતાના ગુરૂનું શરીર ગુપ્ત સ્થાનમાં રાખવાને માટે જગ્યાની શોધ કરતો હતો, એટલામાં તે મંદિરની પુજારણ બાઈ ત્યાં આગળ આવી પહોંચી. ત્હેણે ગોરક્ષને આમતેમ કાંઇ શોધતો જોઇને પૂછ્યું કે, આપ શું શોધી રહ્યા છો? આપ કોણ છો? ત્યારે ગોરક્ષે કહ્યું, માઈ! હમે તો જોગી છીએ, તીર્થોને વિષે ફરતા ફરતા અંહી આવી ચડ્યા છીએ. તમારા રાજાને હમારા ગુરૂએજ જીવતા કીધા છે. સઘળાજ લોકોની દુ:ખદ સ્થિતિ જોઇને ત્હેમને બહુ દયા ઉપજી, અને ત્હેમણે બધાના આનંદને ખાતર રાજાના શરીરમાં પ્રવેશ કરીને ત્હેને સજીવન કીધો, અને બાર વરસ સુધી પોતાના શરીરનું રક્ષણ કરવાનું મ્હને કહ્યું. પરંતુ એમનું શરીર કયા ગુપ્ત સ્થાનમાં રાખવું તેની શોધમાં હું છું અને એકાંત સ્થળ શોધી રહ્યો છું. જો તમને ખબર હોય તો કહી દો, અને મ્હેં જે વાત કહી તે કોઇને પણ કાને જાય નહિ. ત્હેણે ત્યાં આગળજ મંદિરની નીચે ગુફા જેવું ગુપ્ત સ્થાન હતું, તે બતાવી દીધું, અને કહ્યું કે આ ભોંયરૂ કોઈના પણ જાણ્યામાં નથી, ઘણું જુનું પુરાણું છે, માટે ગુરૂનું શરીર અંહીજ મુકી છાંડો, પરંતુ મ્હને શંકા થાય છે કે બાર વરસ સુધી એ પ્રેત ઉત્તમ સ્થિતિમાં કેમ રહી શકશે? ગોરક્ષે કહ્યું, મ્હારા ગુરૂ મત્સ્યેન્દ્રનાથ ચિરંજીવ હોવાથી ત્હેમના શરીરનો નાશ થઇ શકે તેમ નથી; આ પ્રમાણેજ ઉત્તમ સ્થિતિમાં

ત્હેમનું શરીર રહી શકશે. પરંતુ એટલું ખુબ ધ્યાનમાં રાખવું કે, આ વાત મ્હારા ત્હમારા શિવાય બીજા કોઇના જાણવામાં આવે નહિ, નહિ તો અનર્થ થશે. ત્યારબાદ ગોરખે મત્સ્યેન્દ્રના તે શરીરને દેવાલયની નીચેનાં ભોંયરામાં મુકી છાંડયું, અને ત્હેનું મુખ ઉપરથી સારી પેઠે બંધ કરી દીધું કે જેથી કોઈ પણ અહીં કશું છે એમ જાણી શકે નહિ.

આણીતરફ ત્રિવિક્રમ રાજા જીવતો થઇને નગરમાં આવ્યો, ત્યારે સઘળા લોકો હર્ષિત થઇને આનંદોત્સાહ કરવા લાગ્યા. રાજા પોતાના અન્તઃપુરમાં આવતાંવારને રાણીએ ત્હેનો આદરસત્કાર કીધો, તથા સ્નાન ભોજન વગેરે કૃત્ય થયાબાદ, બન્ને જણા પલંગપર વાતચીત કરતા બેઠા. રેવતી રાણી જે જે પૂછે, તેનો જવાબ રાજા બરાબર દેતો હતો. કેમકે ત્રિકાલજ્ઞાની મત્સ્યેન્દ્રનાથનોજ ત્હેને વિષે પ્રવેશ થયો હતો. બીજે દિવસે પ્રાતઃકાળમાં મંગલ સ્નાન કરીને તે સભામાં આવીને બેઠો, અને ત્યાંનો રાજ્યકારભાર જાતે જોતા લાગ્યો. પહેલાંનું કામકાજ જ્યાં સુધી આવ્યું હતું, તેની બરાબર આગળજ, લેશ માત્ર પણ ભાષણમાં તેમજ ન્યાયમાં ફરક ન પડે તેવી રીતે ચલાવ્યું, ત્યારે મંત્રી વગેરેને શંકાનું કશું પણ કારણ રહ્યું નહિ. રાગદ્વેષ વગેરે જેની સાથે પૂર્વ રાજાનો જેવો હતો, તે પ્રમાણેજ હાલ મત્સ્યેન્દ્રે જ્ઞાનદૃષ્ટિથી જાણી જઇને, તેવોજ વ્યવહાર ચલાવ્યો.

સાયંકાળે તે શિવમન્દિરમાં રાજા દર્શન કરવાને ગયો, ત્યારે ત્હેણે (મત્સ્યેન્દ્રનાથે) ગોરક્ષને પૂછ્યું, આપ ક્યાં રહો છો? કેટલાક દિવસથી આપનો અંહી નિવાસ છે? ગોરક્ષે કહ્યું કે, હમારા જોગીઓનું શું એક રહેવાનું સ્થાન હોય છે? તોપણ નિરંજન વનમાં હમારી સ્થિતિ હોય છે, અને તીર્થોને વિષે ફરતા ફરતા અહીં આવ્યા છીએ, જેને આજે ચાર દિવસ થઇ ગયા. પછી આંખની ઇશારત કરીને રાજાએ શંકરની પાસે ગોરક્ષને બોલાવ્યો, અને શરીરની રક્ષા કેવા પ્રકારની

કીધી છે તે સંબંધી પૂછપરછ કીધી. ત્યારે ગોરક્ષનાથે બબ્બરભાષામાં ત્હેમને સઘળી હકીકત કહી અને તે સ્થાન બતાવ્યું. આ પ્રમાણે રાજા નિત્ય સાયંકાળમાં દર્શન કરવાને ત્યાં આવતો હતો અને પોતાનું શરીર મૂકી છાંડેલું સ્થાન દૂરથી બરાબર જોઇને ચાલ્યો જતો હતો, તથા ગોરક્ષની સાથે બર્બરભાષામાં કાંઇક વાતચીત પણ કરતો હતો. ત્રણ માસ પછી એક દિવસ ગોરક્ષે રાજાને કહ્યું કે હવે મ્હને અહીં રહેતાં ઘણા દિવસ થઇ ગયા, તો આપ રજા આપો તો હું કોઇક બીજા તીર્થ ક્ષેત્રાદિને વિષે ગમન કરૂં, એવી મ્હારી ઇચ્છા થાય છે; તથા આપ અહીંયાં યોગક્ષેમ રહીને નીરાંતે રાજ્યકારભાર ચલાવ્યાં કરજો. રાજાએ ગોરક્ષને જવાની અનુમતિ આપતાં, તે ત્યાંથી વિદાય થયો પણ ખરો.

૭ માસ વીત્યાબાદ રેવતીરાણી ગર્ભવતી થઇ, અને નવમાસ પૂર્ણ થયા બાદ ત્હેને પુત્ર પ્રસવ્યો. ચંદ્રના જેવી જેની કાન્તિ છે, અને કપાળ, નેત્ર, નાસિકા વગેરે અવયવો સુંદર છે એવું જોઇને ત્હેને તથા રાજાને આનંદ થયો; અને નગરમાં ઘેરેઘેર શર્કરા વહેંચીને, બારમે દિવસે ત્હેને પારણામાં ઝુલાવીને ત્હેનું ધર્મનાથ એવું નામ પાડવામાં આવ્યું. જ્યારે તે છોકરો પાંચ વર્ષનો થયો, ત્યારે એક દિવસ રેવતીરાણી, પોતાની સાથે દાસીઓને લઇને, જે મંદિરમાં મત્સ્યેન્દ્રનાથનું પૂર્વ શરીર રાખવામાં આવ્યું હતું, ત્યાં આગળ પુત્ર સહિત શિવપુજનને સારૂ ગઇ. ત્યાં પહોંચ્યા બાદ હાથ પગ ધોઇને ત્હેણે સર્વોપચારથી શિવપૂજન કીધું, અને આખરે નમસ્કાર અને સ્તવન કરીને પ્રાર્થના કીધી કે હે ભોળાનાથ! મ્હને પુત્ર ન્હોતો, તે આપની કૃપાથી થયો છે, હવે આટલીજ કામના પૂર્ણ કરો કે, રાજાના પહેલાં સધવાસ્થિતિમાં મારૂં મરણ થાય. એ વચન સાંભળીને, જેણે ગોરક્ષને ભોયરૂં દેખાડીને મત્સ્યેન્દ્રનું શરીર ત્યાં રખાવરાવ્યું હતું, તે પૂજારણ બાઇ મોટેથી હસવા લાગી; ત્યારે રાણીએ ત્હેને હસવાનું કારણ પૂછ્યું. તે બાઇએ જણાવ્યું કે કહેવાથી બહુ અનર્થ થાય તેમ છે, માટે આપ પૂછશો નહિ. રાણીએ કહ્યું કે હું

ત્હને અભય આપું છું તેથી રાજાથી પણ ત્હને કશી હેરાનગતી થઈ શકશે નહિ, એમ નક્કી સમજજે; પરંતુ જે કાંઈ સત્ય હોય તે બેલાશક કહે. અહીં ત્હારા અને મ્હારા શિવાય બીજું કોઇ નહિ હોવા છતાં ત્હને એવું તે શું આશ્ચર્ય લાગ્યું કે જેથી તું જોરથી હસવા લાગી?

તે બાઇએ કહ્યું, હે રાણી! પતંગીઉં દીવામાં ઝંપલાવે, અથવા શિયાળ સિંહનો અપરાધ કરે, કિંવા નગરીને આગ લાગે, તો તેમાંથી કોણ બચી શકે તેમ છે? તેજ પ્રમાણે મ્હારા કહેવાથી આપને દુઃખ થશે, અને મ્હારા પ્રાણપર આફત આવશે, માટે આગ્રહ કરશો નહિ. તેમ છતાં રાણીથી રહેવાયું નહિ, અને ત્હેણે એને વચન આપીને કહ્યું કે બેધડક જરાપણ ડર રાખ્યા વગર જે હોય તે કહી દે. ત્યારે ત્હેણે એકાંતમાં રાણીને કહ્યું કે ત્હમે જે શિવની પ્રાર્થના કીધી કે, 'સૌભાગ્ય અવસ્થામાં મ્હને મરણ આપજો', પરંતુ ત્હમે હમણાં પણ કયાં સૌભાગ્યવતી છો? રાણીએ કહ્યું કે, તું એમ કેમ બોલે છે? જે હોય તે સ્પષ્ટ ખુલાસાપૂર્વક કહી દે. ત્યારે ત્હેણે કહી દીધું કે, ત્હમારો પતિ રાજા ત્રિવિક્રમ, જે મરી ગયો હતો, ત્હેના શરીરને વિષે મત્સ્યેન્દ્રનાથે પ્રવેશ કીધેલો હોવાથી, તે જીવતા થયા છે. ત્હેણે પોતાના શરીરનો અહીંયા ત્યાગ કરીને પોતાના શિષ્ય ગોરક્ષને બાર વરસ સુધી તે શરીરનું રક્ષણ કરવાનું કહયું છે. ત્હેણે પોતાનું શરીર આ મંદિરની નીચેના ભોંયરામાં રખાવરાવ્યું છે, અને એ સર્વ વૃત્તાન્તની મ્હને ખબર છે. બાર વરસ પછી મત્સ્યેન્દ્રનાથ પોતાના પૂર્વશરીરમાં આવવાના છે. માટે આપ વિધવા હોવા છતાં આપની જાતને સુવાસિની (સધવા) સ્ત્રી સમજો છો, અને તે પ્રમાણે પ્રાર્થના કરતાં હતાં, જે સાંભળીને મ્હારાથી હસવું રોકી શકાયું નહિ અને હું હસી.

તે સાંભળીને રાણીએ ચકિત થઇને ભોંયરૂ કઇ જગોએ છે એમ પ્રશ્ન કર્યો. તે બાઇએ તે સ્થાન બતાવતાં કહયું કે, આની અંદરજ મત્સ્યેન્દ્રનું શરીર રાખવામાં આવેલું છે. રાણી તે જોઇને પાછી પોતાને

મ્હેલ ચાલી આવી. એકાન્તમાં બેસીને ત્હેણે વિચાર કર્યો કે, દુર્દૈવથી મ્હારા પાતિવ્રત્યનો તો ભંગ થયો, હવે તેમાં કશું પણ વળી શકે તેમ નથી. પરંતુ ભવિષ્યકાળમાં પ્રાપ્ત થનારા અનર્થને ટાળવો જોઇએ. મત્સ્યેન્દ્રનાથનામાં પરકાયાપ્રવેશ કરવાનું સામર્થ્ય હોવાથી, બાર વર્ષ પછી તે પોતાના શરીરમાં પાછા જશે. પરંતુ ધર્મનાથ તો હજી બાળક છે, ત્હેનું રક્ષણ કોણ કરશે? તથા મ્હને પણ કેટલું દુ:ખ થશે? એટલા માટે મત્સ્યેન્દ્રનું શરીર ખોળી કાઢીને તેના ટુકડે ટુકડા કરીને ફેંકી દેવા; તો જે પ્રમાણે બીજને બાળી મૂકયા પછી, ફરી પાછું તે અંકુરરૂપે ઉગતું નથી, તેજ પ્રમાણે મત્સ્યેન્દ્ર રાજાના શરીરમાંથી પોતાના શરીરમાં ફરી જવા પામશે નહિ. એવો નિશ્ચય કરીને એક દિવસ મધ્ય રાત્રીને સમયે પોતાની સાથે એક દાસી તથા બે મજૂરોને લઇને ગુપ્ત રીતે રાણી તે મંદિરમાં ગઈ, અને તે લોકોની પાસે ગુફાનું દ્વાર તોડાવી નંખાવીને અંદર ધુસી. મત્સ્યેન્દ્રનું શરીર જોકે નિર્જીવ હતું તોપણ ત્હેની અત્યંત તેજ:પુંજ કાન્તિ જોઇને, સઘળાને આશ્ચર્ય થયું. રાણીએ તે લોકોને તે શરીરના ટુકડા કરીને બહાર જંગલમાં ફેંકી દેવાનું કહ્યું; તે મુજબ તેઓએ કરીને પહેલાંની માફક તે ગુફાનું દ્વાર બંધ કરી દીધું કે જેથી કોઇના જાણવામાં આવે નહિ.

મત્સ્યેન્દ્રનું શરીર નષ્ટ થતાંજ, જગન્માતા ઉમાએ તે વૃત્ત મહાદેવને નિવેદન કરતાં કહ્યું કે, હે પ્રભો! આપના વરદપુત્રનું શરીર રેવતીરાણીએ છિન્નભિન્ન કરીને ફેંકી દીધું એ બહુ ખોટું થયું. મહાદેવે મત્સ્યેન્દ્રનું પરકાયાપ્રવેશાદિકૃત્ય જ્ઞાનદૃષ્ટિવડે જાણી જઇને ઉમાને કહ્યું કે, હે દેવી! એ તો બહુ વિપરીત થયું! તોપણ ત્હારે યક્ષિણીને બોલાવીને કહેવું કે, ત્હેના શરીરના અસ્થિત્વચામાંસાદિના રાઈ રાઈ જેટલા ટુકડા કરીને ફેંકી દીધા છે, ત્યાંથી એકઠા કરીને કૈલાસને વિષે લઈ આવે. ત્યારે ત્હેણે યક્ષિણીને બોલાવીને મત્સ્યેન્દ્રના શરીરના ઝીણા ઝીણા ટુકડા કરીને ફેંકી દીધા હતા, તે સઘળા ખોળી કાઢીને સાંભરી લઇને કૈલાસમાં વીરભદ્રની પાસે લઈ

આવવાનો હેમને હુકમ કીધો. યક્ષિણીએ મૃત્યુલોકમાં આવીને મત્સ્યેન્દ્રના શરીરના ટુકડા ભેગા કીધા અને વીરભદ્રની પાસે લઇ આવીને કહેવા લાગી કે, આ રહ્યો હમારો હમારો તથા ભૈરવોનો શત્રુ,!! એનું નામ મત્સ્યેન્દ્ર છે. જેણે હમને નવસ્ત્રી કરીને હમારી લાજ લીધી હતી, તથા ભૈરવોને મૂર્છિત કર્યા હતા અને હમારી સાથે પણ લઢાઈ કીધી હતી, તે આજે વિના પ્રયાસે મરણ પામ્યો છે, માટે એના શરીરનું ખુબ સાવધ રહીને કાળજીભર્યું રક્ષણ કરવું. એનો શિષ્ય ગોરક્ષનાથ બહુ પ્રતાપશાલી છે; હેના જાણવામાં જો એ વાત આવશે, તો જરૂર એ હમને સઘળાને જીતીને પોતાના ગુરૂનું શરીર લઈ ગયા વગર રહેશે નહિ; તેથી ગુપ્ત રીતે એનું દૃઢ રક્ષણ કરવું. તે સાંભળીને સર્વને આનંદ થયો, અને વીરભદ્ર ભૈરવાદિગણો સમેત શંખિની, ડંખિની, ચામુંડા, યક્ષિણી વગેરે સઘળાજ શિવના ગુણો શસ્ત્રાસ્ત્રાદિ સજ્જ કરીને મત્સ્યેન્દ્રના શરીરનું રક્ષણ કરવા લાગ્યા.

આણી તરફ રાજા ત્રિવિક્રમ નિત્ય શિવમંદિરમાં દર્શનને સારૂ આવતો હતો, અને તે ગુફાના દ્વારને દૂરથી પહેલાંની માફક બંધ જોઇને ચાલ્યો જતો હતો. એટલામાં બાર વરસની મર્યાદા પૂરી થવા આવી. ગોરક્ષનાથ જ્યાંથી તીર્થયાત્રા કરવાના ઉદ્દેશથી જે નીકળ્યો હતો, તે ફરતો ફરતો ગોદાવરીને કિનારે ભાગાનગરની પાસે અરણ્યને વિષે આવી પહોંચ્યો. ત્યાં તે ક્ષુધાતૃષાથી આકુળવ્યાકુળ થતાં આમ તેમ જોવા લાગ્યો તો આસપાસ કાંઇ પાણી જણાયું નહિ, તેમજ કોઇ ગામડું પણ જોવામાં આવ્યું નહિ. ત્યારે વિચાર કીધો કે, હવે શું કરવું ? થોડે દૂર જતાંજ એક ખેતરમાં માણિકનામનો ખેડુત, જેની ઉમ્મર દશ વર્ષનીજ હતી, તે જોવામાં આવ્યો, ત્યારે ગોરક્ષ હેની પાસે જઈ પહોંચ્યો. બે પ્રહર સમય થયો હતો, તેથી તેણે પણ બળદોને હળમાંથી છોડ્યા હતા, અને પોતે રોટલી ખાવા બેસવાની તૈયારી કરતો હતો, એટલામાં ગોરક્ષે 'અલખ નિરંજન' શબ્દનો ઉચ્ચાર કર્યો. હેને જોઇને માણેક

ઊઠયો અને નમસ્કાર કરીને પૂછવા લાગ્યો કે, આપ કોણ છો, અને આવા અરણ્યમાં કેમ આવ્યા છો? ગોરક્ષે કહ્યું, ભાઈ! હમે તો જોગી છીએ, તીર્થોને વિષે ફરતા ફરીએ છીએ. રસ્તે ચાલતાં ચાલતાં બે પ્રહર દહાડો પસાર થઇ જવાથી ક્ષુધાથી અને તૃષાથી હું વ્યાકુળ થયો છું અને ત્હમને જોઇને અહીંયાં આવ્યો છું તો ત્હમારી પાસે જે કાંઇ ખાવાનું હોય, તે મ્હને આપો. અન્નદાનના જેવું બીજું કાંઇ પુણ્ય નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

तुरगशतसहस्रं गोगजानां च लक्षं।
कनकरजतपात्रं मेदिनीं सागरां तां॥
विमलकुलवधूनां कोटिकन्याश्च दद्यात्।
नहि न हि सममेतैरन्नदानं प्रधानम्॥

હજારો ઘોડા, લાખો ગાય અને હાથી, તથા ચાંદી સુવર્ણનાં પાત્ર, સમુદ્ર પર્યન્ત પૃથ્વી, અને નિર્મલકુલસ્ત્રીઓથી ઉત્પન્ન એવી કરોડો કન્યાઓનું દાન કરવામાં આવે, તો પણ અન્નદાનની તુલના (સરખામણી) એ બધાંયની સાથે થઇ શકે તેમ નથી; તે તો સઘળામાં પ્રધાન છે. અનુભવથી પણ એ વાત સત્ય ઠરે છે કે, ક્ષુધાથી વ્યાકુળ થએલા મનુષ્યને અન્ન વગર ઉપરોક્ત વસ્તુઓનું દાન કર્યાથી સંતોષ થઇ શકશે નહિ, અને ત્હેના પ્રાણ પણ બચશે નહિ. અને એજ કારણને લઇને, અન્નદાનને માટે પાત્રાપાત્રનો વિચાર કરવાનું કહ્યું નથી. પ્રાણીમાત્રને ન્યાત જાતનો વિચાર કર્યા વગર અન્નદાન કરવું; પરંતુ દ્રવ્ય દાન વગેરેને માટે પાત્રાપાત્રની આવશ્યકતા શાસ્ત્રમાં કહી છે, અને અનુભવથી પણ યથાર્થ લાગે છે. અસ્તુ! તે સાંભળીને માણીકે કહ્યું, હું હમણાંજ ભોજનને માટે બેસતો હતો, એટલામાં ત્હમે આવી પહોંચ્યા, એ ઠીક થયું. મ્હારૂં આ પાત્ર પીરસેલું છે, તે લઇને આરોગો, અને આ ઘડામાં પાણી પણ છે, તે પીજો. ગોરક્ષે હાથ પગ

ધોઇને ત્હેણે આપેલું અન્ન ખાધું અને પાણી પીને સંતુષ્ટ થયો. એકાદ વૃક્ષ સૂર્યના તાપથી સૂકાઇ જતું હોય, તેવે વખતે તેને જળ મળવાથી તે જેમ તૃપ્ત થાય છે, કિંવા દરદ્રિને ધનનો લાભ અથવા માછલીને જળનો લાભ થતાં તે જેમ સંતુષ્ટ થાય છે, તેજ પ્રમાણે ગોરક્ષને તૃપ્તિ થઇ, અને ત્હેને પૂછવા લાગ્યો કે ભાઇ! ત્હારૂં શું નામ? ત્હેણે કહ્યું, હવે નામ ઠામ પૂછીને શું કરવું છે? ત્હમારૂં કામ થયું, હવે ત્હમે ત્હમારે રસ્તે પડો

ગોરક્ષે કહ્યુ, ત્હેં મ્હને અણીને વખતે અન્નોદક આપીને સંતુષ્ટ કીધો, તેથી હું ત્હારા ઉપર પ્રસન્ન થયો છું; તેથી હવે ત્હારી શી કામના છે, તે કહે તો હું તે પૂર્ણ કરી દઉં. ત્હેણે કહ્યું, ભીખારીની પાસે જવાથી કોણ તૃપ્ત થઇ શકે તેમ છે? ખડકની પાસે કોઈ મનુષ્ય તૃષાર્ત થઇને જાય, તો તે શું ત્હેને જલપાન કરાવી શકશે કે? તેજ પ્રમાણે અન્નની યાચના કરનારા ત્હમે, તે મ્હારાઉપર પ્રસન્ન થઇને મ્હને શું આપવાના હતા? ત્હમારીજ બીજી કાંઈ જે ઇચ્છા હોય તે મ્હને કહેશો તો હું તે પૂર્ણ કરીશ. ગોરક્ષે વિચાર કીધો કે, કૃષિકર્મ કરનારા ખેડુત લોકો અરણ્યમાંજ રહેતા હોવાથી, અડબંગ (મૂઢ) હોય છે, ત્હેમને વ્યવહારનું કશુંયે જ્ઞાન હોતું નથી. પરંતુ આપણે એનું અન્ન ખાધું છે, તો એનું કાંઇક હિત કરવું જોઇએ. માટે એ જે કહે છે કે મ્હારી પાસેથી બીજુ કાંઇક માંગી લે, તો એની પાસેથી એવુંજ કાંઇક માંગીશું, કે જેથી એનું કલ્યાણજ થઇ શકે. ગોરખે ત્હેને કહ્યું, ભાઇ! તું મ્હને કહે છે કે ચાહે તે માંગી લો, પરંતુ મ્હારા માંગ્યા બાદ તું પાછો હઠી જઇશ. માણીકે કહ્યું, તાપસી હોવા છતાં ત્હમે કેવા મૂઢ જણાવો છો? અરે જેણે ભોજનને સમયે પોતાનું તૃપ્તિકારક અન્ન પણ આપી દીધું, તે કદી બીજી વસ્તુને સારૂ આનાકાની કરવાનો હતો? નહિજ. ચન્દ્રના હાથે કદી કોઇને દાહ કરવાનું કામ થવાનું હતું? સૂર્ય કદિ અંધારામાં વાસ કરશે? નહિજ. તેજ પ્રમાણે ઉદાર પુરૂષ

કૃપણતારૂપી કલંક પોતાને લાગવા દેતો નથી. તેથી નિઃશંક થઇને, ત્હમારે જે માગવું હોય તે માંગી લો, અને હું તે પૂર્ણ કરૂં છું કે નહિ તે જુઓ.

ગોરક્ષે કહ્યું, 'ત્હારા મનને જે પ્રિય લાગે તે ત્હારે કરવું નહિ. મનમાં જે કાર્યની ઇચ્છા ઉત્પન્ન થાય, તે કાર્ય કરવું નહિ.' એટલુંજ મ્હને આપ. એવું સાંભળીને માણીકે કહ્યું, ઠીક ! ત્હમારી ઇચ્છા એટલીજ છેને ? એમાં શું છે ? હું સત્ય કહું છું કે મ્હારા મનમાં જે આવશે તે હું કરીશ નહિ. ત્યારબાદ ગોરક્ષ ત્યાંથી આગળ ચાલ્યો ગયો. પછી માણીક બળદોને લઇને તથા સામાન માથાપર મૂકીને ઘેર જવાને નીકળ્યો, અને જલદી ભોજન કરીને ક્ષુધાની શાન્તિ કરવાનો વિચાર ત્હેનાં મનમાં ઉપજ્યો. તેટલામાં ત્હેને ગોરક્ષને આપેલાં વચનની સ્મૃતિ થઇકે, મ્હેં તો એ જોગીની આગળ કબૂલ કીધું છે 'જે મનમાં આવે અને તેને પ્રિય લાગે, તે કરીશ નહિ.' હવે ઘેર જવાનો વિચાર મનમાં આવ્યો છે, પણ કેવી રીતે જાઉં ? અન્નભક્ષણની ઇચ્છા થઇ છે, પરંતુ શી રીતે ખાઉં ? કદાચ જાઉં ને ખાઉં, તો વચન ભંગના પાપથી મ્હારી દુર્ગતિ થાય. સારાંશ, મનમાં જે જે વૃત્તિ ઉપજે, તે તે કામ કરવું નહિ, એ પ્રકારની પોતાની ઇચ્છા પૂર્ણ કરવાનું ગોરક્ષે ત્હેને કહ્યું હતું અને એ રીતે ત્હેનું કલ્યાણ સાધ્યું. તે માણીક ઘેર નહિ જતાં, ત્યાં આગળજ ઉભો થઈ રહ્યો. યોગીલોક વૃત્તિનો નિરોધ કરવા સારૂ કેટલો પરિશ્રમ કરે છે, તે પ્રસિદ્ધજ છે. પરંતુ ને માણીકને તો ગોરક્ષની કૃપાથી, અને ત્હેની પોતાની પણ દૃઢનિષ્ઠાને લીધે વૃત્તિશૂન્ય અવસ્થા ઝટ પ્રાપ્ત થઇ ગઇ. વૃત્તિશૂન્ય મનને બ્રહ્માકારતા પ્રાપ્ત થવામાં બીલકુલ સંદેહ રહેતો નથી.

**तोयरन्ध्रनिरोधेन भाति पूर्ण सरोवरम् ।**
**वृत्तिरन्ध्रनिरोधेन पूर्णो बोधः किमद्भुतम् ॥**

જે પ્રમાણે સરોવરના છિદ્રદ્વારા જળ બહાર જતું રહીને તે અપૂર્ણતા થઈ જાય છે, પરંતુ તે છિદ્રોનો અવરોધ કરવામાં આવે, તેમાં જલ પૂર્ણ રહેવા સાથે તેની શોભામાં પણ ઓર વધારો થાય તેજ પ્રમાણે કામાદિક અને ઇન્દ્રિયાદિક દ્વારોવડે અંતઃકરણને વિષે પ્રતિબિ થએલું જ્ઞાન, તે તે વિષયો તરફ ચાલ્યું જાય છે; તે દ્વારોનો નિરે કરી દીધાથી પૂર્ણ જ્ઞાન થઇને અતુલ શોભા થશે, તેમાં તે શી નવ કે શંકા? કશીયે નહિ. એજ પૂર્ણતા પ્રાપ્ત કરવાને ખાતર ગોરક્ષે માણિક મનમાં જે વૃત્તિ ઉત્પન્ન થાય. તે પ્રમાણે નહિ વર્તવાનું, અર્થાત્ વૃત્તિ નિરોધ કરવાનું કહ્યું હતું, અને ત્હેણે પણ બરાબર ત્હેનું અનુષ્ઠાન ચલાવ વાયુના આહાર સિવાય ત્હેને કશોપણ શરીરનિર્વાહનો માર્ગ રહ્યો ન અને તે પણ અચળનિષ્ઠાથી ત્યાંનો ત્યાંજ શરીરની ચેષ્ટા બંધ કરી પરમાત્માનું ધ્યાન કરતો ઉભો થઈ રહ્યો. તેમ કર્યાથી ત્હેનું શરીર દિવ દિવસે વધારેને વધારે સૂકાવા માંડયું, અને શરીરનું કેવળ હાડકા ખોખુંજ અવશિષ્ટ રહ્યું. નારદના ઉપદેશથી વાલ્મીકિએ જે પ્રમાણે હાથ દંડ લઇને, એક સ્થાનપર ઉભા રહીને જપ ચલાવ્યો હતો અને ( કર્યું હતું, તેવીજ આ માણિકની સ્થિતિ, રીતિ અને ગતિ થઈ ગઈ હત એમ સમજવું. મહાત્મા પુરૂષોના ઉપદેશમાં આવું સામર્થ્ય હોય છે

ગોરક્ષનાથ ત્યાંથી જે નીકળ્યો તે બદરિકાશ્રમમાં આવીને મહાદેવ દર્શન કરીને ચૌરંગીને જે ઠેકાણે તપ કરવાને બેસાડયો હતો, ત્યાં આગ આવી પહોંચ્યો. ગુફાના દ્વારની શિલા ઉઘાડીને અંદર જઇને જોયું ચૌરંગીની દૃષ્ટિ પૂર્વે કહ્યા મુજબ મસ્તકઉપરની શિલા લક્ષ્યપરજ અચ ચોંટી રહી છે, એવું ત્હેના જોવામાં આવ્યું, અને મ્હોંડે કહ્યા પ્રમા મંત્રોચ્ચાર પણ મંદમંદ ચાલી રહેલો સાંભળવામાં આવ્યો. પછી ત્હે એના શરીરપર જે રાફડો વધી ગયો હતો, તે ખસેડી નાંખીને જો તો તપોબળથી કોળના તાજા ફણગા જાણે ન ફુટયા હોય, તેવા એ નવા હાથપગ આવેલા ત્હેના જોવામાં આવ્યા. ત્યારે ત્હેને સાવધ કરી

કહ્યું કે, જો હું આવ્યો છું. તે સાંભળીને ચૌરંગીએ નજર કરી તો ગોરક્ષનાથ નજરે પડ્યા. ત્યારપછી, ગોરક્ષે એના તપનાં વખાણ કીધાં, અને શરીરનિર્વાહના સમાચાર પૂછતાં ત્હેણે કહ્યું કે મ્હને કાંઇજ ખબર નથી. કેમકે મ્હારી નજર તો શિલાપર હોવાથી, 'જો કદાચ ફલાહારની વૃત્તિ ઉત્પન્ન થાય અને હું ભક્ષણ કરૂં તો, દૃષ્ટિ ચલિત થાય અને શિલા મ્હારાપર પડતાં મ્હારા ચૂરેચૂરા થઈ જાય' એ ભયના માર્યા મ્હેં ન કાંઈ ખાધું કે પીધું. આપે ઉપદેશેલા મંત્રનો જપ અને લક્ષ્યઉપર અચલદૃષ્ટિ રાખીને, હુ આજ દિવસ સુધી ટકી રહ્યો છું. આપના પ્રસાદથી મ્હને આ હાથપગ ફરી ઉત્પન્ન થયા છે; હવે આગળ જે કાંઇ આજ્ઞા કરવાની હોય તે કરો. પછી ગોરખે ત્યાંથી ત્હેને બદરિકાશ્રમમાં લઈ આવીને મહાદેવનાં દર્શન કરાવ્યાં. ત્યારબાદ ત્હેને નાથદીક્ષા આપી અને છ માસ પર્યન્ત ત્યાં રહીને, ત્હેને નાના પ્રકારની શસ્ત્રાસ્ત્ર મંત્ર-વિદ્યામાં પ્રવિણ કીધો, અને ત્યારબાદ ત્હેને સકલ દેવતાઓનાં દર્શન અને વરપ્રદાન સંપાદન કરાવી દીધાં.

પછી ત્યાંથી બન્ને જણા જે નીકળ્યા, તે પ્રથમ વિદર્ભ દેશમાં કુંડિનપુરની પાસે આવી પહોંચ્યા, અને ગામની બહાર એક વૃક્ષની નીચે વિરાજમાન થયા. ગોરક્ષે ચૌરંગીને કહ્યું કે આજ ત્હારી નગરી છે, અને ત્હારા માતાપિતા પણ અહીંજ નિવાસ કરે છે. ત્હારા જે પિતાએ ત્હારી માતાનાં વચનથી ત્હારા હાથપગ કપાવી નંખાવ્યા હતા, ત્હેને હવે તું ત્હારો પ્રતાપ કાંઇક બતાવ. તે સાંભળીને ચૌરંગીનાથે હાથમાં ભસ્મ લઇને, વાતાસ્ત્રના પ્રયોગનો મંત્ર ભણીને, રાજાના બાગપર તે ભસ્મ ફેંકી, એટલે એવો તો ઝંઝાવાત (વટોળીયો) છુટ્યો કે, બાગમાંહેના હજારો વૃક્ષ જમીનદસ્ત થઈ ગયાં અને બાગવાન માળી વગેરે ઘણા લોકો આકાશને વિષે ઉડવા લાગ્યા. આકાશને વિષે વાતચક્રમાં ઘુમતાં ઘુમતાં ત્હેમના પ્રાણ વ્યાકુળ થઈ ગએલા જોઇને, ત્હેણે વાતાસ્ત્ર બંધ કર્યું, ત્યારે તેઓ જમીનપર આવ્યા. તેમાં કેટલાક મૂર્છા પામ્યા અને કેટલાક

જમીનપર ગબડી પડ્યા, તથા કેટલાક રાજાની પાસે જઇને, એ વૃત્તનું વર્ણન કરવા લાગ્યા. રાજાએ સિપાઇઓને બોલાવીને આસપાસ તપાસ કરવાને સારૂ મોકલી આપ્યા, ત્યારે તે લોકો નગરની ચોતરફ ફરી વળીને શોધ કરવા લાગ્યા. ગોરક્ષનાથ અને ચૌરંગીનાથ રાજબાગની દિશામાં આઘે એક ઝાડતળે જ્યાં આગળ બેઠા હતા, ત્યાં આગળ કેટલાક સિપાઇઓએ આવીને જ્યારે તે બન્નેને દીઠા, ત્યારે તો તેઓને એમજ લાગ્યું કે, આ બન્ને તેજસ્વી જોગીઓ બેઠા છે, એમનું તો આ કૃત્ય નહિ હોય? સાધારણ મનુષ્યથી શું એવી કૃતિ થઈ શકવાની હતી? પછી હ્મેમણે રાજાની પાસે જઇને કહી દીધું કે, આપણા બાગની દિશામાં થોડાક કદમપર એક વૃક્ષની નીચે બે તેજસ્વી જોગીઓ બેસી રહેલા જોવામાં આવ્યા છે, હ્મેમનોજ આ પ્રભાવ હોવો જોઇએ, એમ હમને તો લાગે છે. તે સાંભળીને રાજા ગભરાઈ ઉઠયો, અને હ્મેણે વિચાર્યું કે પુત્રના દુઃખથી દુઃખી થઇને, દ્વેષથીજ ગોરક્ષ મત્સ્યેન્દ્રનાથ તો નહિ આવ્યા હોય? કોઈપણ હોય, હ્મેમને શરણે ગયા વગર છુટકો નથી, નહિ તો નગરીપર ભારે અનર્થ ગુજરવાનો.

રાજા પોતાના મંત્રીજન અને પરિમિત સૈનિકજનોને લઇને હ્મેમનાં દર્શનને માટે નીકળ્યો, અને નગરબહાર આવતાંજ, ગોરક્ષે ચૌરંગીને કહ્યું કે, જો! પેલો હ્મારો પિતા પરિવારસહિત આપણી તરફ આવી રહ્યો છે, હ્મેને કાંઈક હ્મારો પ્રતાપ દેખાડ. તે સાંભળીને, ચૌરંગીએ પહેલાંની માફક વાતાસ્ત્રમંત્રથી વિભૂતિ મંત્રીને હ્મેના તરફ ફેંકતાવારને, રાજા પોતાના સઘળા માણસો સહિત અંતરિક્ષમંડળમાં ઉડીને ચક્રની પેઠે ઘુમવા લાગ્યો. પક્ષીની માફક પવનાસ્ત્રથી જ્યારે હ્મેમને ઉડાવી દેવામાં આવ્યા, ત્યારે તેઓ સઘળા વ્યાકુળ થઇને હાથ જોડીને કહેવા લાગ્યા, હે નાથ! હમે આપને શરણે છીએ, હમારી રક્ષા કરો, આ મરી ચાલ્યા. તેઓની દીનવાણી સાંભળીને ગોરક્ષે કહ્યું કે, હવે એમને જમીનપર ઉતારી લ્યો. ત્યારે ચૌરંગીનાથે હ્મેમને અસ્ત્રથી આકર્ષિત કરીને, સર્વને જમીનપર ઉતારી

દીધા. એવો ચમત્કાર જોઇને રાજા ભયથી ચોંકી ઉઠયો, અને હાથ જોડીને ત્હેમની પાસે આવવા લાગ્યો. ગોરક્ષે કહ્યું, આ ત્હારો બાપ છે, માટે તું એને નમન કર. ચૌરંગીનાથ આગળ જઇને પિતાને સાષ્ટાંગ નમન કરીને કહેવા લાગ્યો કે, 'હું આપનો કૃષ્ણાગર નામનો પુત્ર છું કે જેના હાથપગ આપે છેદાવી નંખાવ્યા હતા. મ્હારૂં ધનભાગ્ય હોવાથી મ્હને આવા સદ્‌ગુરૂનો સમાગમ થયો, અને એમણેજ આ શરીરપર કૃપા કરવાથી મ્હને ફરી હાથપગની પ્રાપ્તિ થવાની સાથે વિદ્યાનો પણ લાભ થયો છે.' આટલું સાંભળીને રાજા ગળગળો થઈ ગયો અને ત્હેની આંખ્યોમાંથી આંસુની ધારા વહેવા લાગી. ત્હેણે ઝટ પુત્રને પોતાની છાતી સરસો ચાંપ્યો, અને ધન્યવાદ આપ્યો. પછી રાજા ગોરક્ષની પાસે જઇને હાથ જોડીને નમન તથા સ્તવન કરવા લાગ્યો. ગોરક્ષે આશીર્વાદ આપીને કહ્યું કે, પુત્રનું પરાક્રમ જોયું કે નહિ? રાજાએ કહ્યું, આપ સરખા ગુરૂની મુલાકાત અને મહેરબાની થાય તો પછી મણા શી રહે?

**गुरुस्त्रितापतप्तानां जीवानां रक्षिता क्षितौ ।**
**सच्चिदानंदरूपं हि गुरुर्ब्रह्म न संशयः ॥**

આધ્યાત્મિકાદિ ત્રિવિધ તાપોથી સંતપ્ત થએલા જીવોને બોધરૂપી અમૃતનો વરસાદ વરસાવીને રક્ષણ કરનારા આ પૃથ્વીતળમાં એક ગુરૂજ સમર્થ છે. એટલુંજ નહિ પણ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનું જે વેદાદિમાં વર્ણન છે, ત્હેની સાક્ષાત્ મૂર્તિ ગુરૂજ છે, એમ નક્કી સમજવું. એવા ગુરૂનો લાભ થવો પરમ દુર્લભ, તથા કદાચિત્ થયો હોય, તોપણ ત્હેમની સેવા થવી બહુ કઠીણ છે; પરંતુ જેણે યથાર્થ ગુરૂસેવા કરીને, ત્હેમની કૃપા સંપાદન કીધી છે, ત્હેના વિદ્યા પ્રભાવનું તે શું વર્ણન કરવું? અસ્તુ! હે ગુરો! હવે આપ બન્ને જણા મ્હારી નગરીને વિષે ચાલો. ચૌરંગીનાથે કહ્યું, ત્હમારે મહેલ હવે હું કદી નહિ આવું. કેમકે મ્હારી ઓરમાન માતાનાં વચનપર ત્હમે વિશ્વાસ રાખ્યો અને કાંઇપણ વિચાર

કર્યા વગર તેમજ મ્હને પૂછ્યા વગરજ એકદમ હાથપગ તોડાવી નંખાવીને મ્હને દેહાંત દંડની શિક્ષા ફરમાવી. ગોરક્ષે કહ્યું, હે રાજા! તું કેટલો સ્રૈણ બનીને વિવેકરહિત થઇ ગયો હતો? અરે, શંકરના પ્રસાદથી ત્હેમનાજ અંશભૂત પુત્રનો જે ત્હને લાભ થયો હતો, તે સર્વ વાત તું ભૂલી ગયો અને કપટી જારિણી સ્ત્રીનાં વચનને વેદવાક્ય માનીને પ્રાણથી પ્યારા અને જગત્પૂજ્ય થઇ પડનારા ત્હારા પુત્રને ત્હેં નિષ્ઠુરપણે કેવી ભયંકર શિક્ષા કીધી, કે જે કોઇથી જોઇ પણ શકાય નહિ. સ્ત્રીઓનાં ચરિત્ર અત્યન્ત વિચિત્ર હોય છે:—

**अन्तर्विषमया ह्येता बहिश्चैव मनोरमाः ।**
**गुंजाफलसमाकाराः स्वभावादेव योषितः ॥**
**यदन्तस्तन्न जिव्हायां यज्जिव्हायां न तद्बहिः ।**
**यद्बहिस्तन्न कुर्वन्ति विचित्रचरिताः स्त्रियः ॥**

ગુંજાફળ (ચણોઠી) જેમ બહારથી સુંદર જણાય છે, અને અંદરથી વિષયુક્ત હોય છે, તે પ્રમાણે સ્ત્રીઓનું સ્વરૂપ ઉપર ઉપરથી જોવાને માટેજ સુંદર, પરંતુ ત્હેમનું સેવન કરવામાં આવે, તો ગુંજાફલના જેવું વિષમય અંતર હોવાથી મરણ (જન્મ મરણાત્મક સંસાર) શિવાય બીજું શું ફળ પ્રાપ્ત થવાનું હતું? એમના મનમાં જે હોય છે, તે જીવ્હામાં (બોલવામાં) નથી હોતુ, અને જે જીવ્હામાં હોય છે, તે બહાર આચરણમાં હોતું નથી. તથા બહાર જે દેખાય છે, તે પ્રમાણે વર્તતી નથી, એવી જેમની મન વાણી અને કૃતિની વચ્ચે વિચિત્રતા તથા વિરૂદ્ધતાજ હોય છે, તેઓના ઉપર વિશ્વાસ રાખનારો કેવો અને કેટલો મૂઢ હોવો જોઇએ? નૂતન સેવકની વિનયનમ્રતા અને આર્જવથી, તથા અતિથિનાં ભાષણથી, સ્ત્રીઓના હાવભાવરૂદનાદિના વિલાસથી અને ધૂર્તજનોનાં વચનસમૂહથી જગતમાં કોણ ફસાતું નથી? સઘળાજ ફસાય છે. પરંતુ જેણે વિવેકનો આશ્રય કીધો છે, તે કદી કોઇની કપટ જાળમાં ફસાતો નહિ. અસ્તુ!

તે સાંભળીને રાજાને કીધેલાં કર્મને માટે પશ્ચાત્તાપ થયો તથા ાં દુષ્ટ વર્તનની ખબર પડી જવાથી ત્હેના પર અત્યંત ક્રોધ ઉપજ્યો, ત્હેણે રાણીને મહેલમાંથી મારતા મારતા લઇ આવવાની નોકરને ા ફરમાવી. ચૌરંગીનાથે કહ્યું, હે રાજા ! જે કાંઈ બનવાનું હતું તે બની ગયું. તે ખાતર ત્યાં મહેલમાંજ ચાહે તે શિક્ષા કરવી, પરંતુ યાં ત્હેની ફજેતી કરવી ઉચિત નથી. મ્હારાથી તે સાંખી શકાશે . પછી ત્હેમને વીનવીને રાજા ભારે ઠાઠમાઠથી ત્હેમને પાલખીમાં ાડીને પોતાને મહેલ લઇ આવ્યો અને રાજમંદિરમાં ત્હેમને એક ા પર્યન્ત રાખી લીધા. ત્હેણે પોતાની રાણીને લાત મારીને તિરસ્કાર મહેલમાંથી કાઢી મૂકી અને કહ્યું કે, હે રાંડ ! ત્હેંજ મ્હારી ભ્રષ્ટ કરી નાંખી હતી. ધીક્કાર છે ત્હને !! ગોરક્ષનાથે ત્હેને શાન્ત ો અને સમજ પાડી કે, હવે મારફાડ કરવાથી શું વળવાનું છે ! સંસારસુખની વાસના હોય તો બીજી બાયડી કરીને રહે, આને તો કાઢી મૂક. રાજાએ કહ્યું, એ વિષયવાસના કદી શાંત થઈ તેમ છે ? નહિજઃ—

**यत्पृथिव्यां व्रीहि यवं हिरण्यं पशवः स्त्रियः ।**
**एकस्यापि न पर्याप्तं तदित्यतितृषं त्यजेत् ॥**

કામની તૃપ્તિ, જગત્માં જેટલું અન્ન છે અને દ્રવ્ય, પશું, સ્ત્રીઓ જેટલા વિષયો છે, તે સઘળાની પ્રાપ્તિ થવા છતાંય થતી નથી. ા માટે, એવા અત્યંત તૃષ્ણાવાળા કામ (વિષયેચ્છ) નો પરિત્યાગ જ ઉચિત છે, એમ હું સમજું છું. દૈવયોગથી આપ સમાન સિદ્ધ નો સમાગમ થયો છે, તો મ્હારાં ઉપર આપ કૃપા કરીને, મ્હને વૈરાગ્યાદિ ગુણસંપન્ન કરીને કૃતાર્થ કરો, એટલી મ્હારી આપના પ્રાર્થના છે. પછી ગોરક્ષે ત્હેને પણ ઉત્તમ બોધ કરીને મસ્તક કૃપાહસ્ત મૂકીને કૃતાર્થ કીધો. એક માસ વીત્યા બાદ, બન્ને જણા

જે ત્યાંથી નીકળ્યા, તે ફરતા ફરતા પ્રયાગ ક્ષેત્રને વિષે આવી પહોંચ્યા; તેટલા વખતમાં બાર વર્ષની મર્યાદા પણ પૂરી થઇ હતી.

પ્રયાગમાં ત્રિવેણીને વિષે સ્નાન કરીને, બન્ને જણા જે શિવમંદિરમાં મત્સ્યેન્દ્રનાથનું શરીર મૂકી છાંડવામાં આવ્યું હતું, ત્યાં આગળ આવી પહોંચ્યા. ત્યાં તે પૂજારણબાઇને ગોરક્ષનાથે પૂછ્યું કેમ, બાઇ! હમારા ગુરૂનું શરીર તો ઠીક હાલતમાં છેને? ત્હેં કોઇને એ વાત કહી તો નથીને? ત્યારે તો, તે ગભરાઈ ગઈ, અને ત્હેનું શરીર કાંપી ઉઠયું, તથા સ્પષ્ટ શબ્દોચ્ચાર પણ ત્હેનાથી થયો નહિ. ગોરખે ત્હેની એવી અવસ્થા જોઇને કહ્યું કે, બાઇ, ગભરાવું નહિ. જે કાંઇ હોય, તે ખરેખરૂં કહી દેવું. ત્હેં કોઇને કહી દીધું તો નથીને? બાઇએ કહયું, એક રાજાની રાણી સિવાય બીજા કોઇને મ્હેં કહ્યું નથી. પરંતુ ત્હેણે કારણસર મ્હને પૂછ્યું હતું અને મ્હારાથી પણ કહેવાઈ ગયું. ગોરક્ષ તો ભયથી આભોજ બની ગયો અને કહેવા લાગ્યો કે, બીજા કોઇને એ વાતની ખબર પડી હત, તો કાંઈ હરકત ન્હોતી, પરંતુ રાણીને ખબર પડી ગએલી હોવાથી, ત્હેણે કોણ જાણે શું કીધું હશે? હવે તપાસ કીધા વગર પત્તો લાગશે નહિ. પછી ગોરક્ષે તે ગુફાનું દ્વાર ખોલ્યું અને અંદર જઇને જોયું તો ત્યાં ગુરૂનું શરીર નહિ મળે. હવે શું કરૂં? ક્યાં જાઉં અને ગુરૂના શરીરની શોધ કરૂં? મ્હારીજ મોટી ભૂલ થઈ કે એ સ્ત્રીને એ ગુપ્તવાત કહી દીધી અને એકાંતસ્થાન પૂછ્યું. સ્ત્રીઓના મુખમાં કોઇપણ વાત ગુપ્ત રહેતી નથી, એ જાણીતું છે, તેમ છતાં મ્હારી બુદ્ધિ કોણ જાણે કેમ બ્હેર મારી ગઈ? "હવે પ્રસંગોપાત્ત સ્ત્રીઓના અંતરમાં ગુહ્ય વાત કેમ સમાતી નથી, ત્હેને વિષે કાંઇક વિવેચન કરીશું."

ભારતીય યુદ્ધ પૂરૂં થયાબાદ ધર્મરાજાએ સઘળાજ પ્રેતોને અગ્નિસંસ્કાર કીધો, અને જલાંજલિ આપવાને બધા ગંગાકિનારે ગયા. ત્યારે

કર્ણની ન્યાતજાતની માહીતી નહિ હોવાથી, ત્હેને જલાંજલિ કોણે આપવી, એવો પ્રશ્ન ઉપસ્થિત થયો. તે વખતે કુન્તીએ ધર્મને કહ્યું કે, એ કર્ણ મ્હારોજ પુત્ર હતો. બાલ્યાવસ્થામાં એ મ્હારે પેટે જન્મેલો હોવાથી, લજ્જાના માર્યાં મ્હેં એને ગંગાના પ્રવાહમાં વહેતો મુકી દીધો, અને અધિરથ નામના સારથીના હાથમાં તે આવી ચઢયો અને ત્હેની સ્ત્રી રાધાએ ત્હેને સ્તનપાન કરાવીને ઉછેર્યો હતો. અને એજ કારણને લીધે એને સૂતપુત્ર, રાધાપુત્ર વગેરે કહેતા હતા. તે સાંભળીને ધર્મરાજા રૂદન કરવા લાગ્યા અને બોલી ઉઠયા કે હે માતા! ત્હેં એ કામ બહુ ખોટું કીધું કે કર્ણ મ્હારો મોટો ભાઈ થાય છે, એ વાત મ્હને ના કહી. જો મ્હને એ વાતની ખબર હત, તો હું કદીપણ લઢાઈ ન કરત અને ત્હેનેજ આ સઘળું રાજ્ય સોંપી દઇને, હું ત્હેની સેવા કરત. એ ત્હારા ગુપ્ત રાખવાથીજ મ્હારા હાથે મહાઅનર્થ થઇ ગયો; તેથી હું કહું છું કે:—

**अतो मनसि यद्गुह्यं स्त्रीणां तन्न भविष्यति ।**

આજથી કોઇપણ વાત સ્ત્રીઓના મનમાં ગુપ્ત રહી શકશે નહિ. આ પ્રકારનો ધર્મનો શ્રાપ હોવાથી, કોઇપણ વાત ગમે તેવી અનર્થાવહ તથા ગુપ્ત હોય, તો પણ તે સ્ત્રીઓના અન્તઃકરણમાં ટકતી નથી, અને એનો પણ અનુભવ સંસારને વિષે થતો હોવાથી, કહેવત જાણીતી છે કે, 'બિલાડીના પેટમાં ખીર ટકે, તો સ્ત્રીઓના પેટમાં કોઈ વાત ટકી શકે', અર્થાત્ છાની રહી શકે. એના ઉપર એક વૃત્તાન્ત વર્ણવીશું, જેથી એ વાતનો બરાબર ખ્યાલ થઈ શકશે.

શ્રીધરભટ્ટ નામનો એક બ્રાહ્મણ અવિદ્વાન્ તથા દરિદ્રિ હતો. તે પોતાના સ્ત્રી તથા પુત્ર વગેરેને પોતાને સાસરે મૂકી આવીને, બિક્ષા વૃત્તિ કરવાને દેશાન્તરમાં ગયો. ત્હેણે ભીખ માંગીને થોડા દિવસમાં પોતાની પાસે ત્રણ મહોર ભેગી કીધી. એક વખત તે કોઇ ગામ જઇ રહ્યો હતો, તેવામાં રસ્તાપર કોઇ સાધુની સાથે ત્હેને મુલાકાત થઇ,

અને બન્ને જણા એક બીજાના સોબતી બનીને, વાતચીત કરતા રસ્તો કાપવા લાગ્યા. ભટ્ટજીએ કહ્યું, મહારાજ ! આપ કોઈ સારી ઉપદેશાત્મક વાત મ્હને કહો કે જેથી મ્હારૂં શ્રેય થાય. સાધુએ કહ્યુંકે, તે ખાતર ત્હારે મૂલ્ય આપવું પડશે. બ્રાહ્મણે કહ્યું, શું પડશે તે કહો તો ખરા ? સાધુએ કહ્યું, એક અશરફી (મહોર). બ્રાહ્મણે પોતાની પાસેથી એક મહોર કાઢીને ત્હેને આપી અને કહ્યુંકે સંભળાવો કોઇ સરસ વાત. સાધુએ મહોર લઇને ત્હેને કહ્યુંકે, ભાઈ ! ' પાંચ આદમી કહે, તે સાંભળવું. કેમકે, પંચમુખથી પરમેશ્વરજ બોલે છે, એવું કહેવાય છે, માટે ત્હેમના ભાષણનો અનાદર ન કરવો. તેથીજ કલ્યાણ થાય છે. ' બસ એજ ઉપદેશની વાત ત્હારે લક્ષમાં રાખવી. બ્રાહ્મણે કહ્યું, એટલા ખાતર આટલી મોંઘી કીમ્મત ? સાધુએ કહ્યું, પ્રસંગ આવ્યે અનુભવ થશે, ત્યારે એ મૂલ્ય કાંઇ વીસાતમાં નથી, એમજ લાગશે. ત્યારબાદ બ્રાહ્મણે ફરી પાછું કહ્યું કે, બીજી પણ કાંઇક શીખામણ હોય, તો કહી દો. સાધુએ કહ્યું, બીજી મહોર છે ? બ્રાહ્મણે જવાબ દીધો, ત્હમે તો મહોર વગર વાતજ કરતા નથી. સાધુ બોલ્યો, મ્હારા વચનનું મૂલ્ય થઇ શકે તેમ નથી, પરંતુ તું તો ગરીબ બ્રાહ્મણ છે, તેથીજ એક મહોર માંગુ છું. બ્રાહ્મણે કહ્યું, આ રહી મહોર, તે લ્યો અને કોઇ સારી વાત સંભળાવો. સાધુએ મહોર લઇને કહ્યું કે, 'ભાઇ !

**दारेषु किंचित्स्वजनेषु किंचिद्गोप्यं वयस्येषु सुतेषु किंचित्।**
**युक्तं न वा युक्तमिदं विचिन्त्य वदेद्विपश्चिन्महतोऽनुरोधात्॥**

બુદ્ધિમાન પુરૂષે કેટલીક વાત સ્ત્રીઓની આગળ ગુપ્ત રાખવી જોઇએ. કેટલીક વાત સ્વજન (સગાં સંબંધી)ની પાસે, કેટલીક મિત્ર તથા પુત્રોની પાસે ન બોલવી જોઇએ. બોલવાની વખતે બહુજ વિચાર કરવોકે, આ વાત એમની આગળ બોલવા લાયક છે કે નહિ ? એનાથી અર્થસિદ્ધિ થશે કે અનર્થની પ્રાપ્તિ થશે ? આને પછી બોલવું.

સત્પુરૂષોનું વર્તન એવુંજ હોય છે અને તેનું જે અનુકરણ કરે છે, હેને ઇષ્ટ લાભ થાય છે; એટલું ત્હારે ખુબ ધ્યાનમાં રાખવું અને તેમાં ખાસ કરીને સ્ત્રીની પાસે કદી પણ છાની વાત ન કરવી, એ ઉપદેશ જો ત્હારા ચિત્તમાં રહેશે, તો તેથી કલ્યાણજ થશે. કોઇપણ વાતનું સમય આવ્યે પારખું થાય છે, માટે મ્હોર વ્યર્થ જતી રહી, એમ માનીશ નહિ. બ્રાહ્મણ તો છક થઇ ગયો અને મન સંગાથે કહેવા લાગ્યો કે, આ સાધુ તો દશ પાંચ અક્ષર બોલે છે, અને તેને માટે મ્હોર લે છે. કેવો ધૂર્ત છે? ફરી પાછો બ્રાહ્મણ બોલ્યો, મહારાજ! એનાથી પણ કોઈ સરસ વાત હોય, તો કહો. સાધુએ કહ્યું, મ્હોર પાસે હોય, તોજ પૂછવું. બ્રાહ્મણે કહ્યું, ત્રણ મહિના સુધી, રખડી રઝળીને મ્હેં ત્રણ મ્હોર ભેગી કીધી હતી, તેમાંથી બે તો આપી દીધી, હવે એકજ પાસે છે. સાધુએ કહ્યું, તે રાખવી હોય તો રાખ પાસે, પરંતુ મૂલ્ય લીધા વગર હું કાંઈ કહેવાનો નથી. બ્રાહ્મણે કહ્યું, ઠીક! આ પણ લ્યો. મ્હારા તકદીરમાં હશે, તો ફરી પણ મળશે, નહિ તો પાસેથી પણ ચોર લૂંટી લઈ જશે; કહો હવે સુંદર વાર્તા. સાધુએ કહ્યું, ભાઇ:-

**अपि स्वल्पमसत्यं यः पुरो वदति भूभुजाम।**
**देवानां च विनश्येत स द्रुतं सुमहानपि ॥**

જે મનુષ્ય રાજાની આગળ તથા દેવની આગળ સહજ પણ અસત્ય બોલે છે, તે (ધનથી, બલથી, જ્ઞાનથી) મોટો હોય, તો પણ તરતજ નાશ પામે છે. એવું ધ્યાનમાં રાખીને, ત્હારે કદી પણ એવો પ્રસંગ આવે, તો જુઠું બોલીને ત્હારૂં અકલ્યાણ કરી લેવું નહિ. આટલી વાત થયા પછી, બન્ને જણા જૂદે જૂદે રસ્તે ચાલ્યા ગયા. બ્રાહ્મણે મનમાં વિચાર કીધો કે, હું કેવો મૂઢ! કે તે સાધુની મીઠી મીઠી વાતોથી મોહિત થઇને, મહાકષ્ટથી ત્રણ માસ ભટકી કરીને પાઈ પૈસા એકઠા કરીને તેમાંથી ત્રણ મ્હોર ઉપજાવી હતી, તે પણ એને આપી

દીધી. અસ્તુ ! હવે કદી જ્યારે એનાં વચનનો ઉપયોગ થાય, ત્યારે ખરે પછી બે પ્રહર દહાડો વીત્યે, તે બ્રાહ્મણ એક ગામમાં આવી પહોંચ્યે તો ત્યાં એક વેરાગીનું મુડદું પડી રહ્યું હતું, ત્હેને કોઇ ઉંચકી જત ન હતું. જ્યારે કેટલાક લોકોએ તે ગરીબ બ્રાહ્મણને દીઠો, ત્યારે ત્હેમણે કહ્યું, મહારાજ ! આ વેરાગીનું મુડદું અહીં પડી રહેલું છે, અને આ બ્રાહ્મણ છો, માટે એને ઉઠાવીને પાસે નર્મદા નદી છે, તેમાં ફેંકી દે બ્રાહ્મણે વિચાર કર્યો કે, હું તો ભૂખથી વ્યાકૂળ થઇ રહેલો છું અને આ માણસો મ્હને આ પ્રેતને ઉંચકવાનું કહે છે, પરંતુ હું જો માનીશ નહિ, તો આ ગામમાં દક્ષિણા વગેરે કાંઇપણ મ્હને કોઈ આપશે નહિ એ લોકોની પાસે તો આપણે જવુંજ પડવાનું, માટે એમની વાત માનવી. એ સિવાય, પેલા સાધુએ પણ કહ્યું હતું કે, 'પાંચમુખમ પરમાત્માની સ્થિતિ હોય છે.' તો તેનો પણ અનુભવ થશે. બ્રાહ્મણે લોકોને કહ્યું કે, ઠીક ! આપનાં વચનને અનુસરીને, હું આ મુડદાં લઇ જઇને નર્મદામાં ફેંકી દઉં છું, એના પણ શરીરનું સાર્થક થશે.

બ્રાહ્મણ શરીરે મજબૂત હોવાથી, તે એને ઝટ ઉપાડીને, નર્મદ પર લઇ આવ્યો. પાણીમાં પધરાવી દેતી વખતે, ત્હેની કમ્મરે એ વસ્ત્રના ટુકડામાં કશુંક બાંધેલું ત્હેના જોવામાં આવ્યું, ત્યારે ત્હેણે છોડીને જોયું, તો તેમાંથી ત્રણ અમૂલ્ય રત્નો ત્હેને મળી આવ્યાં ત્યારે તો તે ખુશ ખુશ થઈ ગયો અને લોકોનું વચન મ્હેં જો ન માન્ હત, તો મ્હને આ લાભ ન થાત, એમ ત્હેને લાગ્યું. પરંતુ પેલ સાધુએ ' પંચ મુખમાં પરમેશ્વર છે ' એવો ઉપદેશ જો મ્હને નહિ કર્યે હત, તો એ વાત મ્હારા સમજવામાં શી રીતે આવત ? અને લોકોનું વચન પણ કેમ માનત ? મ્હારી એક મહોર ગઈ, પણ તેન બદલે આજે આ મ્હને કેટલો બધો લાભ થયો ? અસ્તુ. પછી બ્રાહ્મણે ત્યાં સ્નાન વગેરે કર્યું અને બ્રાહ્મણને ઘેર ભોજન કરીને ત્યાંથી રસ્ત પડ્યો. ત્હેણે વિચાર કર્યોકે, હવે મ્હારે પ્રવાસમાં શું કામ ભટકયા કરવુ

જોઇએ ? ઇશ કૃપાથી આજે આપણને પુષ્કળ દ્રવ્ય મળ્યું છે તો પાછા જવું અને ધારા નગરીમાં જ્યાં આપણો સસરો રહે છે ત્યાંજ રહેવું; કેમકે છોકરાંઓને ત્યાં આગળ વિદ્યાભ્યાસ કરવાનું પણ ઠીક પડે. આપણું ગામ તો નાનું સરખું ગામડું છે તેથી અંહી રહેવાથી કાંઈ ભણવાનું બરાબર નહિ ફાવે. એ વિચારથી, તે પાછો ફર્યો, અને ધારા નગરીમાં આવીને રહ્યો. થોડા દિવસ ઉપર ત્હેને જે ત્રણ રત્ન મળ્યાં હતાં, તે-માંહેથી એક રત્ન વેચી દીધું અને તેનું જે દ્રવ્ય મળ્યું, તે લઇને ત્યાં એક સારું રહેવા લાયક મકાન બંધાવ્યું બીજું રત્ન પણ વેચીને તેના જે પૈસા ઉપજ્યા, તેવડે ત્હેણે વસ્ત્ર અલંકાર તથા વાસણકુસણ અનાજ વગેરે જે જે ચીજ સંસાર ચલાવવાને જોઇએ, તે બધી ચીજ વસાવીને તેનાથી ઘર ભરી દીધું. તથા છોકરાઓને વિદ્યાભ્યાસ કરાવવાને પાઠશાળામાં મોકલીને નિત્ય સ્નાનસંધ્યા વૈશ્વદેવાદિ બ્રહ્મકર્મ એને જેટલું આવડતું તેટલું કરીને, દરરોજ દાનધર્મ કરવાનો ત્હેણે રિવાજ રાખ્યો હતો.

એક વખત ત્હેની સ્ત્રીએ રાતને વખતે ત્હેને એકાંતમાં પૂછ્યું કે, આપ કેટલા બધા દરિદ્રી હતા ? એમ હોવા છતાં આટલું બધું દ્રવ્ય આપે કયાંથી આણ્યું ? ત્યારે સાધુએ જે કહ્યું હતું કે, 'ગુપ્ત વાત કદી સ્ત્રીની આગળ ન કરવી,' તેની સ્મૃતિ થઇ આવી; પરંતુ એની પ્રતીતિ જોવી જોઇએ. પછી ત્હેણે સત્ય વાત તો કહી નહિ, તોપણ અનુભવ મેળવવાને માટે કહેવા લાગ્યો, હે સ્ત્રી ! એ વાત પૂછીને ત્હારે શું કામ છે ? હું તો કહી દઉં, પરંતુ સ્ત્રીઓને મ્હોંડે કદી કોઈ વાત છાની રહેતી નથી, માટે દુરાગ્રહ કરીશ નહિ. સ્ત્રીએ કહ્યું, આપની ગુપ્ત વાત હું કદી પણ કોઇનેયે કહું તેવી નથી, તે ખાતર આપે ખાતરી રાખવી; પરંતુ કહ્યા વગર ચાલશે નહિ. શું એટલો પણ મ્હારો વિશ્વાસ નથી ? બ્રાહ્મણે કહયું, એમ હોય તો કહું છું, પણ ખબરદાર જો કોઈ આગળ બોલી તો. સ્ત્રીએ કહયું, નહિ બોલું. પછી બ્રાહ્મણે કહયું, " હું રોજ પ્રાતઃકાળમાં ઉઠીને એક શેર તલ લઉં છું અને જંગલમાં જઇને, ત્યાં

આંકડાના દૂધમાં ત્હેને ભીંજવીને ખાઉં છું. થોડા વખતમાં મ્હને જ્યાં ઝાડો થાય છે ત્યારે મળ બીલકુલ પડતો નથી અને સુવર્ણની પુતળ તથા મહોર પડે છે, તે બધુંય લઇને હું આવું છું અને પ્રપંચનો વ્યવહા ઉત્તમ પ્રકારે ચલાવું છું. કોઇ સિધ્ધે એ કીમીયો મ્હને બતાવ્યો છે અને એજ કારણથી હું પ્રવાસ છોડીને, અહીં આવીને રહ્યો છું." સાંભળીને સ્ત્રીને બહુ આનંદ થયો અને ત્હેણે કહ્યું કે દૈવયો આપને એવા સિદ્ધનું દર્શન થયું કે જેથી આપણું સઘળાનું દળદ દૂર થઈ ગયું.

થોડા દિવસ પછી તે બ્રાહ્મણની પત્નીની બ્હેન એક દિવસ ત્હે ઘેર આવી, અને ત્હેણે પૂછ્યું, બ્હેન ! ત્હારો પતિ અવિદ્વાન્ તેમ અત્યંત દરિદ્રી હતો, પરંતુ આ ઐશ્વર્ય ત્હેને શી રીતે પ્રાપ્ત થઈ ગયું તે સાંભળીને તે સ્ત્રીએ કહ્યું કે એ વાત કોઇને પણ નહિ કહેવા મ્હારા પતિની આજ્ઞા છે, તેથી કહેવામાં નહિ આવે અને તું મહેરબા કરીને પૂછીશ પણ નહિ. ત્યારે ત્હેની બ્હેન બોલી, બ્હેન ! મ્હારી આગ કહેવામાં શી હરકત છે ? હું કદી કોઇને પણ કહેવાની નથી. ત્હને મ્હા સોગન છે, જો ખરેખરી હકીકત ન કહી દે તો. આ પ્રકારનું ભાષ કરીને, ત્હેણે પોતાની બ્હેનનું મન મોહિત કર્યું, ત્યારે ત્હેના પતિએ જે હકીકત કહી હતી, તેજ પ્રમાણે ત્હેણે પોતાની બ્હેનને કહી સંભળા અને કોઇને પણ તે નહિ કહેવાનો આગ્રહ કર્યો.

તે બહેન પણ ગરીબ હોવાથી ત્હેણે પોતાને ઘેર આવીને પોતા પતિને એ યુક્તિ કહી દીધી, અને તમે પણ એ પ્રમાણે કરશો, પુષ્કળ દ્રવ્ય ભેગું થશે, એમ કહ્યું. ત્હેણે પણ પૈસાના લોભથી કં વિચાર ન કરતાં બીજે દિવસે સ્હવારના પ્હોરમાં ઉઠીને, એક શેર ત લીધા અને જંગલમાં ગયો. ત્યાં આકડાના ઝાડનું દૂધ કાઢીને, તેમાં તલ બોળ્યા અને ખાઈ શકાતા ન હોવા છતાં પરાણે પરાણે જીવપર જ

કરીને પૈસાની આશાથી તે ખાઇ ગયો અને ઝાડો ક્યારે ઉતરે તેની રાહ જોતો ત્યાંજ બેસી રહ્યો. થોડીજવારમાં આખું અંગ બહારથી તેમજ ભીતરથી અગ્નિની માફક બળવા લાગ્યું, ત્યારે તો ઝટ કરતો તે ઘેર પાછો આવતો રહ્યો.

આણી તરફ ત્હેની સ્ત્રીએ દ્રવ્ય રાખવાને માટે એક પેટી તૈયાર કરી રાખી હતી અને પતિને માટે ઉત્તમ પ્રકારની રસોઇ બનાવીને ત્હેની રાહ જોતી બેસી રહી હતી, એટલામાં એ ભાઇસાહેબની સ્વારી ધુંવા-પુંવા કરતી આવી પહોંચી. સ્ત્રીને જોનાંવારને તે અત્યંત ક્રોધના આવેશમાં આવી જઇને કહેવા લાગ્યો કે, હે રાંડ! ત્હેં મ્હારો ઘાણ કાઢી નાંખ્યો. **'સ્ત્રીબુદ્ધિઃ પ્રલયંગતા'** સ્ત્રીની બુદ્ધિએ ચાલનારનો નાશ થાય છે, એ વાતનો મ્હને પૂરેપૂરો અનુભવ થયો. અરે! મ્હારા સર્વ અંગને વિષે દાહ ઉઠયો છે, હવે હું ચોક્કસ મરી જવાનો. દ્રવ્યની પ્રાપ્તિને માટે તું કેવો ભયંકર ઉપાય શોધી લાવી, અને મ્હેં પણ કશો વિચાર ન કર્યો. એટલામાં ત્હેને ઝાડાઉલટી થવા લાગ્યા અને થોડીવારમાં ત્હેના રામરમી ગયા. મારી બ્હેને મ્હને જાણી જોઇને ફસાવી, અને તેથીજ મ્હારો ધણી મરણ પામ્યો એમ તે સ્ત્રીને લાગ્યું, અને ત્હેણે દરબારમાં જઇને આક્રોશ કરીને ભોજરાજાની આગળ તે બાબતર ફરિયાદ કીધી. રાજાએ તે શ્રીધર ભટ્ટજીને અને ત્હેની સ્ત્રીને બોલાવીને સત્ય હકીકત પૂછી, ત્યારે ભટ્ટજીએ વિચાર કીધો કે, પેલા સાધુના વચનને માન આપીને રાજાની આગળ બીલકુલ પણ જુઠ્ઠું ન બોલવું જોઇએ. ત્હેણે રાજાને કહ્યું, મ્હેં એ હકીકત તદ્દન ખોટીજ પરંતુ મ્હારી પત્નીની પરીક્ષા કરવાના હેતુથી કહી હતી. એણે પોતાની બ્હેનને તે કહી દીધી, અને ત્હેનું આ પરિણામ આવ્યું. તે સાંભળીને રાજા બોલી ઉઠયો, હે બાઈ! આ બન્ને જણાંનો એમાં શો કસુર છે? ત્હારા પતિના મરણના કારણરૂપ તુંજ થઇ પડી છે. ત્હારા પતિએ પણ કશો વિચાર કરવાની તસ્દી ન લીધી કે, 'આકડાના દૂધમાં તલ મેળવીને ખાઇશ, તો દ્રવ્ય મળશે કે મ્હારૂં મરણ નીપજશે?' માટે તું ત્હારે ઘેર જઇને, ત્હારા પતિની ઉત્તરક્રિયા કર.

શ્રીધરભટ્ટજી પોતાની સ્ત્રીને લઇને ઘેર આવ્યા બાદ ત્હેને કહેવા લાગ્યે કે, મ્હેં જે કહ્યું હતું કે સ્ત્રીઓને મ્હોંયે ગુપ્તવાત કદી છાની રહેશે નહિ, તેનો અનુભવ જોયો ? કેટલો બધો અનર્થ થઈ ગયો ? તે સાંભળીને સ્ત્રી લજવાઈ ગઈ, અને કહેવા લાગી કે, આપની વાત ખરી છે, પરં એમાં સ્ત્રી પણ શું કરે ? કેમકે, ધર્મરાજાનો તેઓને એવો શ્રાપજ થયો છે તે શું મિથ્યા થવાનો હતો ? નહિજ. સારાંશ, આ પ્રમાણે ગોરક્ષે પણ જે ગુહ્યવાત પેલી પુજારણબાઇને કહી હતી, તે ત્હેણે રાણીને કહી દીધે અને ત્હેણે મત્સ્યેન્દ્રનું શરીર છિન્નભિન્ન કરાવીને ફેંકાવી દેવડાવ્યુ અને તેનાથી ભારે અનર્થ થયો.

ગોરક્ષનાથને ચિન્તાતુર જોઇને, તે પૂજારણે કહ્યું, આપે ફીકર કરવ નહિ. હું રાજમંદિરમાં જઇને, યુક્તિથી રાણીને પૂછી આવું, તો મત્સ્યેન્દ્રનાથના શરીરની શી સ્થિતિ થઇ, તેનો પ-તો લાગશે. પછી બાઈ રેવતી રાણીની પાસે અંતઃપુરમાં જઈ પહોંચી, અને ત્હેને નમ કરીને પૂછવા લાગી કે, મ્હેં જે ઘણા વર્ષ ઉપર આપને વાત કહી હતી તેનું આપને સ્મરણ છે ? કેમકે મત્સ્યેન્દ્રને રાજાના શરીરમાં પ્રવેશ કર્યાં બાર વરસ થવા આવ્યાં છે. આટલું સાંભળીને રાણી બોલી, એને માં હવે મ્હને બીલકુલ ચિન્તા નથી. કેમકે, જે દિવસે ત્હેં મ્હને વાત ક હતી, ત્યારપછી તરતજ, મ્હેં તે ગુફામાંથી મત્સ્યેન્દ્રનું શરીર બહા કાઢીને, તેના રાઈ રાઈ જેટલા ટુકડા કરાવીને અરણ્યમાં ફેંકાવી દેવડાવ્ છે. તે માંસ વગેરેના ટુકડા જનાવરો ખાઈ ગયા હશે, તેથી શરીરન અભાવને લીધે, મત્સ્યેન્દ્રનું નિર્ગમન રાજશરીરમાંથી થવાનું નથ આવું સાંભળીને તે પુજારણબાઈ ગભરાઈ ગઈ કે જોયું, કેટલી બધ ખરાબી થઈ ! હવે ગોરક્ષને આ સત્ય હકીકત કહી દેવી, પછી જે થવા હોય, તે ભલે થાય.

ત્યાંથી રાણીને પૂછીને તે બાઇએ પાછાં આવીને મત્સ્યેન્દ્રની હકીક ગોરક્ષને કહી. ગોરક્ષના ગુસ્સાનો પાર રહ્યો નહિ; અને રાણીને શિ

કરવાનું ત્હેને મન થયું. પરંતુ ફરી પાછો તે વિચાર કરવા લાગ્યો કે એ રેવતી રાણી આપણને માતા સમાન હોવાથી, ત્હેને દંડ દેવો અનુચિત છે. રાણીએ જો કે શરીરના ટુકડેટુકડા કરી કરીને ફેંકી દેવડાવ્યા હશે, તો પણ શરીરને હાનિ નહિ થએલી હોવી જોઇએ એમ મ્હને લાગે છે. પછી ત્હેણે ચૌરંગીને કહ્યું કે, હું સૂક્ષ્મશરીરથી મત્સ્યેન્દ્રનાથના શરીરની શોધ ચલાવું છું; માટે મ્હારા દેહનું તું અહીંયાં સાવધ રહીને રક્ષણ કરજે, નહિ તો મ્હારા શરીરના પણ રાણી એવા હાલ કરાવી નંખાવશે. ચૌરંગીએ કહ્યું કે, આપે કાંઈ ચિન્તા નહિ કરવી, હું સારી પેઠે શસ્ત્રાસ્ત્ર સિદ્ધ કરીને આપના શરીરની રક્ષા કરૂં છું. ગોરક્ષનાથે તેજ ગુફાવાળા ભોંયરામાં પોતાનું શરીર તજીને, સૂક્ષ્મ અણુરેણુતુલ્ય દેહધારણ કરીને પૃથ્વીપર તથા સ્વર્ગાદિલોકમાં જઇને, તપાસ ચલાવી, પરંતુ કોઇપણ ઠેકાણે પત્તો ખાધો નહિ. આખરે જ્યારે કૈલાસપર આવીને શિવગણોને વિષે પ્રવેશ કીધો ત્યારે વીરભદ્ર, ભૈરવ અને ચામુંડાદિકોને કહી રહ્યો હતો કે, મત્સ્યેન્દ્રના શરીરને બાર વરસ થવા આવ્યાં છે, માટે ખૂબ સાવધ રહીને રક્ષા કરજો. નહિ તો ત્હેનો શિષ્ય ગોરક્ષ ક્યારે અને કેવી રીતે આવીને ત્હેના શરીરને લઈ જશે, તેની ખબર પડવાની નથી. ગોરક્ષ પોતાના ગુરૂને સંજીવની વિદ્યાના પ્રભાવથી જો સજીવન કરશે તો ત્હમને હમને સઘળાંનેજ ખૂબ સતાવશે અને ત્હેના તાબામાં રહીને ત્હેની આજ્ઞા માનવી પડશે.

આટલું સાંભળીને ગોરક્ષ ત્યાંથી પાછો આવ્યો અને પોતાના શરીરમાં પ્રવેશ કરીને આળસ મરડીને બેઠો થયો. પછી ગોરક્ષ ચૌરંગીને સાથે લઇને શિવગણોની સાથે લઢવાને તૈયાર થયો. પહેલાં તો ત્હેણે આદિત્યના ઉપર વિભૂતિ મંત્રીને ફેંકી દીધી, એટલે ગુપ્તરૂપે પ્રગટ થઇને ત્હેમણે ગોરક્ષને પૂછ્યું કે, શું કામ છે? ચૌરંગી અને ગોરક્ષ બન્નો જણા ત્હેમને પ્રણામ કરીને, હાથ જોડીને ઉભા રહ્યા. અને ગોરક્ષે કહ્યું કે, મ્હારા ગુરૂ મત્સ્યેન્દ્રનું શરીર શિવગણોએ પોતાની પાસે રાખ્યું છે, તો આપ

હમારા ખાતર તેઓને કાંઇક ઉપદેશ કરો, અને એમનું શરીર પાછું અપાવરાવો. તેઓ જો કદાચ નહિ આપે, તો હમારે ત્હેમની સાથે લઢવું પડશે અને ભારે અનર્થ થશે. સૂર્યે કહ્યું, ઠીક! હું જઇને ત્હેમને કહું છું. ત્યારબાદ વીરભદ્રની પાસે જઇને સૂર્યે ત્હેને કહ્યું કે, મત્સ્યેન્દ્રનું શરીર ત્હેના શિષ્ય ગોરક્ષનાથને તહમે લેઇ આપી દો. આનાકાની કરશો, તો લઢવું પડશે, અને ગોરક્ષ મત્સ્યેન્દ્રના જેવોજ મહાપ્રભાવશાલી છે, તથા ત્હેનો શિષ્ય ચૌરંગીનાથ પણ શિવના અંશરૂપ હોઇ, મહાસમર્થ છે; તેઓ તહમારી દુર્દશા કરશે, માટે દુરાગ્રહ કરશો નહિ.

વીરભદ્રે કહ્યું, મત્સ્યેન્દ્રે હમને લોકોને વકોવખ્ત એવો ત્રાસ આપ્યો છે કે ન પૂછો વાત. તેથી કરીને જે શત્રુ સ્વાભાવિક રીતેજ હમારે હાથ લાગ્યો છે, ત્હેને હમે શી રીતે પાછો આપી દઈને હમારા જીવ જોખમમાં નાંખીએ? જે થવાનું હોય તે ભલે થાય, પણ હમે તો કદી પણ આપવાના નથી. સૂર્યે કહ્યું, મત્સ્યેન્દ્ર અને ગોરક્ષ ઉપર શિવ ભવાનીની કેવી પ્રીતિ છે, તે તહમે જાણો છો? એ વાત જો ત્હેમના જાણવામાં આવશે, તો તહમારા ઉપર ત્હેમનો પણ ક્રોધ થશે, માટે ચૂપચાપ ગણોને હાથે તે શરીર અપાવી દો. અને તહમારે જો ન આપવું હોય, તો ત્હેમની સાથે યુદ્ધ કરજો. પરંતુ કૈલાસ પર્વતઉપર કોઇને પણ ત્રાસ ન થવો જોઇએ, તેટલા માટે તહમે પૃથ્વીપર જઇને સંગ્રામ કરો. સૂર્યના ઉપદેશનો કશો ઉપયોગ ન થયો, અને વીરભદ્રે પ્રથમ આઠ ભૈરવોને સંગ્રામ કરવાને નીચે મોકલી આપ્યા.

અસંખ્ય ગણોને લઇને અષ્ટ ભૈરવ જ્યારે આવી પહોંચ્યા, ત્યારે ચૌરગી અને ગોરક્ષનાથ ત્હેમથી જોડે યુદ્ધ કરવા લાગ્યા અને શસ્ત્રાસ્ત્ર વિદ્યામાં બન્ને જણા પારંગત હોવાથી શિવના ગણોને ત્હેમણે જર્જરીભૂત કરી દીધા. પછી વીરભદ્ર પણ ગણોને લઇને આવ્યો અને લઢવા લાગ્યો. ત્યારે ગોરક્ષે તો માયાથી પૂર્વદાનવોને સજીવન કરીને યુદ્ધ કરવામાં કામે

લગાડયા. જ્યારે વીરભદ્ર અને શિવગણોએ ત્રિપુર, મહિષાસુર, શુંભ નિશુંભ, સુંદોપસુંદ, જલંદર વગેરે અનેક રાક્ષસ દાનવોને દીઠા, ત્યારે તો તેઓ ભયભીત થઈ ગયા. રાક્ષસોની સાથે વીરભદ્ર લઢતો હતો, અને બીજા ગણ ગોરક્ષની સાથે લઢતા હતા, ત્હેમને ત્હેણે (ગોરક્ષે) વાતાસ્ત્રવડે ઉડાવી દીધા. દેવો વિમાનમાં બેસીને જે આ યુદ્ધ જોઇ રહ્યા હતા, ત્હેમને ચિંતા થઈ અને ત્હેમણે એ વૃત્તાન્તની વિષ્ણુને ખબર કરી. વિષ્ણુ શંકરની પાસે આવીને કહેવા લાગ્યા કે, જુઓ ! વીરભદ્રે કેવો અનર્થ ઉપજાવ્યો છે ? હવે આપણે અવતાર લેવો પડશે.

ત્યારબાદ શંકર અને વિષ્ણુ ત્યાંથી નીકળ્યા અને ગોરક્ષની પાસે આવીને ત્હેના મનનું સમાધાન કરવા લાગ્યા, અને માયા નિવૃત્ત કરવાનું કહેવા લાગ્યા. ગોરક્ષે કહ્યું કે, મ્હારા મત્સ્યેન્દ્રગુરુનું શરીર મ્હને આપી દો, તો ટંટો બંધ થયોજ જાણવો. શંકરજીએ ચામુંડાને બોલાવીને, મત્સ્યેન્દ્રનું શરીર લાવવાનું કહ્યું, અને ત્હેના લાવ્યા બાદ ત્હેમણે તે ગોરક્ષને આપી દીધું અને ત્હેને કહ્યું કે, માયાવડે નિર્માણ કરેલા દાનવ તથા રાક્ષસોને અદૃશ્ય કરો. ગોરક્ષે કહ્યું કે, એમને મ્હેં સંજીવિનીના પ્રભાવથી નિર્માણ કીધા છે, માટે ફરી અવતાર લઇને મારો, નહિંતો વીરભદ્રની આશા છોડી દો. ત્હેણેજ આ અનર્થ કરાવ્યો છે, માટે એનું ફળ ત્હેને મળવુંજ જોઇએ. સર્વના કલ્યાણને કાજે, તેમજ વીરભદ્રની ખોડ નાડવાના ઇરાદાથી શંકરે કહ્યું કે, વીરભદ્રની આશા છોડી દીધી તું જલદી આ રાક્ષસોને અદૃશ્ય કર. પછી ગોરક્ષે વાતાકર્ષણ મંત્રનો જપ કરીને સર્વને ગતપ્રાણ કરી દીધા અને અગ્નિઅસ્ત્રથી ત્હેમને ભસ્મીભૂત કરી દીધા. ત્યારે ત્હેમની સાથે વીરભદ્ર જે યુદ્ધ કરી રહ્યો હતો, તે પણ ત્હેમના ભેગો બળીને ખાખ થઈ ગયો.

જો કે પુત્રના હાથે અપરાધ થાય અને ત્હેને તેટલા ખાતર શિક્ષા કરે, તોપણ માતાપિતાનું અંતઃકરણ દયાર્દ્ર રહે છે, એ નિયમન અનું-

સર્રીને, વીરભદ્રના દુરાગ્રહને લીધે જો કે આ પ્રસંગ ઉભો થયો હતો, અને ગોરક્ષે ત્હેને ભસ્મીભૂત કર્યો હતો, તેમ છતાં શંકરને પોતાના વરદપુત્રના વિયોગથી બહુ દુઃખ થવા લાગ્યું. બીજા શિવગણો તો જોકે ઘણાએ હતા, તોપણ ચન્દ્ર વિના નક્ષત્ર જેમ વ્યર્થ છે કિંવા મોરનાં પીછાં ઉપર સેંકડો નેત્ર હોય છે, તોપણ એ નેત્રના વગર બધાંય વ્યર્થજ છે, કેમકે તેઓમાં જોવાની શક્તિ કાંઈ થોડીજ હોય છે? અથવા સર્વ દેહ ઇન્દ્રિયની સુંદરતા પ્રાણવિના જેમ વ્યર્થજ છે, તેજ પ્રમાણે વીરભદ્ર વગર શંકરને સઘળાજ ગણો નિસ્તેજ અને શૂન્ય જણાવા લાગ્યા. શંકરની વ્યાકુલતા જોઇને ગોરક્ષે કહ્યું, દૈત્યોની સાથે વીરભદ્ર બળીને ખાખ થઇ ગયો, તોપણ ત્હેનું હાડકું જો હાથ લાગે, તો હું ત્હેને જીવતો કરી દઉં. પરંતુ દૈત્ય રાક્ષસોના ભેગે જ તે ભસ્મીભૂત થઇ ગએલો હોવાથી, ત્હેનું હાડકું કયું છે એ કેમ પારખી કઢાય? નહિ તો સંજીવિનીના પ્રયોગથી દૈત્યો પણ સજીવન થાય.

શંકરે કહ્યું, મ્હારા ગણો સર્વદા મ્હારા નામ સ્મરણને વિષે નિમગ્ન હોય છે, તેથી ત્હેમના હાડકામાંથી પણ 'શિવ શિવ' એવો ઉચ્ચાર થયાં કરે છે. આટલું બોલીને, શંકરજીએ સમરભૂમિમાં આવીને, હાડકાંઓને ઉંચકી જોયાં અને તેમને કાને લગાડીને, જે હાડકામાંથી 'શિવ શિવ' એવો મંદ મંદ ઉચ્ચાર કાને પડયો, તે હાડકાં વીરભદ્રનાં સમજીને, તે બધાં એકઠાં કરીને ગોરક્ષને આપી દીધાં. પછી ગોરક્ષે સંજીવિની મંત્રનો જપ કરીને, તે હાડકાંઓપર ભસ્મ ફેંકતાં વીરભદ્ર જીવતો થયો અને બોલી ઉઠયો કે, કયાં છે તે રાક્ષસો અને ગોરક્ષ? હું હમણાંજ તે બધાને મારી નાંખુ છું. ત્યારે શંકરે ત્હેને કહ્યું કે, કોની સાથે તું લડે છે? શાંત થા, શાંત થા ત્હેંજ દુરાગ્રહથી આ સંગ્રામ શરૂ કર્યો, અને ત્હેનું પરિણામ બધાયને ભોગવવું પડયું. વીરભદ્ર શાંત થયાબાદ ત્હેની સાથે ગોરક્ષનું સખ્યત્વ કરાવી દીધું અને ગોરક્ષે પણ જે બીજા શિવગણોને વાયુચક્રમાં ફરતા કરી દીધા હતા, ત્હેમને નીચે ઉતારી દીધા,

ત્યારે તેઓએ ગોરક્ષને પ્રણામ કીધા અને શંકરની સાથે સઘળાજ કૈલાસઉપર જતા રહ્યા. ત્યારબાદ ગોરક્ષ મત્સ્યેન્દ્રનું શરીર લઇને ચૌરંગીની સાથે પેલા શિવાલયને વિષે આવી પહોંચ્યો.

રોજના નિયમ પ્રમાણે રાજા ત્રિવિક્રમ શિવનાં દર્શન કરવાને આવ્યો, તે વખતે ગોરક્ષ મત્સ્યેન્દ્રનું છિન્નભિન્ન થઇ ગએલું શરીર લઇને બેસી રહ્યો હતો. ત્હેણે ગોરક્ષને ઘણા પ્રેમથી આલિંગન દીધું, અને વાતચીત કરતો ત્હેની પાસે બેઠો, ત્યારે ગોરક્ષે ત્હેને સઘળી હકીકત કહી સંભળાવી. આખરે રાજાએ કહ્યું કે, એક માસ પર્યન્ત ધીરજ રાખીને રહેજો, એટલામાં હું ધર્મનાથને તખ્તનશીન કરીને પાછો આવું છું. રાજા મહેલમાં પાછો ગયાબાદ, ત્હેણે રાણીની અને મંત્રીની સંમતિથી પુત્રને રાજ્યગાદી સોંપવાનું નક્કી કીધું અને માંડલિક રાજાઓને તથા પોતાના ઇષ્ટ મિત્રો વગેરેને બોલાવીને શુભ મુહૂર્તપર ત્હેને રાજ્યાભિષેક કરાવ્યો. બ્રાહ્મણાદિક, રાજાલોકો તથા શિષ્ટ મંડળીનું ત્હેણે ખાનપાનથી તેમજ દ્રવ્ય, વસ્ત્રાલંકાર વગેરેથી પુષ્કળ સન્માન કર્યું તથા સેવક બંદીજનોને પણ દાન આપીને સંતોષ્યા અને ઘણા કારાગૃહવાસી જનોને પણ મુક્ત કીધા. આને એક માસ વીત્યાબાદ, રાજા પોતાના શરીરને મહેલમાંને મહેલમાંજ પથારીમાં તજી દઇને, ગોરક્ષે સ્પર્શાસ્ત્ર અને સંજીવિનીના પ્રભાવથી પૂર્વવત્ કરેલા મત્સ્યેન્દ્રના શરીરમાં, યાને પોતાના શરીરમાંજ પ્રવિષ્ટ થયો. મત્સ્યેન્દ્ર પહેલાંની માફક ઉઠીને બેઠા થતાંજ ચૌરંગી અને ગોરક્ષે ત્હેમને નમન કીધું, અને બાર વર્ષની વીતેલી સર્વ હકીકત ત્હેમને નિવેદન કીધી.

આણીતરફ રેવતી સ્હવારના પ્હોરમાં મહેલમાં જઇને જુએ છે, તો રાજા મૃતપ્રાય પડી રહેલો જોવામાં આવ્યો અને ત્હેણે આક્રોશ કરવો શરૂ કર્યો. ધર્મનાથ તથા મંત્રી દોડી આવ્યા, અને જોવા લાગ્યા તો રાજા નિશ્ચેષ્ટ થઇને પડી રહેલો નજરે પડયો; ત્યારે તો રાજમંદિરમાં

તથા બહાર ગામમાં પણ તે સમાચારની જાણ થતાં લોકો હાહાકાર કરવા લાગ્યા. રાજાનું શરીર સ્મશાનમાં લઇ જવા લાગ્યા, ત્યારે હજારો લોકો ત્હેને સ્મશાન પહોંચાડવાને પાછળ પાછળ ગયા અને વિધિપૂર્વક ત્હેના શરીરને અગ્નિસંસ્કાર થયાબાદ, સ્નાનાદિ કરીને સઘળા લોકો પાછા આવ્યા. રેવતી રાણીએ દાસીની મારફત તપાસ કરાવતાં શિવ મંદિરમાં મત્સ્યેન્દ્રનાથ સજીવન થયાની ત્હેને ખબર મળી. ત્હેણે વિચાર કર્યો કે, મ્હેં તો શરીરનો નાશ કરાવ્યો હતો, છતાં આમ કેમ થયું ? અસ્તુ ! થવાકાળને કોઇ અટકાવી શકતું નથી. જે થવાનું હોય છે તે તો થાય છેજ. મનુષ્યે ગમે તેટલો પ્રયાસ કરવા છતાં તે અટકતું નથી.

ધર્મનાથ પુત્ર જ્યારે પિતાને ખાતર ખુબ રૂદન કરવા લાગ્યો, ત્યારે રાણીએ ત્હેને કહ્યું કે, ત્હારે શોક કરવો નહિ; ત્હારા પિતા મત્સ્યેન્દ્રનાથ છે, અને તે ચિરંજીવ છે. ઇચ્છા હોય, તો ગામની બહાર શિવમંદિર છે, ત્યાં જઇને તપાસ કરજે. તે સાંભળીને ત્હેણે પૂછ્યું કે, મત્સ્યેન્દ્ર મ્હારા પિતા શી રીતે ? ત્યારે રાણીએ ત્હેને પહેલાંની સર્વ હકીકત કહી સંભળાવી. રાજાની ઉત્તરક્રિયા ઉત્તમ પ્રકારે કરવામાં આવી અને પછી શુચિર્ભૂત થઇને, એક દિવસ મંત્રીવર્ગ સમેત ધર્મનાથ રાજસરંજામ લઇને શિવમંદિરમાં ગયો અને મત્સ્યેન્દ્રની પ્રાર્થના કરીને ગોરક્ષ અને ચૌરંગીનાથ સમેત ત્હેમને ભારે ઠાઠથી રાજમંદિરમાં લઇ આવ્યો. ત્યાં એક વર્ષ પર્યન્ત ત્હેમને રાખી લીધા, અને ત્હેમની સેવા શુશ્રૂષા ઉઠાવીને ધર્મનાથ આનંદપૂર્વક રાજ્યકાર્ય મંત્રીની સંમતિથી કરતો હતો. ત્યારબાદ ગોરક્ષ અને ચૌરંગીને લઇને મત્સ્યેન્દ્રનાથ ત્યાંથી જ્યારે નીકળ્યા, ત્યારે ધર્મનાથ રડવા લાગ્યો, અને હું આપની સાથે આવું છું, એમ કહેવા લાગ્યો. મત્સ્યેન્દ્રે કહ્યું, બેટા ! હાલ તું નાનો છે, માટે અંહી રહીને રેવતીની બરદાસ્ત લેતો રહીને, રાજ્યભોગ કર્યા કરજે, બાર વર્ષ પછી હું અંહિયાં આવીને ગોરક્ષના હાથે ત્હને યોગદીક્ષા

અપાવરાવીને પછી મ્હારી સાથે લઈ જઈશ. એમ કહીને ત્હેનું સમાધાન કીધું અને ત્રણે જણા ત્યાંથી નીકળી પડ્યા.

ફરતા ફરતા ગોદાવરીના તટપર ભાગાનગર હતું, તેની પાસેના અરણ્યમાં આવી પહોંચ્યા. ત્યાં ગોરક્ષે માણીક ખેડુતને જે કહ્યું હતું અને તે મુજબ એ તપ કરતો ત્યાં ઉભો થઇ રહ્યો હતો, તે વાતનું એને (ગોરક્ષને) સ્મરણ થઈ આવ્યું. ત્હેણે મત્સ્યેન્દ્રને પહેલાંની સઘળી હકીકત કહી, અને જ્યાં આગળ તે ઉભો થઈ રહ્યો હતો, ત્યાં આગળ તેઓ સર્વ ગયા. ગોરક્ષે કહ્યું, અરે ! હવે આ ત્હારૂં તપ બંધ કર, બહુ થયું. ત્હેણે જવાબ દીધો, ત્હારે એની શી પંચાત ? તું ત્હારે રસ્તે ચાલ્યો જા. એને જે જે કાંઇ કહેતા તેનો એ સીધો જવાબ ન્હોતો આપતો, તે જોઇને મત્સ્યેન્દ્રે કહ્યું, આ કેવો અડબંગ છે, કે સરળ બોલતો સુદ્ધાં નથી ! ગોરક્ષે કહ્યું, હું એની સાથે અડબંગ બનીનેજ એનું કલ્યાણ કરૂં છું તે આપ દૂર બેઠા બેઠા જોયાં કરો. ચૌરંગી અને મત્સ્યેન્દ્રનાથ એક ઝાડ તળે બેઠા, અને ગોરખ ત્હેની પાસે ઉભો રહીને કહેવા લાગ્યો, ભાઇ ! મ્હેં ઘણાં તીર્થ, ક્ષેત્ર, અરણ્ય, નગર વગેરે સ્થાન દીઠાં, પરંતુ ત્હારા જેવો અચલનિષ્ઠાવાળો તપસ્વી કદી મ્હારા જોવામાં આવ્યો નથી. ત્હારા જેવો ગુરૂ મળે, તો પ્રાણીનું ભાગ્ય ખુલી જાય એમ હું સમજું છું. ત્હારા શરીરનું ફક્ત હાડપિંજરજ બાકી રહ્યું છે, તોપણ તેના તરફ ત્હારૂં બીલકુલ લક્ષ નથી, અને વાયુનોજ આહાર કરીને લાંબા વખતથી ત્હેં તપ ચલાવ્યું છે, તે જોઇને હું ત્હને ધન્યવાદ આપું છું. મ્હારી એવી ઇચ્છા થઇ છે કે ત્હને ગુરૂ કરવો, અને ત્હારી પાસેથી ઉપદેશ ગ્રહણ કરવો.

તે સાંભળીને માણીક બોલ્યો કે, તું આટલો મોટો થયો છે, પણ ત્હારામાં કાંઇ અક્કલ નથી. તું મ્હને ત્હારો ગુરૂ કરવા ઇચ્છે છે, તેના કરતાં મ્હારો ગુરૂ થઇને તુંજ મ્હને ઉપદેશ કેમ આપતો નથી ? ગોરક્ષ

ક્ષને તો એજ જોઇતું હતું. ત્હેના મ્હોંડામાંથી આ પ્રમાણે ઉદ્‌ગાર નીકળતા વારને, ત્હેણે ત્હેને મંત્રોપદેશ આપ્યો, અને માથાપર વરદહસ્ત પણ મૂકયો, ત્યારે ત્હેનું અજ્ઞાન તેજ ક્ષણે દૂર થઇ ગયું. ગોરક્ષે શક્તિ મંત્રનો પ્રયોગ કરીને, ત્હેના શરીરપર ભસ્મ લગાડતાંવારને ત્હેનું શરીર પુષ્ટ તેમજ બલસંપન્ન બન્યું. ત્હેનામાં બૃહસ્પતિ સમાન જ્ઞાન અને વકતૃત્વનો પ્રાદુર્ભાવ થયો, અને સકલ સૃષ્ટિને પરમાત્મરૂપથી તે જોવા લાગ્યો. ત્હેણે ઝટ ગોરક્ષને સાષ્ટાંગ નમન કીધું અને સ્તવન પણ કરવા માંડયું કે, જન્માન્તરનાં અનેક સુકૃતથી આપની મુલાકાત થઇ અને મ્હારી વિપરીત ભાવના દૂર થઇ, અને આનંદમયતા પ્રાપ્ત થઇ. પછી ત્હેનો હાથ પકડીને, વૃક્ષની હેઠળ મત્સ્યેન્દ્રનાથ જ્યાં આગળ બેઠા હતા, ત્યાં ગોરક્ષ ત્હેને લઈ આવ્યો અને કહયું, મહારાજ! અડબંગને હું આપની પાસે લઇ આવ્યો છું, તે જુઓ તો ખરા! ત્હેણે પણ મત્સ્યેન્દ્રને નમન કર્યું અને પ્રાર્થના કીધી કે, 'સંતસંગતિ શું કરી શકે તેમ નથી?' હવે મ્હને સદૈવ આપના સાંન્નિધ્યમાં સેવામાં રાખી લેજો. મ્હારો જન્મ સફળ થયો સમજું છું. હવે મ્હારે જપ તપ તીર્થ વગેરે કોઈ પણ સાધનનો આશ્રય લેવાની જરૂર રહી નહિ. સકલ સાધનો જ્યારે સાધુનો આશ્રય કરે છે, ત્યારેજ ત્હેમનાદ્વારા તે પરમાત્મપદને વિષે પહોંચી શકે છે, પરંતુ સાધુ તો અન્યની અપેક્ષા રાખતા નથી તેઓ તો સીધા આત્મપદને વિષેજ કોઇના સહાય કે આશ્રય વગરજ પોતાની મેળેજ જાય છે. એવા આપ સંતના મ્હને દર્શન અને કૃપાહસ્ત મળ્યાબાદ મ્હારામાં શી ન્યૂનતા રહેવાની હતી? મત્સ્યેન્દ્રે કહયું, હે ગોરક્ષ! ત્હેં જે એનું નામ રાખ્યું હતું, તેજ આગળ ઉપર કાયમ રાખવું, અને તેજ નામથી એને સઘળાએ બોલાવવો. પછી ગોરક્ષે ગુરૂની આજ્ઞાથી, ત્હેને નાથદીક્ષા આપી દીધી, અને 'અડબંગનાથ' એજ ત્હેનું નામ કાયમ રાખવામાં આવ્યું. અડબંગના જેવા જેઓ હોય છે, ત્હેમનામાં દયા, શ્રદ્ધા વગેરે હોય છે, અને તેથી તેઓનો ઉધ્ધાર થાય છે.

ગોરક્ષ ભૂખ્યો થતાં અડબંગની પાસે ગયો, તે પ્રમાણે કોઇ સાક્ષર પુરૂષની પાસે ગયો હત, તો તે એનેજ ખાઈ જાત, નહિ તો મજુરી કરવા જા, એવા શબ્દો સંભળાવત. પરન્તુ ગરીબ બીચારા અડબંગના મનમાં દયા ઉપજી અને બપ્પોરને વખતે ત્હેને ભૂખ્યો જોઇને, ત્હેણે પોતાને માટે પીરસેલું પાત્ર ત્હેને આપી દીધું. એટલુંજ નહિ પણ ત્હેને જે વચન આપ્યું હતું, તે સત્ય કરવાને ખાતર ત્હેણે સર્વ વ્યવહાર સમૂળગો બંધ પાડી દીધો. સંસારબંધ તેમજ મુક્તિના હેતુરૂપ મનજ કહેલું છે. "તે મનનેવિષે જે કાર્ય કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય તે કાર્ય કરવું નહિ," એવું ગોરક્ષે માંગી લીધું, અને તે માંગણી એણે સ્વીકારી. ગોરક્ષે માંગેલું એણે આપ્યું ખરૂં પણ તેનું પર્યવસાન સકલકાર્યોની નિવૃત્તિમાંજ થયું. ઉપરોક્ત વાક્ય બોલવું જેટલું સુલભ છે, તેટલુંજ તે મુજબ આબેહૂબ વર્તન રખાવાવું કઠીણ છે. પરંતુ માણીક સત્યવચન પ્રિય હતો, તેથી ત્હેણે તેનું પણ અનુષ્ઠાન કરીને તેની સિદ્ધિ મેળવી. એ ઠેકાણે કોઇ સાક્ષર ભાઇ હત તો તે ભાઇસાહેબની શી હાલત થાત, તેની કલ્પનાજ કરી લેવી. ઠીક !

પછી ત્યાંથી ત્હેને સાથે લઇને ત્રણે જણા તીર્થાદિને વિષે બાર વર્ષ સુધી ફરતા ફર્યા. માર્ગમાંજ ગોરક્ષે ત્હેને નાના પ્રકારની શસ્ત્રાસ્ત્ર વિદ્યા શીખવી અને તેમાં પ્રવીણ કીધો. બારવર્ષ પછી તે ચારે જણા ફરી પાછા પ્રયાગ ક્ષેત્રને વિષે આવી પહોંચ્યા. ત્યાં ધર્મનાથને ખબર પડતાંવારને, તે સામો જઇને, ત્હેમને નગરીમાં માનપૂર્વક સમારંભ રચીને લઈ આવ્યો અને પૂજન સ્તવન પણ કર્યું. ધર્મનાથને તે વખતે એક પુત્ર થયો હતો અને ત્હેનું નામ પણ એણે ત્રિવિક્રમજ રાખ્યું હતું. ત્હેની ઉમ્મર છ સાત વર્ષનીજ હતી, તે છતાં ધર્મનાથે ત્હેને રાજ્યગાદીપર બેસાડયો અને માઘ શુકલ દ્વિતીયાને દિવસે અદ્વિતીય આનંદની પ્રાપ્તિ સંપાદન કરવાને કાજે, ગોરક્ષનાથ પાસેથી ત્હેણે યોગ-દીક્ષા ગ્રહણ કીધી, તે વખતે દેવાદિકોને પણ ગોરક્ષ લઈ આવ્યો હતો.

સકલજનોને એક પંક્તિમાં બેસાડીને, ગોરક્ષે પોતાને હાથેજ ત્હેમને પ્રસાદ પીરસ્યો હતો. તથા ત્યાં આગળ દર વર્ષે ધર્મ બીજનો ઉત્સાહ ઉજવવાનું કહી દીધું હતું. ત્યારબાદ, ત્યાંથી ધર્મનાથને લઇને તેઓ સઘળા બદરિકાશ્રમમાં આવ્યા અને શંકરનાં દર્શન કરાવીને, ત્યાં ધર્મનાથને બારવર્ષની મર્યાદા કરી આપીને ત્હેની પાસે તપ કરાવરાવ્યું. પછી ત્હેને સકલ દેવતાઓ પાસેથી વરદાનની પ્રાપ્તિ કરાવી દીધી અને શસ્ત્રાસ્ત્ર વિદ્યા તથા સાબરી મંત્રવિદ્યામાં ન્હેને પ્રવીણ કીધો અને પછી ત્હેને સાથે લઇને, લોકોને પાવન કરવા સારૂ તેમજ તીર્થક્ષેત્રાદિકોની શુદ્ધિ કરવાને ખાતર, તેઓ યાત્રા કરવા નીકળી પડયા. આ પ્રમાણે મત્સ્યેન્દ્રનાથે ગોરક્ષની પ્રતિજ્ઞા સત્ય કરવાને માટે અને પરોપકાર કરવાના હેતુથી રાજ શરીરમાં પ્રવેશ કરીને સઘળાને આનંદિત કર્યા.

**इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानन्दसरस्वती-शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे द्वितीयभागे मत्स्येन्द्रराजशरीरप्रवेशनादिअडबंगधर्मनाथदीक्षाप्रदानं नाम पंचमोऽध्याय: ॥ १ ॥**

**॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥**

**॥ इति शिवम् ॥**



## ॥ षष्ठोऽध्यायः ॥

**न सिद्धिर्योगसिद्धिर्हि बलवीर्यादिसिद्धिकृत् ।**
**सिद्धिरात्मपरिज्ञानमंतरायास्तु सिद्धय: ॥ वे. द. ॥**

યોગશાસ્ત્રોક્ત ધારણાથી પ્રાપ્ત થનારી સિદ્ધિ, વેદાન્તશાસ્ત્રને વિષે કથેલી સિદ્ધિના જેવી નથી. યોગમાં આકાશગમનાદિરૂપ સિદ્ધિને સિદ્ધિ કહી છે અને વેદાન્તમાં મુક્તિને સિદ્ધિ કહી છે, એ બન્નેમાં ફરક છે. યોગધારણાવડે પ્રાપ્ત થનારી સિદ્ધિથી શરીરની દૃઢતા, વીર્યાતિશય, બહુલ પ્રતાપ અને અંતર્ધાન વગેરે શક્તિ સંપાદન કરાય છે, પરંતુ સંસારમાંથી મુક્તિ મેળવી શકાતી નથી. વસ્તુતઃ બ્રહ્મ અને આત્માનાં ઐક્યનું જ્ઞાન એજ સિદ્ધિ છે, અને આકાશગમન વગેરે સિદ્ધિઓ તો તે આત્મજ્ઞાનને વિઘ્નકર્તા છે, એમ સમજી લેવું. તેમનું વર્ણન જે કરેલું છે, તે મુમુક્ષુ-જનોને તેમના સ્વરૂપનો પરિચય કરાવીને, તેમનો ત્યાગ કરાવવાને માટેજ. વસ્તુનાં સ્વરૂપ અને ગુણદોષ યથાર્થ સમજ્યા વગર જગતમાં કોણ તેનો સ્વીકાર અને ત્યાગ કરી દેવામાં સમર્થ થઇ શકે તેમ છે? કોઇ પણ નહિ. અસ્તુ!

બ્રહ્મદેવના વીર્યથી પહેલાં અઠયાશી હજાર ઋષિઓની ઉત્પત્તિ થયાનું જે વર્ણવેલું છે, તે વખતેજ તે વીર્યનો અંશ રેવાનદીને કિનારે કોઇ સ્થળે પડી રહ્યો હતો, તેમાં કલિયુગમાં ચમસનારાયણે પ્રવેશ કરીને દેહ ધારણ કર્યો. ઋતુવિના વૃક્ષને ફળ આવતું નથી, તેજ પ્રમાણે અમોઘ બ્રહ્મવીર્ય નર્મદાકિનારે પડયું હતું, તેનો અનંતકાળ વીત્યા છતાં નાશ થયો ન હતો, અને યોગ્યકાળે તેમાંથી દેહની ઉત્પત્તિ થઇ. તે સમયે સહનસારૂક નામનો એક ખેડુત ઘડો લઇને, નદીપર પાણી ભરવાને આવ્યો હતો, ત્હેણે આ તરતનાં જન્મેલાં બાળકને રૂદન કરતો જોયો, અને ત્હેનું સૌન્દર્ય જોઇને મોહ પામ્યો. ત્હેણે દયાર્દ્રચિત્તથી ત્હેને ઉંચકી લીધું,

અને કપડામાં લપેટીને પાણી લઇને પોતાને ઘેર આવ્યો. ત્હેની સ્ત્રીએ પૂછયું, આ બાળકને આપ ક્યાંથી લઈ આવ્યા? ત્હેણે કહ્યું, એ મ્હને રેવા (નર્મદા)ને કિનારે રેતીમાંથી મળી ગયો છે, હવે એનું તું સારી પેઠે પાલન કર. પરમાત્માની કૃપા થઇ, તો આવું સુંદર બાળક મ્હારે હાથ આવ્યું. એનું નામ રેવણજ રાખવું, કેમકે એ રેવાને કીનારેથી મળ્યો છે. તે બાળકને સર્વાંગ સુંદર જોઇને, ત્હેની સ્ત્રીને, ચંદ્રોદયથી સમુદ્રમાં જેમ ભરતી આવે છે, તેજ પ્રમાણે આનંદમયતા થઈ, અને ત્હેણે પોતાની સોડમાં લઇને એને સ્તનપાન કરાવ્યું. પછી ત્હેણે તેલ તથા ઉનાંપાણીથી ન્હવડાવીને ત્હેને પારણામાં સુવાડયો. અને આનંદથી ગાયન ગાઇને ત્હેને ઝુલાવવા લાગી. ત્હેણે પોતાનાં બચ્ચાંઓની સાથે ત્હેનું લાલનપાલન કરીને ત્હેને ઉછેર્યો.

બાર વરસનો થયો, ત્યારે બાપની સાથે ખેતરમાં જઇને, તે ખેતીવાડીનું કામ કરવા લાગ્યો. એક દિવસ પાછલીરાતે ચંદનીમાં બળદોને લઇને રેવણ ખેતર તરફ જઈ રહ્યો હતો, એવે સમયે દત્તાત્રેયની સ્વારી પણ સામેથી આવી રહી હતી, ત્હેમનો સ્પર્શ થતાં એને પૂર્વજન્મનું જ્ઞાન થયું. ત્હેણે વિચાર કર્યો કે, હું ચમસનારાયણ હોવા છતાં અહીં પૃથ્વીપર શા કાજે અવતર્યો છું, અને આ કૃષિકર્મ શું કામ કરી રહ્યો છું? ત્હેનો સ્પર્શ થતાં દત્તાત્રેયે પૂછયું કે, તુ કોણ છે? રેવણે જવાબ દીધો કે, ત્હમારા દેહમાં ત્રણે દેવોના અંશ છે, તેમાંહેનો સત્વગુણ પુરૂષ હું છું. મ્હને અહીં કષ્ટ ભોગવવું પડે છે, માટે એમાંથી મ્હને છોડવીને મ્હારૂં પરમ કલ્યાણ કરજો. આટલું બોલીને ત્હેણે દત્તના ચરણઉપર પોતાનું મસ્તક નમાવી દીધું, અને કહ્યું કે મ્હને સનાથ કર્યા વગર હું આપને છોડીશ નહિ. દત્તાત્રેયે ત્હેનો ભાવ જોઇને, ત્હેના મસ્તકપર કૃપાહસ્ત મૂકયો, અને ત્હેને ઉઠાડયો, આલિંગન દીધું, તથા મહિમા નામક સિદ્ધિનો મંત્ર આપ્યો અને કહ્યું કે, આ મન્ત્રનો જપ કરતાંજ મહિમાસિદ્ધિ પ્રગટ થશે અને તું જે ઇચ્છા ધરાવીશ, તેને એ પૂર્ણ કરી દેશે. એનાથી ત્હને વરઅધરૈણાં

ધન સુવર્ણ અન્ન વગેરેની કદી તાણ પડશે નહિ. બાળક જેમ પિતાને બહાર અગર બીજે ગામ જવા દેતો ન હોય, તો તે જેમ ત્હેને પૈસા વગેરે આપીને લલચાવે છે, અને પોતે ચાલ્યો જાય છે, તે પ્રમાણે રેવણ જવા દેતો નહિ હોવાથી, દત્તાત્રેયે ત્હેને એક સિદ્ધિકળા આપી અને પોતે ચાલતા થયા.

ચમસનારાયણનો એ અવતાર છે, એ પ્રમાણે દત્તાત્રેયને જો કે ખબર હતી, તે છતાં ત્હેમણે એનાપર અનુગ્રહ કરીને એને નાથ બનાવ્યો નહિ. કેમકે એની ઉમ્મર નાની હતી, તથા ભક્તિ, તપ સેવા વગેરે શ્રમ પણ ત્હેની પાસે લેવડાવાનો બાકી હતો. તેથી આગળ ઉપર ત્હેને બ્રહ્મજ્ઞાન સંપન્ન તેમજ સકલ મંત્રવિદ્યાવિશારદ કરવાનું ત્હેમણે મુલતવી રાખ્યું. રેવણને એ સિદ્ધિનો મંત્ર મળી ગયો, તેટલાથી એને આનંદ થયો. પરંતુ જે પ્રમાણે કાચને લઇને ચિન્તામણીને છોડી દેવામાં આવે, અગર શુભ્રપત્થરને જોઇને સ્પર્શમણીને ફેંકી દેવાય, કિંવા માદક સુરા લઇને સુધાનો ત્યાગ કરવામાં આવે, તે પ્રમાણે ત્હેણે અષ્ટસિદ્ધિ જેની સ્વાભાવિક વિભૂતિ યા દાસી છે, એવા દત્તાત્રેય ભગવાનને તજી દીધા અને સિદ્ધિ ગ્રહણ કરીને પોતાને કૃતાર્થ માનવા લાગ્યો. ત્યારબાદ રેવણ ખેતરમાં આવ્યો, અને બળદોને હળની સાથે જોડીને જમીન ખેડવા લાગ્યો. ખેડુતલોક ખેતરમાં જમીન ખેડતી વખતે બળદોને હાંકતાં હાંકતાં કાંઈ ગાયન પણ ગાય છે, તે પ્રમાણે એ રેવણે દત્તાત્રેયે આપેલા સિદ્ધિમંત્રનુંજ ગાયન લલકારવા માંડયું. થોડીવારમાંજ તે સિદ્ધિ મૂર્તિમંત પ્રગટ થઇને એની આગળ ઉભી રહી, અને ત્હારી શી કામના છે ? એ પ્રમાણે પૂછવા લાગી. રેવણે પૂછયું, ત્હારૂં નામ શું છે ? ત્હેણે કહ્યું, હું મહિમા નામની સિદ્ધિ છું. ત્યારે રેવણને દત્ત વચનની સ્મૃતિ થઇ અને ત્હેણે ત્હેની પરીક્ષા કરવાના હેતુથી કહ્યું કે, તું જો સિધ્ધિ હોય, તો આ ઝાડની નીચે જે અનાજનો ઢગ છે, તેને સુવર્ણનો કરી બતાવ. ત્યારબાદ મ્હારી ખાતરી થશે, અને પછી હું તને મ્હારી અભિલાષા જણાવીશ. હંસની

પરીક્ષા દૂધ અને પાણી છુટા કરે ત્યારેજ થાય છે, કિંવા લોખંડને સુવર્ણ બનાવી શકે ત્યારેજ સ્પર્શમણી કહેવામાં આવે, તે પ્રમાણે મ્હારી આ કામના ત્હારાથી સિધ્ધ થાય તોજ હું ત્હને સિધ્ધિરૂપ સમજું.

એટલું સાંભળતાંવારને, તે સિધ્ધિએ અનાજનો જે નાનો સરખો ઢગલો હતો, તેને મોટો સુવર્ણનો ઢગ બનાવી દીધો. ત્યારે રેવણની ખાતરી થઈ અને ત્હેણે એને પોતાની પાસે રહેવાનું કહ્યું. ત્હેણે કહ્યું, હું ત્હારી પાસે ગુપ્ત રીતે રહીને ત્હારી કામના પૂર્ણ કર્યા કરીશ, પરંતુ ત્હારે મ્હારાં દર્શનની અભિલાષા રાખવી નહિ. રેવણે કહયું મ્હારૂં કાર્ય કરતી રહેજે, ભલે પ્રગટ નહિ રહે તોપણ ચાલશે. ત્હેણે 'ઠીક' એ પ્રમાણે કહયું, અને તે સુવર્ણની પહેલાંના જેવી ધાન્યરાશિ બનાવી દઇને પોતે અદૃશ્ય થઇ ગઇ. પછી તે પણ સૂર્યાસ્ત થતાં બળદોને લઇને ઘેર આવ્યો, અને તેમને કોડમાં બાંધીને પોતે ખાઈ કરીને સૂઈ ગયો.

બીજે દિવસે ત્હેણે વિચાર કીધો કે, રોજ સ્હવારથી સાંજ સુધી ખેતરમાં જઇને મહેનત કરવાની હવે શી જરૂર છે? સાધ્યની પ્રાપ્તિ થયાબાદ સાધનનો શ્રમ જેમ વ્યર્થ થાય છે, તે પ્રમાણે આપણને સિધ્ધિનો લાભ થયો છે, અને તેનાથી ચાહે તે વસ્તુ આપણને વગર મહેનતે મળવાની છે, તો ખેતીનો પરિશ્રમ નિરર્થક છે. ઘરમાં કામધેનુનો વાસ હોવા છતાં, કયો જ્ઞાની પુરૂષ છાશને ખાતર ઘેરઘેર ભીખ માંગતો ફરશે? કંઠમાં ચિંતામણી રત્ન રાખીને ચિંતાનું દુઃખ કોણ ભોગવશે? આવાજ વિચારથી બે પ્રહર વીતી જવા છતાં રેવણ ખેતરમાં ગયો નહિ ત્યારે ત્હેના બાપે પૂછ્યું કે, આજે ખેતરમાં કેમ ગયો નથી? બળદોને કેમ છોડ્યા નથી? ત્હારા મનમાં શો વિચાર છે? રેવણે પૂછ્યું ખેતરમાં જઇ રાતદિવસ મહેનત કર્યાનું શું પ્રયોજન? બાપે કહયું, ખાવાને માટે અનાજ પેદા કરવું પડે છે, તથા વિશેષ પાક થાય, તો દ્રવ્યનો સંગ્રહ થઇને સુખ ઉપજે છે. પરંતુ મહેનત કરવાનું મુકી દઇશ, તો ખાવાનાં પણ સાંસાં

પડશે. રેવણે કહ્યું, આપણા ઘરમાં શી ખોટ છે કે કષ્ટવે કીને અનાજ પકવવું પડે? ઘરમાં જઇને જોશો, તો અનુભવ થશે.

હ્‌નો બાપ ઘરમાં જઇને જોવા લાગ્યો તો સુવર્ણનો ઢગ જોવામાં આવ્યો. ત્યારે તો હ્‌ને આશ્ચર્ય થયું, અને હ્‌ણે વિચાર કર્યો કે, આ કોઈ અવતારી સિદ્ધ પુરૂષ હશે. હવે એ જેમ કહેશે, તે પ્રમાણે હું વર્તીશ. રેવણે એ સિદ્ધિના આશ્રયથી એવો ક્રમ શરૂ કર્યો કે, ગામમાં કોઇ મુસાફર આવે હ્‌ને અન્નવસ્ત્રાદિ પૂરાં પાડીને સંતોષવા. તે ગામ રસ્તાની ઉપર હોવાથી, માર્ગસ્થ લોક ત્યાં આગળ ઘણા ઉતરતા હતા, અને તે સઘળાને બોલાવીને ઇચ્છાભોજન આપતો હતો. વૃક્ષનીઉપર ફળોને જોઇને જેમ ચોતરફથી પક્ષી દોડ્યાં આવે છે, તે પ્રમાણે ચોતરફ રેવણની કીર્તિ ફેલાઈ અને હજારો લોકો નાના પ્રકારની કામના ધારણ કરીને હ્‌ની પાસે આવવા લાગ્યા. એટલુંજ શું? પરન્તુ રોગાદિથી વ્યાપ્ત અને પીડિત મનુષ્યો પણ ત્યાં દર્શનને ખાતર અને હ્‌નો પ્રસાદ મેળવવાને આવવા લાગ્યા. સારાંશ, ભોગી તથા રોગી, કોઈ પણ મનુષ્ય મનકામના અપૂર્ણ થઇને હ્‌ની પાસેથી જતા ન હતા, એ કારણને લીધે સર્વત્ર એ 'રેવણસિદ્ધ' એ નામથી ઓળખાવા લાગ્યો.

થોડા દિવસ પછી મત્સ્યેન્દ્રનાથની સ્વારી તે ગુંધલ ગામમાં આવી અને કોઈ ધર્મશાળાના સ્થાનમાં ઉતરી અને સદ્‌ગુરૂનું સ્મરણ કરવા લાગી. ત્યાં ગામના કેટલાક લોક એમને સાધુ જાણીને એમના દર્શનને માટે આવતાં હ્‌મણે એમને કહ્યું, મહારાજ! આપ અહીંયાં શું કામ ઉતર્યા? રેવણસિદ્ધની પાસે આપ જશો, તો ખાનપાનની આપને માટે ઉત્તમ વ્યવસ્થા થશે. મત્સ્યેન્દ્રે પૂછ્યું કે, એ રેવણસિદ્ધ કોણ છે? લોકોએ કહ્યું કે અહીંયાં સહનસારૂક નામનો એક ખેડુત છે, હ્‌ને એ રેવણસિદ્ધ રેવાનદીને કિનારેથી મળી આવેલો બાળક છે. હ્‌ણે એને પુત્રની પેઠે પાળીને એને ખેતીવાડીનું કામ શીખવ્યું હતું, પરંતુ એને કોઇ એવી સિદ્ધિ મળી છે કે જેની સહાયતાથી એ હજારો લોકોનાં

મનોરથ પૂર્ણ કરે છે. મત્સ્યેન્દ્રે પૂછ્યું કે, એના ગુરૂનું નામ શું? લોકોએ જવાબ દીધો, તે તો હમે કાંઇ જાણતા નથી. ત્યારબાદ મત્સ્યેન્દ્રે ગુપ્તરૂપથી ત્યાં જઇને જોયું, તો પ્રતીત થયું કે એ તો ચમસનારાયણનો અવતાર હોઈ હમારા પૂર્વસંગી છે. પણ એને કોણ પ્રસન્ન થયા છે તે જાણવું જોઇએ. પછી મત્સ્યેન્દ્રે શું કર્યું કે, પક્ષીસમુદાયને પાસે બોલાવીને તેમને મનમાન્યું ભોજન આપ્યું, ત્યારે તે પક્ષીગણ મત્સ્યેન્દ્રની ખાંધપર તથા માથાઉપર આવીને બેઠાં. જા એમ મ્હોંડેથી કહેતાંવારને ઉડી જાય અને આવ એમ બોલે કે નિર્ભય આવીને શરીરપર બેસે; એવું લોકોએ જોયું, ત્યારે ત્હેમને ભારે અજાયબી થઈ. એટલુંજ શું? પણ વાઘ સિંહ વગેરે ક્રૂર ફાડી ખાનારાં પ્રાણીઓને પણ પાસે બોલાવીને, પોતાને હાથેજ ખવડાવતા હતા. ત્યારે તો લોકો, 'આ તો સાક્ષાત્ ઇશ્વરજ છે,' એ પ્રમાણે ગામમાં મત્સ્યેન્દ્રની કીર્તિ ગાવા લાગ્યા.

એક દિવસ રેવણસિદ્ધને એ ચમત્કારનું વર્ણન કરતાં લોકોએ કહ્યું કે, કોઇ સિદ્ધ મહાપુરૂષ આપણા ગામની બહાર આવીને ઉતર્યો છે, તે પક્ષી તથા જનાવરોને બોલાવે છે, અને પોતાને હાથેજ ત્હેમને ખવડાવે છે. કોઇ પક્ષી અગર હિંસ્ર પશુના મનમાં તેને માટે કશી શંકા કે ભય ઉપજતો નથી. એવો પુરૂષ હમે કદી ક્યાંઈ જોયો નથી. હમારી તો સમજ એવી છે કે, એ સાક્ષાત્ ઇશ્વરરૂપ છે; તે સિવાય નિઃશંક થઇને એ પ્રાણીઓ એને શી રીતે સ્પર્શી શકે? આપ પણ જાતે જોઇને ખાતરી કરો. લોકોને મ્હોંડેથી આવું અપૂર્વ વૃત્ત સાંભળીને રેવણસિદ્ધને પણ ત્હેને જોવાની ઇચ્છા થઇ અને લોકોની સાથે તે પણ જ્યાં મત્સ્યેન્દ્રનાથ ઉતર્યા હતા, ત્યાં આગળ આવ્યો. જોવા લાગ્યો તો પક્ષીઓએ પરસ્પર વૈરભાવ તજી દીધેલો નજરે પડયો, તથા વનચર શ્વાપદોનો પણ દ્વંદ્વભાવ પણ નષ્ટ થએલો પ્રતીત થયો. ત્યારે તો વિસ્મય પામીને, તે ઘેર આવ્યો અને દત્તે આપેલા મંત્રનો જપ કરીને પ્રથમ ત્હેણે સિદ્ધિને બોલાવી. સિદ્ધિ મૂર્તિમંત આવીને કહેવા લાગી કે,

કયા કાર્યને કાજે મ્હને પ્રત્યક્ષ બોલાવી ? રેવણસિધ્ધે કહ્યું કે, અહિયાં આવેલા જે સિદ્ધ પુરૂષ છે, ત્હેમની માફક સકલ વનચર પ્રાણી અને પક્ષી સમુદાય પરસ્પરનો વૈરભાવ તજીને મ્હારી પાસે પણ નિઃશંક નિર્ભય થઇને આવે અને શરીરપર આનંદથી વિચરે, તો હું પણ તેમને ખાવાનું આપીને સંતુષ્ટ કરૂં. મ્હારી એ ઇચ્છા પૂર્ણ કરો. તે સાંભળીને સિધ્ધિએ કહ્યું કે, એ કરવાનું મ્હારૂં સામર્થ્ય નથી. બ્રહ્મવેત્તા પુરૂષના મનમાં ચરાચર વિશ્વને માટે દ્વૈતાનુસંધાન રહેતું નથી, એથી ત્હેની પાસે સર્વ પ્રાણીઓ વૈરરહિત થઇને જાય છે. યોગસૂત્રમાં પતંજલિએ વર્ણન કર્યું છે કેઃ—

अहिंसाप्रतिष्ठायां तत्संनिधौ वैरत्यागः ।

ચિરકાલ અનુષ્ઠાન કરવાથી, જ્યારે પુરૂષનું અહિંસાવ્રત સુસ્થિર થાય છે, અર્થાત્ કોઇપિણ જાતીની, કોઇપિણ કાળે, કોઇપણ દેશમાં અને કોઇપિણ પ્રયોજનથી હિંસા કરવામાં આવતી નથી, ત્યારે ત્હેનું વ્રત સુપ્રતિષ્ઠિત થયું એમ જાણવું; અને તે સમયે ત્હેની આગળ સકલ પ્રાણીઓને વિષે સ્વાભાવિક રહેનારૂં પરસ્પર પ્રત્યેનું વૈર નષ્ટ થઇ જાય છે. યાને જ્યાં તે પુરૂષ નિવાસ કરે છે, ત્યાં આવેલા સાપ નોળીયા, ઉંદર બીલાડી, મૃગ સિંહ, સાપ ગરૂડ વગેરે જે વિરોધી પ્રાણીઓ છે તે શત્રુપણું છોડી દઇને એકત્રજ ક્રીડા કરે છે. જુઓ યોગવાસિષ્ઠ ઉપશમ પ્રકરણ !

समसंविद्विलासाढ्ये यद्यदायाति देहकं ।
हिंस्रचेतः पतत्याशु समतामेति तत्तदा ॥
योगिदेहसमीपात्तु गत्वा प्राप्नोति हिंस्रतां ॥

સર્વ જગત્માં એક આત્માજ સ્થિત છે, એ પ્રકારની જે યોગીની સમદષ્ટિ હોય છે, ત્હેનું શરીર ભક્ષવાને જે વખતે વાઘ સિંહ વગેરે હિંસ્ર પ્રાણી આવે છે, તે વખતે ત્હેની સમીપ આવતાંવારનો તેમને

સમભાવ પ્રાપ્ત થઈ જાય છે; અને જ્યારે યોગીના શરીર પાસેથી આઘા જાય છે, ત્યારે તેમને ફરીથી પોતાના હિંસ્ર સ્વભાવની પ્રાપ્તિ થાય છે. પૂર્વકાલમાં ઋષિ લોકો જેઓ અરણ્યમાં, પર્વતમાં, ગુફા વગેરેને વિષે નિવાસ કરતા હતા, ત્હેમનામાં અહિંસા સુસ્થિરજ થઇ હતી, એમ નિઃસંદેહ સમજવું. અહિંસાધર્મનું માહાત્મ્ય શાસ્ત્રપુરાણાદિમાં ઘણી જગોએ વર્ણવેલું છે. ભારતમાં લખ્યું છે કે, અહિંસાજ પરમ ધર્મ, પરમ દમ, પરમ દાન અને પરમ તપઃસ્વરૂપ છે.

**अभयं सर्वभूतेभ्यो यो ददाति दयापरः ।**
**अभयं तस्य भूतानि ददतीत्यनुशुश्रुम ॥**

જે પુરૂષ દયાયુક્ત થઇને સકલ પ્રાણીમાત્રને અભય આપે છે, અર્થાત્ કાયા વાચા મનવડે કોઇની પણ હિંસા કે પીડા કરતો નથી ત્હેને સકલ પ્રાણી માત્ર અભય આપે છે; અર્થાત્ કોઇ પણ ત્હેની હિંસા કરતું નથી, અથવા ત્હેને હેરાન કરતું નથી. યોગી અથવા બ્રહ્મજ્ઞાની આજ કોટિના હોય છે, તેથી ત્હેમની પાસે સઘળાજ નિર્વૈર થઇને વિચરે છે. અસ્તુ ! મહિમા નામક સિધ્ધિએ કહ્યું, હે રેવણ ! એ સિધ્ધ પુરૂષ મત્સ્યેન્દ્રનાથ છે, અને તે પોતાની જાતસહિત અખિલ વિશ્વને આત્મરૂપ માને છે તેથી શ્વાપદ, પક્ષી વગેરે પ્રાણી ત્હેને આત્મરૂપ જાણીને નિડરપણે ત્હેની આગળ આહારવિહાર કરે છે. ત્હમારી એવી ઇચ્છા હોય તો ત્હમારે તેટલા ખાતર બ્રહ્મતત્વ સંપાદન કરવું જોઇએ. રેવણસિધ્ધે કહ્યું કે, ત્યારે તો તુંજ મ્હને બ્રહ્મવેત્તા બનાવી દેને. સિધ્ધિએ કહ્યું મ્હારામાં એ શક્તિ નથી કે ત્હમને બ્રહ્મરૂપ બનાવી દઉં. બ્રહ્મરૂપની પ્રાપ્તિને અર્થે જેઓ પ્રયત્ન કરે છે, ત્હેમને તો હમે વિઘ્નરૂપ જણાઇએ છીએ; તેથી ત્હમારા સ્વામી જે અત્રિનંદન દત્તાત્રેય છે, ત્હેમને પ્રસન્ન કરી લ્યો. ત્હેમના પ્રસાદથી શ્વાપદપક્ષીગણુજ શું ? પરંતુ દેવાદિક પણ ત્હમારી પાસે આવી શકશે. આટલું સાંભળીને ત્હેણે નિશ્ચય

કર્યો કે, હવે હું શ્રીદત્તનુંજ આરાધન કરૂં અને ઇષ્ટકામના પૂરી કરી લઉં. સિદ્ધિ અંતર્ધ્યાન થઈ ગઈ, અને રેવણુસિદ્ધ બીજે દિવસે સઘળુંજ તજીને જે નીકળ્યો, તે જે સ્થાનપર શ્રીદત્તનો પ્રથમ સમાગમ થયો હતો, તે સ્થાનપર આવીને ત્હેમના દર્શનમાટે તપ કરવા બેઠો. ફલ પર્ણ જલ વાયુ ઇત્યાદિકોના સિવાય બીજો કશો આહાર નહિ કરવાથી ત્હેનું શરીર દિવસે દિવસે કૃશ થવા લાગ્યું. ત્હેણે મનમાં દત્ત ગુરૂનું ધ્યાન અને મુખથી ત્હેમના નામનો જપ શરૂ કરી દીધો, અને દર્શનની આતુરતાથી કાયા વાચા મનને તપમાં નિબદ્ધ કરી દીધાં.

આણીતરફ લોકોને મ્હોંડેથી રેવણુસિદ્ધના પરોપકારનું વર્ણન સાંભળીને, મત્સ્યેન્દ્રે વિચાર કર્યો કે, એને કોઇ ગુરૂની કૃપાથી સિદ્ધિ મળી હશે; તે વિના હજારો લોકોને અન્નપ્રદાન અને દ્રવ્યવસ્ત્રાદિ ઇચ્છિત વસ્તુઓનું દાન એ શી રીતે કરી શકે ? અસ્તુ ! હવે કઇ સિદ્ધિ અને કેમ મળી, તે હું અષ્ટ સિદ્ધિઓને બોલાવીને પૂછી લઉં. પછી મત્સ્યેન્દ્રનાથે મંત્ર ભણીને સર્વને બોલાવતાં, તેઓ સઘળી આવીને હાથ જોડીને ત્હેમની આગળ ઉભી રહી. "હવે પ્રસંગોપાત્ત સિદ્ધિઓ કેટલી હોય છે, તેનું નિરૂપણ કરીશું."

**अणिमा महिमामूर्तेर्लघिमा प्राप्तिरिन्द्रियैः ।**
**प्राकाश्यं श्रुतदृष्टेषु शक्तिप्रेरणमीशिता ॥**
**गुणेष्वसंगो वशिता यत्कामस्तदवस्यति ॥**

યોગજ્ઞ પુરૂષોએ સિદ્ધિઓ અઢાર પ્રકારની વર્ણવેલી છે. તેમાં આઠ મુખ્ય છે. અણિમા સિદ્ધિવડે સ્થૂલ શરીર સૂક્ષ્મ બની જાય છે; મહિમાથી સૂક્ષ્મનું સ્થૂલ થઈ જાય છે; લઘિમાવડે શરીર વજનમાં હલકું બને છે. પ્રાપ્તિ નામક સિદ્ધિના લાભથી, સકલ પ્રાણીઓની ઇન્દ્રિયસાથે યોગીનો તે તે ઇન્દ્રિયઅધિષ્ઠાત્રી દેવતાના રૂપથી સંબંધ થઈ જાય છે; વેદશાસ્ત્રોવડે શ્રવણ કરેલા જે સ્વર્ગાદિ પરલોક અને દર્શનને

માટે યોગ્ય એવો જે આ લોક તે બન્ને સ્થાનોને વિષે ભોગ્ય વસ્તુનાં દર્શનનું સામર્થ્ય, પ્રાકાશ્ય નામની સિદ્ધિથી આવે છે; ઇશિતાના લાભથી બીજા લોકોમાં ગુણોની તથા શક્તિની પ્રેરણા કરી શકાય છે; વિષયભોગ ભોગવવા છતાં, તેમને વિષે આસક્ત નહિ થઇ જવું એને વશિતા સિદ્ધિ કહી છે; અને જે જે સુખની ઇચ્છા થતાં તે તે સુખ અમર્યાદિત રીતે પ્રાપ્ત થઈ જાય, તેને યત્કામ (પ્રાકામ્ય) સિદ્ધિનું સ્વરૂપ કહે છે. હવે બીજી જે ગુણ મૂલક દશ સિદ્ધિઓ છે, તે જુઓ!

**अनूर्मिमत्वं देहेऽस्मिन्दूरश्रवणदर्शनम् ।**
**मनोजवः कामरूपं परकायप्रवेशनम् ॥**
**स्वच्छंदमृत्युर्देवानां सहक्रीडानुदर्शनम् ।**
**यथासंकल्पसंसिद्धिराज्ञाऽप्रतिहतागतिः ॥**

દેહને વિષે ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરામૃત્યુ ઇત્યાદિ છ ઉર્મિઓની બાધા થાય નહિ તેને અનૂર્મિમત્વ સિદ્ધિ કહી છે; દૂરનો ધ્વનિ સંભળાય તેને દૂર શ્રવણ સિદ્ધિ કહે છે; એકજ સ્થાનમાં રહીને દૂરના પદાર્થોને જોવા તેનું નામ દૂરદર્શન સિદ્ધિ; ઇચ્છિતસ્થાનને વિષે મનની માફક વેગવડે દેહની ગતિ મનોજવ સિદ્ધિથી થાય છે; ઇચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરવું એ કામરૂપ સિદ્ધિ કહેવાય છે; બીજાના દેહમાં પોતાનું શરીર દૂર છોડીને પ્રવેશ કરવો એ પરકાયપ્રવેશ સિદ્ધિ છે; કાળને વશીભૂત ન થવું, પોતાની ઇચ્છા મુજબ મરણ પામવું એ સ્વચ્છંદમૃત્યુ સિદ્ધિ છે; અપ્સરાઓની સાથે દેવોની જે ક્રીડા થાય છે, તેનું દર્શન તથા સ્વતઃ ક્રીડા કરવાનું સામર્થ્ય જેનાથી થાય છે, તે આઠમી સુરક્રીડાદર્શનસિદ્ધિ કહી છે; સંકલ્પને અનુસરીને તે તે વસ્તુની પ્રાપ્તિ થઈ જવી એ સંકલ્પસંસિદ્ધિ, અને જ્યાં ત્યાં પ્રતિબંધ વિના ગમન અને આણુવર્તવી (આજ્ઞાચાલવી) એનું નામ અપ્રતિહત ગતિ છે. હવે એમનાથી ભિન્ન જે પાંચ ક્ષુદ્ર સિદ્ધિઓ છે, તે પણ જાણવા જેવી છે.

त्रिकालज्ञत्वमद्वंद्वं परचित्ताद्यभिज्ञता ।
अग्न्यर्काम्बुविषादीनां प्रतिष्टंभोऽपराजयः ॥

૧ ભૂત ભવિષ્ય વર્તમાનાદિ ત્રિકાલજ્ઞાન, ૨ સુખ દુ:ખ, શીતોષ્ણ મૃદુકઠણ ઇત્યાદિ દ્વંદ્વોની પીડા નહિ થવી તે; ૩ બીજાનું સ્વપ્નકથન તથા ચિત્તનો અભિપ્રાય જાણવો તે; ૪ અગ્નિ, સૂર્ય, ઉદક, વિષ ઇત્યાદિકોની શક્તિનો નિરોધ કરવો તે, ૫ અને કોઇને પણ હાથે પરાભવ નહિ પામવો, એ પ્રમાણે પાંચ પ્રકારની સિધ્ધિઓ છે. અર્થાત્ આ પ્રકારનું સામર્થ્ય ધરાવનારા ક્ષુદ્રસિધ્ધિનાજ ઉપાસક સમજવા. ઠીક !

મત્સ્યેન્દ્રનાથે સિદ્ધિઓને પૂછ્યું કે, રેવણસિદ્ધની પાસે એનું દાસ્યત્વ કરવાને ત્હમારામાંથી કોણ જાય છે, અને કોની આજ્ઞાથી તે કહો. ત્યારે મહિમાએ કહ્યું કે દત્તાત્રેયે એને મન્ત્ર આપ્યો છે, અને મ્હને એની કામના પૂર્ણ કરવાનું કહ્યું છે, તેથી હું એનું દાસ્યત્વ કરૂં છું. તે સાંભળીને મત્સ્યેન્દ્રે કહ્યું કે, ત્યારે તો એ મ્હારો ગુરૂબંધુજ થયો. હવે તો એનું કલ્યાણ કરવુંજ ઘટે. પુત્રેષ્ટિયાગના અર્દ્ધપિંડથી હનુમાનની ઉત્પત્તિ થઈ, અને ત્હેણે પોતાના બંધુ શ્રીરામને સીતાહરણ થયાબાદ સહાય કરી, કિંવા પૂર્વસહવાસને લીધે, વાનરગણે ગોવાળીયા બનીને શ્રીકૃષ્ણને સહાય કરી અને ત્હેમનું માહાત્મ્ય જેમ વધારી દીધું હતું, તેજ પ્રમાણે એ રેવણ સિદ્ધ પણ મ્હારો પૂર્વસંગી અને ભાઇ ચમસનારાયણજ છે, ત્હેને આ સમયે પૂર્ણ સહાય કરીને જગતમાં સુપ્રષ્ઠિત કરવો જોઇએ. હાલ એ તો સિદ્ધિનો લોભ છોડી દઇને, ગુરૂદર્શનને માટે તપ કરી રહ્યો છે, તો એ સકલવૃત્તનું ગુરૂદત્તાત્રેયને કથન કરીશું અને એનાપર સત્વર અનુગ્રહ કરવાને વીનવીશું.

ત્યારબાદ મત્સ્યેન્દ્રનાથ ત્યાંથી જે નીકળ્યા તે ગિરનારપર આવ્યા, અને દત્તાત્રેયને નમસ્કાર કરીને કહેવા લાગ્યા કે, ચમસનારાયણનો અવતાર રેવણસિદ્ધ આપના દર્શનને માટે આપનાં જ્યાં પ્રથમ દર્શન થયાં હતાં,

ત્યાં આગળ ઉગ્ર તપશ્ચર્યા કરી રહ્યો છે, માટે આપ એનાપર જલદી કૃપા કરો. તે સાંભળીને દત્તાત્રેયે કહ્યું કે, ઠીક! અને મત્સ્યેન્દ્રને સાથે લઈને બન્ને જણાં જ્યાં રેવણસિદ્ધ ધ્યાન માંડીને બેસી રહ્યો હતો, ત્યાં આગળ આવી પહોંચ્યા. રેવણસિદ્ધનું શરીર અત્યંત કૃશ થઈ ગએલું જણાયું અને એકાગ્રમનથી તે પોતાનું ધ્યાન અને જપ કરી રહ્યો છે એવું જોવામાં આવતાં, દત્તાત્રેયે ત્હેની પાસે જઈને ત્હેને સાવધ કીધો. ત્હેણે આંખ્યો ખોલીને જોયું તો હરિહર સમાન બન્ને મૂર્તિ અગ્રભાગમાં ઉભી રહેલી નજરે પડી, એટલે ત્હેણે ઝટ ઉભા થઈને તેઓને નમસ્કાર કીધા; ત્યારે દત્તાત્રેયે ત્હેને દૃઢ આલિંગન દઈને પૂછ્યું કે, ત્હારી શી ઇચ્છા છે? રેવણસિદ્ધે કહ્યું કે, પહેલાં આપની મુલાકાત થઈ હતી, તે વખતે તો આપ મ્હને એક સિદ્ધિ દેખાડીને મોહિત કરીને ચાલ્યા ગયા હતા, પરંતુ હવે તો હું બ્રહ્મવેત્તા બનવા માંગું છું, માટે આપ મ્હારાપર દયા કરો અને વિદ્યાપ્રદાન કરો; કે જેથી સકલજીવ મ્હારી પાસે વેરરહિત થઈને આવીને ઉભા રહે. બ્રહ્મસિદ્ધિ થઈ જાય, તો સકલ સિદ્ધિઓ દાસી બનીને હમારો આ સિદ્ધ સ્વીકાર કરશે કે કેમ? એવી ઇચ્છા કર્યા કરશે.

હે ગુરો! સકલ સિદ્ધિઓનું મૂળસ્થાન, સકલનિધિઓનું પરમનિધાન, ધર્માદિચતુર્વિધ પુરૂષાર્થનું પ્રદાન કરવાને આપના ચરણજ સમર્થ છે. જમીનમાંહેનું નિધાન (દ્રવ્યસંગ્રહ) જોવા સારૂ આંખમાં અંજન નાંખે છે, પરંતુ તેથી આંખ કાણી થાય છે, અને ધન દેખાતું પણ નથી. પરંતુ આપના ચરણરજની વન્દના સકલ કાલિમા (પાપમલ) દૂર કરી દઈને પૂર્ણનિધાન (બ્રહ્મસંપત્તિ) ને દેખાડે છે. લૌકિક અંજનવડે નિધાન દેખાવા છતાં તે પર ભૂતપિશાચાદિ પ્રતિબંધક થાય છે, અને કદાચિત્ તેઓને બલિપ્રદાન કર્યાથી નિધાનની પ્રાપ્તિ થઈ ગઈ, તોપણ તે નાશવંત હોય છે; આપના ચરણનું તેવું નથી. તેનું ધ્યાન સ્મરણ સહજ જ થયું હશે, તોપણ નિત્ય સિદ્ધ, અવ્યય એવા આત્મનિધાન અનાયાસે હાથ લાગ્યા

બ્હાર રહેશે નહિ એ નિધાનના લાભથીજ સનકાદિ મુનિઓ સંપન્ન થઈ ગયા, અને એજ કારણને લીધે નારદના ઔદાર્યનું વર્ણન કરવામાં આવે છે. શુક, વામદેવ, વ્યાસ, વાલ્મીકિ, એ નિધાનના લાભને લીધેજ ત્રિલોકીમાં સાહુકારની પેઢી ચલાવે છે, અને વ્યાપારમાં કદી ખોટ આવીને દેવાળું કાઢવાનો તેઓને કદી વખત આવ્યો નથી. સદ્‌ગુરૂચરણરૂપી વજ્રકવચવડેજ પ્રહલાદનું રક્ષણ થયું અને પૂર્ણનિધાનના લાભથી ત્હેના માહાત્મ્યનું સર્વ કોઇના મુખમાં વર્ણન થઈ રહ્યું છે. સારાંશ, હે ભગવાન્! આપની જો કે પૂર્વે મુલાકાત થઇ હતી, તોપણ તે વખતે મ્હારામાં જ્ઞાન નહિ હોવાથી, આપે આપેલી અલ્પસિધ્ધિથી મોહ પામી જઇને જગતમાં મ્હને પોતાને સિધ્ધ સમજવા લાગ્યો હતો. પરંતુ જ્યારે મત્સ્યેન્દ્રનાથની પ્રત્યક્ષ સ્થિતિ જોવામાં આવી અને મહિમાને મુખે એમનું માહાત્મ્ય સાંભળ્યું, ત્યારે મ્હારી પણ વૃત્તિ બ્રહ્મસંપન્નતા પ્રાપ્ત કરવાની થઈ. એટલા માટે, હવે આ દાસની વંચના કરશો નહિ, અને ઉપદેશ આપીને સ્વયંસિધ્ધ બનાવજો. તે સાંભળીને દત્તાત્રેયે ત્હેને ત્યાં આગળજ મંત્રોપદેશ કર્યો, ત્યારે ત્હેનું અજ્ઞાન નષ્ટ થયું અને તેનું કાર્ય જે દ્વંદ્વભાવ તે પણ ગળી ગયો. પછી વજ્રશક્તિમંત્રવડે વિભૂતિ મંત્રીને ત્હેને કપાળે લગાડતાં, તે પહેલાંના જેવો શક્તિમાન્ થયો, અને પછી ત્યાંથી ત્હેને સાથે લઇને મત્સ્યેન્દ્રસમેત ભગવાન્ દત્તાત્રેય ગિરનાર પર્વતઉપર આવી પહોંચ્યા.

ત્યાં દત્તાત્રેયે ત્હેને પોતાની પાસે રાખીને બ્રહ્મજ્ઞાનરસાયન ખુબ પીવડાવ્યું, તેનાથી એને ચરાચર વિશ્વ આત્મરૂપ ભાસવા લાગ્યું. જ્યારે એવી સ્થિતિ થઇ, ત્યારે ત્હેની પાસે પક્ષિસમૂહ તથા વનચર વગેરે નિર્વૈરભાવથી નિર્ભયપણે આવવા લાગ્યાં, તથા શરીરપર વિચરવા લાગ્યાં. પછી દત્તાત્રેયે ત્હેને ચતુર્દશવિદ્યામાં પ્રવિણ કરીને નાથપંથની દીક્ષા આપી અને ત્હેનું રેવણસિધ્ધનાથજ નામ રાખ્યું. ત્યારબાદ મત્સ્યેન્દ્રને કહ્યું કે, એને માર્તણ્ડ પર્વતઉપર લઈ જાઓ, અને નાગઅશ્વત્થનાં દર્શન કરાવીને સકલ દૈવતો પાસેથી વરદાન અપાવરાવો. દત્તાત્રેયની આજ્ઞાથી,

મત્સ્યેન્દ્રનાથે રેવણુસિદ્ધને સાથે રાખ્યો, અને નાગઅશ્વત્થનાં દર્શન અને દેવતાઓનાં વરપ્રદાન સંપાદન કરાવીને પોતાના જેવો બનાવી દીધો. પછી ત્યાંથી તેઓ ગિરનાર પર્વતઉપર આવ્યા, અને વિદ્યાની સંપૂર્ણતાને ખાતર દેવતાઓને ત્યાં બોલાવીને, રેવણુસિદ્ધે ત્હેમને ચાર દિવસ રાખી લીધા અને ભોજનસમારંભ સુદ્ધાં કર્યો. સકલ દેવનાગણ ગંધર્વાદિકાસહિત પોતપોતાના સ્થાનપર સીધાવ્યાબાદ, દત્તાત્રેયે રેવણુસિદ્ધને પૃથ્વીપર તીર્થાટન કરવાને મોકલી દીધો. અનેક ક્ષેત્રાદિકોને વિષે ફરતાં ફરતાં રેવણુસિદ્ધ માણદેશમાં વિટે નામના ગામની પાસે આવીને રહી પડ્યો.

તે વિટે નામના ગામમાં એક સારસ્વત બ્રાહ્મણ પોતાની સ્ત્રી જાન્હવીની સાથે એક ચિત્તથી સંસારવ્યવહાર ચલાવતો હતો. ત્હેને સંતતિ થતી હતી, પરંતુ પાંચમે છઠ્ઠે દિવસેજ તે મરણશરણ થતી હતી. એ પ્રમાણે એના છ પુત્ર મરી ગયા બાદ, સાતમો છોકરો જે થયો, તે બાર દિવસ લગી જીવતો રહ્યો. ત્યારે ત્હેને આનંદ થયો અને હવે એ જીવવામાં પેંડો, એવી ત્હેની ખાતરી થઈ. અત્યાર લગી કોઇપણ છોકરો એટલું જીવવા પામેલો નહિ હોવાથી, પારણામાં ઝુલાવવાને નામકરણ કરવાનો તથા બ્રાહ્મણ સુવાસિની જમાડવાનો વખતજ આવ્યો ન હતો. પરંતુ આ વખતે પુત્ર જીવતો રહેવાથી, ત્હેણે બારમે દિવસે બ્રાહ્મણ તથા સુવાસિની જમાડવાનો નિશ્ચય કીધો. બપ્પોરને સમયે જ્યારે બ્રાહ્મણો જમવાને આવ્યા અને પાત્રપર બેઠા, તેટલામાં રેવણુનાથની સ્વારી રસ્તાપરથી 'અખલનિરંજન' પોકારતી, ત્હેના ઘરની પાસે આવી પહોંચી. ત્યારે ત્હેના મનમાં એમના પ્રત્યે ભક્તિભાવ ઉત્પન્ન થયો અને આવે સમયે આંપણે ઘેર આ મહાત્મા ભોજન કરે તો સારૂં થાય, એવી વૃત્તિ ઉત્પન્ન થઇ. મધ્યાન્હ સમયે કોઇપણ મનુષ્ય પોતાને ઘેર ભિક્ષાને માટે આવે, તો ગૃહસ્થે તે અતિથિને યથાશક્તિ અન્નદાન કરવું એમ કહેલું છે, અને તેમ કરવાથી ઇન્દ્ર યમધર્મ ઇત્યાદિ દેવતા સંતુષ્ટ થાય છે. તે વખતે ત્હેની ન્યાત જાતનો ગૃહસ્થે વિચાર કરવા ન બેસવું.

કદાચિત્ એકકી વખતે એકથી અધિક અતિથિઓ આવ્યા હોય, તો ત્હેમને યથાશક્તિ અકેકેક મુઠી અન્નદાન પણ કરવું, પરંતુ ખાલી હાથે પાછા કાઢવા નહિ. મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

**अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्तते ।**
**स तस्मै दुष्कृतं दत्वा पुण्यमादाय गच्छति ॥**

અતિથી, યાને બીજે દિવસે નહિ આવનારો યાચક, જે કૃપણ ગૃહસ્થને ઘેરથી ઇચ્છા પૂર્ણ થયા વગર પાછો વળે છે, તે પોતાનું દુષ્કૃત ત્હેને સોંપી દઇને, ત્હેનું પુણ્ય લઇને જાય છે. ગૃહસ્થાશ્રમના અનેક ધર્મ કર્મોમાં અતિથિપૂજન પ્રધાન ગણાવેલું છે. તે કરનારા યજમાનને યજ્ઞાદિ કર્મોમાં પણ કદી અન્નની ન્યૂનતા પડશે નહિ. યજ્ઞાદિ કર્મોમાં અન્ન સંતર્પણવડે ગમે તેટલા યાચક આવે, તોપણ ત્હેમને તૃપ્ત કરવા જોઇએ એવું વિધાન છે, અને એવી અન્નની ખોટ તે સમયે નહિ આવવી અત્યંત અશક્ય છે. પરંતુ એવે વખતે પણ પૂર્વોક્ત અન્નદાતા યજમાનને અન્નની ન્યૂનતા થતી નથી, તો પછી બીજે સમયે નહિ થાય, એ કહેવાનું શું પ્રયોજન રહ્યું? કવિ કહે છે કેઃ—

**यो नित्यं मार्गणं[1] बिभृत्स वैदेही[2] वरो मतः ।**

જે નિરંતર માર્ગણ (યાચક)નું ભરણ પોષણ કરે છે તે દેહધારી મનુષ્યોમાં શ્રેષ્ઠ છે, એમ નિશ્ચય પૂર્વક સમજવું જોઈએ. દૃષ્ટાન્તમાં શ્લિષ્ટપદથી કહે છે કે, જે નિરંતર માર્ગણ (બાણ)ને ધારણ કરે છે, અને તેને લક્ષ્ય દેખાડીને પોષણ કરે છે, તે તો ‘વૈદેહીવર’ યાને વિદેહ-રાજકન્યા જાનકીના પતિ રામચન્દ્રજી એમ સંમત છે. સારાંશ, તે

---

૧ **मार्गयन्ति मार्गणं.** બાણ જેમ લક્ષ્યને શોધે છે, તેજ પ્રમાણે યાચક પણ દાતાને શોધતો ફરતો હોવાથી, બન્નેનું નામ માર્ગણ છે.
૨ દૃષ્ટાંતમાં ‘**वैदेहीवर**’ એવું એક પદજ સમજવું.

મનુષ્ય સાક્ષાત્ શ્રીરામ તુલ્યજ સમજવો. અસ્તુ ! તે બ્રાહ્મણની ધર્મ કર્મ તથા અતિથિ પૂજનને વિષે સ્વાભાવિક પ્રીતિજ હતી અને તે દિવસે તો પુત્રોત્સાહમાં ત્હેને ઘેર બ્રાહ્મણ ભોજન ચાલી રહ્યું હતું તથા મધ્યાન્હ-કાળનો સમય, તેમજ રેવણનાથ સરખા સિધ્ધ અતિથિ જોવામાં આવતાં ત્હેની શ્રધ્ધામાં ઓર વધારો થયો, અને ત્હેમને ભોજન કરાવવાનો એણે નિશ્ચય કર્યો. સાધુમહાત્માની તેજઃપુંજ કાન્તિ ક્યાં છુપી રહી શકે છે ? કસ્તૂરીની સુગંધ ક્યાં ગુપ્ત રહે છે ? તોપણ જેની ઘ્રાણેન્દ્રિય નષ્ટ થઈ છે, ત્હેની આગળ તો ગુપ્ત જેવીજ રહે છે. બહેરાના સાંભળવામાં શબ્દ આવતો નથી, અને ચક્ષુ હોવાં છતાં આંધળાથી દેખાતું નથી, તેજ પ્રમાણે નાક હોવા છતાંય કેટલાકને સુગંધ દુર્ગન્ધનું જ્ઞાન હોતું નથી, એવા લોકો જગતમાં હોય છે. એજ પ્રમાણે જેમના અંતઃકરણ અને ચક્ષુ વિષયમાલિન્યથી દૂષિત થએલાં હોય છે, તેઓની આગળ સાધુનું તેજ ગુપ્તજ રહે છે. અર્થાત્ તે મનને તથા નેત્રની સાધુના સાધુત્વની પરીક્ષા કરવાની શકિત નષ્ટ થએલી હોય છે. અસ્તુ ! બ્રાહ્મણ પરમાત્માનો ભક્ત હતો અને ત્હેનું અંતર નિર્મલ હોવાથી, ત્હેણે રેવણનાથની પરીક્ષા કીધી અને એવા સાધુને ભોજન કરાવું, તો એમની તૃપ્તિથી મ્હારા પૂર્વજ તૃપ્ત થઇને પરમાત્મા પણ સંતુષ્ટ થશે, એમ ત્હેણે વિચાર્યું. અનંત બ્રાહ્મણો જમાડવા અને એક સિધ્ધ મહાત્માને અન્નદાનથી તૃપ્ત કરવો, એ બેઉ બરાબર છે, એને માટે એક દૃષ્ટાંત નીચે પ્રમાણે છે.

પૈઠણક્ષેત્રમાં એકનાથ મહારાજ સમર્થ મહાત્મા થઇ ગયા કે જેમને ઘેર ભગવાન્ શ્રીકૃષ્ણે બાર વરસ સુધી બ્રાહ્મણનારૂપથી ખાંધ પર કાવડ લઇને પાણી ભર્યું હતું. તથા દેવ પૂજાનું સાહિત્ય તૈયાર કરવાનું કામ પણ કર્યું હતું. ત્હેમને હરિ પંડિત નામનો એક પુત્ર હતો. તે વિદ્વાન્ હતો, પરંતુ પોતાના પિતા પ્રાકૃત ભાષામાં કથા કરે, પુરાણ વાંચે, એ ત્હેને પસંદ નહિ પડતું હોવાથી કાશીમાં જઇને

રહ્યો હતો. સંસ્કૃત ભાષાને માટે હેને ઘણું અભિમાન હતું. થોડાક દિવસ પછી એકનાથ કાશી જઇને હેને પૈઠણ પાછા ચાલ્યા આવવાને માટે સમજાવવા લાગ્યા. ત્યારે હેણે કહ્યું કે, મ્હારી બે વાત જો આપ કબુલ કરો, તો હું આપની જોડે ત્યાં આવું. એકનાથે પૂછ્યું, શું છે તે કહે તો ખરો. હેણે જવાબ દીધો, તમારે કદી પ્રાકૃતમાં કથા પુરાણ નહિ વાંચવાં, તેમજ કોઇને ઘેર ભોજન નહિ કરવું. તે સાંભળીને એકનાથ બોલ્યા, બહુ સારૂં ! ત્હને પસંદ નહિ હોય તો હું એમ નહિ કરૂં. થોડાક દિવસ પછી પિતા પુત્ર પૈઠણ ક્ષેત્રમાં આવ્યા પરંતુ એકનાથ પુત્રની સાથે બંધાઇ ગયા હતા, તેથી હેમણે પુરાણ વગેરે વાંચવાનું છોડી દીધું. ત્યારે તો લોકો બુમ પાડવા મંડી ગયા કે, આપ પહેલાંની માફક પુરાણ કેમ વાંચતાં નથી ? ભાવિકજન આપના મુખની વાણી સાંભળવાને ઇન્તેજાર છે, માટે હેમને નિરાશ કરશો નહિ. એકનાથે કહ્યું કે, મ્હેં તો મ્હારા પુત્રની સાથે એ કરાર કર્યો છે કે મ્હારે પ્રાકૃતમાં પુરાણ વગેરેની કથા નહિ કરવી. અને પારકાનું અન્ન નહિ ખાવું. હરિપંડિત સંસ્કૃતમાં પુરાણ વાચતો હતો, પરંતુ શ્રોતાઓનો સમુદાય થોડોજ જામતો હતો. કેમકે, કયાં એકનાથમહારાજની પ્રાસાદિક રસાળ વાણી અને કયાં પુત્રની નીરસ[1] સંસ્કૃતવાણી ? અસ્તુ !

પૈઠણમાં કોઇ શ્રીમાન્ ગૃહસ્થની સ્ત્રીએ હજાર બ્રાહ્મણ જમાડવાની માનતા લીધી હતી, પરંતુ થોડાજ વખતમાં હેનો પતિ મરણ પામ્યો તથા દ્રવ્યની હાનિ પણ થઇ, અને રોજનો નિર્વાહ ચલાવવામાં પણ હેને મુશ્કેલી પડવા લાગી, એવો બારીક વખત આવવાથી હેને બહુ દુઃખ થયું. તે બાઇ એકનાથ મહારાજના પુરાણ શ્રવણમાં નિત્ય ભાગ લેતી હતી. હેણે એક વિદ્વાન્ બ્રાહ્મણને એક દિવસ કહ્યું કે, મ્હારી હજાર બ્રાહ્મણ જમાડવાની માનતા, સમયની પ્રતિકૂલતાથી એમની એમ રહી ગઇ,

---

૧ ગુરૂપ્રસાદ, ઇશ્વિરાનુગ્રહ વગર સંસ્કૃતવાણી રસાવહ થતી નથી, એ વાત શું જગતમાં અનુભવાતી નથી ?

અને પૂરી થતા પહેલાં જો હું મરી જાઉં, તો પરમાત્માના ઋણમાં રહી જાઉં, અને તેથી દુર્ગતિ પણ થાય; એને માટે મ્હારે શું કરવું ? બ્રાહ્મણે કહ્યું કે, બાઈ! આપણા ક્ષેત્રમાં જે એકનાથ મહારાજ રહે છે, ત્હેમને જો તમે ભોજન કરાવશો, તો ત્હમને હજારો બ્રાહ્મણો જમાડયાનું પુણ્ય લાગશે. કેમકે, એતો સકલ વિશ્વને પરમાત્મરૂપે જોઇને સમતાથી રહે છે. સાક્ષાત્ ઇશ્વરી અંશજ છે એમ સમજજો, માટે એમને તૃપ્ત કરી દો.

મહર્ષિ દુર્વાસા જ્યારે પાણ્ડવોનું સત્વ હરીલેવાને દ્વૈતવનમાં ગયા હતા, તે વખતે દ્રૌપદીએ શ્રીકૃષ્ણની પ્રાર્થના કીધી અને તેઓ દોડી આવ્યા. પરંતુ પરમાત્માએ પ્રથમ ત્હેને કહ્યું કે, મ્હને બહુ ભૂખ લાગી છે માટે કાંઇક ખાવાનું આપ. દ્રૌપદીએ કહ્યું કે, રાતનો સમય છે અને મ્હારી પાસે કાંઈ ખાવાનું નથી એવે વખતે આ સાઠ હજાર ઋષિઓ આવી પહોંચ્યા છે, ત્હેમને સંતુષ્ટ કરવા ખાતર મ્હેં ત્હમને પ્રાર્થ્યા, ત્યારે ત્હમેજ મ્હને કહો છો કે મ્હને કાંઇક ખાવાનું આપ, તો હવે ત્હમારે માટે હું બીજા કોની પ્રાર્થના કરૂં ? તે સાંભળીને ભગવાને કહ્યું કે, સ્થાલીપાત્ર લાવીને જો, કાંઇને કાંઇ પણ નીકળશે. દ્રૌપદીએ સ્થાલીપાત્ર લાવીને દેખાડયું ત્યારે પરમાત્માએ તેમાંથી એક ભાજીનું પાંદડું ત્હેને દેખાડયું અને તે માંગીને ખાઇ ગયા. પરમાત્મા તેનાથી તૃપ્ત થયા અને ઓડકાર ખાવા લાગ્યા, તથા દ્રૌપદીને કહ્યું કે હવે બ્રાહ્મણોને આવવા દે. ભલે સાઠ હજાર હોય, તોયે શું થયું ? અનાજ કેટલું છે તે જો તો ખરી એકવાર! પર્વતના જેવો અનાજનો મોટો ઢગ જોઇને દ્રૌપદી ખુશ ખુશ થઇ ગઇ. પરમાત્માના ઉદરને વિષે સકલવિશ્વ હોવાથી દુર્વાસાદિ મહર્ષિ પણ તેમાં આવ્યા, અને જ્યારે પરમાત્માજ તૃપ્ત થયા હતા, ત્યારે ત્હેમના અન્તર્ગત સકલ પ્રાણીઓ પણ આપોઆપજ તૃપ્ત થઈ ગયા, એ કહેવાની શી જરૂર ? અને એથી કરીને દુર્વાસા વગેરે જેઓ ગંગાના જલમાં ન્હાઇને અઘમર્ષણાદિ કરતા હતા, તેઓ ત્યાંના ત્યાંજ વગર

ધરાઈ ગયા. ધર્મરાજાએ સહદેવને તેઓને બોલાવી લાવવાને
ા હતા. પરંતુ ઋષિઓ એવા તો તૃપ્ત થઈ ગયા હતા કે ત્હેમના
અન્નનો એક દાણો પણ સમાય તેટલી જગ્યા ન્હોતી, તેથી
સઘળા બ્હારો બ્હાર ચાલ્યા ગયા. સારાંશ, તે બ્રાહ્મણે તે
કહ્યું કે, આ પુરાણપ્રસિદ્ધ કથા શું ત્હમારા સાંભળ્યામાં નથી?
માના નિસ્સીમ ભક્તો પરમાત્માના જેવાજ હોય છે, તેથી જેમ
શ્રીકૃષ્ણના સંતોષાવાથી, સકલ ઋષિઓ તૃપ્ત થયા હતા, તેજ
એકનાથ મહારાજને જમાડ્યાથી, તે જો તૃપ્ત થશે, તો
બ્રાહ્મણ જમાડવાની ત્હમારી લીધેલી માનતા પૂર્ણ થશે, એમાં
ન રાખવો.

હેના ભાષણપર તે બાઇને વિશ્વાસ બેઠો, અને ત્હેણે બારસને
હેમને જમવા નોતરવાનો નિશ્ચય કીધો, અને સઘળું સાહિત્ય
તૈયારી કીધી. ત્યારબાદ ત્હેમને નિમંત્રણ કરવાને ગઈ, ત્યારે
મહારાજ બોલ્યા, બાઈ! મ્હારા છોકરાને પૂછી જો; એ જો
રે તો મ્હારે હરકત નથી. કેમકે પારકાનું અન્ન નહિ ગ્રહણ
મ્હેં એની આગળ કબૂલ કર્યું છે. તે સાંભળીને બાઇએ હરિ
પૂછ્યું, પરંતુ ત્હેણે તો ચોખ્ખી ના પાડી; ત્યારે બાઇએ
થઇને એકનાથ મહારાજની પાસે આવીને કહ્યું કે, મહારાજ!
મ્હારે ઘેર ભોજન કરશો નહિ, તો મ્હારા જીવને બહુ દુ:ખ
કોને પાવન કરવા એ આપનો સ્વભાવ છે, એમ હોવા છતાં
ધીન થઇને, ભક્તજનોને નિરાશ કરશો, તો ત્હેમના ઉધ્ધારનો
ાજ થઇ ગયા જેવું થશે. માટે, આપ ચાહે તે કરો પરંતુ
ાજાણીને મ્હારે ઘેર જમવાને તો જરૂર પધાર્યા વગર રહેશો
પના પ્રત્યે મ્હારો કેવો ભાવ છે, તે આપ જ્ઞાનદૃષ્ટિથી જાણો
પ્રમાણે એણે બહુ બહુ કાલાવાલા કીધા, ત્યારે એકનાથ
પુત્રને પાસે બોલાવીને, તે બાઇનો હેતુ પૂર્ણ કરવા કહ્યું.

હરિપંડિતે કહ્યું, ત્હમે જે કબૂલ કર્યું છે તે વચન સમાલો. એકનાથે કહ્યું, મ્હારૂં વચન તેમજ આ બાઇનો હેતુ પૂર્ણ થાય એવો એક ઉપાય છે. તું મ્હારી સાથે ચાલ અને ત્હારે હાથે રસોઇ બનાવ અને આપણે બન્ને જણા જમીશું. પિતાની શરમને લીધે પુત્રે હા પાડી, અને ત્યાંથી ચાલ્યો ગયો. બાઇએ કહ્યું કે, ત્યારે તો મ્હેં જે કાંઈ પદાર્થ આપને માટે બનાવ્યા છે, તે સઘળા નિષ્ફળ થશે. એકનાથે બાઇને સફલ કરવા ખાતર કહ્યું કે, જ્યારે હમે જમવા બેસીએ, ત્યારે વચ્ચે આવીને ત્હારે તે પદાર્થ પીરસવા; એમ કરશે તો હમારાથી ખવાશે અને તે વખતે પુત્રનું પણ કાંઇ ચાલશે નહિ.

બીજે દિવસે પિતાપુત્ર ત્હેને ઘેર પહોંચ્યા અને પુત્રે રસોઈ કીધી. ત્યારબાદ નૈવેદ્ય ધરાવીને બાઇને હાથે **'भोक्ता जनार्दन'** એ પ્રમાણે સંકલ્પ કરાવ્યો અને બન્ને જણા જમવા બેઠા. અડધા જમ્યાબાદ, બાઇએ લાડુ, જલેબી વગેરે જે કાંઈ પકવાન્ન બનાવ્યાં હતાં, તે ઝટ લાવીને બન્નેના ભાણામાં પીરસ્યાં. એકનાથ તો નીચું જોઇને ખાયાંજ કરતા હતા, પરંતુ પુત્રે સંતપ્ત થઇને કહ્યું કે, એવું એના હાથનું અન્ન ખાવું હતું તો મ્હને નાહક રસોઈ કરવાની તસ્દી શું કરવા આપી? એકનાથ કશું બોલ્યા નહિ તથા હરિપંડિતે મુંગા મુંગા જમ્યા કીધું. ભોજન થઈ રહ્યાબાદ, બાઇએ તાંબુલ દક્ષિણા વગેરે આપ્યાં, ત્યારે એકનાથે પુત્રને કહ્યું કે, બાઈ ઘરમાં એકલી છે માટે તુંજ ત્હારી તેમજ મ્હારી પત્રાવળ ઉઠાવીને ફેંકી દે. હરિપંડિતે પિતાની આજ્ઞાને અનુસરીને, પોતાની પત્રાવળઉપર એકનાથની પત્રાવળ ઉંચકીને મૂકી દીધી, પરંતુ જુએ છે તો એટલામાં તેની નીચેથી બીજી પત્રાવળ નીકળી. તે ઉઠાવી તો ત્રીજી દેખાઈ. તેને ઉઠાવતાં ચોથી નજરે પડી. એ પ્રમાણે દશપાંચ નહિ પરંતુ હજારો પત્રાવળ એકનાથની એક પત્રાવળ નીચેથી નીકળી આવી, જે ઉઠાવતાં ઉઠાવતાં ત્હેના બન્ને હાથ થાકી ગયા.

દ્રૌપદીનાં વસ્ત્રહરણ વખતે પરમાત્માએ કૌરવોને અનંતવસ્ત્ર નિર્માણ કરીને જે માયા દેખાડી હતી, અને ત્હેની વિટંબના કરનારા દુ:શાસનના હાથ જેમ ભરાઈ થયા હતા, તેજ પ્રમાણે ઇશરૂપ પોતાના પિતાના સ્વરૂપને નહિ ઓળખનારો હરિપંડિત ત્હેમનો તિરસ્કાર કરતો હતો, પરંતુ આવી અસંખ્ય પત્રાવળીની માયા જોઇને ચકિત થતાં, ત્હેને પશ્ચાત્તાપ પણ થયો. ત્હેણે બન્ને હાથ જોડીને સાષ્ટાંગ પ્રણિપાત કીધા, અને સ્તવન પણ કરવા લાગ્યો કે, હે પુરાણ પુરૂષ! જગદ્‌ગુરો! મ્હને આપનાં આ માહાત્મ્યની ખબર ન હતી, અને તેથી આજ સુધી મ્હારે હાથે આપની મર્યાદા લોપાઈ. પરન્તુ હવે તો ખાતરી થઈ ચુકી કે આ વિષ્ણુરૂપજ છો. હવે આ લીલા બંધ કરો, તો સારૂં થાય. તે સાંભળીને એકનાથે કહ્યું કે, હવે પત્રાવળ ઝાઝી નહિ નીકળે. પછી હરિપંડિતે તે બાઇને કહ્યું કે, ત્હારૂં ધન્ય ભાગ્ય હોવાથીજ ત્હેં એમને આમંત્રણ કર્યું. એમના એકલાને જમવાથીજ ત્હને હજારો બ્રાહ્મણ જમાડયાનું પુણ્ય મળી ચુકયું એમ હું અનુભવથી કહી શકું છું. ત્યાર બાદ તે બાઇએ ત્હેમને પ્રણામ કર્યા, અને ત્હેની તો ખાતરીજ પ્રત્યક્ષ થઈ ગઇ કે પેલા બ્રાહ્મણે જે કહ્યું હતું તે સત્યજ હતું. પછી બન્ને પિતા પુત્ર ઘેર આવ્યા, ત્યારે હરિપંડિતે કહ્યું કે, હે તાત! હવે આજથી આપની જ્યાં ઇચ્છા હોય ત્યાં ભોજન કરો, અને પ્રાકૃત પુરાણ કથા પણ વાંચો, મ્હને કશી અડચણ નથી. સારાંશ, એકનાથ મહારાજે તે બાઇને પ્રત્યક્ષ સહસ્ત્રાવધિ બ્રાહ્મણ ભોજનનો અનુભવ બતાવ્યો, અને એ યુકિતવડે પુત્રના પાંડિત્યની પતરાજીનું પણ ખંડન કર્યું. એ એકનાથ મહારાજ આશરે ત્રણસો વર્ષ ઉપર થઈ ગયા છે. હવે સિંહાવલોકન કરો.

રેવણુસિદ્ધને જમાડવાની ઇચ્છાથી, તે બ્રાહ્મણ ત્હેમની પાસે આવીને નમસ્કાર કરીને કહેવા લાગ્યો કે, મહારાજ! પાત્ર પીરસીને તૈયાર રાખ્યું છે, માટે આપ ભિક્ષા લેવાને પધારો. રેવણુસિદ્ધે કહ્યું કે,

ભાઈ! હું તો શૂદ્ર અને તું તો બ્રાહ્મણ છે, એમ હોવા છતાં મ્હને નમસ્કાર કરે છે તે ઠીક નથી. ત્હેણે જવાબ દીધો, આપ સરખા મહાત્માના મનમાં ન્યાત જાતનો ભાવ ક્યાં હોય છે, કે હમે રાખીએ ? પરમાત્માએ ગીતામાં પણ કહ્યું છે કે, '**देवद्विज गुरु प्राज्ञपूजनं**' હરિહરાદિ દેવ, તથા બ્રાહ્મણ, ગુરૂ અને પ્રાજ્ઞ (જ્ઞાની) એમનું પૂજન કરવું જોઇએ. એ ઠેકાણે પ્રાજ્ઞ પુરૂષોનું દ્વિજાદિકોથી જે પૃથક્ કથન કર્યું છે, તેનો હેતુ એ છે કે, બ્રાહ્મણ જાતિ સિવાય અન્ય પુરૂષોમાં પૂર્વજન્મનાં ઉગ્રપુણ્યકર્મના પ્રભાવથી અને ઇશ્વિરના પ્રસાદથી, બ્રહ્મવેત્તાપણું સંભવે છે. ધર્મવ્યાધ, વિદુર, તુલાધાર જાજલી, ઇત્યાદિકોની પ્રાજ્ઞતા પુરાણાદિકોમાં પ્રસિદ્ધ છે, અને કલિયુગમાં પણ રોહિદાસ ચમાર ચોખામેળાદિ અત્યંજ જાતિના કેટલાક ભક્ત પ્રાજ્ઞ પુરૂષો થયા છે, તે ભક્તવિજયાદિ ગ્રંથો ઉપરથી પ્રતીત થાય છે. અસ્તુ !

તે બ્રાહ્મણે રેવણનાથની પ્રાજ્ઞતા બરાબર પીછાણી અને જાત્યાદિ અભિમાન રહિત થઇને નમન કર્યું, અને ભોજનને માટે પ્રાર્થના કીધી. ત્હેનું ભાષણ સાંભળીને રેવણનાથે ત્હેનો ભાવ જાણ્યો અને ત્હેનો હાથ ઝાલીને ઘરમાં આવ્યા. ઝટ તે બ્રાહ્મણે ઉત્તમ પાત્ર પીરસીને ત્હેમની આગળ ધરી દીધું અને પોતે ત્હેમની પાસે બેસી રહ્યો. બીજી બાજુએ બ્રાહ્મણો પણ જમવા લાગ્યા, અને ભોજન કરી રહ્યા બાદ ત્હેમને તાંબુલ દક્ષિણા આપીને ત્હેણે વિદાય કીધા. રેવણસિદ્ધને ભોજન કરાવીને એકસ્થાનપર બેસાડવામાં આવ્યા, અને ત્યારબાદ તે બ્રાહ્મણે પણ ભોજન કીધું. પછી રેવણનાથ જે બેઠા હતા, ત્હેમની પાસે આવીને કહેવા લાગ્યો કે, આજ નાથના દર્શનથી હું ધન્ય થયો છું: મ્હારૂં અહોભાગ્ય કે આજે આપનું ઉચ્છિષ્ટ મ્હારા ઘરમાં પડ્યું અને હું પાવન થયો. પરંતુ મ્હારી આપણે એટલીજ વિનંતિ છે કે, આજની રાત આપ અહીંજ નિવાસ કરો તો સારૂં ! મ્હારે હાથે આપના ચરણની સેવા થાય, તો હું મ્હારૂં જીવતર સફળ સમજું. માટે આટલી પ્રાર્થના આપે માન્ય રાખવા કૃપા કરવી.

**प्रमादं सत्सु गार्हस्थ्ये गाढांधतमसं बुधाः**
**तत्र सूर्योदयं प्राहुः साधोरागमनं गृहे ॥**

ગૃહસ્થાશ્રમમાં રહીને જે સત્પુરૂષોના પ્રત્યે પ્રમાદ, આલસ્ય કરે, યાને ત્હેમનો સહવાસ, સેવા, સદુપદેશ શ્રવણ ન કરે, તો તે ગાઢ અજ્ઞાનઅંધકારનું વસતિસ્થાન અથવા અંધતમ નામનું નરકજ છે, એવું જાણવું એમ પંડિતોએ કહેલું છે. પરંતુ સૂર્યોદયથી જેમ અંધકારનો નાશ થાય છે, તે પ્રમાણે ઘરમાં સાધુનું આગમન થાય, તો બોધરૂપી સૂર્યોદયથી અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામે છે. દ્વૈતભાવજ ભયનું કારણ છે અને તેના નાશનો હેતુ સાધુઓનો સમાગમ છે; ત્હેમનો અનાદર કરીને કયો પુરૂષ નિર્ભયપદને પામી શકે તેમ છે ? ગૃહસ્થને મનોરમા સ્ત્રી ન મળે તો દુઃખ; કદાચિત્ તે હોય અને અનુકૂલ સદ્ગુણી પુત્ર ન હોય, તોપણ ચિન્તા; બન્ને અનુકૂલ હોવા છતાં જો કદાચ નિર્વાહનું સાધન ધન નહિ મળે, તો પછી ત્હેના કષ્ટનું શું વર્ણન કરવું ? એમ હોવા છતાં, જ્યાં જુઓ ત્યાં ગૃહસ્થાશ્રમનું વર્ણન જોવામાં આવે છે, અને લોકો પણ તેને વિષે રમમાણ થએલા જોવામાં આવે છે. એનો હેતુ તો હું એજ સમજું છું કે, **'साध्वंघ्रिपद्मागमः'** ગૃહસ્થને ઘેર સંત, મહાત્મા પુરૂષોનાં ચરણકમળનું આગમન તથા રજઃકણ પતિત થાય છે. અર્થાત્ સત્પુરૂષોના સહવાસથી તથા ઉપદેશથી ગૃહસ્થ પોતાનું સર્વ દુઃખ વીસરી જાય છે, અને દ્વૈતબુદ્ધિના ત્યાગપૂર્વક અદ્વૈતપદમાં ક્રમશઃ જઇને સ્થિત થાય છે. અસ્તુ ! આ પ્રકારની ત્હેની વિનયવાણી અને શુચિભાવ જોઈને તે દિવસે રેવણસિદ્ધનાથે રાત્રે ત્યાં આગળજ મુકામ કીધો. રાત્રીને સમયે, તે બ્રાહ્મણે રેવણનાથને ઉત્તમ બીછાનાપર સુવાડયા અને પોતે ત્હેમનાં ચરણ દબાવતો પાસે બેઠો, અને આનંદભેર જ્ઞાનની વાતો પૂછવા લાગ્યો.

મધ્યરાત જ્યારે થઈ, ત્યારે ત્હેનો પુત્ર જે ત્હેની સ્ત્રીની પાસે હતો, ત્હેનો જીવ ગભરાવા લાગ્યો. ત્હેણે ઝટ પોતાના પતિને બૂમ પાડી

અને મોટે સાદે કહેવા લાગી કે, બાળકના પ્રાણ વ્યાકુળ થાય છે, માટે કાંઇક ઇલાજ કરો. રેવણનાથ તો તે વખતે સૂઇ રહ્યા હતા, અને એનું તો સેવાનું કામ ચાલીજ રહ્યું હતું. ત્હેણે કહ્યું, ધાંટાધાંટ અગર બરાડા પાડવા નહિ; એમનો નિદ્રામાં ખલેલ પડશે. જન્માન્તરને વિષે આપણાં કરેલાં કર્મનુંજ ફળ આપણને મળે છે. એમાં કોઇનું શું ચાલવાનું હતું ? જેવું ભાવી હશે, તેવું થશેજ. એટલું કહીને પોતે તો ત્હેમની સેવા કરતો રાતભર બેસીજ રહ્યો, ઉઠયો નહિ. પ્રાતઃકાળમાં જ્યારે રેવણ સિદ્ધ જાગૃત થયા, ત્યારે ઘરમાંથી મંદ મંદ રોદનધ્વનિ કાનપર આવવાથી, ત્હેમણે પૂછ્યું કે, કોણ રડે છે ? બ્રાહ્મણે જવાબ દીધો કે, ઘરમાં બાળકનો જીવ ગભરાવાથી મ્હારી સ્ત્રી અજ્ઞાનથી રૂદન કરે છે. તે સાંભળીને રેવણસિધ્ધે કહ્યું કે, ત્હેને અહીં લઇ આવો, તો હું જોઉં કે શું થાય છે.

બ્રાહ્મણ ઉઠીને ઘરમાં બાળકની પાસે ગયો, ત્યારે તો તે ગતપ્રાણ થએલો પ્રતીત થયો. ત્હેણે કહ્યું, મહારાજ ! બાળક તો નિર્જીવ થઇને પડ્યું છે, હવે લાવવાનું શું પ્રયોજન ? તે સાંભળીને રેવણસિદ્ધ ખળભળી ઉઠયા, અને કહેવા લાગ્યા કે, હું અહીંયાં હોવા છતાં એ યમે આવું અનુચિત કર્મ કેમ કર્યું ? હવે કૃતાંતને જોઈ લઉં છું. એટલું બોલીને નાથે કહ્યું કે, એને અહીં લાવો તો ખરા ? બ્રાહ્મણે ઝટ ત્હેને ઉઠાવીને ત્હેમની આગળ ધરી દીધો, ત્યારે ત્હેમના મનમાં એને માટે દયા ઉપજી, અને બ્રાહ્મણને પૂછ્યું કે, ત્હને આ એકજ બાળક થયું છે ? બ્રાહ્મણે કહ્યું; એ તો સાતમો છોકરો છે. એની અગાઉ છ પુત્ર થયા હતા, પરંતુ પાંચમે કે છઠેજ દિવસે તે સઘળા મરણ પામતા. એક આજ છોકરો બાર દિવસ લગી જીવવા પામ્યો, અને તે ખાતર મ્હેં આજે ભોજન સમારંભ કર્યો હતો. પરંતુ મ્હારૂં દુર્દૈવ હોવાથી, એ પણ મરણ પામ્યો. ભલે ! જે થવા કાળ હોય છે, તે થાય છેજ. તેને માટે કલ્પાન્ત શું કરવા કરવું ? પરંતુ આપની સેવાને વિષે ચિત્ત જે આસક્ત થયું છે,

સદાકાળ નભી રહે, એવી ઇચ્છા છે, તે આપ પૂર્ણ કરો. તે
ળીને રેવણનાથે કહ્યું કે, ત્રણ દિવસ લગી તું આ શરીરનું રક્ષણ
, હું યમપુરીમાં જઇને ત્હારા સાતે પુત્રોને લઈ આવું છું. એટલું
ાને અમરમંત્રથી વિભૂતિ મંત્રિત કીધી, અને તે બાળકના શરીરે
ડીને બ્રાહ્મણને કહ્યું કે, આથી એના શરીરને કોઇપણ પ્રકારની
તે નહિ થાય. એવું કહીને યોગપ્રભાવથી રેવણનાથ યમપુરીને
આવી પહોંચ્યા.

રેવણનાથને જોઇને, યમધર્મે ઉઠીને હાથ જોડીને ત્હેમને આસનપર
ડ્યા અને પૂજન કરીને પૂછ્યું કે, હે યોગિરાજ! આપ મ્હારી
શા હેતુથી આવ્યા છો, તે કહો. નાથે કહી દીધું કે, હું પેલા
ાણને ઘેર હોવા છતાં, ત્હમે એના છોકરાને ઉંચકી લાવ્યા, એ કાંઇ
ન થયું. ભલે, જે થયું તે કાંઇ પાછું ફરતું નથી, તોપણ એ
રાને મ્હને આપી દો. અને એના પહેલાં પણ છ પુત્રોને લાવ્યા
તેઓને પણ આપી દો, તો સારૂં થાય. નહિ તો મ્હારા ક્રોધાગ્નિની
લા ત્હમને અસહ્ય થઇ પડશે. યમે જવાબ દીધો, હે યોગિશ્રેષ્ઠ!
ાં મ્હારો શો કસુર? ઉત્પત્તિ કરનારા બ્રહ્મદેવ, રક્ષણ કરનારા વિષ્ણુ
. સંહાર કર્તા શિવ છે. ત્હેમનો હું નોકર હોવાથી, મારવું કે તારવું
શું મ્હારે હાથ છે, એમ આપ સમજો છો? આપ જ્ઞાની હોઇ,
ાપર ક્રોધ નહિ કરશો, અને કૈલાસપર શંકરજીની પાસે જશો,
એ બાળક ત્હેમની પાસેથીજ આપને મળી શકશે. તે સાંભળીને
ગુસિદ્ધે 'ઠીક' એ પ્રમાણે કહ્યું અને ત્યાંથી કૈલાસપર જવાને નીકળ્યા.
ર્મે પોતાના ઉપર આવી પડેલું સંકટ યુક્તિથી ટાળ્યું અને રેવણ-
ને મહાદેવના તરફ મોકલી આપ્યા.

રેવણનાથ કૈલાસપર આવીને મહાદેવની પાસે જવા લાગ્યા, ત્યારે
। શિવગણોએ ત્હેમને પ્રતિબંધ કર્યો, અને શું કામ છે, તે પૂછ્યું.

રેવણુસિદ્ધે બ્રાહ્મણપુત્રની હકીકત કહી, અને એને લઇ જવાને ખાતર હું આવ્યો છું, એમ તેઓનો જણાવ્યું. તથા એ બાળક જો મ્હને મળશે નહિ, તો શંકરની સાથે પણ મ્હને લઢવાની ફરજ પડશે એમ કહી દીધું. તે સાંભળીને શિવગણોએ કહ્યું કે ત્હારો ગુરૂ કોઈ ગંધર્વ હશે. ચાલ્યો જા અહીંથી. શંકરની સાથે લઢવા આવ્યો છે!! શંકરની મુલાકાત થતાં પહેલાં હમેજ ત્હને અહીં શિક્ષા કરી શું. તે સાંભળીને નાથને ક્રોધ ચઢયો, અને ત્હેમણે સ્પર્શાસ્ત્ર છોડીને શિવના ગણોને જમીનની સાથે ચોંટાડી દીધા. કાદવ, કીચડમાં પગ જેમ ચોંટી જાય છે, તેમ થયું, ત્યારે ત્હેમણે પોતાના હાથવડે પગ છોડવવાની ઇચ્છા કીધી; પરંતુ જમીનને હાથ અડકતાંવારને તેપણ પગની માફક ચોંટી ગયા, અને તેઓ સઘળા ઉંધાજ ઉભા થઈ રહ્યા અને દુઃખી દુઃખી થઈ ગયા.

એ વૃત્તાન્તની મહાદેવને ખબર પડતાંવારને ત્હેમણે રવેણુને શિક્ષા કરવા સારૂ અષ્ટ ભૈરવોને મોકલ્યા. પરંતુ ત્હેમનાથી પણ શું વળવાનું હતું? ત્હેમને પણ શસ્ત્રાસ્ત્રના પ્રભાવથી પહેલાં જેમ મત્સ્યેન્દ્રે જર્જર કર્યા હતા, તેજ પ્રમાણે પરાભૂત કરીને વિહ્વલ કરી નાંખ્યા. પછી જાતે નંદીપર બેસીને શંકર પણ આવ્યા, ત્યારે તો રેવણનાથે વાતાકર્ષણમંત્રવડે નંદીસહિત શંકરને નિશ્ચેષ્ટતા પ્રાપ્ત કરાવી દીધી. એ વૃત્તાન્ત જ્યારે ગંધર્વોને મ્હોંડેથી વિષ્ણુએ સાંભળ્યું, ત્યારે તેઓશ્રી આવીને રેવણુસિદ્ધને આલિંગન દઇને પૂછવા લાગ્યા કે, આ ઘોર અનર્થ કરવાનું કારણ શું છે તે કહો. રેવણે બ્રાહ્મણના સાત પુત્રોની હકીકત કહી અને તે પુત્રો પણ માંગ્યા. પછી વિષ્ણુએ કહ્યું કે, બસ, એટલુંજને? અરે, તે બાળકો મ્હારી પાસે છે, હું ત્હમને આપું છું; પરંતુ ત્હેમનાં સ્થૂલ શરીર ત્હમેજ નિર્માણ કરજો. પરંતુ પહેલાં આ સર્વને સાવધ કરો. તે સાંભળીને રેવણનાથે વિભૂત મંત્રીને સઘળાના ઉપર ફેંકતાં દ્વારપાલગણ સ્પર્શાસ્ત્રમાંથી છુટા થયા, તથા ભૈરવો પણ સાવધ થયા, અને મહાદેવ, નંદી વગેરે ગણ પણ હોશિયાર થયા, ત્યારબાદ વિષ્ણુએ

૧* જીવોને ત્હેને સોંપી દીધા અને જવાનું કહ્યું. ત્હેણે મહાદેવ અને
ણુને નમન કર્યું અને પૂર્વસ્થાનમાં તે બ્રાહ્મણના ઘર તરફ પ્રયાણ કર્યું.

ત્યાં જઇને તે બ્રાહ્મણને કહ્યું કે ત્હમારો પુત્ર જે મરી ગયો
ત્હેના શરીરને ખાંડણીમાં નાંખીને કૂટો, અને તેનો ગોળો બનાવીને
રી પાસે લઇ આવો. બ્રાહ્મણે તે પુત્રના શરીરને કૂટીને જ્યારે તેનો
મ ગોળો બનાવીને ત્હેમની પાસે આણ્યો, ત્યારે રેવણસિધ્ધે તેના
ા ભાગ કીધા અને સંજીવિનીના મંત્ર પ્રયોગથી, તેમને સજીવન
દીધા, અને બ્રાહ્મણની સ્ત્રીને સોંપી દઇને ત્હેમનું સંરક્ષક્ષ કરવાનું
. બારમે દિવસે તે સઘળાને પારણામાં ઝુલાવીને ભારે ઉત્સાહ કરવામાં
ગ્યો, તથા તે સર્વનાં નામ પણ નીચે મુજબ પાડવામાં આવ્યાં. એકનું
ા સારંગીનાથ, બીજાનું જાગીબાનાથ, ત્રીજાનું નિજાનંદ દિનાનાથ,
ાનું નયનનાથ, પાંચમાનું યદુનાથ, છઠ્ઠાનું નિરંજનનાથ, અને સાતમાનું
ીનાથ એવાં ત્હેમનાં નામ હતાં. બાર વર્ષ પછી એ સાતેને
ણનાથે નાથ દીક્ષા આપી, અને સકલ વિદ્યાઓને વિષે તેઓને
ણ બનાવી દીધા. ત્યારપછી તેઓ પણ જગતમાં સર્વત્ર પ્રસિદ્ધ
. એ પ્રમાણે રેવણનાથે પોતાની સિદ્ધિના અનેક ચમત્કાર બતાવ્યા
એમના સ્થાનપરજ થોડા વરસ પહેલાં પાણીનો દીવો બળતો હતો.
ું પવિત્રતા ઘટી જવાથી એ ચમત્કાર હાલ તો નથી. એમનું સ્થાન
ારા જીલ્હામાં માણદેશમાં, વિટે નામનું ગામ, જે હાલ તાલુકાનું
ય સ્થળ છે, તેની પાસેજ ડુંગર ઉપર છે. સારાંશ, એ રેવણને જો

---

* ત્રેતાયુગમાં રામચંદ્રે બ્રાહ્મણપુત્રને જીવતો કીધો હતો, દ્વાપરમાં
ષ્ણ ગુરના પુત્રને યમધર્મ પાસેથી પાછો લઇ આવ્યા હતા, તથા
ર્જુને પણ એક બ્રાહ્મણના મરણ પામેલા છ પુત્રોને પાછા આણ્યા
, તેવીજ રીતે રેવણસિદ્ધ તે બ્રાહ્મણના સાતે પુત્રોને પાછા લઇ
વ્યા હતા.

કે પ્રથમ એક સિદ્ધિ મળી હતી, અને તેનાથી તે પોતાની જાતને કૃતાર્થ સમજતો હતો, તોપણ મત્સ્યેન્દ્રની મુલાકાત થતાં ત્હેણે સિદ્ધિને પ્રતિબંધક સમજીને ભગવાન્ દત્તાત્રેયના પ્રસાદથી મુખ્ય સિદ્ધિ (બ્રહ્મપ્રાપ્તિ) સંપાદન કીધી.

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानन्दसरस्वती-
शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे द्वितीयभागे
रेवणनाथजन्मादिचरितवर्णनं
नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥

॥ इति शिवम् ॥



## ॥ सप्तमोऽध्यायः ॥

**जयंति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।**
**नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥ भ. ह. ॥**

શૃંગારાદિ રસોની સિદ્ધિ જે પુણ્યશાલી કવિ શ્રેષ્ઠોને પ્રાપ્ત થઇ હતી, તેઓ અધાપિ પર્યન્ત આ જગતને વિષે સર્વોત્કર્ષતાથી વિરાજે છે. કેમકે, ત્હેમનાં ભૌતિક શરીરોનો જરામરણવડે નાશ થએલો હોવા છતાં, તેઓનાં કીર્તિમય શરીરને જરામરણથી ઉત્પન્ન થનારા ભયની બાધા નડતી નથી. એથી તેઓ સદા વિધમાન છે, એમ સમજવું. અથવા રસસિદ્ધ એટલે જેમને પારદની (પારાની) ગુટિકા સિદ્ધ થએલી છે, એવા પુણ્યશાલી પુરૂષ શ્રેષ્ઠોનાં શરીર પણ જરા મરણાદિ ભયથી રહિત હોઇ, તેઓ દીર્ઘાયુષ્ય ભોગવે છે. ભૌતિક શરીરને જો જરામરણનું ભય નહિ હોય, તો યશરૂપી શરીરને શી રીતે હોઇ શકવાનું હતું ? નહિજ. કિંવા, જે ભાગ્યવાન્ કાલત્રયજ્ઞાની પુરૂષોને રસ યાને બ્રહ્મની, કેમકે શ્રુતિમાં **'रसो वै सः'** તે બ્રહ્મ આનંદરસરૂપ હોવાનું વર્ણવેલું છે તેથી તેની, સિદ્ધિ થએલી છે, એવા બ્રહ્મવિદ્યાવિશારદ અને બ્રહ્મસાક્ષાત્કારસંપન્ન પુરૂષો અધાપિ આ ભૂમંડલઉપર સર્વોત્કર્ષતાથી વિરાજે છે, અસ્તિત્વ ધરાવે છે. કેમકે, જો શૃંગરાદિ રસસિદ્ધ કવિ અને પારદાદ ગુટિકા જ્ઞાનીનાં કીર્તિ શરીરને જરામરણનો ભય રહેતો નહિ હોય, તો બ્રહ્મ-જ્ઞાની, ત્રિકાલદર્શીનાં શરીરને શી રીતે રહી શકવાનો હતો ? નહિજ. ઉપરોક્ત કવિ અને પારદજ્ઞાનીને જો કે રસસિદ્ધ કહ્યા છે, તોપણ બ્રહ્મ-જ્ઞાનસંપન્ન જ્ઞાનીનેજ સત્ય રસસિધ્ધ સમજવો જોઇએ. કેટલાક કવિઓ કેવળ યશશરીરવડે આ જગતને વિષે અધાપિ પર્યન્ત વિધમાન છે, અને પારદસિધ્ધજ્ઞાની શરીર અને કીર્તિ દેહથી રહે છે, તોપણ ત્હેમનાં ભૌતિક અને યશરૂપી શરીરનો કોઇ કાળે નાશ થવાનોજ. પરંતુ નારદ, શુક, હનુમાન્, દત્ત, વ્યાસ, સનકાદિ મુનીઓ કે જેમણે બ્રહ્મરસ સિધ્ધ

કર્યો છે, તેઓ તો સ્થૂલ અને કીર્તિ શરીરવડે, હજારો યુગો વીતી જ૦ છતાંયે રહેવાનાજ, એમ તાત્વિક દૃષ્ટિએ સમજવું. એટલા માટે સંસારરોગનું શમનકરનાર એક બ્રહ્મરસાયનજ સમર્થ હોવાથી સદ્ગુરૂ ધન્વન્તરીનો આશ્રય કરીને તેનું સેવન કરવું, અને અક્ષય અજ અમર થઇને ત્રિલોકીમાં વિચરવું; નર જન્મની સફલતા ત્યારેજ સંપાદન કીધી એમ કહી શકાય એ રસાયન આજ જન્મને વિષે મળી શ છે, નહિ કે બીજે કોઈ ઠેકાણે. ગામડામાં સાધારણ દવા પણ મળ નથી, તો રસાયન વગેરે ઉત્તમ ઔષધો શી રીતે મળી શકવાનાં હતાં તેજ પ્રમાણે નાના પ્રકારની મનુષ્ય યોનિથી ઈતર યોનિઓને વિષે કો પણ પ્રકારની સાધનસિધ્ધિ થઈ શકતી નથી, તો બ્રહ્મરસનો લાભ શ રીતે થઇ શકવાનો હતો ? એથી કરીને, નગરસમાન મનુષ્યશરીરરૂ પુરમાં સકલ દવાની અનુકૂલતા સમજીને, અજરામરતાને માટે, મહા ભાવ પુરૂષોએ અનુભવેલાં બ્રહ્મરસાયનની માત્રા ગ્રહણ કરતા રહીને ચરિતાર્થની સફલતા સંપાદન કરીને તુષ્ટપુષ્ટ રહેવું. ગોપીચંદ, મૈનાવર્ત ભર્તૃહરિ વગેરે એજ રસાયનના સેવનથી અજરામર થઈ ગયા. અસ્તુ

સરસ્વતીના ઉદ્દેશથી મોહિત થએલા બ્રહ્મદેવનું વીર્ય તક્ષક કન્ પાદ્મનીના માથાપર પડયું હતું, અને તેને ભક્ષ્ય પદાર્થ જાણીને ખા જતાં તે ગર્ભિણી થઇ હતી. એ વૃત્તાન્તની આસ્તિક ઋષિને ખબ થતાં ત્હેમને જ્ઞાનદૃષ્ટિથી માલુમ પડયું કે, એના પેટે ઐરહોત્ર નારાય પ્રગટ થશે. પરંતુ હાલ જે સર્પસત્ર ચાલી રહ્યો છે, તેમાંથી એ રક્ષણ કરવું જોઇએ. પછી આસ્તિકે ત્હેને બોલાવીને કહી દીધું કે ત્હા મહાભાગ્ય છે કે ત્હારા પેટે ઐરહોત્ર નારાયણ, વટસિદ્ધ નગનાથ નામથી પ્રગટ અને પ્રસિધ્ધ થવાના છે. પરંતુ હાલ ચાલી રહેલા સ યાગમાં તું હોમાઇ નહિ જાય, એટલા માટે કોઇ ગુપ્ત સ્થાનમાં રહીજ નહિ તો ભારે થઈ પડશે. સાંભળતાવારને તે ગભરાઈ ગઇ, અ પ્રાણ બચાવવાને ગુપ્તસ્થાન આપજ બતાવો તથા રક્ષણ કરો, એ

ત્હેણે પ્રાર્થના કીધી. ત્યારે આસ્તિકે ત્હેને એક જૂનું પુરાણું વડનું ઝાડ બતાવ્યું, અને તેના ઉદરમાં, ગુફા જેવી પોલી જગ્યા હતી, ત્યાં રહેવા કહ્યું, અને પોતે વજ્રમંત્રનો જપ કરીને, તેનાથી ભસ્મમંત્રીને તે વડના ઝાડને ચોપડીને તેને વજ્ર સમાન દૃઢ બનાવી દીધું. પર્ક્નિની સાપેણને ત્યાં રાખીને, આસ્તિકમુનિ હસ્તિનાપુર આવી, યજ્ઞીય બ્રાહ્મણોને ગુપ્ત રીતે મળીને કહેવા લાગ્યા કે, તક્ષક કન્યાના ઉદરથી ઐરહોત્ર નારાયણનો અવતાર વટસિધ્ધ નાગનાથ પ્રગટ થવાના છે, અને તેટલા ખાતર મ્હેં એને ગુપ્ત સ્થાનમાં રાખી છે, માટે આહુતિમાં ત્હેની યોજના કરવી નહિ. ઋત્વિજ બ્રાહ્મણોએ આસ્તિકનું વચન માન્ય કીધું, અને ત્હેને માટે મંત્રપ્રયોગ પણ કર્યો નહિ. એ આસ્તિક વાસુકી સાપની બ્હેન જરત્કારૂના પેટે ઉત્પન્ન થયા હતા, અને એમણેજ જનમેજયના યજ્ઞમાં પ્રગટ થઇને, ત્હેની પાસેથી વચન લઈને સર્પયજ્ઞ બંધ કરાવ્યો હતો.

*જરત્કારૂ નામના મુનિ સ્વચ્છંદપણે, બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને,

---

* જરા શબ્દ ક્ષય વાચી છે, અને કારૂ શબ્દ દારૂણ વાચી છે. દેહ કામાદિ વિકારોની ઉત્પત્તિનું મૂળ હોવાથી ભયંકર છે. એવા પોતાનાં શરીરને જેણે ઉગ્રતપ વગેરેથી ક્ષીણ કીધું હતું, તેથી ત્હેને જરત્કારૂ એ પ્રમાણે કહેતા હતા. તથા વાસુકી સાપની બ્હેનપણ જરત્કારૂ નામથી પ્રસિધ્ધ હતી. પતિની પ્રાપ્તિ થતાં સુધી યુવતિનું શરીર ક્ષીણ, કૃશ હોય, તો તે શ્રેયસ્કરજ કહ્યું છે. સર્પાદિકોનું રક્ષણ કરવા સારૂ એને જરત્કારૂ ઋષિની સાથેજ પરણાવવાનો વાસુકીનો નિશ્ચય હતો. કેમકે એનાથી ઉત્પન્ન થનારા પુત્રના પ્રભાવથીજ સર્પસત્ર બંધ થશે, એવું બ્રહ્મદેવનું વચન દેવો મારફત વાસુકી વગેરે સાપોએ સાંભળ્યું હતું. અને તેજ કારણને લઇને, તે ઋષિની મુલાકાત જલદી નહિ થતાં જરત્કારૂ સાપેણ પતિની ઉત્કંઠાભરી રાહજોતી કૃશ થઈ ગઈ હતી. તેથી ત્હેનું નામ પણ સાર્થ હતું. વ્યવહારમાં પણ કોઇ અત્યંત ક્ષીણ (દુબળું) હોય; તો ત્હેને કહે છે કે, "જુઓ! કેવો જરત્કારૂ બની ગયો છે!"

તીર્થયાત્રાને વિષે ફરતા હતા, તેવામાં એક વખત તૃષાથી વ્યાકુલ જલપાન કરવા સારૂ એક કૂવાપર આવી પાણીની શોધ કરવા લા ત્યાં એક ચમત્કાર હેમના જોવામાં આવ્યો. એક વેલી કૂ અંદર લટકતી હતી, અને તેનાપર કેટલાક જીવ બેઠા હતા, અને વેલીનું મૂળ ઉંદર તોડી રહ્યો હતો. તેથી તે સઘળા ગભરાઈ ગયા, અને માંહોમાંહ્ય કહેવા લાગ્યા કે, આ તૂટવાથી હવે આપણી શી દશા થશે? હે પ્રભો! નાના પ્રકા યોનિમાં જન્મ લેવો અને મર્યા કરવું, એ યાતના હમારી કયારે છુટ તેમાંહેના એકે પ્રશ્ન કર્યો, એમ શાથી થયું હશે, અને એમાંથી છુ કેવી રીતે થશે? ત્યારે ત્હેણે ખુલાસો કીધો કે, આપણા વંશમાં દુરાગ્રહી વેદીયોઢોર પુત્ર ઉત્પન્ન થયો છે, અને તે કુંવારો ર પૃથ્વીપર તીર્થાટન કરે છે, ત્હેના દુરાગ્રહને લીધે આપણી આવી અ ગતિ થઇ છે. વિદ્વાનને જ્ઞાનદીક્ષા કોણ આપી શકે તેમ છે? મ પ્રભુની પ્રાર્થના કરવી ઉચિત છે કે, હે ભગવન્! અખિલ પ્રાણીએ બુદ્ધિબક્ષનારા આપજ છો, એટલા માટે એની બુદ્ધિ પલટાવીને લ કરવા તરફ લગાડો, તો હમારી સદ્ગતિ થાય. ગૃહસ્થાશ્રમ કલ્પતરૂ પેઠે સકલ કામના પરિપૂર્ણ કરે છે, એટલા માટે વેદશાસ્ત્ર પુરા વગેરેમાં તેનો મહિમા મોટો વર્ણવેલો છે. શરીરને વિષે દશ પ્રકા વાયુ છે, પરંતુ તેમાં જેમ પ્રાણવાયુ મુખ્ય છે, તેજ પ્રમાણે બ્રહ્મચા વાનપ્રસ્થ, સંન્યાસી એ ત્રણે ગૃહસ્થાશ્રમીનો આશ્રય કરીને રહે અને જીવે છે તેથી ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે. સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

**યથા નદીનદાઃ સર્વે સાગરે યાન્તિ સંસ્થિતિમ્।**
**તથૈવાશ્રમિણઃ સર્વે ગૃહસ્થે યાન્તિ સંસ્થિતિમ્॥**

ગંગાદિ નદીઓ તથા શોણાદિ નદ જે પ્રકારે સમુદ્રને વિષે ઉ પ્રકારની સ્થિતિને પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે ગૃહસ્થથી છ આશ્રમીઓ, ગૃહીની સમીપમાંજ જીવન વગેરેની સુસ્થિતિ સંપા કરી શકે છે. કેવળ બ્રહ્મચર્યાદિ આશ્રમીઓનોજ જીવનનિર્વાહ ર

સ્થવડે ચાલે છે એમ નથી, પરંતુ ઘરમાં રહેનારા ઉંદરડા વગેરે જીવો, અને બહાર રહેનારા પશુપક્ષી વગેરે જીવો, અને ચોર પણ ગૃહસ્થના આશ્રયથી પોતાની ઉપજીવિકાને ચલાવે છે. એટલા માટે સ્વધર્મનિષ્ઠ જીતેન્દ્રિય, પરોપકારી, તીર્થયાત્રાદિ કરનારા જે જે પુરૂષો ગૃહસ્થને ઘેર આવે, ત્હેમની સેવા અને અન્નદાન વગેરેથી ત્હેમને સંતોષ જો ગૃહસ્થ કરશે, તો ત્હેને સકલ ફલની પ્રાપ્તિ થશે. કોઇપણ ઠેકાણે તીર્થયાત્રાદિનો પરિશ્રમ વેઠવાની જરૂર રહેશે નહિ. **'तीर्थादिसेवा बहुदुःख साध्या.'** તીર્થાદિકોનું સેવન તથા તેનું ફળ મહામેહનેતે સાધી શકાય છે, એ વાત શું કોઇના અનુભવમાં નથી ? માટે, **सर्वं फलं गेहपति-द्रुमाश्रयं'** ગૃહસ્થરૂપી કલ્પવૃક્ષના આશ્રયમાંજ સકલફલ નિવાસ કરે છે, એમ સમજીને ત્હેનો નિરાદર ન કરવો. અસ્તુ !

એ કૂપસ્થ વેલીપરના જીવો જરત્કારૂ ઋષિના પિતરોજ હતા, અને ત્હેમણે પોતાનો પુત્ર ગૃહસ્થાશ્રમનો પરિત્યાગ કરીને, સંતતિ ઉત્પાદનથી રહિત થઈને, તીર્થાદિને વિષે ભટકતો ફરે છે, એવું જાણીનેજ ભાષણ કર્યું હતું કે, હમારા પુત્રે પાણિગ્રહણ કર્યું હત, તો પુત્રની ઉત્પત્તિ થાત, અને (હમારો) પિતરોનો ઉદ્ધાર થઈ જાત, પરંતુ તે સૂક્ષ્મવાતનો વિચાર કરતો નથી. એ પ્રકારનું તે જીવોનું ભાષણ સાંભળીને, જરત્કારૂ મુનિએ પૂછ્યું કે, ત્હમારી ગતિ કેવી થશે તે કહો, અને ત્હમારા પુત્રનું નામ પણ કહી દો, તો ત્હેના હાથે એ કર્મ કરાવીને હું ત્હમારો ઉધ્ધાર કરાવી દઇશ. તે સાંભળીને ત્હેમણે કહયું કે, ત્યારે તો પછી હમારા ભાગ્યનો ઉદય થયો. એમજ સમજવું જોઇએ. તેઓ બોલ્યા, હમારા કુળમાં જે પુત્ર જન્મ્યો છે, ત્હેનું નામ જરત્કારૂ છે. ત્હેના મનમાં એવું છે કે, મ્હારા નામની તથા અનુકૂલ શીલની કન્યા મળે, તો હું ત્હેની સાથે લગ્ન કરૂં, અને એક પુત્ર થયાબાદ, ત્હેનો ત્યાગ કરીને હું મ્હારે ચાલ્યો જાઉં, પરંતુ સ્ત્રીને તાબે રહીને કદી સંસારની આપદા ભોગવું નહિ. હમારા આશીર્વાદથી ત્હેને કન્યા પણ

મળશે, પરંતુ એવો સમય જ્યારે આવે, ત્યારે તો હમે ં
સોનાનો દિવસજ સમજીએ. તે સાંભળીને ઋષિએ વિચાર કીધો
પિતરોના ઋણમાંથી નિર્મુક્ત થવાને ખાતર તથા તેઓની સદ્ગ
થાય તેટલા માટે ગૃહસ્થાશ્રમી બનીને, પુત્રોત્પત્તિ કરવી જોઇએ. પ
તેઓ ત્યાંથી નીકળ્યા અને સર્વત્ર પોતાના અનુરૂપ નામશીલની કન્ય
સારૂ યાચના કરવા લાગ્યા. પાતાળમાં જ્યારે આવ્યા ત્યારે વાસુકી
ત્હેમનું સન્માન કરીને, પોતાની બ્હેન જરત્કારૂ કે જે અત્યંત સુ
હતી તે, ત્હેમને દઇ દીધી. જરત્કારૂએ ત્હેની સાથે લગ્ન કરતી વખ
સાફ કહી દીધું હતું કે, જો મ્હારી મરજી વિરૂદ્ધ એનું વર્તન થ
તો તેજ વખતે હું એનો ત્યાગ કરીને ચાલ્યો જઇશ. જરત્કારૂમુ
અને જરત્કારૂસ્ત્રી બન્ને જણા અત્યંત પ્રેમપૂર્વક આનંદભેર વાસુકી
આશ્રયથી સંસારધર્મ બજાવતા હતા અને અલ્પાવધિમાં સ્ત્રીએ ગ
પણ ધારણ કર્યો હતો, પરંતુ તેની ત્હેને ખબર ન હતી.

એક દિવસ ઋષિ પોતાની પત્નિના ખોળામાં માથું રાખીને સ
હતા, અને સૂર્યાસ્ત થવા લાગવા છતાંય જ્યારે ઉઠ્યા નહિ, ત્ય
ત્હેમની પત્નીએ વિચાર કર્યો કે, હવે શું કરવું ? જગાડું છું તો નિ
ભંગનો દોષ લાગે છે, અને જગાડતી નથી તો કર્મના કાલનું અતિ
ક્રમણ થાય છે; પરંતુ કર્મનો લોપ થાય, તો પ્રાયશ્ચિત કરવું પડે, મ
એમને ઉઠાડવા તો ખરાજ. નિદ્રાભંગના દોષના કરતાં કર્મનો લો
થાય તેનો દોષ અધિક લાગે, એવું સમજીને ત્હેણે પોતાના પતિ
જગાડ્યા. જાગતાંવારનેજ ઋષિ સંતપ્ત થયા, અને પૂછ્યું કે, મ્હા
નિદ્રાનો ભંગ ત્હેં કેમ કર્યો ? સ્ત્રીએ કહ્યું સૂર્યનો અસ્ત થાય ં
અને આપના કર્મના કાલનું પણ અતિક્રમણ થવા આવ્યું છે, ં
આપને પ્રાયશ્ચિત્ત કરવું પડે, તેટલા માટે મ્હેં આપને ઉઠાડ્યા; મ્હા
એમાં કાંઈ અપરાધ થયો હોય તો આપ ક્ષમા કરો. ઋષિ બોલ્ય
મ્હારા ઉઠ્યા વગર સૂર્યનો અસ્ત કેમ થાત, તે હું જોત તો ખરો ! !

પરંતુ ત્હેં આ કૃત્ય ઠીક નહિ કર્યું. હવે ત્હારો ને મ્હારો સમાગમ રહેશે નહિ, એવું બોલીને ત્યાંથી અરણ્યમાં જવાને નીકળ્યા. સ્ત્રીએ બહુજ આક્રોશ કર્યો અને પુત્રની કામના દર્શાવી, તથા વાસુકીએ પણ બહુબહુ સમજાવ્યા, પરંતુ ઋષિએ માન્યુ નહિ. કેમકે એમણે તો ગૃહસ્થાશ્રમ કેવળ પિતરોના ઉદ્ધાર પૂરતોજ માંડયો હતો. તથા સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો હતો, અને ત્હેને તેજઃપુંજ અને બ્રહ્મજ્ઞાનસંપન્ન મહાપ્રભાવશાલી પુત્ર થશે, એવી ત્હેમને ખબર હતી તેથી ત્હેના મોહ પાશમાં રહ્યા નહિ. જતી વખતે ત્હેમણે સ્ત્રીને કહ્યું કેઃ—

अस्त्ययं सुभगे गर्भस्तव वैश्वानरोपमः ।
ऋषिः परमधर्मात्मा वेदवेदांगपारगः ॥

હે સ્ત્રી ! ત્હારે સંશય અને ભય પણ ધારણ નહિ કરવો. ત્હારા ઉદરમાં હમણાં અગ્નિના જેવો તેજસ્વી ગર્ભ છે. તે સમર્થ ઋષિ થશે, વેદવેદાંગ વગેરે અખિલ વિદ્યાઓને વિષે તે પારંગત થશે અને તે પરમ ધર્મશીલ નીકળતાં ત્હારા સકલ કુળની રક્ષા પણ થઇ શકશે. હવે હું જાઉં છું એટલું બોલીને ચાલ્યા ગયા. નવમાસ વીત્યા બાદ તે જરત્કારૂને કૃત્તિકાના પ્રથમ ચરણમાં પુત્ર પ્રસવ્યો. પિતાએ '**अस्ति**' એવું કહ્યું હતું તેથી વાસુકીએ ત્હેનું નામ આસ્તિક એવુંજ રાખ્યું, અને ત્હેનાં જાતકર્મ, ઉપનયન વગેરે સંસ્કાર ત્હેણેજ કર્યા હતા. તે આસ્તિકે ચ્યવનભાર્ગવમુનિ પાસેથી વેદવેદાંગસહિત અષ્ટાદશ વિદ્યા સંપાદન કીધી હતી, અને બૃહસ્પતિના જેવો વક્તા અને આદિત્ય સમાન તેજસ્વી હતો. એટલુંજ નહિ, પણ તે મહાદેવ સમાન તપસ્વી તથા ચંદ્રતુલ્ય શીતલશીલ હોઈ ત્હેની ઉદારતા પણ મેરૂના જેવીજ હતી. એવો પ્રભાવશાલી ન હત, તો રાજા જનમેજય ત્હેને વચન કેમ આપત, અને તે સત્ય કરવાસારૂ યજ્ઞ પણ બંધ કેમ કરત ? પરંતુ આસ્તિકનું તેજ જોઇને રાજાને પણ ભય ઉપજ્યો કે, આવા તપોનિધિ

બ્રાહ્મણને આપેલું વચન હું પાળીશ નહિ, તો એ મ્હને વખતે પણ દઈ દેશે. સારાંશ, બ્રહ્મવચનાનુસાર એજ આસ્તિકે સર્પોનું સં કર્યું, ત્યારે તેઓ સઘળા આનંદિત થઈને સ્તવન કરવા લાગ્યા. સમયે આસ્તિકે સઘળાજ સાપોને કહ્યું હતું કે જે પ્રાણી નામનું સ્મરણ કરે, ત્હેને ત્હમારે દંશ દેવો નહિ, અને તેમ છતાં દેશે તો ત્હેનું માથું ભાંગી જશે. એ વાત સાપોએ પણ કબુલ ક હવે પ્રસંગોપાત્ત વાંચકવર્ગને માટે સર્પભયનું નિવારણ કરનારા કહેવામાં આવે છે. એ મંત્રો રોજ રાત્રે સૂતી વખતે ભણીને જવું, તેમજ સાપના સંનિધાનમાં પણ ભણવા.

> असितं चार्तिमंतं च सुनीथं चापि यः स्मरेत् ।
> दिवा वा यदि वा रात्रौ नास्य सर्पभयं भवेत् ॥
> यो जरत्कारुणा जातो जरत्कारौ महायशाः ।
> आस्तिकः सर्पसत्रे वः पन्नगान्योऽभ्यरक्षत ॥
> तं स्मरन्तं महाभागा न मां हिंसितुमर्हथ ।
> सर्पापसर्प भद्रं ते गच्छ सर्प महाविष ॥
> जनमेजयस्य यज्ञांते आस्तीकवचनं स्मर ।
> आस्तीकस्य वचः श्रुत्वा यः सर्पो न निवर्तते ।
> शतधा भिद्यते मूर्ध्नि शिंशवृक्षफलं यथा ॥

અસિત, આર્તિમાન સુનીથ અને જરત્કારૂથી ઉત્પન્ન થએ આસ્તિકમુનિ, જેમણે સર્પસત્રમાં સર્પોની રક્ષા કીધી હતી, ત સ્મરણ રાત્રે કે દિવસે કરનારાને સર્પનો ભય હોતો નથી. હે ર તું અંહીથી ચાલ્યો જા ! હું આસ્તિકાદિનું સ્મરણ કરનારો છું, મ્હારી હિંસા કરવી ત્હને યોગ્ય નથી. આસ્તિકમુનિને આપેલા વ સ્મરણ કર. 'આસ્તિક, આસ્તિક' ઇત્યાદિ વચન (નામ) શ્રવણ કરવા છત સર્પ ત્યાંથી ન નીકળી જાય તથા દંશ કરે, તો ત્હેનું મસ્તક સીર

ઝાડના ફૂળની માફક શતાવધિ પ્રકારથી છિન્ન ભિન્ન થઇ જશે. એજ મંત્રાર્થ છે. આ પ્રકારે એ આસ્તિકનું વૃત્ત સંક્ષેપમાં કહ્યું છે, તે ઉપરથી પૂર્વ મહર્ષિઓનું સામર્થ્ય કેવુંક હતું, તેનો ખ્યાલ થઇ શકશે, અને સાધ્ય સાધનના પ્રત્યે અન્ય સંગતિથી જે નાસ્તિકતા ઉત્પન્ન થાય છે, તે નષ્ટ થઇને ધર્મકર્મના અનુષ્ઠાનને વિષે આસ્તિકતા જાગૃત થશે. હવે સિંહાવલોકન કરો.

એજ આસ્તિકે તક્ષક કન્યાને વડના ઝાડની અંદર જે પોલી ગુફા હતી, તેને વિષે સંતાડી દીધી હતી, અને તે વૃક્ષને મંત્રના સામર્થ્યથી વજ્રતુલ્ય દૃઢ કરીને તેમાં ત્હેનું રક્ષણ કીધું હતું. કેટલાક દિવસ પછી તે સાપેણે ત્યાં ઈંડું મુકયું, અને તેમાં ઔરહોત્ર નારાયણે સંચાર કર્યો. યોગ્ય સમયે તે ઈંડું ભાંગીને, તેમાંથી એક સુંદર બાળક ઉત્પન્ન થઈને રોવા લાગ્યું, પરંતુ પાસે કોઈ ન હતું. તે સમયે કોઇ કોશધર્મ નામનો એક ગૌડ બ્રાહ્મણ જે અથર્વવેદી અને સદાચારસંપન્ન પરંતુ અત્યંત દરિદ્રી હતો, તે ત્યાં પત્રાવળને સારૂ પાંદડાં તોડવાને અચાનક આવી ચઢયો હતો.

વિદ્વત્તા અને સંપન્નતા અર્થાત્ સરસ્વતી અને લક્ષ્મી એ બન્નેનો નિવાસ એક સ્થળે કવાચતજ જોવામાં આવશે. સરસ્વતી અને લક્ષ્મી એ બન્નેનો નાતો (સંબંધ) સાસુવહુનો છે. કેમકે, બ્રહ્મદેવ એ પુત્ર અને સરસ્વતી એ ત્હેમની સ્ત્રી પ્રસિધ્ધજ છે. વ્યવહારમાં પણ સાસુ વહુ એકત્ર પ્રેમપૂર્વક રહેતાં હોવાનું કયાં જણાઈ આવે છે? ભાગ્યેજ એવું અનુભવવામાં આવે છે કે સાસુવહુને સારો બનાવ હોય. તેજ પ્રમાણે જ્યાં લક્ષ્મી હોય, ત્યાં સરસ્વતી નથી હોતી અને સરસ્વતી હોય ત્યાં લક્ષ્મી નથી હોતી, એમ ઘણું ખરૂં જ્યાં ત્યાં અનુભવાય છે. કદાચિત્ એના અપવાદ પણ હોય પણ અપવાદ તે અપવાદજ. તેનાથી સામાન્ય નિયમની હાનિ થોડીજ થઇ શકે છે? કવિ કહે છે કેઃ-

**विभाति दिवि चन्द्रिका द्विजवरस्य विद्या भुवि ।**
**प्रयाति जडराशिरप्यतितरां प्रमोदं यया ।**
**तमोविशसनक्षमा कुवलयप्रकाशप्रदा ।**
**करोतु कमलोदयं कथमसावहो कथ्यताम् ॥**

દ્વિજવર (ચન્દ્ર)ની ચન્દ્રિકા જે પ્રમાણે આકાશમાં શોભે છે, તેજ પ્રમાણે દ્વિજવર (બ્રાહ્મણ શ્રેષ્ઠ)ની વિદ્યા પણ પૃથ્વીપર શોભે છે. ચંદ્રિકાથી જેમ જડ*રાશિ (સમુદ્ર) આલ્હાદિત (ભરતીથી પૂર્ણ) થાય છે, તેજ પ્રમાણે વિદ્યાથી પણ જડરાશિ (મંદજન) પણ હર્ષિત થાય છે. ચંદ્રિકાથી તમ (અંધકાર)નો નાશ થાય છે, તેજ પ્રમાણે વિદ્યાવડે પણ તમ (અજ્ઞાન)નો નાશ થાય છે. ચંદ્રિકાથી કુવલયોનો (લીલાં કમળોનો) વિકાસ થાય છે, તેજ પ્રમાણે વિદ્યાવડે પણ કુ-વલય (પૃથ્વી મંડલ) પ્રકાશ પામે છે; અર્થાત્ સકલજગતને વિષે કીર્તિનો પ્રસાર થાય છે. આ પ્રમાણે વિદ્યાનું અને ચંદ્રિકાનું સર્વ સામ્ય (બધી બાબતમાં મળતા-પણું) હોવા છતાં ચંદ્રિકા જેમ કમલોદય (કમળોનાં ઉદય)ને કારણીભૂત થતી નથી, તેજ પ્રમાણે વિદ્યાવડે પણ કમલોદય (કમલા—લક્ષ્મીનો ઉદય) થતો નથી. શું એ વાત જોવામાં અગર સાંભળવામાં નથી ? કે અત્યંત વિદ્વાન્ પુરૂષ દરિદ્રી હોય છે અસ્તુ !

એ કોશધર્મ દરિદ્રી હતો, પરંતુ સદાચારમાં ત્હેની સારી નિષ્ઠા હતી. ત્હેણે તે વડનું ઝાડ દીઠું અને તેનાં પાંદડાં તોડવાને પાસે આવતાં પેલા બાળકનાં રડવાનો અવાજ ત્હેના કાનપર પડયો. ચારે

---

* સંસ્કૃતમાં '**ड**' અને '**ल**' નો ભેદ નથી, તેથી '**जलराशि**' એવું પદ તથા તેનો અર્થ '**समुद्र**' સમજવો. આ શ્લોકમાં દ્વિઅર્થક પદ છે અને તેમના અર્થ કંસમાં દર્શાવેલા છે. સાધારણ લોકોને કઠણ લાગશે, પરંતુ રસિક સાક્ષરવર્ગને આનંદપ્રદ થઇ પડશે, એમ સમજીને આપવામાં આવેલા છે.

તરફ ત્હેણે નજર કરી, પરંતુ કોનું બાળક ક્યાં રડે છે, તે જોવામાં નહિ આવતાં સાશંક્તિ થયો. એટલામાં આકાશવાણી થઈ કે, "હે સુશીલ કોશધર્મ ! આ વડના ઝાડની અંદર જે બાળક છે, ત્હેને લઈને તું ત્હારે ઘેર જા અને એનું સંરક્ષણ કરજે, તો એના સમાગમથી ત્હારૂં દારિદ્રય નાશ પામશે. લોખંડને દૈવયોગથી સ્પર્શમણીનો સમાગમ થાય, તો તેને જેમ સુવર્ણરૂપ પ્રાપ્ત થાય છે તેજ પ્રમાણે આ બાળકને તું લઈ જઈશ, તો ત્હારૂં સર્વ અમંગલપણું દૂર થઈ જશે. અરે ! આ બાળક નથી, પરંતુ પ્રત્યક્ષ ઐરહોત્ર નારાયણજ પ્રગટ થયો છે. એનું નામ ત્હારે વટસિદ્ધનાગનાથ રાખવું. કેમ કે એ પદ્મિની નામની નાગેણને પેટે વટ વૃક્ષને વિષે ઉત્પન્ન થયો છે, અને મોટો સિદ્ધ પુરૂષ તથા યોગિઓને વિષે નાથ થશે."

એટલું બોલીને દેવોએ એક બાણ છોડયું, અને તે વડના ઝાડને જમીનપર સુવાડી દીધું, એટલે તેની અંદરનું બાળક દેખાવા લાગ્યું. તે બાળકની સૂર્યસમાન કાન્તિ જોઇને કોશધર્માને અત્યંત આનંદ ઉપજ્યો, અને તે પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યો; એટલામાં દેવતાઓએ તે બાળકઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કીધી. પછી ત્હેણે તે બાળકને ઉંચકી લીધું, અને પોતાને ઘેર આવીને સુરા નામની પોતાની પત્નીને તે આપી દીધું. કાન્તાએ કહ્યું, એ બાળક નથી પરંતુ ઇશ્વરી અંશ હોય, એવું એનાં તેજ અને લક્ષણ ઉપરથી મ્હને લાગે છે. એ આપને ક્યાંથી મળ્યું અને કોણે આપ્યું ? ત્યારે એણે જે આકાશ વાણી સાંભળી હતી, તે કહી સંભળાવી, અને વડના ઝાડના વિષે એની ઉત્પત્તિ થયાનું કહ્યું. આકાશવાણીએ એનું નામ 'વટસિદ્ધ નાગનાથ' રાખવાનું કહ્યું છે. તે સ્રીને સંતતિ ન્હોતી અને દેવતાના પ્રસાદથી આવું સુંદર બાળક પોતાને મળવાથી પોતાના ભાગ્યનો ઉદય થયો એમ સમજીને તે ઘણી રાજી થઇ. ત્હેણે ત્હેને પ્રેમપૂર્વક સ્તન પાન કરાવતાં ઇશ્વર કૃપાથી ત્હેના સ્તનમાં દૂધપણ ઉત્પન્ન

પછી ત્હેણે ત્હેને ન્હવડાવી ધોવડાવીને પારણામાં સુવાડયું, અને આનંદ ભેર ઝુલાવીને ગાયન પણ ગાવા લાગી.બારમે દિવસે બ્રાહ્મણ તથા સુવાસિની-ઓને બોલાવીને સમારંભ રચીને 'વટસિદ્ધનાગનાથ' એવું એનું નામ પાડવામાં આવ્યું. ચન્દ્રની કળાની પેઠે બાળક દિન પ્રતિ દિન વધવા લાગ્યું અને ત્હેના તરફ જોઇને બન્ને પોતાનું દરિદ્રતાનું દુઃખ વીસરી ગયાં. કવિઓએ કહ્યું છે કેઃ—

**संसारतापदग्धानां त्रयो विश्रान्तिहेतवः ।**
**अपत्यं च कलत्रं च सतां संगतिरेवच ॥**

આધ્યાત્મિકાદિ ત્રિવિધતાપયુક્ત સંસારને વિષે જે મનુષ્યો અગ્નિમાંહેના કાષ્ઠની માફક સંતપ્ત થઇને સળગી રહ્યાં છે, ત્હેમની વિશ્રાન્તિને માટે ત્રણ હેતુ ગણાવેલા છે. એક અપત્ય (સંતાન) સુંદર હોય, તો ત્હેના તરફ જોઇને શાંતિ થાય છે, પછી ગમે તેટલું પણ માથાપર દુઃખ હોય. તથા અનુકૂલ વિમલાંગી, સારા કુળમાં જન્મેલી કુશલ સચ્છીલસંપન્ન એવી સ્ત્રી હોય, તો મનુષ્ય પોતાનું સઘળું દુઃખ ભૂલી જાય છે. તેજ પ્રમાણે સાધુ પુરૂષોની સંગતિ પણ તાપનો નાશ કરનારી છે. કેમકે, ત્હેમની પાસે જવાથી સદુપદેશ મળે છે, અને તેમાથી સંસારનું, કર્મનું, વિષયોનું, જીવનું, માયા તેમજ પરમાત્માનું યથાર્થ સ્વરૂપ સમજીને, મનુષ્ય સમાધાન પામે છે. તથા એ સર્વ વાતો સઘળાના અનુભવમાં પણ આવે છે. કોશધર્મ અને ત્હેની સ્ત્રીને દરિદ્રતાનું બહુ દુઃખ થતું હતું, પરંતુ જ્યારથી તે પુત્રનો લાભ થયો, ત્યારથી ત્હેમનો વખત ત્હેના તરફ જોઇ, આનંદભેર પસાર થવા લાગ્યો. તે બન્ને જણાં પોતાના પ્રાણ કરતાં પણ ત્હેને અધિક પ્રિય માનીને ત્હેનું કાળજી ભર્યું રક્ષણ કરતાં હતાં. મોટા થયા બાદ તે ઘુંટણીએ ચાલવા લાગ્યો તથા બોલવા પણ લાગ્યો, અને બીજા બાળકો સાથે રમવા પણ લાગ્યો, ત્યારે તો માતાપિતાના આનંદનો પાર રહ્યો

નહિ. તે જ્યારે સાત વર્ષનો થયો, ત્યારે ત્હેને ઉપવીત આપવામાં આવ્યું અને વેદશાસ્ત્રાભ્યાસની શરૂઆત કરવામાં આવી.

એક વખત નાગનાથ બપ્પોરને વખતે કેટલાંક બાળકોને પોતાની સાથે લઇને ભાગીરથીને કિનારે વિશ્વનાથના દેવાલયની આગળ ભોજનની મિથ્યા રમત રમી રહ્યો હતો. છોકરાંઓને બેસાડીને, માત્ર મ્હોડેથી અમસ્તુ કહેતો હતો કે, 'લ્યો ભાઇ, આ અન્ન લ્યો, ખુબ ખાઓ' એટલામાં દત્તાત્રેયની સ્વારી ત્યાં આગળ આવી પહોંચી, અને એમનો ખેલ જોઇને આશ્ચર્ય ભેર હસવા લાગી. પછી બાળકનો વેષ લઇને દત્તાત્રેયે પણ ત્હેની પાસે જઇને, 'મ્હને ભુખ લાગી છે, કાંઇક ખાવાનું આપો' એમ કહ્યું. તે સાંભળીને બીજાં બાળક તો ત્હેને લાકડી અને પત્થર વડે મારવાને દોડયાં, પરંતુ નાગનાથે તેઓને તેમ કરતાં અટકાવીને કહ્યું કે, ભોજન વખતે કોઈ અતિથિ આવે, તો ત્હેને અન્નદાન કરવું જોઇએ. એવું કહીને, તે બાળકરૂપ દત્તને પાસે બોલાવીને ત્હેનો આદર સત્કાર કરીને ત્હેણે ત્હેને ભોજન આપવા માંડયું. વસ્તુતઃ ત્યાં એક પણ પદાર્થ હતો નહિ, પરંતુ કેવળ ભાવનાથી બધાંની પેઠે, ત્હેમને પણ, 'અન્ન લ્યો, પેટ ભરીને જમજો, જે જોઇએ, તે માંગી લેજો,' વગેરે મ્હોડેથી આગ્રહ કરીને કહેતો હતો. ત્હેનું આવું ઔદાર્ય જોઇને એ પૂર્વ જન્મના ઐરહોત્ર નારાયણ છે, એમ દત્તાત્રેય જાણી ગયા, અને તેથી એના પર કૃપા કરવાનું ત્હેમને મન થયું. પછી દત્તાત્રેયે એના કાનમાં કાંઇક મંત્ર કહ્યો અને કહ્યું કે, આજથી ત્હને જે જે પદાર્થની ઇચ્છા થશે, અગર જે જે પદાર્થનું તું ત્હોડેથી નામ દઇશ, તે તે પદાર્થ તેજ ક્ષણે ઉત્પન્ન થશે. તેવડે સર્વને યથેષ્ટ ભોજન કરાવવું, પરંતુ ત્હારે જાતે કદી ન ખાવું. નાગનાથે ત્હેને ત્હમારૂં નામ શું ?' એ પ્રમાણે પૂછતાં તે બાળક 'મ્હને દત્તાત્રેય કહે છે,' એમ કહીને અદૃશ્ય થઈ ગયું. તે દિવસથી નાગનાથ મ્હોડેથી જેનું નામ લેતો, તે પદાર્થ ઉત્પન્ન થઈ જતો. પછી તો પૂછવાનુંજ શું, રહ્યું ?

નાગનાથ પોતાના સોબતીયોને લઇને દરરોજ ગંગાજીને કિના આવીને ત્હેમને મિષ્ટાન્ન ભોજન કરાવતો. પરંતુ છોકરાં જ્યારે ઘેર જત ત્યારે જમી શકતાં નહિ, તેથી ત્હેમનાં માબાપ પૂછવા લાગ્યાં, અરે ત્હમે રોજ જમતાં નથી, એ શું કહેવાય ? ક્યાં જાઓ છો, શું ખા આવો છો ? છોકરાઓએ કહ્યું, નાગનાથ હમને ઉત્તમ મિષ્ટાન્ન રોજ ખવડાવે છે, તેથી હમને ભૂખ લાગતી નથી. વાસ્તવિક છે ! બ્રહ્મરસ પાન કર્યા બાદ માયારૂપી કાંજીની કોણ ઇચ્છા કરવાનું હતું ? રત્ વગેરેના અલંકાર ધારણ કરનારાને કાચના મણિની અભિલાષા કદી થા શકશે ? ચંદનાદિકોના પલંગપર પુષ્પશય્યામાં નિદ્રા કરનારા દુર્ગન્ધયુક્ત ગલીમાં ખાટલાની ઉપર સૂવાની ઇચ્છા કદી કરશે ? કદી નહિ. તેમ પ્રમાણે નાગનાથસિદ્ધને હાથે અમૃતતુલ્ય મિષ્ટાન્ન ભક્ષણ કર્યા બાદ છોકરાઓને ઘરનું કુત્સિત અન્ન (હલકું અનાજ) ખાવાની ઇચ્છા શ રીતે થઇ શકે ? આ પ્રકારનું બાળકોનું ભાષણ સાંભળીને, એક દિવસ ત્હેમનાં માતા પિતાએ ગુપ્ત વેશે ગંગાને કિનારે જઇને જોયું તો નાગનાથ સર્વને ઉત્તમ પ્રકારનું મિષ્ટાન્ન પીરસી રહેલો ત્હેમના જોવામ આવ્યો. ત્યારે તો તે ચર્ચા ઘેરેઘેર થવા લાગી, અને કોશધર્મને પણ લોકોએ કહ્યું કે, ભાઈ ! ત્હમારો ચિરંજીવ નાગનાથ નિત્ય બાળકોને ગંગાજીને કિનારે ષડ્રસ અન્નનું ભોજન કરાવે છે, એ હમે પ્રત્યક્ષ જોયું. આશ્ચર્ય એ છે કે, જેની પાસે પાત્ર કશું નથી અને કેવળ બે હાથે ઇચ્છાન્ન પીરસ્યો જાય છે. તે સાંભળીને કોશધર્મને સ્મરણ થઇ આવ્યું કે, એ મહાન્ સિદ્ધ પુરુષ થશે, એવું જે દેવોએ કહ્યું હતું, તે સત્યજ. પછી ત્હેણે એક દિવસ નાગનાથને પાસે બેસાડીને પૂછ્યું કે લોકો એમ કહે છે કે, તું દરરોજ બાળકોની પંગત બેસાડીને, ત્હારે હાથે ત્હેમને મિષ્ટાન્નનું ભોજન કરાવે છે, એ શું ? ત્હેણે કહ્યું, ત્હમને પણ હું ભોજન કરાવી શકું તેમ છું. એમ કહીને તે ઉભો થયો અને બન્ને હાથ જમીનપર રાખીને અન્નની કલ્પના કરવા માંડતાં, ઉત્તમ

પક્વાન્નથી ભરપૂર પાત્ર નિર્માણ થયું. તે જોઈ, બાપે પૂછ્યું કે, એ કેવી રીતે થાય છે? ત્હારાપર કોણ પ્રસન્ન છે, તે કહે.

ત્હેણે કહ્યું, એક દિવસ હું બધા છોકરાઓ ભેગો મિથ્યાજ જમવા ખાવાની રમત રમી રહ્યો હતો, તેવામાં કોઇ એક બાળક અતિથિ ત્યાં આગળ આવી પહોંચતાં, બધાએ ત્હેનો તિરસ્કાર કીધો. પરંતુ મ્હેં મિથ્યાજ, કેવળ કલ્પનાવડેજ, ત્હેનું પૂજન કર્યું અને ભોજન આપ્યું. તેનાથી તે પ્રસન્ન થયો, અને મ્હારા કાનમાં કાંઇક મંત્રનો ઉપદેશ કરીને મ્હને કહ્યું કે, આજથી જે જે પદાર્થનું તું નામ લઇશ, તે તે પદાર્થ ત્હારા હાથથી ઉત્પન્ન થશે. જતી વખતે મ્હેં ત્હેને નામ પૂછતાં, તે મ્હારૂં નામ દત્તાત્રેય છે, એમ કહીને ચાલ્યો ગયો. તે દિવસથી હું જે જે કલ્પના કરૂં છું અને પદાર્થનું નામ લઉં છું તે તે નીકળે છે, અને તેનાથી હું સર્વને ભોજન કરાવું છું. તે સાંભળીને કોશધર્મને આશ્ચર્યની સાથે આનંદ થયો, અને ત્હેણે અતીત અભ્યાગતને નિત્ય જમાડવાનું શરૂ કર્યું. નાગનાથના હાથે કેવળ અન્નજ ઉત્પન્ન થતું ન હતું, પરંતુ સુવર્ણ, વસ્ત્ર, ધાન્ય ઇત્યાદિ જે જે પદાર્થની તે કામના કરતો, તે તે પદાર્થ ઉત્પન્ન થતા હતા. મનુષ્યની જ્યારે ગરીબ સ્થિતિ હોય છે, ત્યારે અન્તઃકરણ ઉદાર હોય છે, અને જ્યારે ત્હેને દ્રવ્ય મળે છે, ત્યારે ત્હેનું મન ઘણુંજ કંજુસ બની જાય છે, એવું અનુભવવામાં આવે છે. પરંતુ કોશધર્મની અન્તઃકરણ વૃત્તિ અત્યંત ઉદાર હોવાથી, ત્હેણે એવો ક્રમ રાખ્યો હતો કે, જેટલા લોક આવે, ત્હેમને રોજ ભોજન તથા દ્રવ્યવસ્ત્રાદિ આપીને સંતુષ્ટ કરવા. તેમ કર્યાથી ચારે તરફ ત્હેની અને નાગનાથની કીર્તિ ફેલાવા લાગી અને હજારો લોકો દૂર દેશાંતરથી દર્શન વાસ્તે તેમજ પોતાની મનકામના પૂર્ણ કરવાને માટે આવવા લાગ્યા, અને દત્તાત્રેયને પણ સંતોષ થયો. પરમાત્માની કૃપાથી પ્રાપ્ત થએલી સંપત્તિનો જો યથાયોગ્ય વિનિમય થાય, તો તેથી યશ અને અનંત ફલની

પ્રાપ્તિ થાય છે. એટલા માટે મનુષ્યે દાન કરતા રહેવાની જરૂર છે. કવિએ કહ્યું છે કે:—

**गौरवं प्राप्यते दानान्न तु वित्तस्य संचयात ।**
**स्थितिरुच्चैः पयोदानां पयोधीनामधःस्थितिः ॥**

દ્રવ્યાદિનાં દાનથી આ લોક પરલોકમાં શ્રેષ્ઠતા પ્રાપ્ત થાય છે, પરંતુ તેના સંચયથી લઘુતા (હલકાઇ)નીજ પ્રાપ્તિ થાય છે. દૃષ્ટાન્તમાં સમજવું જોઇએ કે મેઘોની સ્થિતિ ઉંચા એવા આકાશપદમાં હોય છે, અને સમુદ્રની અધોભાગને વિષે સ્થિતિ આવી રહેલી છે. કેમકે, મેઘ ઉદક દાનથી સકલ જગતને આનંદ પમાડે છે, અને સમુદ્ર તો સકલ જગતનું જળ સંગ્રહી રાખે છે. શું એનું જળ કિનારાપરના વૃક્ષોને ઉછેરવામાં ઉપયોગી થઇ પડે છે! નહિજ. તો પછી ધાન્ય ઉપજાવવામાં તેનો ઉપયોગ શી રીતે થઇ શકવાનો હતો ? સ્નાન સુદ્ધાં કરવાના ઉપયોગમાં તેનું જળ આવતું નથી, તો પછી પીવાના ઉપયોગની તો વાતજ શું કરવી ! સારાંશ, જલ વગેરે સંપત્તિ યુક્ત હોવા છતાં, સમુદ્ર લોભથી ભરેલો હોવાથી, તેની નીચ સ્થાનને વિષે સ્થિતિ થએલી છે. સમુદ્રના કરતાં વધારે નીચી જમીન નથી હોતી, એટલા માટે તેની અધઃસ્થિતિ કહેલી છે. એ ઉપરથી જે પુરૂષને અનેક પ્રકારની સમૃદ્ધિ પ્રાપ્ત થઇ હોય, ત્હેણે તે સમૃદ્ધિને છાજે તેવી દાનાદિક ક્રિયા કરવી જોઇએ એમ સમજવું. નહિ તો દૈવયોગથી, જેમ સમુદ્રને વિષે કૃપણતા હોવાથી વાડવાગ્નિ તેને અંદરથી સળગાવી મુકે છે, તેજ પ્રમાણે અગ્નિ સંપત્તિને સળગાવી મુકે અને યાવજ્જન્મ સંતાપ થાય; કિંવા વિષ્ણુએ દેવો પાસે જેમ સમુદ્ર મથન કરાવીને લક્ષ્મી વગેરે કાઢી લીધાં, તેજ પ્રમાણે વિષ્ણુનો અંશભૂત રાજા કોઇ વખત મથન કરીને સમૃદ્ધિ છીનવી લે; અથવા રામચન્દ્રે શિલાવડે જેમ સમુદ્રને બાંધ્યો હતો, તેવુંજ શૃંખલા બન્ધન વગેરે પ્રાપ્ત થાય, એમ નક્કી સમજવું. દત્તાત્રેયની કૃપાથી મળેલી સિદ્ધિનો ઉપયોગ જો નાગનાથ તથા ત્હેના

બાપે ન કર્યો હત, તો એની કીર્તિનાં ગુણગાન સર્વ કોઇનાં મુખેથી નહિ થાત અને અમિતશ્રેય સંપાદન નહિ કરી શકાત. બાપે વિચાર કર્યો કે, હું વિદ્વાન્ ખરો, પરંતુ દરિદ્રી હોવાથી મ્હારા હાથે કોઇને અન્નદાન કરી શક્યો નથી, પરંતુ ઇશ કૃપાથી મ્હને આ સિદ્ધબાળક મળ્યો છે, તો પછી આ વખતે કૃપણતા કરવી શા કામની? માટે આ વખતે જેટલું અન્નપ્રદાન કરવામાં આવે, તેટલું ઉત્તમજ છે, એમ સમજીને કોશધર્મે મુક્તદ્વાર અન્નછત્ર શરૂ કરી દીધું; યાને, દરરોજ જેટલા લોક આવે, ત્હેમને ઇચ્છા ભોજન આપવા લાગ્યો.

એક વખત નાગનાથ પિતાની પાસે બેઠો હતો, તે વખતે ત્હેણે પ્રશ્ન કર્યો, હે તાત! મ્હારી બાલ્યાવસ્થામાં દત્તાત્રેય નામનો બાળકના વેષમાં મ્હને જે છોકરો મળ્યો હતો, તે કોણ હશે? આપ કાંઇ જાણો છો? બાપે કહ્યું, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રણે દેવોના અવતાર એ દત્તાત્રેય છે, અને એમને અત્રિપુત્ર, અનસૂયાનંદન, આદિનાથ વગેરે કહે છે. ત્હારો પ્રારબ્ધયોગ ઉત્તમ હોવાથી, એ ત્હને સ્વાભાવિક રીતે મળી ગયા. એમનાં દર્શન થાય એ હેતુથી લોકો નાના પ્રકારનાં સાધનો માંડીને કષ્ટ સહન કરે છે, પરંતુ એ પરમ દુર્લભ હોઈ, એમનાં દર્શન કોઇને થતાં નથી. પુત્રે પૂછ્યું, એમની ને મ્હારી મુલાકાત ફરી પાછી ક્યારે થશે, તે કહોને. બાપે કહ્યું, એમનાં દર્શન થવાં હું દુર્લભ સમજું છું. એમનું શું એકજ સ્થાન હું ત્હને બતાવી શકું એમ છું કે જ્યાં જતાવારને એ ત્હને ઝટ કરતા મળી શકે? કરવીરમાં જેમની ભિક્ષા થાય છે, કાશીમાં જેમનું સ્નાન થાય છે, માતાપુરમાં શયન થાય છે, તેમજ પાંચાલેશ્વરને વિષે જેમની વસતિ કહેલી છે, એવાં એમનાં એક એક કર્મનાં નિરાળાં નિરાળાં સ્થાન વર્ણવેલાં છે, તો હું એવી સ્થિતિમાં હું ત્હને શી રીતે કહી શકું કે એમની મુલાકાત સુલભતાથી આજ સ્થાનને વિષે થઈ શકશે! કલ્પતરૂનો લાભ અગર ચિન્તામણિની પ્રાપ્તિ કદી કોઇને પ્રયત્નવડે થઈ શકે તેમ છે? નહિજ. સ્પર્શમણિને શોધતાં

શોધતાં જન્મોના જન્મ વીતી જાય, અગર કામધેનુની અભિલાષાથી અખિલ વનને વિષે કોઈ આથડતો ફરે, તો તેથી શું તેની મુલાકાત થઈ શકવાની હતી ? નહિજ. તેજ પ્રમાણે, જે દત્તાત્રેયની મુલાકાતથી નિર્વિકલ્પતા પ્રાપ્ત થનારી છે, અથવા ચિત્ત, ચિન્તવન, ચિન્ત્ય ઇત્યાદિ ત્રિપુટિનો નાશ થઇને નિશ્ચિન્તતા મળનારી છે, કિંવા નિષ્કામતા અને બ્રહ્મરૂપ શોભન વર્ણનો લાભ થનારો છે, ત્હેમનાં દર્શન સુલભ શી રીતે હોઈ શકે ? કલ્પતરૂના સંયોગથી મનુષ્યનામાં અનેક કલ્પનાજ ઉત્પન્ન થાય છે; કામધેનુવડે નાના પ્રકારના કામનીજ વૃદ્ધિ થાય છે; ચિન્તામણિના લાભથી અનેક ચિન્તાઓજ થયાં કરે છે, અને સ્પર્શમણિની પ્રાપ્તિથી નશ્વર સુવર્ણનો લોભ થાય છે; એવું છે, તે છતાં એમનો લાભ જો દુર્લભ ગણાય છે, તો બ્રહ્મરૂપ દત્તાત્રેયનાં દર્શન શું સુલભતાથી થઈ શકવાનાં હતાં ? નહિજ. ત્હારા જન્માન્તરનો પુણ્યયોગ ઉત્તમ હોવાથીજ ત્હને એમનાં સહજ દર્શન થયાં. એટલું કહીને પિતા ઉઠીને બહાર કાંઈ ઘરના કામકાજને માટે ચાલ્યો ગયો.

પછી નાગનાથે વિચાર કર્યો કે દત્તાત્રેયનાં દર્શન તો મ્હારે ગમે તેમ કરીને કરવાંજ જોઇએ. પિતાએ એમનાં જે સ્થાન કહ્યાં છે, ત્યાંજ પ્રથમ જઇને જોઇશું અને યુક્તિથી દર્શન કરીશું. ત્હેણે ઘરમાં કોઇને કાંઈ કહ્યું નહિ અને દત્તાત્રેયનાં દર્શન કરવાના હેતુથી ત્યાંથી જે નીકળ્યો તે પ્રથમ કાશીમાં અને સિંહાદ્રિપર, પાંચાલેશ્વર ગામમાં તથા માતાપુરમાં સર્વત્ર શોધ કરતો રખડવા લાગ્યો, અને ત્યારબાદ દક્ષિણમાં કરવીરક્ષેત્ર (કોલ્હાપુર)માં આવી પહોંચ્યો. ત્હેણે લોકોને પૂછ્યું કે, અહીંયાં દત્તાત્રેય ભિક્ષાને વાસ્તે આવે છે, એવું જે મ્હેં સાંભળ્યું છે, તે એ ક્યાં આગળ રહે છે ? તે સાંભળીને લોકો હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, તું કેવો ઘેલો છે ? અરે ! એ અવધૂત અહીં કયા વેષમાં ક્યારે આવીને ભિક્ષા માંગીને ચાલ્યા જાય છે, તેની કોઇને ખબર પણ રહેતી નથી. અર્થાત્ એજ દત્તાત્રેય છે, એમ ત્હેમને કોઈ ઓળખી શકતું નથી.

નાગનાથે પૂછ્યું, એમને બીજે કશે કાંઈ ભિક્ષાન્ન મળતું નથી, તેથી અહીંયાં આવે છે વારૂ ? લોકોએ કહ્યું, એમને અંહીંનાંજ શાકપત્ર પ્રિય લાગે છે, પરંતુ બીજા સ્થળના પાંચ પકવાન્ન પણ રૂચિકારક થતા નથી. એકપત્નીવ્રતવાળા પુરૂષને પોતાની કાન્તા કદરૂપી હોય, તો પણ પ્રિય લાગે છે, પરન્તુ લાવણ્યલતિકા પરદારા પ્રિય હોતી નથી; કિંવા જે બ્રાહ્મણનો શુચિર્ભૂત માતાપિતાથી જન્મ થયો છે, ત્હેને પોતાના ઘરનું કુત્સિત અન્ન પણ મિષ્ટ લાગે છે, પરંતુ શૂદ્ર અત્યંજ વગેરેનું ષડ્રસ અન્ન પ્રિય લાગતું નથી; તેજ પ્રમાણે દત્તાત્રેયને પણ અહીંનુંજ અન્ન પ્રિય લાગે છે. એટલુંજ નહિ પણ કદાચ એકાદ દિવસ આ ક્ષેત્રમાં ભિક્ષાન્ન ન મળે, તો એ ઉપવાસ કરે છે, પરંતુ બીજે ગામ કદી ભિક્ષા કરતા નથી. આ કરવીરક્ષેત્ર દક્ષિણ કાશી કહેવાય છે, અહિંઆ શ્રી મહાલક્ષ્મી તથા કાત્યાયનીનો નિરંતર વાસ છે કે જેમનાં દર્શનને ખાતર દેવો પણ અહીંયાં નિત્ય આવ્યાં કરે છે. તેમજ પંચગંગાનદી તથા પ્રયાગાદિતીર્થ વગેરેનો આ ક્ષેત્રને વિષે સમાવેશ થતો હોવાથી, શાસ્ત્રપુરાણાદિમાં એનું માહાત્મ્ય બહુ વર્ણવેલું છે. એટલા માટે દત્તાત્રેય આ ક્ષેત્રને પરમપવિત્ર સમજીને દરરોજ અહીંજ ભિક્ષાન્ન સેવન કરે છે.

આ પ્રમાણે લોકોને મ્હોંડેથી સાંભળીને નાગનાથે વિચાર્યું કે આપણે જો અંહીયાંના સઘળા ગામવાસી લોકોને જમાડીશું તો લોકોને ઘેર બીલકૂલ રસોઈ નહિ થાય અને ભિક્ષા કરવાને માટે એ (દત્તાત્રેયજી) મ્હારે ત્યાંજ આવશે; પરંતુ સિદ્ધિદ્વારા ઉત્પન્ન થએલું અન્ન એ લેશે નહિં. કેમકે, એમણે મ્હને પણ કહ્યું છે કે, બીજાને મિષ્ટાન્ન વડે તૃપ્ત કરવા, પણ ત્હારે ખાવું નહિ. તેમજ મ્હારૂં નામ પણ એમણે પૂછી લીધું છે, એટલે નામ સાંભળીને એ આવ્યા વગર રહેશે નહિ, અને સિદ્ધાન્નનો સ્વીકાર કરશે નહિ. તે ઉપરથી હું એમને ઓળખી શકીશ અને મ્હારૂં મસ્તક એમના ચરણમાં નમાવી દઇશ.

આવો વિચાર કરીને નાગનાથ શ્રીલક્ષ્મીના મંદિરમાં આવ્યા અને એક સ્થાનપર રહી ગયા. ત્યાંના પૂજારીઓને બોલાવીને ત્હેમણે કહ્યું કે, ગામના સઘળા લોકોને જમાડવાનો મ્હારો વિચાર છે, માટે તમારે સહાય કરવી જોઇએ. પૂજારીઓ પૂછવા લાગ્યા કે, ભાઈ! તમારી પાસે એવું તે કેટલુંક દ્રવ્ય છે, કે જેનાથી તમે ગામના બધા માણસોને જમાડવા ધારો છો? પછી ત્હેણે જમીનપર બન્ને હાથ રાખીને મનવડે સંકલ્પમાત્ર કરતાંવારને તેજ ક્ષણે વસ્ત્ર, ધન, અન્ન વગેરે અનેક પદાર્થ ત્યાં આગળ ઉત્પન્ન થયા. બાદ પૂજારીઓને તે દેખાડયું, ત્યારે તેઓ છક થઈ ગયા, અને આ કોઈ સિદ્ધ પુરૂષ હોવો જોઇએ, એવી ત્હેમની ખાતરી થઇ. પછી ત્હેણે સારો દિવસ જોઇને, ત્યાં આગળ મંડપ રચ્યો, અને પૂજારીએ પાસે સકલ ગ્રામવાસી લોકોને નોતરાં દેવડાવ્યાં, અને ગામમાં કોઇ પોતાનો ચૂલો ન સળગાવે, તેમજ રસોઈ પણ ન કરે, એ પ્રમાણે કહેવડાવ્યું. ફાવે તેટલી વખત હમારે ત્યાં આવીને ખુશીથી જમી જાય, પણ કોઇ પોતાને ઘેર રસોઇ કરવાની ખટપટ ન કરે.

સઘળાજ લોકોને ભારે આશ્ચર્ય લાગ્યું, અને આમંત્રણને અનુસરીને મંડપમાં લોકો આવીને પીરસેલા બાજ આગળ વિરાજમાન થઈ ગયા. ભિન્ન ભિન્ન જાતિઓને સારૂ નાગનાથે પૂજારીઓ પાસે અલગ અલગ વ્યવસ્થા કરાવી દીધી હતી. ત્યાં આવીને તે અન્યજાતિવાળા લોકો પણ ગોઠવાઈ ગયા. સઘળાને ષડ્રસ ભોજનનો એક સરખોજ લાભ થતો હતો. એ પ્રમાણે એક માસ સુધી નાગનાથે ગામ જમાડવાનું ચાલુ રાખ્યું હતું. પહેલે દિવસે દત્તાત્રેયે ભિક્ષા માંગવાને ગમે તેવા કુત્સિત વેષમાં ગામમાં ભટકયાં કીધું, પરંતુ કોઈ પણ સ્થળેથી ભિક્ષા મળી નહિ. જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં લોકો કહેતા, અરે! આજે ભોજન સમારંભ મહાલક્ષ્મીના મંદિર પાસે થઈ રહ્યો છે, ત્યાં તું જઇશ, તો તને મનમાન્યું મિષ્ટાન્ન મળશે. આમ ગામમાં ભીખ માંગતો ભટકે

કરવા ? ત્હારે માટે આજે કોણ રાંધવા બેસવાનું હતું ? જો
।। કામધેનુનું દૂધ પીવાને મળતું હોય, તો કયો મૂર્ખ ભુસું
।। પ્રયત્ન કરશે ? કલ્પવૃક્ષતળે બેસીને ભિક્ષા માંગવાનું કોણ ઇચ્છશે ?
અમૃતનો લાભ થવા છતાં, તે જો અન્ય ઔષધિને સારૂ પ્રયાસ
।। તેના જેવો મૂઢ બીજો કોણ ? તેજ પ્રમાણે, કોઈ સિદ્ધ
।। ગામના સઘળા લોકોને મિષ્ટાન્ન ભોજન જમાડી રહ્યો છે, ત્યાં
છોડી દઈને, અહીં નકામો ભીખ શું કામ માંગી રહ્યો છે ?
ભળીને દત્તાત્રેયે વિચાર કર્યો કે, ચાલો ત્યાં જઈને જોઇએ તો
કે કેવોક ભોજન સમારંભ થાય છે અને કોણ કરે છે ?

પછી દત્તાત્રેય ત્યાંથી નીકળીને જ્યાં ભોજન ચાલી રહ્યું હતુ,
ાવીને જોવા લાગ્યા તો અન્ન સિદ્ધિકળાથી ઉત્પન્ન થતું હોવાનું
। ધ્યાનમાં આવ્યું ત્યારે ત્હેમણે લોકોને પૂછ્યું કે, આ ભોજન
ભ કોણ કરે છે ? લોકોએ કહ્યું, વટસિદ્ધનાગનાથ. નામ સાંભળ-
દત્તાત્રેયે જાણ્યું કે, વીસ વર્ષ પહેલાં કાશીમાં મ્હેં જે બાળકને
દાર્થની કળા આપી હતી, તેનું પણ એજ નામ હતું. અંહીઆં
ાવીને લોકોને પોતાની સિદ્ધિની ખુબી જણાવી રહ્યો હોય
લાગે છે. પછી વિચાર કરતાં ધ્યાનમાં આવ્યું કે, મ્હારાં દર્શનને
જ એણે આવી યુક્તિ કીધી છે. અસ્તુ ! ગમે તેમ હોય, આજે
પવાસજ કરીશું. ભોજન કર્યા વગર જ્યારે ત્હેમણે જવા માંડયું
લોકો કહેવા લાગ્યા, અરે ! ભોજન કરીને જા, અંહીયાં કોઇને પ્રતિ-
છેજ નહિ. ત્હેમણે કહ્યું, ભિક્ષા સિવાય હું બીજા કોઈ અન્નનું
કરતો નથી. લોકોએ કહ્યું આજે ભિક્ષાન્ન ત્હને ગામમાં મળે એમ
હે. ત્હેમણે કહ્યું, સૂકાધાન્યની ભિક્ષા લઇને હું જઇશ. ત્યાર બાદ
ગામમાંથી અનાજની ભિક્ષા લીધી, અને કાશીમાં જઇને ભોજન
નાગનાથે એક માસ પર્યન્ત કરવીરમાં રહેનારા સર્વ લોકોને
ડયા અને સઘળાના ઘરની રસોઈ બંધ કરી દીધી, પરંતુ દત્તદર્શનનો

ત્હેનો હેતુ પૂર્ણ થયો નહિ. કેમકે, દત્તાત્રેય કોઇને કોઈ વેષમાં આવીને ગામમાંથી સુકી ધાન્ય ભિક્ષા લઇને કાશી ક્ષેત્રને વિષે ભોજન કરતા હતા, તેથી દર્શનનો લાગ આવ્યો નહિ અને નાગનાથ વિચારમાં પડયા.

ત્હેણે ગામના લોકોને પૂછ્યું કે ગામમાં કોઈ ભિક્ષાને માટે અતીત અભ્યાગત આવે છે? ત્યારે લોકોએ કહ્યું કે, એક અતીત ભિક્ષાને માટે આવે છે, પરંતુ તે ત્હમારા ઘરનું અન્ન લેતો નથી, અને ગામમાંથી સૂકી (કાચી કોરી) ભિક્ષા લઇને ચાલ્યો જાય છે. હમે એને તેમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે એણે ખુલાસો કર્યો કે, ભિક્ષાન્નજ સેવન કરવું, એવો મ્હારો નિયમ છે. પછી નાગનાથે પાંચપચાશ પોતાના ભકતજનોને કહ્યું કે, મ્હારે ત્યાંથી આ કાચું અનાજ ત્હમે લઈ જાઓ, અને ભિક્ષામાં એમને આપજો; એ જો કદાચ સ્વીકાર ન કરે તો મ્હને તરતજ ખબર આપશો. નાગનાથે તે લોકોને સિધ્ધિના પ્રભાવથી નિર્માણ કરેલું અનાજ આપ્યું, અને તેઓ પોતાને ઘેર તેને મૂકીને તે અતીતની રાહ જોતા બેસી રહ્યા. બીજે દિવસે બપ્પોરને વખતે દત્તાત્રેય અતિથિના વેષમાં ભિક્ષાને વાસ્તે આવ્યા, ત્યારે ત્હેમને એ લોકોએ નાગનાથે સિદ્ધિના પ્રભાવથી નિર્માણ કરેલું અનાજ આપવા માંડયું. પરંતુ દત્તાત્રેયે તે અનાજ લીધું નહિ, અને આગળ ચાલવા માંડયું, ત્યારે લોકોએ એ વાતની નાગનાથને તાબડતોબ ખબર કરી.

નાગનાથ પોતાને સ્થાનેથી ઉઠીને જલદી નીકળ્યો, તે જ્યાં આગળ દત્તાત્રેય ભિક્ષા માંગતા હતા, ત્યાં આગળ આવી પહોંચ્યો. લોકોએ હાથની ઇશારતથી સૂચના કીધી કે આ તેજ અતિથિ છે. ત્હેમને જોઇને નાગનાથે ત્હેમના ચરણને વિષે પોતાનું મસ્તક લંબાવી દીધું અને પ્રાર્થના કીધી કે, હે ભગવન્! આજ દિવસ સુધી આપે મ્હારી ઉપેક્ષા કેમ કીધી? મત્સ્ય જેમ જીવન વગર વ્યાકુળ થાય છે, તેમજ હું પણ ત્હમારે વાસ્તે દુઃખી થયો છું. ચકોરપક્ષી ચંદ્રને અથવા ચાતકપક્ષી

મેઘને જોવાને જેમ આતુર હોય છે, તેજ પ્રમાણે હું પણ સર્વત્ર વિચરીને, આપનાં દર્શનની લાલસાથી અંહી આવ્યો છું, અને આપને ખોળી કાઢવા ખાતરજ મ્હેં આ ઉપાય રચ્યો હતો. બાલપણમાં આપે બાળરૂપથી સિદ્ધિનું કૌતુક દેખાડીને જે ગમન કર્યું તેને આજે વીસ વર્ષ થઈ ચુક્યાં, માટે હવે આપ આ શરીરપર કૃપા કરીને, ત્રિવિધ-તાપાત્મક સંસારમાંથી મ્હારી મુક્તતા કરો; આટલું બોલીને નાગનાથ રડવા લાગ્યો.

પછી દત્તાત્રેયે ત્હેને ઉઠાડ્યો, દૃઢ આલિંગન દીધું, તથા મસ્તકને સુંઘ્યું, અને નેત્રાશ્રુને વસ્ત્રવડે લુછી નાંખ્યાં. ત્યારબાદ ત્હેને ત્યાં આગળથી એકાન્તમાં લઈ જઇને કર્ણમાં બ્રહ્મમંત્રનો ઉપદેશ કીધો, એટલે જે પ્રમાણે અભ્રપટલ દૂરથતાંવારને સૂર્યમંડળ નજરે પડે છે, તેજ પ્રમાણે અજ્ઞાનરૂપી આવરણ દૂર થઇને સદ્‌ગુરૂકૃપાથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયો. નાગનાથનાં નેત્ર હર્ષાશ્રુથી ઉભરાઈ ગયાં, અને શરીર ઉપર રોમાંચ ખડાં થયાં, અને જાણે હું અમૃતના સાગરમાં ડૂબી ગયો છું એવુંજ એના મનને સમાધાન થયું. પછી દત્તાત્રેયે ત્હેને પોતાના અંકપર બેસાડી લીધો અને કહ્યું કે, તું ઐરહોત્રનારાયણ છે અને પદ્મિની નામની તક્ષકકન્યાના ઉદરથી પ્રગટ થયાની મ્હને ખબર હોવાથી મ્હેં બાળપણમાં ત્હને એક સિદ્ધિ આપી હતી. ત્હારી માફક મ્હારા અન્તઃકરણની વૃત્તિ પણ ત્હને મળવાની થઇ હતી, પરંતુ પ્રારબ્ધયોગે આજે મુલાકાત થઇ. ત્યારબાદ દત્તાત્રેયે ત્હેને ગામ બહાર લાવીને યાન-અસ્ત્રમંત્રવડે વિભૂતિ મંત્રીને ત્હેના કપાળપર લગાડી, અને થોડીજવારમાં બન્ને જણા કાશીક્ષેત્રને વિષે આવી પહોંચ્યા. ત્યાં થોડોક કાળ રહીને, નિત્ય નિયમવિધિ સંપૂર્ણ કીધો, અને પછી ત્યાંથી ત્હેને પોતાની સાથે લઇને દત્તાત્રેય બદરિકાશ્રમને વિષે આવ્યા.

ત્યાં મહાદેવનાં દર્શનને સારૂ ગયા, ત્યારે ત્હેમણે દત્તાત્રેયને પૂછ્યું કે, ત્હમે આ કોણ નવિન શિષ્ય ત્હમારી સાથે લઈ આવ્યા છો?

દત્તાત્રેયે કહ્યુંકે, ઐંદ્રહોત્રનારાયણનો અવતાર એ નાગનાથ છે. શંકરે કહ્યુંકે, એને નાથદીક્ષા આપીને સકલવિદ્યાને વિષે નિ બનાવો, અને દેવતાઓ પાસેથી પણ વરદાન અપાવરાવો. ત્યાં ર દત્તાત્રેયે છ મહિના સુધી મુકામ કર્યો, અને એને સઘળી વિદ્યા શ ત્યારબાદ નાગઅશ્વત્થસ્થાનમાં જઇને સઘળા દેવતાઓ પાસેથી વરદાન અપાવરાવ્યાં, અને પછી ત્યાંથી બદરિકાશ્રમને વિષે શંકરની આજ્ઞામુજબ દત્તાત્રેયે એને ત્યાં આગળ નાથદીક્ષા ચ શેલી શૃંગી મુદ્રા વગેરે ધારણ કરાવરાવ્યાં અને તપશ્ચર્યા કરવાને એને ત્યાં બેસાડી દીધો. નાગનાથે બાર વરસ લગી દિવ્ય તપ ત્યારે દેવોએ ત્યાં પ્રગટ થઇને એને અભીષ્ટ વરદાન આપ્યાં. ત્ ત્હેણે તપશ્ચર્યા પૂર્ણ કરવા સારૂ દેવતાઓને પ્રત્યક્ષ બોલાવીને જ અને સંતુષ્ટ કીધા. પછી દત્તાત્રેયે એને તીર્થાદિકોની શુદ્ધિને પૃથ્વીપર વિચારવાનું કહ્યું, અને પોતે ગિરનાર પર્વતપર આવીને થયા. પાપી પુરૂષો તીર્થાદિકોને વિષે ન્હાય છે, અને પોતે શુદ્ધ જાય છે, પરન્તુ સકલજનોનું પાપ જે તીર્થાદિને વિષે રહે છે, તે કરવાનું સામર્થ્ય મહાત્મા પુરૂષો સિવાય અન્ય કોઇનામાં હોતું એટલા માટે મોટા મોટા મુનિ, સિદ્ધ, તપસ્વી, પરમહંસાદિ મહ પુરૂષો તીર્થાદિને વિષે વિચરે છે. એમને શુદ્ધ કરવાનું સામર્થ્ય ત વિષે હોતું નથી, પરંતુ એમનાં દર્શન અને સ્પર્શમાત્રથી તીર્થ થાય છે. પુરાણાદિમાં કહ્યું છે કે:—

**हरंत्यघं तेऽङ्गसंगात्तेष्वास्ते ह्यघभिद्धरिः ।**

અઘશમન કરનારા હરિ જેમના ચિત્તને વિષે સદૈવ ર તેઓ પોતાનાં અંગના સંગથી તીર્થાદિકોના મલ (પાપ) ને નાંખે છે. સકલ તીર્થોના તીર્થરૂપ (પિતારૂપ) પરમાત્મા જેમનાર તેઓ તદ્રૂપ હોવાથી, ત્હેમને તીર્થાદિક શી રીતે પાવન કરી

હતાં ? સારાંશ, પ્રાકૃત પુરૂષોના જેવી મહાત્મા પુરૂષોની તીર્થયાત્રા હોતી નથી, પરંતુ તીર્થોને પાવન કરવા ખાતર ત્હેમનો સંચાર થાય છે. નાગનાથને દત્તાત્રેયે એજ હેતુથી તીર્થાટન કરવાનું કહ્યું હતું. અસ્તુ ! તીર્થયાત્રાને સારુ નીકળેલો નાગનાથ બાલેઘાટ પ્રાંતના અરણ્યમાં જઇને રહ્યો, ત્યારે ત્હેની કીર્તિ સાંભળીને ઘણા લોકો ત્યાં એના દર્શનને માટે આવવા લાગ્યા. કેટલાક લોકોએ તો ત્યાંજ આવીને નિવાસ કર્યો, જેથી થોડાજ દિવસના અરસામાં ત્યાં એક નવિન ગામ વસ્યું, અને નાગનાથે 'વડવાળ' એવું તેનું નામ પાડ્યું. હજારો સેવક લોકો ત્યાં આગળ સેવા કરવાને રહ્યા હતા, અને નિત્ય નાગનાથને મ્હોંડેથી ઉપદેશામૃતનું પાન કરતા હતા.

કેટલાક દિવસ પછી મત્સ્યેન્દ્રનાથ ત્યાં ફરતા ફરતા આવ્યા ત્યારે નાગનાથની કીર્તિ ત્હેમના સાંભળવા આવી. ત્હેમણે વિચાર કર્યો કે એ કોણ પુરૂષ હશે, તે જાણવા સારૂ એમનાં દર્શન તો કરવાં જોઈએ. એ વિચારથી મત્સ્યેન્દ્રનાથ નાગનાથની પાસે જવા લગ્યા, ત્યારે શિષ્યોએ ત્હેમને પ્રતિબંધ કરીને કહ્યું કે, મહારાજ ! હમારા ગુરૂને આપની વરદી આપીશું, અને પછી એમનો હુકમ મળે, તો આપ એમની પાસે જજો. તે સાંભળીને મત્સ્યેન્દ્રને ગુસ્સો ચઢ્યો અને ત્હેમણે વિચાર્યું કે, દેવના મંદિરમાં તથા સાધુમહંતના સ્થાનમાં પ્રતિબંધની શી જરૂર ? અંહીયાં કાંઇક ઢોંગ જણાય છે, માટે પ્રતિબંધ કરવામાં આવેલો છે. મત્સ્યેન્દ્રે એમના ગુરૂનો કેવોક પ્રભાવ છે તે જોવા સારૂ સ્પર્શાસ્ત્રમંત્રથી તે સર્વ શિષ્યોને જમીનની સાથે ચોંટાડી દીધા અને દંડાથી ત્હેમને મારવા માંડયા. ત્યારે તો શિષ્યો જોરથી બરાડા પાડવા લાગતાં તે આક્રોશ અંદર નાગનાથના કાનપર પહોંચ્યો.

એકાએક શો કોલાહલ મચી રહ્યો છે, તે જોવા સારૂ નાગનાથ બહાર આવતાં મત્યેન્દ્રનાથ ત્હેમની નજરે પડયા. ત્હેણે વિચાર કર્યો કે,

આ કોઈ નાથજ જણાય છે. પરંતુ એની બુદ્ધિ કેવી ભ્રષ્ટ થઈ ગઇ છે કે એણે સઘળાને જમીનની સાથે ચોંટાડી દીધાં અને ઉપરથી મારપીટ પણ કરે છે. સાધુનામાં દયા ક્ષમા શાન્તિ વગેરે ગુણો હોવા જોઇએ, પરંતુ આણે તો સાધુનો વેષ લઈને પંથને કલંક લગાડયું છે. એને ઉપદેશ આપનાર ગુરૂ કોણ મળ્યો હશે, તેની કોને ખબર ? એને શિક્ષા કરવી ઉચિત છે, એમ વિચારીને નાગનાથે પ્રથમ ગરૂડબંધન-વિદ્યામંત્રના જપથી ગરૂડને બાંધી દીધો, અને પછી વિભક્ત અસ્ત્રમંત્રના જપવડે સઘળા શિષ્યોને છુટા કર્યા. ત્યારે તે સર્વને આનંદ થયો, અને તેઓ સઘળા પ્રાણભયના માર્યા ગુરૂની પાછળ ઉભા રહ્યા. મત્સ્યેન્દ્રે તેમના ઉપર પર્વતાસ્ત્રની યોજના કીધી, ત્યાને નાગનાથે ઇન્દ્રાસ્ત્ર છોડીને પર્વતોના ચુરેચુરા કરી નાંખ્યા. એ પ્રમાણે બન્ને જણા શસ્ત્રાસ્ત્ર વિદ્યામાં પ્રવિણ હોવાથી પરસ્પરના ઉપર તેઓએ અનેક અસ્ત્ર છોડયાં અને તેમનું નિવારણ પણ કીધું. આખરે નાગનાથે સર્પાસ્ત્ર છોડીને મત્સ્યેન્દ્રનું બંધન કર્યું, અને ગરૂડાસ્ત્રનો જ્યારે મત્સ્યેન્દ્રે પ્રયોગ કીધો, ત્યારે તો નાગનાથે ગરૂડનું પહેલેથીજ બંધન કરી દીધેલું હોવાથી તે આવી નહિ શકયો. ત્યારે તો મત્સ્યેન્દ્ર ભારે વિમાસણમાં પડીને દત્તાત્રેયનું સ્મરણ કરવા લાગ્યા કે, હે અત્રિપુત્ર ! જલદી આવો, જલદી આવો, અને સર્પબંધનમાંથી મ્હારો છુટકારો કરો. એમના દંશથી સકલ શરીર વિવ્હલ થાય છે, અને પ્રાણ પણ વ્યાકુળ થાય છે.

દત્તાત્રેયનું નામ સાંભળીને નાગનાથને શક ઉપજ્યો અને તે વિચારવા લાગ્યો કે, એ મ્હારા ગુરૂનું નામ કેમ લે છે ? એને પૂછવું જોઇએ કે તું કોણ છે ? તોજ સઘળા વૃત્તાંતથી વાકેફ થઇ શકાય. નાગનાથે મત્સ્યેન્દ્રની પાસે જઇને પુછ્યું કે આપ કોણ છો ? આપનું નામ શું છે ? આપના ગુરૂ કોણ છે ? ને સઘળું કહો. મત્સ્યેન્દ્રે આદેસ કહીને જણાવ્યું કે મ્હારૂં નામ મત્સ્યેન્દ્ર છે અને ગુરૂનું નામ દત્તાત્રેય છે. દત્તાત્રેય પાસેથી પ્રથમ આરંભમાં મ્હનેજ નાથદીક્ષા મળી છે. મ્હારા

પછી જાળંધરને, અને ત્યારબાદ ભર્તૃહરિને અનુગ્રહ થયો હતો, અને ત્હેના પછી રેવણુનાથને દત્તાત્રયે નાથદીક્ષા આપી હતી. સારાંશ, નાથ-પંથમાં દત્તાત્રયનો જ્યેષ્ઠ પુત્ર હું છું. તે સાંભળીને નાગનાથે ચકિત થઈને ત્હેમને ગરૂડના બંધનમાંથી નિર્મુક્ત કીધા. ત્યારબાદ ગરૂડવડે સર્પઅસ્ત્રમાંથી મત્સ્યેન્દ્રનો છુટકો કીધો, અર્થાત્ ત્યાં આગળ ગરૂડને આવેલો જોઇને સર્પો સઘળા ભયભીત થઇને નાસી ગયા, અને બંધન આપો આપ છુટી ગયું. ત્યારબાદ નાગનાથે મત્સ્યેન્દ્રની પાસે આવીને ત્હેમને નમસ્કાર કર્યા, અને જ્યેષ્ઠ ભ્રાતા તાત સમાન છે, એમ કહેવા લાગ્યા. પછી નાગનાથે મત્સ્યેન્દ્રનાથને સન્માનપૂર્વક પોતાના મઠમાં લઇ જઇને એક માસ પર્યન્ત રાખી પાડયા, અને બન્ને જણા આનંદભેર કાલક્ષેપ કરવા લાગ્યા તથા સેવકજન સઘળા ત્હેમનો ઉપદેશ સાંભળીને સુખી થયા.

એક દિવસ મત્સ્યેન્દ્રે નાગનાથને પૂછ્યું કે, ત્હમે દ્વારપર બંધન શા માટે રાખ્યું છે? ભાવિકજન ચાહે તે સમયે દર્શન કરવા આવે, તોપણ દેવના મંદિરમાં તથા સાધુના મઠમાં ત્હેમને કદી પણ પ્રતિબંધ (અટકાવ) થવો ન જોઇએ. ત્હમારો મ્હારો જે કલહ થયો, તેનું બીજ એજ હતું કે, શિષ્યોએ મ્હને અટકાવ કર્યો. નાગનાથે કહ્યું કે, હું હંમેશાં ધ્યાનસ્થ રહું છું અને દર્શનને કાજે અપરિમિત લોકો આવે છે જેથી મ્હારા ધ્યાનનો ભંગ થાય છે, તેથી મ્હેં એવો નિયમ રાખી દીધો હતો કે શિષ્યોની મારફત ખબર મળ્યા બાદ કોઇપણ મનુષ્ય અંદર દાખલ થઇ શકે. મત્સ્યેન્દ્રે કહ્યું, એ આપને ઉચિત નથી. કેમકે લોકો અનેક દુઃખોથી પીડિત થએલા હોય છે, અને અંહીયાં દર્શન થાય તો ચિત્તની શાંતિ થાય એ હેતુથી તેઓ આવે છે, પરંતુ ત્હેમને જો કોઈ રોકાણ કરે, તો કેટલું ખરાબ લાગે? માટે આજથી દ્વારને નિષ્પ્રતિબંધ કરી દેવું, એમાંજ આપનું ભૂષણ છે. નાગનાથે મત્સ્યેન્દ્રનો ઉપદેશ લક્ષમાં લઇને, તે દિવસથી શિષ્યોને તાકીદ આપી દીધી કે,

કોઇ પણ આદમી કોઇ પણ વખતે દર્શનને માટે આવે, તો ત્હેને રોકવો નહિ, પરંતુ આવવા દેવો. ત્યારબાદ મત્સ્યેન્દ્રનાથ ત્યાંથી જે નીકળ્યા, તે પૃથ્વીપર ભ્રમણ કરવાને નીકળી પડ્યા.

એક વખત નાગનાથના એક શિષ્યની સ્ત્રી જે મહાસાધ્વી હતી, તે મઠમાં મરણ પામી, ત્યારે નાગનાથે દયાર્દ્ર દૃષ્ટિથી ત્હેને જીવાડી. પછી તો બસ પૂછો મા ! ચારેમેર ત્હેની કીર્તિ ફેલાઈ અને કોઇના ઘરમાં કોઈનું મરણ થાય કે લોકો ત્હેને નાગનાથની પાસે મઠમાં લઈ આવતા. ઘણા લોકોને નાગનાથે સજીવન કીધા, ત્યારે યમધર્મને ચિન્તા પેઠી અને ત્હેમણે એ વૃત્ત બ્રહ્મદેવને નિવેદન કર્યું. પછી બ્રહ્મદેવે ગુપ્ત વેષથી નાગનાથની પાસે આવીને ત્હેને ઉપદેશ કર્યો, અને મૃત મનુષ્યને સજીવન કરવાનું કામ બંધ કરાવ્યું. એ નાગનાથના ચાંગુલસિદ્ધ, ધર્મ-સિદ્ધ, દેવસિદ્ધ, ભોમસિદ્ધ, દેવનસિદ્ધ, ભોમનસિદ્ધ એવા છ શિષ્યો મહાસિદ્ધ પ્રતાપી થઇ ગયા છે. સારાંશ, બાળપણુની નાગનાથની ઉદારતા જોઇને, દત્તાત્રેયે ત્હેને સિદ્ધિ આપી, તોપણુ તેનાથી તે મોહ પામી નહિ જતાં તેજ સિદ્ધિના પ્રભાવથી ત્હેણે દત્તાત્રેયને ખોળી કાઢયા, અને તેમની પાસેથી બ્રહ્મસિદ્ધિ સંપાદન કરીને, આ જગતમાં અજરામરતા પ્રાપ્ત કીધી.

**इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानन्दसरस्वती-शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे द्वितीयभागे षट्सिद्धनागनाथजन्मादिचरितवर्णनं नाम सप्तमोऽध्यायः ॥ १ ॥**

**॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥**

**॥ इति शिवम् ॥**



## ॥ अष्टमोऽध्यायः ॥

**सनकाद्या वसिष्ठाद्याः कचदत्तशुकादयः ।**
**अरुंधतीप्रभृतयो योगात्सिद्धिमुपागताः ॥ यो॰ चिं. ॥**

ચિન્તામણિની પ્રાપ્તિથી જે પ્રમાણે દરિદ્રતા નાશ પામે છે, તેજ પ્રમાણે યોગદીક્ષા કલ્પિતફળ આપવાવાળી હોવાથી, તેના લાભથી અજ્ઞાનરૂપી દારિદ્રય દૂર થઇ જાય છે. અજ્ઞાનજ સર્વ પ્રકારનાં દારિદ્રયનું મૂળ હોઈ, તેના ઉચ્છેદ વગર સુખ નીપજી શકે તેમ નહિ હોવાથી, હરિહર બ્રહ્મા તથા ચિત્શક્તિ ભવાનીએ યોગોની પ્રવૃત્તિ કીધી છે. સર્વ જગત્માં એમને જે શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થએલું છે, તે યોગનુંજ ફળ સમજો. 'મહાયોગેશ્વર' એ પદથી બ્રહ્મા વિષ્ણુ શિવ વગેરેને સંબોધેલા હોવાનું પુરાણાદિ ગ્રંથોને વિષે જોવામાં આવે છે, તથા પાર્વતી તો યોગેશ્વરી છે, એ સુપ્રસિદ્ધજ છે. એમનાથી પ્રવૃત્ત થએલાં મંત્રાદિયોગોવડે ઘણા જનોને સિદ્ધિનો લાભ થયો છે. સનકાદિ નૈષ્ઠિક બ્રહ્મચારી, વસિષ્ઠ પુલસ્ત્યાદિ ગૃહસ્થાશ્રમી અને કચ દત્ત શુક ઋષભદેવાદિ પરમહંસ તથા અરૂંધતી દેવહૂતી ઇત્યાદિ સ્રીઓને ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગવડે અણિમાદિરૂપ અને મુક્તિરૂપ સિદ્ધિનો લાભ થયો છે, તે સ્મૃતિ પુરાણ વગેરે ગ્રંથોને વિષે વર્ણવેલું છે. એજ યોગની દીક્ષા મહાયોગેશ્વર આદિનાથ દત્તાત્રેયપાસેથી નવનાથોને મળી અને તેઓ ત્રિલોકીમાં સિદ્ધ બનીને વિચરતા હતા. એ પ્રમાણે યોગનું અનુસંધાન કરવામાં આવે, તો અગસ્તિમુનિવડે વિન્ધ્યપર્વતની વૃદ્ધિરૂપ ચંચલતા નષ્ટ થઇને, તેને જેવી નિશ્ચલતા પ્રાપ્ત થઈ હતી, તેજ પ્રમાણે અત્યંત ચંચલ એવું મન સ્થિર થઇ જાય.

દક્ષના યજ્ઞમાં દાક્ષાયણીએ પિતાના મુખેથી પોતાના પતિ શંકરની નિન્દા સાંભળી હતી, તે પાપનું નિરસન કરવા સારૂ તેણે અગ્નિકુંડને

વિષે પોતાના શરીરની આહુતિ આપીને પ્રાયશ્ચિત્ત કીધું હતું. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સાધ્વી પતિપરાયણા સ્ત્રીએ પોતાના પૂજ્ય પતિની નિન્દા કદી સાંભળવી ન જોઇએ, અને ગુરૂની નિન્દા શિષ્યે પણ શ્રવણ નહિ કરવી જોઇએ. મનુસ્મૃતિમાં કહ્યું છે કે, જ્યાં ગુરૂની નિન્દા ચાલી રહી હોય, દોષોનું આવિષ્કરણ થતું હોય, અકીર્ત્તિનું વર્ણન થતું હોય, ત્યાં શિષ્યે પોતાના બન્ને હાથવડે કાન ઢાંકી દેવા, અગર બીજે કોઈ ઠેકાણે ચાલ્યા જવું. નહિતો શ્વાન ગર્દભાદિ નીચ યોનિની પ્રાપ્તિ થાય છે. જે પ્રમાણે શિષ્યનું કહ્યું છે, તેજ પ્રમાણે સ્ત્રીના સંબંધમાં પણ જાણી લેવું કેમકે:—

भर्ता देवो गुरुर्भर्ता भर्ता तीर्थव्रतानि च ।

સ્ત્રીને પતિજ દેવ તથા ગુરૂ અને તીર્થ વ્રત વગેરે છે એવું વચન છે. તો પછી ગુરૂરૂપ પતિની નિન્દા સાંભળ્યાથી દોષ કેમ નહિ લાગે? તથા દોષ લાગવાથી નીચ યોનિની પ્રાપ્તિ થવી એ શું અશક્ય છે? નહિંજ. એથી કરીને દાક્ષાયણીએ જે દેહત્યાગરૂપી પ્રાયશ્ચિત કર્યું, તે યથાર્થજ સમજવું. પછી તે દાક્ષાયણી હિમાલય પર્વતથી ઉત્પન્ન થઈ, અને ત્યારથી ત્હેનું નામ પાર્વતી એવું પડ્યું. શિવ વિના અન્ય કોઈ પતિને નહિ વરૂં એવો ત્હેનો નિશ્ચય હતો, અને નારદે પણ હિમાલયને ઉપદેશ કર્યો હતો કે આ કન્યાને તું શંકરનેજ અર્પણ કરજે. તેપરથી ત્હેણે પોતાની કન્યા શંકરનેજ વરાવવાનો નિશ્ચય કર્યો, અને દેવ દાનવ માનવ વગેરેને તે લગ્ન સમારંભને વિષે નોતરેલા હોવાથી, તેઓ આવ્યા હતા. તે વખતે પાર્વતિનું લાવણ્ય જોઇને બ્રહ્મદેવ મોહ પામતાં ત્હેમના વીર્યનું સ્ખલન થયું. ઝટ ત્હેમણે લજવાઇ જઇને, તે વીર્યને પોતાના પગની ઠેસ મારી એટલે તેના બે ભાગ થઇ ગયા. તેના એક ભાગના સાઠ હજાર અંશ થયા, અને તેમનાથી વાલખિલ્ય ઋષિઓની ઉત્પત્તિ થઇ, અને બીજો ભાગ જે પડ્યો હતો,

તે કચરાની સાથે ગંગાના પ્રવાહમાં તણાઇને ચાલ્યો ગયો, તે કુશ (દર્ભ)ના બેટમાં તેના કિનારાપર અટકી રહ્યો. કર્મધર્મસંયોગે ત્યાં એક હરિણી પાણી પીવાને આવી હતી, ત્હેણે તેનાઉપર જે મંત્રોત્સર્ગ કર્યો, તે રક્તયુક્ત હતો અને તેમાંજ પિપ્પલાયન નારાયણે સંચાર કર્યો, અને તેથી તે ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો. નવ માસવીત્યા બાદ, તેમાંહેથી એક સુંદર બાલક પ્રગટ થયું, અને તે હાથપગ નચાવીને, ત્યાં આગળ ગંગાના કિનારાપર કુશના બેટમાં રડવા લાગ્યું.

એવે સમયે, ત્યાં પાસેનાજ પુનીત નામના ગામનો સત્યશ્રવા નામનો રહેવાસી હતો, તે દર્ભને માટે ગંગાને કિનારે આવ્યો હતો; ત્હેણે એ બાળકને દર્ભના બેટમાં રડતો દીઠો. બાલસૂર્યના જેવી ત્હેની કાન્તિ જોઇને, ત્હેને એમજ લાગ્યું કે પહેલાં જેમ મેનિકાએ વિશ્વામિત્રના ગર્ભને માલિની નદીને કિનારે તજી દીધો હતો, તેજ પ્રમાણે કોઈ અપ્સરાએ આ ગર્ભને અહીં તજી દીધો હશે. કિંવા એ કોઈ રાજાનો પુત્ર હોઇ, જળદેવતા એનું હરણ કરીને લઈ આવ્યા હોય, તો કોને ખબર? પણ એ જો અહીં એકલો પડી રહેશે, તો જાનવર વગેરે એને મારી નાંખશે. ત્હેને ખાતર એને મોહ ઉપજ્યો, અને દયા પણ ઉત્પન્ન થઈ, પરંતુ ત્હેને સ્પર્શ કરતાં એને ડર લાગ્યો. એટલામાં દેવોએ તે બાળકને જોઇને પિપ્પલાયન નારાયણનો એ અવતાર છે, એવું જાણીને આકાશમાંથી ત્હેનાઉપર પુષ્પની વૃષ્ટિ કીધી. જ્યારે તે બાળકપર ખુબ પુષ્પ પડવા લાગ્યાં, ત્યારે તે સત્યશ્રવા બ્રાહ્મણે ત્હેના શરીરપર પડેલાં પુષ્કળ પુષ્પો કાઢી નાંખ્યાં, પરંતુ પુષ્પોનો વર્ષાવ બંધ ન થયો, અને કોણ ફેંકે છે તે પણ જોવામાં ન આવ્યું, ત્યારે અહીંયાં કાંઇક ભૂતચેષ્ટા હશે એવું ત્હેને લાગ્યું અને તે પોતાના ગામ તરફ નાસવા લાગ્યો. આવો પ્રકાર જોઇને દેવો હસવા લાગ્યા અને કહેવા લાગ્યા, અરે સત્યશ્રવા! ઉભો રહે, ઉભો રહે! નાસી જઇશ નહિ. આટલા શબ્દો સાંભળતાં ત્હેના ગભરાટમાં વધારે ઉમેરો થયો, અને ત્હેને લાગ્યું કે નક્કી પિશાચજ મ્હને ખાવાને આવે છે, અને તેથી તે ઉતાવળો દોડવા લાગ્યો.

ત્યારે તો દેવોએ વિચાર કીધો કે, આ તો વહેમનો માર્યો નાસી જાય છે, માટે એનો વહેમ દૂર કર્યા વગર એ બાળકને લઈ જશે નહિ. પછી નારદને દેવોએ કહ્યું કે, મહારાજ! આપ જઇને એને સત્યવૃત્તાન્ત કહો કે, 'આ બાળક પિપ્પલાયન નારાયણનો અવતાર છે, અને દેવોએ ત્હેનાપર પુષ્પોનો વર્ષાવ કર્યો હતો. તું કેમ નાસી જાય છે? એ કાંઇ ભૂત પિશાચ વગેરેની ચેષ્ટા નથી.' ઇત્યાદિ કહીને એનો સંશય દૂર કરો, અને આ બાળક ત્હેને સોંપીને એનું સંરક્ષણ કરવાનું કહેજો. દેવોની ઇચ્છાનુસાર નારદે બ્રાહ્મણનો વેષ લઇને, સત્યશ્રવા બ્રાહ્મણ જે નાસભાગ કરી રહ્યો હતો, ત્હેની પાસે જઇને નાસવાનું કારણ પૂછ્યું કે, તું કેમ નાસભાગ કરી રહ્યો છે? ત્હેણે કહ્યું, દર્ભને માટે હું ગંગાકિનારે ગયો હતો, ત્યા કુશના બેટમાં એક બાળકને જોતાં મ્હારા મનમાં દયા ઉપજી, પરંતુ એ સુંદર બાળક અહીં કેવી રીતે આવી શકે? વગેરે કલ્પના મ્હારા મનમાં ઉત્પન્ન થઇ, એવામાં એકાએક એનાપર ખુબ પુષ્પની વૃષ્ટિ થઈ. ત્યારે તો મ્હેં વિચાર કર્યો કે, આ કાંઇક ભૂતચેષ્ટા હોવી જોઇએ, માટે મ્હારે નાસી જવુંજ ઉચિત છે. એટલામાં મ્હારૂં નામ દઇને, કોઈ પોકારવા લાગ્યું કે, હે સત્યશ્રવા! નાસી નહિ જા, ઉભો રહે. ત્યારે તો મ્હને આધક ભય ઉપજ્યો, અને પ્રાણભયનો માર્યો હું મુઠી વાળીને બરતરફ નાસી જાઉં છું. ત્યારે નારદે ત્હેને એક ઝાડ નીચે બેસાડીને કહ્યું કે અરે, એ ભૂતચેષ્ટા નથી, પરંતુ હું સત્ય કહું છું કે, એ બાળક પિપ્પલાયન નારાયણનો અવતાર છે, તેથી દેવોએ એનાપર પુષ્પની વૃષ્ટિ કીધી અને ત્હારૂં નામ દઇને ત્હને નાસી નહિ જવાનું સૂચવ્યું. મ્હેં એ સઘળું નજરેનજર દીઠું છે, અને દેવોનો શબ્દ સાંભળ્યો છે, તેથી કહું છું. ખાતરી કરવી હોય, તો ઉપર જો. આ સઘળા દેવો વિમાનમાં સ્થિત થઇ રહ્યા છે.

નારદે પોતાનાં સામર્થ્યથી ત્હેનો સંદેહ દૂર કરવાસારૂ આકાશમાં જ્યારે ત્હેને દેવોનાં દર્શન કરાવ્યાં, ત્યારે ત્હેને ઘણો આનંદ થયો અને

ત્હેનો સંશય દૂર થઈ ગયો. નારદે કહ્યું, હવે એ છોકરાને ઘેર લઈ જઇને, એનું લાલનપાલન તું ઉત્તમ પ્રકારે કરજે. ત્હેણે કહ્યું, એ બાળકને ત્યાંથી ઉંચકી લઇને મ્હને આપો, તો હું એને ઘેર લઈ જાઉં અને એનું રક્ષણ કરૂં. ત્યારબાદ નારદે ત્યાં જઇને તે બાળકને કુશના બેટમાંથી ઉંચકી લીધો અને ત્હેને આપીને કહ્યું કે, એનું નામ 'ચર્પટી' એવું રાખજે. પછી નારદ ત્યાંથી દેવલોકમાં ગયા, અને સત્યશ્રવા પોતાને ઘેર ચાલ્યો ગયો. સત્યશ્રવાની સ્ત્રી ચંદ્રા કરીને હતી, ત્હેને તે બાળક આપીને સત્યશ્રવા કહેવા લાગ્યો, દૈવયોગથી હું આજે ગંગાકિનારે દર્ભને માટે ગયો હતો, ત્યાં મ્હને આ મળી આવ્યો એને ચરપટી નામથી બોલાવવો અને એનું રક્ષણ કરવું. સુંદર બાળક જોઇને કાન્તાના મનમાં આનંદ થયો, અને ત્હેણે કહ્યું કે, દૈવયોગે જમીન ખોદીને સાફ કરતાં જેમ ચિન્તામણિ હાથ લાગે, કિંવા શ્મશાનમાં ભુતની આરાધના કરવા જતાં, માર્ગમાં લક્ષ્મી-દેવીનાં દર્શન થઈ જાય, અથવા પત્થર ઉઠાવીને ફેંકતાં ફેંકતાં સ્પર્શમણિનો લાભ થઈ જાય, તેજ પ્રમાણે આપણને આ બાળકની પ્રાપ્તિ થએલી છે. પછી ત્હેણે ત્હેને સ્નાન તથા દુગ્ધપાન કરાવ્યું, અને પારણામાં સુવાડયો તથા 'ચર્પટી' એ નામથી ત્હેને બોલાવવા લાગી.

ચર્પટી સાત વર્ષનો થયા બાદ, ત્હેના બાપે ત્હેને ઉપનયન સંસ્કાર કર્યો અને વેદશાસ્ત્ર વગેરેનું અધ્યયન કરાવીને ત્હેને વિદ્વાન્ બનાવી દીધો. ત્યારબાદ એક વખત નારદને ત્હેનું સ્મરણ થતાં, ત્હેને જોવા સારૂ આગંતુક બ્રાહ્મણનો વેષ લઇને તે સત્યશ્રવાને ઘેર આવી ચઢયા. બ્રહ્માના વીર્યથી ત્હેની ઉત્પત્તિ થએલી હોવાથી, નારદ ત્હેને ભાઈ જેવો ગણતા હતા, અને તેવાજ પ્રેમ અને મોહને લીધે ત્હેને જોવાની ઇચ્છા ઉત્પન્ન થતાં, તે બ્રાહ્મણનો વેષ લઇને પુનીત ગામમાં આવ્યા હતા. ચરપટીની વિદ્યા અને વય જોઇને નારદને આનંદ થયો અને તે ત્યાંથી બદરિકાશ્રમને વિષે જતા રહ્યા. ત્યાં બદરિનાથ, દત્તાત્રેય અને મત્સ્યેન્દ્રનાથને જોઇને નારદને આનંદ થયો, અને ત્હેણે ચર્પટીની હકીકત ત્હેમને નિવેદન કીધી.

પછી શંકરજીએ દત્તાત્રેયને કહ્યું કે, નવનાથને કૃતાર્થ કરવાની આપની જે ઈચ્છા હતી, તે આ ચર્પટીને નાથદીક્ષા આપીને પૂર્ણ કરો દત્તાત્રેયે કહ્યું કેઃ—

इहामुत्रविरक्तस्य संसारं प्रजिहासतः ।
जिज्ञासोरेव कस्यापि योगेऽस्मिन्नधिकारिता ॥

આ લોક અને પરલોકના વિષયોથી વિરક્ત તથા જન્મમરણરૂપ સંસારની નિવૃત્તિ ધરાવનાર પુરૂષનોજ યોગદીક્ષામાં અધિકાર છે. પછી તે ચાહે તે વર્ણનો હોય. વિરક્તિ વગર યોગની સિદ્ધિ થાય, તો માતાના ખોળામાં સૂઈ રહેલા બાળકના હાથમાં આકાશમાંહુનો ચન્દ્રમા પણ આવી શકે. એટલા માટે, જ્યાં લગી ચર્પટીને સંસારવૈરાગ્ય તથા પશ્ચાત્તાપ થયો નથી, ત્યાંલગી ત્હેને યોગદીક્ષા આપીને ઉપદેશ કરવો વ્યર્થ છે. જ્યારે અનુતાપયુક્ત થશે ત્યારે જોઈ લેવાશે. હમણાં શી જરૂર છે? તે સાંભળીને નારદે કહ્યું કે એનામાં સંસારના પ્રત્યે હું વિરક્તિ કરી દઉં છું, ત્હમે દીક્ષા આપીને એને જલદી સનાથ કરો. એટલું કહીને નારદ ત્યાંથી નીકળ્યા અને વિદ્યાર્થી બ્રાહ્મણનું સ્વરૂપ લઇને પુનીતગામમાં સત્યશ્રવાને ઘેર આવી પહોંચ્યા. સત્યશ્રવાએ પૂછ્યું કે, તું કોણ છે? ત્હેણે કહ્યું, હું બ્રાહ્મણ છું અને મ્હારૂં નામ કુલંબ છે; વિદ્યાભ્યાસને સારૂ હું આપની પાસે રહેવાને માટે આવ્યો છું, તો આપ મ્હારાપર કૃપા કરીને પુત્રની સાથે મ્હને પણ વિદ્યાપ્રદાન કરો. સત્યશ્રવાએ કહ્યું કે ઠીક! બાદ ત્હેને રાખી લીધો, અને ચર્પટીની સાથે એ કુલંબને પણ તે વિદ્યા ભણાવવા લાગ્યો.

એક દિવસ કોઈ યજમાન ગૃહસ્થને ઘેર કાંઇક યાજ્ઞિકકર્મ હતું અને તેને માટે સત્યશ્રવાને બોલાવવામાં આવ્યો હતો. પરંતુ ત્હેને અન્ય વ્યવસાય હોવાથી, અને પુત્ર પણ યજમાનનું દરેક કૃત્ય કરવામાં પાવરધો

થઇ ગએલો હોવાથી, ત્હેણે તે દિવસે કુલંબની સાથે ચર્પટીનેજ ત્યાં મોકલ્યો. યજમાનની સકલકર્મવિધિ સમાપ્ત થઈ રહ્યાબાદ, દક્ષણા આપવાને તે આવવાનો હતો, એટલામાં નારદે, અર્થાત્ કુલંબે ત્હેનું મન સંસાર ઉપરથી ઉડાવી દેવાનેખાતર કલહના બીજનું આરોપણ કીધું. જેનો જેવો દેહસ્વભાવ હોય છે, તે કદી છુટતો નથી. ગામના જોશીને સેનાપતિ બનાવવા છતાં, ટીપણું જોવાની ત્હેની ટેવ કદી ટળશે નહિ; કિંવા દાસીને દૈવયોગથી રાણીપદવી પ્રાપ્તિ થવા છતાં ત્હેનું ભટકવાનું કદી જતું રહેશે નહિ. તલાટીભાઇએ સંન્યાસ લીધો હશે, તોપણ અવાસ્તવ કારભાર કરવાનો તેમજ ગામની પંચાત કરવાનો ત્હેનો સ્વભાવ કેમ નાશ પામશે? વાઘની પ્રકૃતિ જંગલમાંજ નિવાસ કરનારી હોય છે. શ્વાપદોનો રાજા સિંહ ગિરિગુહાને છોડી ક્યાં અન્યત્ર નિવાસ કરે છે? હંસપક્ષી પ્રફુલ્લિત કમલિનીનુંજ સેવન કરે છે અને ગીધપક્ષી શ્મશાન ભૂમિમાંજ નિવાસ કરે છે. સાધુ સાધુનો અને દુર્જન દુર્જનનો સમાગમ સેવે છે. એટલા માટેજ કહ્યું છે કેઃ—

**या यस्य प्रकृतिः स्वभावजनिता केनापि न त्यज्यते ।**

જન્માન્તરના ધર્માધર્મના સંસ્કારથી જેની જે પ્રકૃત્તિ બની ગઇ હશે, જેનો જે નૈસર્ગિક સ્વભાવ બંધાઇ ગયો હશે, તેનો ત્યાગ કદી કોઇનાથી પણ થઈ શકે તેમ નથી. નારદનો સ્વભાવ પહેલેથીજ કલહપ્રિય બની ગયો હતો, તેથી જ્યાં ત્યાં પુરાણાદિમાં એનું વર્ણન જણાઇ આવે છે. કલહ (ટંટો) નહોય, તો એને કદી ચ્હેન પણ ન પડે, એવી એની પ્રકૃતિ થઇ ગઈ હતી. પરંતુ એટલું ખરૂં! કે એના કલહનું પરિણામ અકલ્યાણમાં નીપજતું ન હતું. અસ્તુ! કુલંબે (નારદે) ચર્પટીને કહ્યું કે, યજમાન દક્ષણા આપે, તોપણ ત્હારે તે લેવી નહિ. કેમકે, આપણે બન્ને વિદ્યાર્થી હોવાથી, આ કર્મની કેટલી દક્ષણા લેવી જોઇએ, તેની આપણને ખબર નથી, તેથી ત્હારા પિતા પાછળથી આવીને

દક્ષણા લઇ જશે. તે સાંભળીને ચર્પટીએ કહ્યું, દક્ષણા લીધા વગર હું ઘેર જાઉં તે ઠીક નહિ. કુલંબે કહ્યું, તું દક્ષણા લઇશ, અને ત્હારા બાપને થોડી છે એમ લાગશે, તો તે ત્હારા પર નારાજ થશે.

એટલામાં યજમાન પણ દક્ષણા લઇને આવ્યો અને આપવા લાગ્યો, પરંતુ તે ચર્પટીની ધારણા મુજબની ન હતી, બહુજ થોડી હતી, તેથી ત્હેણે તેનો સ્વીકાર નહિ કરતાં જણાવ્યું કે, ભાઈ! આ શું કહેવાય? કર્મ કેવું કરાવી લીધું, અને તેની દક્ષણા આપતી વખતે મનમાં આટલો બધો લોભ? આપના હાથે હમારી કાંઇપણ કદર નહિ થઈ! યોગ્ય દક્ષણા આપવાની ત્હમારી ગુંજાસ ન્હોતી, તો નાહક આ કાર્યનો આડંબર ત્હમે શું કામ કર્યો? મનુષ્યને વૈદિક, તાંત્રિક, કર્મ કરાવવાની ઇચ્છા થાય છે, અને તે તે કર્મની યથાર્થ ફલપ્રાપ્તિ થાય એમ પણ તે ઇચ્છે છે, પરંતુ બ્રાહ્મણાદિકોને દક્ષણા આપતી વખતે ત્હેનું અંતઃકરણ બહુ કૃપણભાવ યુક્ત થઈ જાય છે. દરેક ક્રિયામાં દક્ષણા અને અન્નદાન કરવામાં કદી કોઇએ સાંકડુ મન નહિ કરવું જોઇએ. કેમકે, તેમ કર્યાથી ફલ પણ સાંકડુ થઈ જાય છે. એથી કરીને કર્મના આરંભમાં જેવો ઉલ્લાસ હોય છે અને ખબરદારી રાખવામાં આવે છે, તેજ પ્રમાણે આખર પર્યન્ત મનનો ઉત્સાહ ટકાવી રાખવો અને કર્મ કરતા ઋત્વિજ વગેરેને સુપ્રસન્ન રાખવા, પરંતુ કદી અદક્ષિણ (વક્ર) નહિ થઈ જવું,

બ્રાહ્મણાદિક બરાબર દક્ષણા નહિ મળતાં કદાચ કાંઇ વાંકું બોલે. તો યજમાન બ્રાહ્મણને લોભી કહે છે, પરંતુ પોતાની જાતનું લોભીયાપણું ત્હેને જણાતું નથી. બ્રાહ્મણેજ સંતોષ રાખવો જોઇએ, લોભ છોડી દેવો જોઇએ, એવું નથી. પરમાર્થસિદ્ધિની આકાંક્ષા રાખનારા સઘળા (ચારે વર્ણ)નેજ લોભ એક સરખો હાનિકારક છે અને સંતોષ સુખદાયક થઇ પડે છે. વ્યાવહારિક દૃષ્ટિએ લોભની કદાચ ઉપયુક્તતા જણાતી

હોય, તો બ્રાહ્મણોએ શું પાપ કર્યું છે કે ત્હેમની પાસે લોભનો વાસ ન હોય? અને ધનાઢ્યને વિષેજ તે સ્થિર થઇને રહે. સહસ્ત્રાધીશ, લક્ષાધીશ, કોટયાધીશ ગૃહસ્થને જો લોભરૂપી બાળકની મમતા છુટતી નથી, તો અકિંચન બ્રાહ્મણોથી લોભનો પરિત્યાગ ના થાય, એમાં આશ્ચર્ય પામવા સરખું શું છે? પરંતુ વિવેકદૃષ્ટિ વિના સઘળુંજ શૂન્ય છે? ચર્પટીએ કહ્યું, ભાઇ! નદીને પાર ગયા કે નાવિકની સાથે જેમ લોકો તકરાર કરે છે, કિંવા વિજય પ્રાપ્ત થયા પછી રાજા જેમ શૂરવીર પુરૂષનો દ્વેષ કરે છે, અથવા જાર પુરૂષ જેમ જુવાનીમાંથી જતી રહેલી વેશ્યાનો તિરસ્કાર કરે છે, અથવા આરોગ્ય પ્રાપ્ત થયા બાદ રોગી જેમ વૈદ્યનો દ્વેષ કરે છે, (કહેવતજ છે કે, 'ગરજ સરી કે વૈદ વેરી), તેજ પ્રમાણે ત્હમારા જેવા ધનસંપન્ન પરંતુ કૃપણ યજમાન, યજ્ઞયાગાદિ કર-નારા બ્રાહ્મણોનો તે તે કર્મ સમાપ્ત થઇ રહ્યા બાદ ખુલ્લે ખુલ્લો દ્વેષ અને તિરસ્કાર કરે છે, એવું જે હમે સાંભળ્યું હતું, તેનો આજે હમને પ્રત્યક્ષ અનુભવ મળ્યો છે.

આ પ્રમાણે ચર્પટીનો અને ત્હેના યજમાનનો જે દક્ષણાને માટે ઝઘડો મચી રહ્યો હતો તેવામાં કુલંબ ત્યાંથી ઘેર આવ્યો અને એ ટંટાની હકીકત સત્યશ્રવાને કહી સંભળાવી. ત્હેણે કહ્યું, યજમાનની સાથે ટંટો કરવો, એ ચર્પટીને માટે યોગ્ય ન હતું. '**असंतुष्टा द्विजा नष्टाः**' બ્રાહ્મણોનામાં સંતોષ ન હોય, તો ત્હેમનો શીઘ્ર નાશ થાય છે. આપણી તો યાચકવૃત્તિ છે, માટે આપણે યજમાનની સાથે આર્જવતાથી અને વિનીતપણે રહેવું જોઇએ અને ગમે તેટલી થોડી દક્ષણા મળે, તોપણ સંતોષવૃત્તિ ધારણ કરવી જોઇએ; પરંતુ આ ચર્પટીએ તો સઘળું ધૂળ ધાણી કરી નાંખ્યું તે સાંભળીને સત્યશ્રવાને ઠીક નહિ લાગ્યું, ઉલટો ગુસ્સો ચઢયો અને તે ઘેરથી એકદમ નીકળીને યજમાનને ઘેર ધસ્યો આવ્યો, તો ચર્પટીનો યજમાનની સાથે જામેલો ઝઘડો જોસ પકડતો ત્હેના જોવામાં આવ્યો. ત્યારે તો દેવતાપર ઘી સીંચાતાં તે જેમ અધિક

પ્રજ્વલિત થાય છે, તેજ પ્રમાણે સત્યશ્રવા વિશેષ ક્રોધાયમાન થયો, અને ત્હેણે ચર્પટીના ગાલમાં એવા તો જોસથી એક લપડાક લગાવી કે ત્હેની આંખ્યોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

યજમાનના પ્રત્યે પ્રથમથીજ ત્હેના મનમાં ક્રોધ ઉપજ્યો હતો, અને તેમાં બાપે ત્હેના દેખતાં ધોલ મારી, એટલે પછી તો પૂછવાનુંજ શું રહ્યું ? ત્હેના સંતાપની સીમા રહી નહિ અને ક્રોધના આવેશમાં તથા પશ્ચાત્તાપથી વિરક્ત થઇને ત્યાંથી કોઇને કશુંયે નહિ પૂછતાં જેવો તે નીકળી પડયો, તે ગામની બહાર ભગવતી દુર્ગાનું મંદિર હતું, ત્યાં આવીને રહ્યો. નારદે જાણી જોઇને ચર્પટીના મનમાં સંસારના પ્રત્યે વિરક્તિ અને પશ્ચાત્તાપ ઉત્પન્ન કરવા ખાતર બાપની આગળ એક વાત અને ચર્પટીને તેનાથી જૂદુંજ કહીને પોતાનું કામ કાઢી લીધું હતું અને કલહની હોંસ પૂરી કરી હતી. વસ્તુતઃ તો ત્હેનો ઉદ્દેશ પોતાના ભાઈ ચર્પટીને સત્વર નાથદીક્ષા અપાવીને ત્હેનું પરમ કલ્યાણ સાધવાનો હતો. ચર્પટી ભગવતીના મંદિરમાં આવીને ત્હેમનાં દર્શન કરીને અને નમન કરી નિર્મલભાવથી સ્તવન કરવા લાગ્યો. હે ભગવતી !

**नीरागा रागमथनी निर्मदा मदनाशिनी ।**
**निश्चिन्ता निरहंकारा निर्मोहा मोहनाशिनी ।**
**निर्ममा ममताहन्त्री निष्पापा पापनाशिनी ॥**

તું પૂર્ણકામ હોવાથી, ત્હારામાં રાગની સ્થિતિ નથી અને તેથી ત્હારા ભક્તજનોને વૈરાગ્યદાન કરીને તું રાગનું મથન કરે છે. જેનામાં રાગ હોય, તે બીજાને રાગરહિત શી રીતે બનાવી શકે ? તેમજ તું મદરહિત હોવાથી, ભક્તોના મદને નષ્ટ કરી નાંખે છે. તેજ પ્રમાણે તું ચિન્તારહિત છે. ચિન્તાથી અત્યંત દુઃખ થાય છે, પરંતુ જેમણે ત્હારા ચરણનો આશ્રય કર્યો છે, ત્હેમને તું નિશ્ચિન્ત બનાવી દે છે. કેમકે,

ચિત્ત, ચિન્તન ચિન્ત્ય ઇત્યાદિ ત્રિપુટીને પેલે પાર ત્હારૂં સ્વરૂપ છે. સાત્વિક રાજસ તામસ ઇત્યાદિ ત્રિવિધ અહંકારથી તું રહિત છે. તથા મોહની સ્થિતિ ત્હારામાં નહિ હોવાથી, સેવકજનોને એક આત્મજ્ઞાનપ્રદાન કરીને ત્હેમના મોહને તું શમાવી દે છે. તેમજ તું મમભાવથી રહિત હોઇ, મમતાનાશક છે, અને પાપશૂન્ય છે, તેથી જે લોક ત્હારી વિદ્યાનો જપ કરે છે, ત્હેમનાં પાપને તું શમાવી દે છે. એવી વેદશાસ્ત્રપુરાણ વગેરેમાં ત્હારી કીર્તિ વર્ણવેલી છે, માટે મ્હારાઉપર કૃપા કરો અને મ્હને રાગદ્વેષ, અહંતા મમતા વગેરે દુષ્ટવિકારોથી છોડવીને સંસારથી નિર્મુક્ત કરો; એ પ્રમાણે માતાની પ્રાર્થના કરવા લાગ્યો.

આણીતરફ જ્ઞાનદષ્ટિથી નારદના જાણવામાં આવ્યું કે, ચર્પટી ભગવતીના મંદિરમાં ગયો છે, એટલે એ પણ બીજા બ્રાહ્મણનો વેષ લઇને ત્યાં ભગવતીનાં દર્શન કરવાને આવ્યો અને ત્હેની પાસે બેઠો. ત્હેણે એને પૂછ્યું, તું કોણ છે? ત્હારૂં નામ શું તથા ક્યાં રહે છે? તે ખરેખરું કહે. ત્હારા મુખપરથી જણાય છે કે તું કાંઇક ચિન્તામાં પડેલો છે. તે સાંભળીને ચર્પટીએ કહ્યુંકે, હું અહીયાંજ રહું છું, મ્હારૂં નામ ચર્પટી અને બાપનું નામ સત્યશ્રવા છે. આજે યજમાનને ઘેર કાંઇક વૈદિકકર્મ કરાવવા હું પિતાની આજ્ઞાથી ગયો હતો, પરંતુ ત્યાં દક્ષણા બરાબર નહિ મળવાથી મ્હેં યજમાનને બે કડવા બોલ કહ્યા. પરંતુ પિતાથી તે સહન નહિ થવાથી ત્હેણે ક્રોધથી મ્હારા ગાલમાં એક લપડાક લગાવી, જેથી મ્હને દુઃખ થાય છે, કે હવે આગળ શું કરવું? કયાં જવું? ઇત્યાદિ વિચારમાં હું પડેલો છું. બ્રાહ્મણવેષધારી નારદે કહ્યુંકે, ત્હારા બાપની ઘડપણમાં બુદ્ધિ ભ્રષ્ટ થવાથી ત્હેણે ત્હને શિક્ષા કીધી. એવાની સંગતિ કદી નહિ કરવી જોઇએ. એનાથી બહેતર છે કે તું અરણ્યમાં અગર બીજે કોઇ ઠેકાણે ચાલ્યો જાય, પરંતુ ત્હારા બાપને તો મ્હોં બતાવીશ નહિ.

પહેલેથીજ ત્હેના મનમાં પશ્ચાત્તાપ, વિરક્તિ વગેરે ઉત્પન્ન થયાં હતાં, તેમાં નારદનો આવો ઉપદેશ થયો, પછી તો પૂછવુંજ શું ? ત્હેણે દ્દઢ સંકલ્પ કર્યોકે, ફરી પાછા ઘેર કદી જવું નહિ. ત્હેણે તે બ્રાહ્મણને કહ્યુંકે, તમે મ્હારું એક કામ કરો; મ્હારે ઘેર છાનામાના જઇને કુલંબા નામનો મ્હારો એક સહાધ્યાયી છે, ત્હેને અંહી બોલાવી લાવો, તો ત્હેને સાથે લઇને હમે વિદેશમાં જઇએ અને સકલ વિદ્યાનો અભ્યાસ કરીએ. પછી બ્રાહ્મણરૂપી નારદ ત્યાંથી નીકળ્યો અને બહાર જઇને થોડીજવારમાં પહેલાંના કુલંબા વિદ્યાર્થીના રૂપમાં ત્યાં આગળ ત્હેની પાસે આવીને ઉભો રહ્યો. ત્હેને જોઇને ચર્પટીએ કહ્યુંકે, મ્હારો વિચાર વિદેશ જઇને અભ્યાસ કરવાનો છે, માટે તું મ્હારી સાથે ચાલ. કુલંબાએ કહ્યુંકે, હવે મ્હને પણ આ સ્થળનો કંટાળો ઉપજ્યો છે, માટે ચાલો અન્ય ક્ષેત્રાદિમાં જઇને કોઇ સારા ગુરૂની પાસેથી સકલ વિદ્યાનો અભ્યાસ કરીએ. ત્હારા પિતાની બુદ્ધિ ભ્રમિત થએલી જણાય છે, તેથીજ ત્હેણે ત્હને તાડન કર્યું. અસ્તુ ! હવે ચાલો અંહીથી જલદી જતા રહીએ.

બન્ને જણાએ ભગવતીને નમન કર્યું, અને તે ગામ છોડીને આગળ ચાલ્યા. પાંચ કોશપર આવ્યા બાદ કુલંબાએ કહ્યું કે, મ્હારા મનમાં પ્રથમ બદરિકાશ્રમમાં જઇને બદરીનાથના દર્શન કરવાનો, અને પછી ત્યાંથી કાશીક્ષેત્રમાં જઇને કોઈ યોગ્ય વિદ્વાન્ ગુણસંપન્ન ગુરૂની પાસે રહીને વિદ્યાભ્યાસ કરવાનો વિચાર ઉત્પન્ન થયો છે. ચર્પટીએ કહ્યું, ઘણું સારૂં ! જેવી તમારી ઇચ્છા હોય તેમ કરીએ. પછી બન્ને જણા ભિક્ષાટન કરતા કરતા બદરિકાશ્રમને વિષે આવી પહોંચ્યા, અને ત્હેમણે બદરીકેદારનાં દર્શન કીધાં. કેદારનાથનાં દર્શન તેઓ કરી રહ્યા છે, એટલામાં શ્રીદત્ત અને મત્સ્યેન્દ્રનાથ ત્યાં આગળ પ્રગટ થયા. કુલંબે ત્હેમને નમન કર્યું, તેમજ ચર્પટીએ પણ નમસ્કાર કર્યા અને પૂછ્યું કે એ કોણ છે ? કુલંબે કહ્યું કે અત્રિપુત્ર દત્તાત્રેય કહે છે તે એ છે,

મત્સ્યેન્દ્રનાથ જતી કહે છે તે આ રહ્યા; તથા હું પણ નારદ છું, ુ ત્હારા કાર્યને ખાતર મ્હેં આ મનુષ્યશરીર લીધું છે. સાંભળતા- ને ચર્પટીએ ત્હેને નમસ્કાર કીધા અને પ્રાર્થના કીધી કે, સત્ય પનાં દર્શન કરાવીને મ્હને સનાથ કરો. નારદે (કુલંએ) કહ્યું કે, હમે જણા હમારાં સત્ય સ્વરૂપ બતાવીશું, પરન્તુ સદ્‌ગુરૂપ્રસાદ વગર ાથી તે દેખી શકાશે નહિ. ગુરૂપ્રસાદરૂપ મંત્ર કર્ણઉપર પડતાવારને ેજ શું પરંતુ આ સર્વ દૃશ્ય વિશ્વને તું ત્હારી પોતાની જાત સહિત ર્થ (બ્રહ્મ) રૂપથી જોઈ શકીશ. ચર્પટીએ કહ્યું, ત્હમારા શિવાય બીજો શ્રેષ્ઠ ગુરૂ હું ખોળી કાઢવાનો હતો? માટે આપજ મ્હારાપર ગ્રહ કરીને કૃતાર્થ કરો.

એટલું થયા બાદ નારદે કહ્યું કે, હે દત્તાત્રેય! હવે આનાપર વચનાનુસાર આપ કૃપા કરો, અને એને સંસારને માટે પશ્ચાત્તાપ છે કે નહિ, તે આપ અંતર્યામી હોઈ, જાણી શકો તેમ છો. ેનું વચન સાંભળીને દત્તાત્રેયે ચર્પટીના મસ્તકપર પોતાનો વરદહસ્ત ો અને કાનમાં બ્રહ્મમંત્રનો ઉપદેશ કરતાવારને તાત્કાલ અવિદ્યા દૂર થઈને, ત્રણેનાં યથાર્થ સ્વરૂપ એને જણાવા લાગ્યાં અને તેનાથી આનંદ આનંદ વર્તી રહ્યો. એટલામાં મહાદેવ પણ પ્રગટ થયા, ચર્પટીએ ત્હેમને જોઈને નમન કીધું, અને મહાદેવે પણ ત્હેને આલિં- દીધું. પરમાત્માનું આલિંગન યાને સર્વસ્વનું અર્પણજ સમજવું. મહાદેવે દત્તાત્રેયને કહ્યું કે, એને નાથદીક્ષા આપવી તથા સકલ તંત્રવિદ્યામાં વિશારદ બનાવવો અને દેવતાઓ પાસેથી વરદાન અપાવવાં. ત્યારબાદ દત્તાત્રેયે ત્હેને નાથદીક્ષા આપીને પોતાની પાસે રાખી લીધો, અને અલ્પાવધિમાં સકલ વિદ્યાનો અભ્યાસ કરાવ્યો બાર વરસ સુધી ત્હેની પાસે તપ કરાવરાવ્યું. પછી નાગઅશ્વત્થની જઈને ત્યાંના સકલ દૈવત ત્હેને પ્રસન્ન કરાવી આપ્યાં, અને ેય ત્યાંથી ગિરનારપર આવીને રહી ગયા. ચર્પટીનાથ પણ દત્તની

આજ્ઞા લઇને, રામેશ્વર, ગોકર્ણ મહાબળેશ્વર, જગન્નાથ, હરિહરેશ્વર, કાશી, પ્રયાગ ઇત્યાદિ ક્ષેત્રોને વિષે વિચરવા લાગ્યા. એમના નવ શિષ્યો ઘણા પ્રસિદ્ધ થઈ ગયા છે કે જેઓ મંત્રતંત્રાદિ વિદ્યામાં પ્રવીણ હતા. ભર્તૃહરિનાથ, રેવણનાથ, મત્સ્યેન્દ્રનાથ, ગોરક્ષનાથ, જાળંધરનાથ, કાનીફનાથ, ચર્પટીનાથ, નાગનાથ, અડબંગનાથ, ચૌરંગીનાથ, મીનનાથ ઇત્યાદિ એકાદશ નાથોવડે (૮૪) ચોર્યાશી સિદ્ધ પુરૂષો આ ભૂમિમાં પ્રસિદ્ધ થઈ ગયા છે. અસ્તુ !

ચર્પટીનાથે પૃથ્વીપરનાં સકલ તીર્થોનાં દર્શન કર્યા બાદ સ્વર્ગ અને પાતાળમાં જે મંદાકિની અને ભોગાવતી નામના ગંગાના પ્રવાહ છે, તે જોવાની તથા તેમાં સ્નાન કરવાની ત્હેને ઇચ્છા થઈ, અને તે બદરિકાશ્રમમાં આવ્યો. ત્યાં બદરિનાથનાં દર્શન કરીને યાનઅસ્ત્રમંત્રનો જપ કર્યો અને કપાળે વિભૂતિ લગાડીને તે સત્યલોકમાં આવી પહોંચ્યો, અને બ્રહ્મદેવને નમન કરીને હાથ જોડીને ઉભો થઈ રહ્યો. ત્હેને જોઇને બ્રહ્મદેવે કહ્યું, આ કોણ યોગી પુરૂષ આવ્યો છે ? નારદ પાસેજ હતા ત્હેણે કહ્યું. એ તો મ્હારો ભાઇ, આપનો પુત્ર છે. મ્હારો પુત્ર કેવી રીતે ? બ્રહ્મદેવે આ પ્રમાણે પૂછ્યા બાદ નારદે સકલ પૂર્વવૃત્તનું કથન કર્યું, ત્યારે બ્રહ્મદેવને આનંદ ઉપજ્યો અને ત્હેમણે એને પોતાની પાસે બેસાડી લીધો. પછી ત્હેને પૂછ્યું કે, અંહીયાં ત્હારૂં આગમન કેવી રીતે થયું ? ચર્પટીએ કહ્યું, નારદની મુલાકાત થઈ અને ત્હેમણે શ્રીદત્તાત્રેયનાં દર્શન કરાવ્યાં અને તેમનો વરદહસ્ત તથા કૃપાદષ્ટિ આ શરીરપર થઈ. તેથી મ્હને સકલ વિદ્યાઓને વિષે પ્રવીણતા પ્રાપ્ત થઈ, અને યોગાદિના બલથી ત્રણે લોકને વિષે મ્હારી અવ્યાહત ગતિ થાય છે. તે સાંભળીને બ્રહ્મદેવને આનંદ થયો અને ત્હેમણે પૂછ્યું કે, અંહી શા હેતુથી ત્હારૂં આગમન થયું છે ? ચર્પટીએ કહ્યું, આપના દર્શનનો હેતુ મનમાં હતો, અને મંદાકિની સ્વર્ગંગામાં સ્નાન કરવાની પણ ઇચ્છા હતી, તેથી અંહી આવ્યો છું. બ્રહ્મદેવે કહ્યું, ઠીક ! હવે ત્હારૂં અંહી આગમન થયું છે,

। એક વર્ષ પર્યન્ત અંહી રહી જા અને પર્વકાલમાં મંદાકિનીમાં સ્નાન રવાનો હેતુ પણ પરિપૂર્ણ કરી લેજે. પછી નારદ અને ચર્પટીનાથ ન્ને જણા સત્યલોકમાં એક વિચારથી રહેવા લાગ્યા.

ત્યારબાદ એક વખત નારદનું ઇન્દ્રસભામાં ગમન થતાં ઇન્દ્રે મને વિનોદ પૂર્વક કહ્યું, 'આવો કલહપ્રિય નારદ! આવો.' તે સાંભળીને ારદને ક્રોધ ચઢયો અને ત્હેમણે મનમાં વિચાર કીધો કે, આને પણ ઇકે આપણો ચમત્કાર દેખાડવો જોઇએ. પછી ત્યાં આગળ બન્નેના રસ્પર ક્ષેમ કુશલાદિ પ્રશ્નો થયા અને નારદ પોતાના સ્થાનપર ચાલ્યા યા. હવે નારદની કલહપ્રિયતાને માટે કવિએ શ્લિષ્ટ પદમાં જે વર્ણન ર્યું છે, તે બતાવવામાં આવે છે. જે ઉપરથી આપણે શો બોધ લેવો . સમજી શકાશે.

**यः प्रीतिमानपि सदैव कलिप्रवृत्तौ ।**
**संकीर्तयन्नटति कृष्णयशः पवित्रम ॥**
**स ब्रह्मभूत इति सुप्रथितस्त्रिलोक्यां ।**
**दृष्टा करेऽस्य सततं महती प्रतिष्ठा ॥**

જે નારદ કલિ (કલહ) પ્રવૃત્તિમાં નિરંતર પ્રીતિમાન્ રહેતા હતા થા પરમપવિત્ર એવી પરમાત્મા શ્રીકૃષ્ણની કીર્તિ અર્થાત્ ત્હેમના ુણાનુવાદનું કીર્તન કરીને ત્રિલોકીને વિષે વિચરતા હતા, અને જે બ્રહ્મ-વથી ઉત્પન્ન થએલા હોવાનું ત્રૈલોક્યને વિષે પ્રસિદ્ધ છે, તેજ પ્રમાણે ેના હાથમાં મહતી નામની વીણાની સ્થિતિ પણ રહેતી હતી, એવું ુરાણાદિમાં નારદના ગુણાદિનું સર્વત્ર કથન મળી આવે છે. હવે આપણે ેમાંથી આપણે માટે શો તત્ત્વબોધ ગ્રહણ કરવો? તે કવિ દ્વિઅર્થક દોથી વર્ણવે છે. જો પુરૂષ કલિયુગની પ્રવૃત્તિ થએલી હોવા છતાં દૈવ-ામથી જે કાંઇ મળે તેમાં આનંદયુક્ત રહીને, હંમેશાં પરમપવિત્ર રમાત્માના સ્વરૂપગુણાદિકોનું કીર્તન કરીને આ પૃથ્વીપર વિચરે અર્થાત્

સંસારમાં રહે, તો તે કાલાંતરે બ્રહ્મભૂત યાને બ્રહ્મસ્વરૂપ થઇને ત્રિલોકીમાં સુરવર માનવ દાનવ, ઇત્યાદિકોને પણ પૂજ્ય થઈ પડે એવો થાય, અને ત્હેની કીર્તિ સર્વત્ર વિરાજમાન થાય. બ્રહ્મરૂપ અન્યાબાદ મહતી (ભારે) પ્રતિષ્ઠાને માટે શું ત્હેને બીજા પુરૂષોની માફક પ્રયાસ કરવાની જરૂરીયાત રહેશે કે ? નહિજ. અત્યંત શ્રેષ્ઠ એવી કીર્તિ યા ઉત્કૃષ્ટ સ્થિતિનો લાભ ત્હેનાં હાથમાંજ હર હંમેશ છે એમ જાણી લેવું. સારાંશ, કલિયુગ જો કે મહાન્ દોષાવહ છે, લોભની જન્મભૂમિ છે, તોપણ સદૈવ સંતુષ્ટતા રાખીને મનુષ્ય જો પરમાત્માના ભજનને વિષે તત્પર થાય તો ત્હેને ઇશ કૃપાથી અંતઃકરણ શુદ્ધિદ્વારા જ્ઞાનલાભ અને બ્રહ્મસ્થિતિની અવશ્ય પ્રાપ્તિ થયા વિના રહેશે નહિ. કલિયુગમાં એવા અનેક ભક્તો થઇ ગયા છે, એવી ત્હેમનાં ચરિત્રો વાંચ્યાથી આસ્તિક મનુષ્યની ખાતરી થશે. નાસ્તિકને તો સર્વત્ર નાસ્તિનોજ અનુભવ થાય છે એવું ઉપનિષદાદિગ્રંથોમાં વર્ણવેલું છે. અસ્તુ !

નારદના મનમાં પોતાની કલહપ્રિયતાનો અનુભવ ઇન્દ્રને દેખાડવાનો વિચાર થયો અને પોતે ચર્પટીને કહ્યું કે, ઇન્દ્રનું નંદનવન જોવા લાયક છે, ત્યાં ચાલો આજે આપણે ક્રીડા કરવાને જઇએ. નારદે ચર્પટીનાથને એક અપૂર્વ ગમનકળા, કે જે બ્રહ્મદેવે ત્હેને આપી હતી, તે એને બક્ષી અને શીઘ્રગતિથી તે બન્ને જણા નંદનવનમાં આવી પહોંચ્યા. ત્યાંની અપૂર્વ શોભા તથા કલ્પવૃક્ષના પુષ્પોની સુગન્ધ, અને ફલાદિકોને જોઇને ચર્પટીનાથે નારદને કહ્યું કે, આ કલ્પવૃક્ષના ફળ ખાવાની મ્હને ઇચ્છા થઈ છે. નારદે કહ્યું, એમાં પૂછવાની શી જરૂર છે ? પૂછો મા, બસ તોડીને ખાઓ. પછી ચર્પટીનાથે તથા નારદે ફળ તોડીને ખાધાં અને પારિજાતકનાં પુષ્પ પણ તોડીને સાથે લઇ લીધાં અને બ્રહ્મદેવ જે પૂજાને વિષે બેઠા હતા, ત્હેમની પાસે લાવીને હાજર કર્યાં. એ પ્રમાણે નારદ અને ચર્પટીનાથ નિત્ય નંદનવનમાં જતા અને ફળ ફુલ તોડી લાવતા અને ખાતા તથા ઝાડોનાં પાંદડાં અને શાખા પણ તોડયાં કરતા.

નંદનવનમાં જે રક્ષક માળી વગેરે લોકો હતા ત્હેમણે ઝાડોની દુર્દશા થએલી જોઇને ફળફુલાદિકને રોજ કોણ તોડી લઈ જાય છે તે જોવું જોઇએ, એવો નિશ્ચય કીધો. પછી એક દિવસ તે લોકો ત્હેને પકડવા સારૂ છુપાઇને એક જગોએ બેસી રહ્યા અને જ્યારે ચર્પટીનાથ ફળ ફુલ તોડવા લાગ્યો ત્યારે તેઓએ ત્હેને પકડ્યો. એવું જોઇને નારદ તો ત્યાંથી નાસી ગયા અને ચર્પટીનાથને માળી વગેરે લોકોએ ખુબ માર માર્યો. પછી તો પૂછવુંજ શું ? ચર્પટીનાથને ક્રોધ ચઢતાં ત્હેણે વાતાકર્ષક મંત્રનો જપ કરીને, ભસ્મ ત્હેમના ઉપર ફેંકી કે તેજ ક્ષણે સઘળાના પ્રાણ વ્યાકુળ ગઇ ગયા અને તેઓ જમીનપર ગબડી પડ્યા. એમની એવી દશા જોઇને, બીજા રક્ષકોએ ઇન્દ્રને એ સમાચાર નિવેદન કર્યા, ત્યારે ચર્પટીનાથને પકડીને પોતાની પાસે લઇ આવવા ત્હેણે દેવની સેના મોકલી. ઇન્દ્રે કહ્યું, હે દેવો ! એ યોગી અનાવર છે એવું જો કદાચ ત્હમને લાગે, તો શસ્ત્ર વગેરેથી ત્હેની કતલ કરી નાંખજો. અગસ્તિએ જેમ સમુદ્રનું પાન કર્યું હતું તેજ પ્રમાણે ત્હમારે ત્હેના પરાક્રમરૂપી સમુદ્રનું પાન કરવું, અગર વડવાનળની માફક તેનું શોષણ કરવું. ઇન્દ્રની આજ્ઞાથી દેવસેના જ્યારે ત્યાં આવેલી ચર્પટીનાથના જોવામાં આવી, ત્યારે ત્હેને ક્રોધ ચઢ્યો, અને ત્હેણે પૂર્વોક્ત વાતાકર્ષક મંત્રના જપથી વિભૂતિ અભિમંત્રીને ત્હેમના ઉપર ફેંકી. પછી તો જોવાનું શું રહ્યું ? સકલ દેવોના શ્વાસોચ્છ્વાસ બંધ થવા લાગ્યા, અને ત્હેમનાં હાથમાંથી શસ્ત્ર વગેરે પડી ગયાં, તથા નિશ્ચેષ્ટ થઇને તેઓ પણ સઘળા મૂર્છિત થયા.

ઇન્દ્રે ચર્પટીના ઉપર દેવસેના મોકલી હતી, પરંતુ ત્હેની શી હાલત થાય છે, તે જોવા સારૂ ત્હેણે પાછળથી એક દૂતને મોકલ્યો હતો. તે નંદનવનમાં આવીને જોવા લાગ્યો તો, સઘળાજ દેવો નિશ્ચેષ્ટ થઇને પડી રહેલા ત્હેના જોવામાં આવ્યા, ત્યારે તો તે ગભરાઈ ગયો અને ત્હેણે તે વૃત્તાન્ત આવીને ઇન્દ્રને ખબર કરી. સાંભળતાવારને

દેવેન્દ્ર ક્રોધાયમાન થઇ ગયો અને ત્હેણે પોતાનાં વાહન ઐરાવતને સજ્જ કરવાની માવતને વરદી આપી અને વજ્ર વગેરે આયુધ લઇને યુદ્ધ કરવાને વાસ્તે સજ્જ થઇ ગયો. દૂતે કહ્યું, હે પ્રભો ! તે યોગીનું વય તો અલ્પ છે, પરંતુ પરાક્રમ ઘણું ભયંકર છે. કેમકે, તે એકલો હોવા છતાં, ત્હેણે શસ્ત્રાસ્ત્રવિશારદ એવા દેવોનો પરાભવ કરીને ત્હેમને મૂર્ચ્છા પમાડી દીધા છે. આપ ઐરાવતી અને વજ્રાદિ આયુધ લઇને જાઓ છો, પરંતુ હું નથી ધારતો કે એ આયુધોનો તેમજ આપનો પણ કશોયે પ્રભાવ એની આગળ ચાલી શકશે ! એની પાસે ધનુષ્ય બાણુ ખડગ વગેરે કાંઇપણુ આયુધ જોવામાં આવતાં નથી, તે છતાં એ આટલું બધું ઉગ્ર પરાક્રમ કરી શકે છે, તેપરથી સિદ્ધ થાય છે કે એની પાસે કાંઇપણુ ગુપ્તવિદ્યા હોવી જોઇએ. એથી આપ એની ઉપર એકાએક વગર વિચારે દોડી જવાનું સાહસ કરશો નહિ, એવી મ્હારી વિનંતી છે. આપ ભગવાન્ શંકરને જો સહાયભૂત કરી લેશો, તો ત્હેમના પ્રભાવથી આપને યશનો લાભ પ્રાપ્ત થવાની સાથે સકલ દેવોપણુ ઉભા થઈ શકશે. તે સાંભળીને ઇન્દ્રને આશ્ચર્ય તેમજ ભય પણ ઉપજ્યો અને ત્હેણે કૈલાસપર જઇને શિવજીને એ વૃત્ત નિવેદન કરીને ત્હેમની સહાય માંગવાનો નિશ્ચય કર્યો.

ત્યારબાદ ઇન્દ્ર અમરાવતીથી સત્વર કૈલાસપર આવી પહોંચ્યો અને ત્હેણે ભવાનીસહિત બેઠેલા મહાદેવનાં દર્શન કરીને સાષ્ટાંગ નમન અને સ્તવન કર્યું.

**भो शंभो शिव शंकर शशिशेखर शैलनाथ शितिकण्ठ।**
**शुद्धस्वरूप शूलिन् शिवदायक शर्व शमय मम शमलम्॥**

હે ભગવન્ ! ભક્તોના સકલ દોષ દૂર કરીને ત્હેમને આપ સુખ પ્રદાન કરો છો, તથા આપ બ્રહ્મ સ્વરૂપ હોઇ, હું આપને શરણે આવ્યો

છું તો મ્હારા પાપનું શમન કરીને, મ્હને આપ દુઃખરહિત કરો. આપેજ સમુદ્રમાંથી ઉત્પન્ન થએલાં કાલકૂટ વિષનું પાન કરીને દેવોની રક્ષા કીધી છે, તથા અમરપુરી નિર્માણ કરીને ત્યાંનું રાજ્ય આપેજ મ્હને બક્ષ્યું છે, અને દૈત્યોએ જ્યારે જ્યારે પીડા પહોંચાડી હતી ત્યારે ત્યારે આપેજ મ્હને સંકટમાંથી છોડવ્યો હતો. પરંતુ આજનો પ્રસંગ તે કરતાંયે અધિક કઠીણ જણાય છે, માટે આપ દયામય થઇને મ્હારી રક્ષા કરો. ઇન્દ્રનું આવું ભાષણ સાંભળીને શંકરજીએ પૂછ્યું, હે ઇન્દ્ર ! ત્હારાપર એવો તે શો સંકટનો પ્રસંગ આવ્યો છે ? કોણ રાક્ષસ પ્રમત્ત થયો છે ? કહેતો ખરો. પછી ત્હેની તજવીજ થઈ રહેશે. ઇન્દ્રે કહ્યું, કોઇ એક જોગી આવ્યો છે, એવું મ્હારા સાંભળવામાં આવ્યું છે, પરંતુ મ્હેં ત્હેને પ્રત્યક્ષ દીઠો નથી. ત્હેણે નંદનવનની પુષ્પલતાઓ તેમજ પારિજાતાદિ કલ્પવૃક્ષનો નાશ કરેલો હોવાથી, ત્હેને શાસન કરવા સારૂ મ્હેં દેવોને મોકલ્યા હતા, પરંતુ એણે તો પોતાના પ્રભાવથી તે સર્વને નિશ્ચેષ્ટ કરી દીધા છે. તેથી હું ભયભીત થઇને આપની પાસે એ સમાચારની ખબર આપવાને ખાતર આવ્યો છું, તો મ્હારી રક્ષા કરો અને સકલ દેવતાઓને સાવધ કરો.

સાંભળતાવારને શંકર કોપાયમાન થઈ ગયા અને પોતાના ગણોને તથા અષ્ટ ભૈરવોને સાથે લઇને નીકળ્યા તથા કેટલાક ગણોને વૈકુંઠમાં વિષ્ણુને એ વૃત્ત નિવેદન કરવા સારૂ મોકલી આપ્યા. ઇન્દ્રપુરીમાં શંકર આવતાંજ ચર્પટીનાથે બીજું કાંઈ ન કર્યું; પૂર્વોક્ત વાતાકર્પણ મંત્રના પ્રભાવથી ઇન્દ્રને તેમજ સકલ ગણો સહિત શંકરને પણ વિવ્હલ કરી દીધા. શ્વાસોચ્છવાસજ બંધ થઈ ગયા એટલે પછી ત્હેમના હાથવડે શું થવાનું હતું ? તેઓ સઘળા ગલિતશસ્ત્ર થઇને નિશ્ચેષ્ટ હાલતમાં જમીનપર ગબડી પડ્યા. એવી હાલત જોઇને નારદ તો હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, ઠીક થયું ! અહંકાર આમજ બધાયને ગબડાવી પાડે છે. આણીતરફ શિવના ગણોએ વિષ્ણુને સમાચાર જણાવતાં તેઓ

પણ પોતાના ગણોને લઇને ઇન્દ્રિપુરીમાં આવી પહોંચ્યા. જોવા લાગ્યા તો શિવ અને ઇન્દ્રાદિ દેવો નિશ્ચેષ્ટ થઇને પડી રહેલા નજરે પડયા. ત્યારે તો ખીજવાઇને, ત્હેમણે પોતાના ગણોને યુદ્ધ કરવાની આજ્ઞા આપી, પરંતુ ત્હેમનું પણ શું ચાલવાનું હતું ? શિવગણોની માફક વિષ્ણુના ગણોને પણ ચર્પટીનાથે વાતાકર્ષક મંત્રનો જપ કરીને ત્હેમનાપર વિભૂતિ ફેંકીને ત્હેમને પણ નિશ્ચેષ્ટ કરી દીધા.

એવું જોઇને વિષ્ણુ જે લઢવાને આગળ આવવા લાગ્યા તો ચર્પટીનાથે ત્હેમના સુદર્શન અને ધનુષ્યના ઉપર મોહિનીમંત્ર ભણીને વિભૂતિ ફેંકીને તેમને જડ, નિર્બલ બનાવી દીધાં. વિષ્ણુએ કોપ કરીને તે સુદર્શન ચર્પટીનાથ ઉપર છોડયું, પરંતુ તેથી ત્હેને કાંઇ પણ ઇજા ન થતાં, ઉલટું એ ત્હેના હાથમાંજ વિરાજમાન થઇ ગયું. ત્યારબાદ વાતાકર્ષક મંત્રના પ્રભાવથી વિષ્ણુની પણ શિવના જેવી સ્થિતિ કરી નાંખી અને આખરે ચર્પટીએ ત્હેમની પાસે જઇને શંખ, ગદા, વન-માળા, મુકુટ વગેરે અલંકાર કાઢી લીધા અને પોતાના શરીરપર ધારણ કરી દીધા. તેમજ શંકરના પણ ત્રિશુલ કપાલાદિ આયુધો લેઇ લઇને સત્યલોકમાં પિતા બ્રહ્મદેવની પાસે તે આવી પહોંચ્યો. પહેલાં જેમ ગોગ્રહણ પ્રસંગમાં અર્જુને કૌરવાદિની સાથે ભીષ્મ, દ્રોણ, દ્રૌણી, કૃપાચાર્ય વગેરે મહાસમર્થ અતિરથી મહારથીઓને મૂર્ચ્છા પમાડી દીધા હતા, કિંવા પરમાત્મા શ્રીરામચંદ્રને ત્હેમના પુત્ર લહુકુશે પરાભવ પમાડયા હતા, તેવોજ આ પ્રસંગ પણ થયો. અસ્તુ !

બ્રહ્મદેવે ચર્પટીનાથની પાસે શિવ વિષ્ણુનાં આયુધ વગેરેને જોઇને ત્હેને પૂછયું કે હે વત્સ ! આ તું કયાંથી લઇ આવ્યો ? ચર્પટીનાથે કહ્યું, હું નંદનવનમાં ગયો હતો ત્યાં મ્હને રક્ષકોએ માર્યો, ત્યારે મ્હેં પણ ત્હેમને વાતાકર્ષક મંત્રવડે નિશ્ચેષ્ટ કરી દીધા. ત્યારબાદ તેઓની રક્ષા કરવાસાર દેવસેના તથા વિષ્ણુ અને શંકર પણ આવ્યા હતા,

પરંતુ મ્હેં ત્હેમને સુદ્ધાં તેજ પ્રયોગથી નિશ્ચેષ્ટ કર્યાં, અને ત્હેમના આ અલંકાર અને આયુધો હું લઇ આવ્યો છું. બ્રહ્મદેવે કહ્યું, એ ત્હેં અનુચિત કર્યું. સકલ જગતના આધારભૂત અને પૂજ્ય એવા હરિહરના ઉપર ત્હેં મંત્રપ્રયોગ કર્યો અને ત્હેમની એવી અવસ્થા કરી નાંખી, એ કાંઈ ઠીક ના થયું. હવે જલદી જઇને ત્હેમને સાવધ કરે તો સારૂં થાય. એમની કૃપાથી પ્રાપ્ત થએલી વિદ્યાનો પ્રભાવ ત્હેં એમનેજ દેખાડયો, એ કેટલી બધી કૃતઘ્નતા ! ! પછી બ્રહ્મદેવ ત્હેને સાથે લઇને જ્યાં સઘળા દેવો પડયા હતા ત્યાં આવ્યા અને ચર્પટીનાથે વાતાકર્ષક-મંત્રને આકર્ષિત કરીને, સંજીવિની મંત્રના પ્રભાવથી ત્હેમને બધાયને પહેલાંની માફક સાવધ કરી દીધા. પછી બ્રહ્મદેવે ચર્પટીનાથને શંકર અને વિષ્ણુના ચરણપર નાંખી દીધા, ત્યારે તેઓએ પૂછયું, એ કોણ છે ? બ્રહ્મદેવે એ ઉપરથી ત્હેમને એનું જન્મવૃત્ત કહ્યું અને પિપ્પલાયન નારાયણનો અવતાર એ ચર્પટીનાથ છે, એમ નિવેદન કરીને ગુરૂદત્તાત્રેયની કૃપાથી એ સકલ વિદ્યામાં પારંગત થયો છે, એવું જણાવ્યું. તે સાંભળીને વિષ્ણુને આનંદ થયો અને ત્હેમણે એને પોતાની પાસે બેસાડી લીધો. ચર્પટીનાથે અપરાધની ક્ષમા માંગી અને સકલ અલંકાર અને આયુધ વગેરે ત્હેમને સમર્પણ કીધાં. ત્યારબાદ દેવતાસહિત ઇન્દ્ર અમરાવતીમાં, શંકર કૈલાસપર અને વિષ્ણુ વૈકુંઠને વિષે જતા રહ્યા તથા બ્રહ્મદેવ ચર્પટીનાથને લઇને સત્યલોક આવી પહોંચ્યા.

પછી નારદ અમરાવતીમાં ઇન્દ્રની પાસે જઇને કહેવા લાગ્યા કે, હે ઇન્દ્ર ! તહમારા ઉપર જે સંકટ આવી પડયું હતું, તેને માટે કયો કલહ પ્રિય નારદ ઉત્પન્ન થયો હતો ? હું તહમારે ત્યાં આવું છું તો તો તહમે મ્હને કલહનો નારદ એવું કહો છો, પરંતુ આજે તહમને આવો ચમત્કાર કોણે દેખાડયો ? સાંભળતાવારને ઇન્દ્રના સમજવામાં આવ્યું કે, આ સર્વ કૃત્ય એમનુંજ હશે. પરંતુ બોલવાની જીકર ક્યાંથી લાવે ? તે દિવસથી ઇન્દ્રે નારદને 'કલહ પ્રિય' એ પ્રમાણે કહેવાનું છોડી દીધું.

ત્યારબાદ ઇન્દ્રે નારદનું પૂજન સ્તવન કરીને ત્હેમને પ્રસન્ન કરી લીધા અને સદા આપ મ્હારા ઉપર કૃપાદૃષ્ટિ રાખતા રહેજો એવી પ્રાર્થના કીધી. પછી ત્યાંથી નારદ સત્યલોકમાં આવીને ચર્પટીનાથને મળ્યા અને આ સર્વ કૃત્ય મ્હેંજ ઇન્દ્રની ખોડ ભાંગવાને માટે કર્યું હતું એવું ત્હેને જણાવી દીધું. એ પ્રમાણે ચર્પટીનાથનો વર્ષભર સત્યલોકમાં વાસ થયો હતો. થોડાક દિવસ પછી કાંઇક વિશેષ પર્વણી આવતાં, દેવ મુની વગેરે બધાજ મંદાકિની ગંગાપર સ્નાન કરવાને આવ્યા, તે વખતે બ્રહ્મદેવ, નારદ અને ચર્પટીનાથ સહિત ત્યાં આવ્યા. સ્નાનાદિકરીને પાછા સત્યલોકમાં આવ્યા અને પછી ચર્પટીનાથ ત્યાંથી બ્રહ્મદેવ તથા નારદની રજા લઇને જે નીકળ્યા, તે પૃથ્વીપર આવ્યા અને પછી ત્યાંથી પાતાળમ ભોગાવતી (ગંગા)ના સ્નાનને વાસ્તે ગયા. ત્યાં સપ્તપાતાલાદિ અવલોકીને બલિરાજાની પાસે સુદ્ધાં ગયા અને ત્યાં વામનને નમન કીધું. બલિરાજાએ પણ ચર્પટીનાથનું ઉત્તમ સન્માન કીધું અને પછી ત્યાંથી પૃથ્વીપ: આવીને સ્વેચ્છાથી ભ્રમણ કરીને વિચરતા રહ્યા.

ચર્પટીનાથે ઇન્દ્રની દુર્દશા કીધી, તે અપમાન એને દુઃસહ થા પડયું અને એણે પોતાના ગુરૂ બૃહસ્પતિને કહ્યુંકે, હે ગુરો! ચર્પટીન વય તો અલ્પ છે, પરંતુ ત્હેનો પ્રતાપ કેટલો બધો છે, તે આપે જોયો છે. જેણે હરિહરને પણ પોતાનો પ્રભાવ દેખાડયો. પરંતુ એનું કારણ 'વાતાકર્ષણ વિદ્યા' જે આજકાલ નાથપંથમાં ઘણી પ્રચલિત થઇ તેને આપણે જાણતા નથી, તેજ છે. એ વિદ્યાનો લાભ આપણને થ સારૂ કાંઇક યુક્તિ શોધી કાઢવી જોઇએ. ત્હેમનો વાસ એકત્ર ન હોવાથી, ત્હેમની પાસે જઇ દાસ્યત્વ કરીને વિદ્યાસંપાદન કરવાનું બ શકે તેમ નથી. વળી અમરાપુરી છોડીને ત્હેમની પાછળ જંગલ ભટકવું એ પણ આપણને યોગ્ય નથી; તેથી એવી કાંઇક યુક્તિ ખો કાઢો કે જેથી મ્હારી મનકામના પૂર્ણ થાય. ઇન્દ્રનું એ પ્રકારનું ભાષ સાંભળીને, બૃહસ્પતિએ કહ્યુંકે હે દેવેન્દ્ર! એને માટે એવું કરવું

ત્હારે અંહી સોમયાગનો પ્રારંભ કરવો અને તે સમારંભને સારૂ નવનાથોને અંહી આગળ બોલાવવા. એ યુક્તિ ઇન્દ્રને પસંદ પડી, પરંતુ નાથને બોલાવવાને માટે કોને મોકલવો? તેનો વિચાર થઈ પડયો. બૃહસ્પતિએ કહ્યુંકે, અષ્ટવસુમાં જે ઉપરિક્ષ નામનો વસુ છે, ત્હેને મોકલીશું, તો મત્સ્યેન્દ્રનાથ વગેરે સઘળાજ નાથોને તે લઇ આવશે; કેમકે, તે મત્સ્યેન્દ્રનો બાપ છે. પહેલાં જે વખતે મત્સ્યેન્દ્ર અંહી આવ્યો હતો તે વખતે ત્હેંપણ એનું બહુ ગૌરવ કર્યું હતું; તેથી ત્હારૂં નિમંત્રણ જશે, તો એ આવ્યા વગર રહેશે નહિ અને ત્હેના કહેવાથી બીજા બધા નાથ પણ આવશે; કેમકે સર્વ નાથોમાં એ આદ્ય છે.

તે સાંભળીને ઇન્દ્રે ઉપરિક્ષવસુને બોલાવ્યો અને આજ્ઞા કીધીકે, હે ઉપરિક્ષ! પૃથ્વીપર જઇને મત્સ્યેન્દ્ર વગેરે સકલનાથોને મ્હારો સંદેશો કહેજો કે, 'સોમયાગને સારૂ ઇન્દ્રે તમને બોલાવ્યા છે, માટે વિમાનમાં બેસીને ચાલો.' પછી ઉપરિક્ષવસુ વિમાનમાં બેસીને બદરિકાશ્રમમાં આવતાં ત્યાં આગળ સઘળાજ નાથ તથા ચોર્યાશી સિદ્ધપુરૂષો તીર્થ સ્નાનને માટે આવેલા ત્હેના જોવામાં આવ્યા. મત્સ્યેન્દ્રે પોતાના પિતાને જોઇને ઉઠીને નમન કીધું અને આવવાનું કારણ પણ પૂછયું. ત્યારે ઉપરિક્ષવસુએ ઇન્દ્રનો સોમયાગ કરવાનો હેતુ ત્હેને વિદિત કર્યો, અને તે સમારંભને સારૂ સકલ નાથોને લઈ આવવાને માટે મ્હને એમણે અંહી મોકલ્યો છે; તો સકલ મંડળીસહિત તમે આ વિમાનમાં બેસીને અમરાપુરીમાં ચાલો અને ઇન્દ્રિને સફલ કામ કરો. મત્સ્યેન્દ્રનાથે તેમ કરવાનું કબુલ કીધું, અને સઘળી નાથમંડળીને સ્વર્ગમાં પોતાની સાથે આવવાનું કહ્યું. ત્યારે જાળંધરનાથ, કાનીફનાથ, ગોપીચંદ, મૈનાવતી, ભર્તૃહરિનાથ, અડબંગનાથ, ચૌરંગીનાથ, રેવણનાથ, નાગનાથ, ચર્પટીનાથ ઇત્યાદિ મંડળી ભારે આનંદભેર ત્યાંથી નીકળી. એમના ઉપરાંત બીજાપણ ઘણા સિદ્ધલોકો વિમાનમાં બેસીને ઉપરિક્ષવસુની સાથે અમરાવતીમાં આવી પહોંચ્યા. ઇન્દ્રે જ્યારે સઘળા સિધ્ધોને વિમાનમાં

બેસીને આવતા દીઠા, ત્યારે આનંદભર્યો તે એમને સત્કાર કરવાને સામે ગયે, અને નમન કરીને ત્હેમને સભામાં લઇ આવ્યે. ત્યાં ઉત્તમ આસનપર બેસાડીને ત્હેમની પૂજા તથા સ્તુતિ કીધી, અને યજ્ઞ કરવાને પોતાને હેતુ સર્વને વિદિત કર્યો, તથા સ્થાનની યોજના કરવા જણાવ્યું.

તે સાંભળીને બૃહસ્પતિએ તથા મત્સ્યેન્દ્રનાથે કહ્યું કે, સિંહલદ્વીપમાં આટવ નામનું વન છે, ત્યાં સર્વ સાહિત્ય તૈયાર કરીને યજ્ઞને આરંભ કરવો. કેમકે એ જંગલ, વૃક્ષ જલ વગેરેથી પરિપૂર્ણ છે, અને પુણ્ય સ્થળ પણ છે. એ ઉપરથી ઇન્દ્રે ઉપરિક્ષવસુને ત્યાં આગળ સઘળું તૈયાર કરવાનું કહ્યું, અને સર્વનાથમંડળી સહિત દેવેન્દ્ર તે જગ્યાએ આવી પહોંચ્યો. ત્યાં આવતાંવારને મત્સ્યેન્દ્રને મીનાનાથનું સ્મરણ થયું અને ત્હેણે ઉપરિક્ષવસુને ત્હેને તથા મૈનાકિનીને યજ્ઞસમારંભને વિષે લઇ આવવાનું કહ્યું. તે સાંભળીને ઉપરિક્ષવસુ જઇને બન્નેને ત્યાં આગળ લઇ આવ્યો, ત્યારે મત્સ્યેન્દ્રને જોઇને ત્હેમને આનંદ થયો. મત્સ્યેન્દ્રનાથ મૈનાકિનીને છોડીને જતા રહ્યા તે વખતે ઉપરિક્ષવસુએ ત્હેને વચન આપ્યું હતું કે, ઇન્દ્ર જ્યારે યજ્ઞ કરશે, ત્યારે મત્સ્યેન્દ્રનાથ તેમાં આવશે, અને તે વખતે હું ત્હારી મુલાકાત કરાવી આપીશ, તો એ વચન પણ ત્હેણે એ રીતે પૂર્ણ કર્યું. યજ્ઞનું સાહિત્ય તૈયાર થયા બાદ યજ્ઞદીક્ષા લેવાને માટે ઇન્દ્ર તૈયાર થયો, ત્યારે બૃહસ્પતિએ કહ્યું કે, હે ઇન્દ્ર! ઉપરિક્ષવસુને હાથેજ યજ્ઞનો આરંભ કરાવવો. પછી ઇન્દ્રે ઉપરિક્ષવસુને કહ્યું અને ત્હેણે યજ્ઞદીક્ષા ગ્રહણ કરીને યજ્ઞનો આરંભ કર્યો. સકલનાથ યજ્ઞને વિષે આહુતિપ્રદાન કરતા હતા, ઇન્દ્ર દેખરેખ રાખીને જે જે સાહિત્ય જોઇતું, તે તે આણી આપતો હતો, તેથી સકલ નાથ ત્હેનાપર પ્રસન્ન થયા.

તે વખતે મત્સ્યેન્દ્રનાથ ત્યાં આગળ મીનાનાથને વાતાકર્ષક વિદ્યા શીખવી રહ્યા હતા, તે સંધિ જોઇને ઇન્દ્રે મયુરનો વેષ લીધો અને ઝાડપર બેસીને ગુપ્તરીતે તે વિદ્યા સાંભળી લઇને તેનો પાઠ કીધો.

એમ એક બે દિવસ નહિ, પણ એક સંવત્સર પર્યન્ત યજ્ઞ ચાલ્યો અને ત્યાંસુધી મત્સ્યેન્દ્રનાથે મીનાનાથને વાતાકર્ષાદિ સકલવિદ્યા શીખવ્યાં કીધી, જે દરમ્યાન ઇન્દ્ર મયૂરના વેષમાં પાસેના ઝાડપર બેસીને નિત્ય શ્રવણ કર્યાં કરતો હતો. યજ્ઞ સમાપ્ત થયાબાદ, ઇન્દ્રે મત્સ્યેન્દ્રનાથની અગ્રપૂજા કીધી અને ત્યારબાદ સકલનાથમંડળીનું વસ્ત્રાલંકારાદિથી સન્માન કીધું. પછી ઇન્દ્રે સર્વનાથોને હાથ જોડીને પ્રાર્થના કીધી કે, મ્હારા હાથે અપરાધ થયો છે, તેની આપે ક્ષમા કરવી. ત્હેમણે પુછ્યું, ત્હેં અપરાધ શો કર્યો છે, કે જેની હમારે ક્ષમા કરવાની છે? ઇન્દ્રે કહ્યું, મીનાનાથને વાતાકર્ષકાદિ વિદ્યા મત્સ્યેન્દ્રનાથ શીખવતા હતા, તે મ્હેં મયૂરનો વેષ લઇને ઝાડપર બેસીને સાંભળી છે અને સંપાદન કીધી છે, તોપણ તે ફલપ્રદ થવાસારૂ આપ સઘળાએ વરદાન આપવાની જરૂર રહે છે. તે સાંભળીને સઘળા નાથો કોપાયમાન થઇ ગયા અને કહેવા લાગ્યા કે, ત્હેં એટલા ખાતરજ હમને અહીં બોલાવ્યા હતા? કે કપટથી ચોરી કરીને વિદ્યાસંપાદન કરી લેવી? ત્હેં જો કદાચ હમારી પાસે આવીને માંગણી કરી હત, તો હમે શું એ વિદ્યાનું ત્હને દાન નહિ કરત? પરંતુ સીધોમાર્ગ છોડી દઇને ત્હેં કપટમાર્ગનું અવલંબન કર્યું, તેથી હમે ત્હને શાપ આપીએ છીએ કે, ચોરી કરીને ત્હારી સંપાદન કરેલી વિદ્યા નિષ્ફલ નીવડશે. જા! બૃહસ્પતિ સમાન જ્ઞાની ત્હારો ગુરૂ અને તું જાતે પણ ન્યાયી તથા વિવેકી હોવા છતાં ત્હારી બુદ્ધિ આમ વિપરીત કેમ થઇ? ગુરૂની શુશ્રૂષા કર્યાથી વિદ્યા મળે છે, કિંવા પુષ્કળ ધન આપીને વિદ્યા સંપાદન થઇ શકે છે, અથવા પોતાની વિદ્યા બીજાને આપીને તેના બદલામાં ત્હેની વિદ્યા ગ્રહણ કરી શકાય છે. એવા પ્રસિદ્ધ ત્રણ માર્ગ ત્હેને વિદિત નહિ હશે એવું નથી, પરંતુ જાણી બુઝીને ત્હેં આ કાર્ય કર્યું છે, તેથી એ વિદ્યા કદીપણ ફલપ્રદ નહિ થાય.

તે સાંભળીને ઇન્દ્રને ઘણો પશ્ચાત્તાપ થયો, અને ત્હેણે ત્હેમની પ્રાર્થના કીધી કે, હે નાથ! જે વાત બની તે કાંઇ નહિ બની નથી

થતી, માટે મ્હારા કાપટ્યને માટે આપ દયાવાન થઇને ક્ષમા
અને એ વિદ્યા કોઈ પણ પ્રકારે સફલ નીવડે એવો મ્હારાપર અ
કરશો એવી આશા છે. પછી બૃહસ્પતિ અને ઉપરિક્ષવસુએ મત્સ્યે
સકલ નાથોને ગૌરવયુક્ત વાણીવડે કહ્યું કે, આપ ઇન્દ્રના ઉપર
કરીને ત્હેને શાપમાંથી મુક્ત કરશો. ત્યારે નાથ કહેવા લાગ્યા કે,
બાર વરસ સુધી તપશ્ચર્યા કરવી અને નાથપંથનો કદી પણ છળ
નહિ, તોજ એની વિદ્યા ફલપ્રદ થશે. ઇન્દ્રે ત્હેમનું વચન માન્ય
અને પછી સકલ નાથમંડળી વિમાનમાં બેસીને પૃથ્વીપર આવી પાં
નીકળતી વખતે મત્સ્યેન્દ્રનાથે સદુપદેશ આપીને મૈનાકિનીના
સમાધાન કીધું, અને મીનાનાથને પોતાની સાથે ચાલવાનું કહ્યું. પૃ
આવ્યા બાદ સકલ મંડળી પોતપોતાના સ્થાનપર ચાલી ગઈ,
કેટલાક બદરિકાશ્રમમાં રહ્યા, અને બાકીના બીજા બધા અનેક
ક્ષેત્રાદિકોને વિષે વિચરતા રહ્યા.

ઇન્દ્રના અન્તઃકરણમાં કપટથી વિદ્યા હરણ કીધી તેને માટે
અનુતાપ થયો, અને એ વિદ્યા સફલ થાય એ હેતુથી ત્હેણે હિમાલ
તપ કરવાનું શરૂ કર્યું. મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

**यत्किंचिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्तिभिर्जनाः ।**
**तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥**

શરીર, મન અને વાણીવડે જે કાંઈ પાપ થાય છે, તેને ત
લોકો તપશ્ચર્યાના બળવડે સત્વર બાળી નાંખે છે. આ ઉપરથી
હાથે જે કાંઈ કપટ દોષ થયો હતો, તેની નિવૃત્તિ થઇને, વિદ્યા ફ
થવા સારૂ નાથોએ જે ત્હેને તપરૂપ ઉપાય બતાવ્યો હતો, તે યો
હતો એમ સમજવું. ભાગવતના પ્રેમી અને પાઠ કરનારા પુરૂષોને
વાત શું અજાણી હશે? કે ભગવાને જે બ્રહ્મદેવને કહ્યું છેઃ—

**भूयस्त्वं तप आतिष्ठ विद्यां चैव मदाश्रयाम् ।**
**ताभ्यामंतर्हृदि ब्रह्मन् लोकान्द्रक्ष्यस्यपावृतान् ॥**

હે બ્રહ્મન્! ત્હમે મ્હારી વિદ્યાનું અને તપનું અનુષ્ઠાન કરશો, તો તે દ્વારા ત્હમે ત્હમારા હૃદયમાં સર્વ લોકોને સ્પષ્ટ રીતે જોઈ શકશો. એજ આજ્ઞાને અનુસરીને બ્રહ્મદેવે તપ કર્યું હતું. સારાંશ, ગુરૂપાસેથી વિદ્યા સંપાદન કીધી હોય, તોપણ તે સાર્વકાલ ફલદ્રુપ થવાસાર તપાદિની આવશ્યકતા રહે છે, તો પછી જે લોકો ચોરી કરીને વિદ્યા સંપાદન કરતા હોય, ત્હેમને તપાદિની આવશ્યકતા હોવીજ જોઇએ, એ કહેવાની શું જરૂર રહે છે? ઇન્દ્રિ પોતાના મનમાં મહત્તાને માટે સાશંકિત થયો, અને ત્હેણે નાથને શરણ ગયા વગર અને શુશ્રૂષા કર્યા વિના ચોરી કરીને વિદ્યા મેળવી, પણ આખરે તે નિષ્ફળ ગઇ.

એ પરથી આપણે પણ બોધ લેવો જોઇએ કે, ગુરૂની સેવા શુશ્રૂષા કરીને ત્હેમની પ્રસન્નતાથી મેળવેલી અને પોતે જાતે ઇશ આરાધન વગેરે તપદ્વારા તેને તીક્ષ્ણ તથા દૃઢ કરેલી વિદ્યાજ સદાસર્વત્ર સફલ થાય છે. ચોરીનું દ્રવ્ય ચોરોને કેટલા દિવસ લગી સુખરૂપી ફલ આપી શકે તેમ છે? થોડા વખત સુધીજ. તથા સત્ય પરીક્ષક ઝવેરી વગેરે જાણે છેજ કે, 'એની યોગ્યતા નથી છતાં આ અમૂલ્ય માલ એ ક્યાંથી તફડાવી લાવ્યો હશે? અર્થાત્ ચોરી કરીનેજ.' તેથી તેઓ પણ તેનો સ્વીકાર કરતા નથી, તેજ પ્રમાણે કલિયુગ દ્રવ્યની આશાની જન્મભૂમિ હોવાથી અને અલ્પ આયાસવડે ભારે પ્રતિષ્ઠા મળી શકતી હોવાથી, ઘણા લોકો ચોરીના માર્ગનુંજ અવલંબન કરીને વિદ્યાસંપાદન કરે છે અને મહાપંડિત, વ્યાખ્યાનકોવિદ, કીર્તનવિશારદ, અને સાધુમહંત ઇત્યાદિ નામથી પ્રસિદ્ધ થઇને, માન ધન પેદા કરે છે. પરંતુ સત્યઝવેરી અર્થાત્ વિદ્વાન્ શ્રોતાવર્ગ એવા લોકોને મુખેથી વ્યાખ્યાન, કીર્તન, પુરાણાદિ ઉપદેશ સાંભળીને, ઝટ જાણી જાય છે કે એમનું એવા પ્રકારનું જ્ઞાન આમતેમ પુસ્તકોમાંથી તફડમચી કરીને પોપટની માફક કંઠસ્થકરેલું હોય છે.

પોપટ ક્યાં જાણે છે કે, હું જે બોલું છું તેનો આજ અર્થ થાય છે? તે તો જેવું સાંભળે છે તેવુંજ બોલે છે. તેજ પ્રમાણે ઉપરોક્ત વિદ્વાન્ પુરૂષો પણ થોડુંજ જાણે છે કે, હું જે બોલું છું તેનો યથાર્થ રહસ્યાર્થ આવોજ થાય છે? કેમકે, એમનું જ્ઞાન કાંઈ ઓછુંજ સંપ્રદાય યુક્ત અભ્યાસની પરિપાટીવાળું હોય છે? આના વ્યાખ્યાનમાંહેના બે શ્લોક, તો અમુકના પુરાણમાંથી બે શ્લોક, તથા ફલાણાના કીર્તનમાંહેના બે દૃષ્ટાન્ત, તો અમુકનાં ગાયનમાંથી બે પદ એ પ્રકારે ત્હેમનું જ્ઞાન સંપાદિત થએલું હોય છે; અને તેથી કેટલીક વખત ત્હેમને પોતાના ઉપદેશના આદિ અન્તનો ખ્યાલ રહેતો નથી, કે પહેલાં હું શું બોલ્યો, અને હાલ શું બોલું છું? પરંતુ સત્યગુરૂભક્ત તથા ઇશઆરાધનાદિ તપોયુક્તઅને પરંપરા પદ્ધતિથી જેઓ સુસંસ્કૃત હોય છે, ત્હેમની વાણીમાં રસિકતા તથા ઉપદેશના ઉપક્રમઉપસંહારાત્મક જ્ઞાનમાં, વિચારમાં, સ્વાભાવિક એકરૂપતા જણાઇ આવે છે. એથી કરીને કોઇપણ વિદ્યા હોય, તે પણ મોટાપણાનું અભિમાન છોડી દઇને ગુરૂની પાસે નમ્રીભૂત થઇને અધ્યયન કરવું અને ત્હેમનો પ્રસાદ સંપાદન કરીને, તપશ્ચર્યાદ્વારા તેની રક્ષા કરતા રહેવાથીજ તે વિદ્યા આ લોક અને પરલોકમાં સુખ અને કીર્તિપ્રદ થઈ પડશે. પુરાણગ્રંથોને જોવાથી, અને તંત્રશાસ્ત્ર વાંચ્યાથી વિદ્યા, ગુરૂ અને શિષ્ય એમનું યથાર્થ સ્વરૂપ શું છે તે બરાબર જાણવામાં આવશે. વ્યાવહારિક વિદ્યા પણ ચોરીથી સફલ થતી નથી, તો પારમાર્થિક વિદ્યા શી રીતે થઇ શકશે? નહિજ. અસ્તુ! ઇન્દ્રે આજ ચૌર્યદોષના નિવારણને કાજે બાર વરસ સુધી તપ કર્યું, ત્યારે તે શુદ્ધ થઇને ત્હેને તે વિદ્યા ફલરૂપ થઈ અને પછી ત્યાંથી તે અમરપુરીમાં પાછો સીધાવ્યો.

ભારતમાં આ વાત પ્રસિદ્ધ છે કે, પરશુરામનો નિયમ હતો કે બ્રાહ્મણ સિવાય બીજા કોઇને વિદ્યા પ્રદાન નહિ કરવું, તેથી ત્હેમની પાસે કપટી બ્રાહ્મણનું રૂપ લઇને કર્ણે કેટલાક દિવસ લગી વિદ્યાભ્યાસ

ા, પરંતુ જ્યારે હ્‌મેને ખબર પડી કે આ બ્રાહ્મણ નથી, ત્યારે તે
ણે શ્રાપ દીધો કે, કપટ કરીને હ્‌ં જે મ્હારી વિદ્યા ચોરી લીધી
તે હ્‌ને પ્રાણાન્તસમયે જરા પણ સ્ફુરશે નહિ. આખરે એવુંજ
કે જ્યારે અર્જુનની સાથે લડતી વખતે હ્‌ના રથનું પૈડું જમીનમાં
ઈ ગયું, ત્યારે અસ્રવિદ્યા પણ હ્‌ને છોડીને ચાલી ગઇ; અર્થાત્
સ્મરણમાં નહિ રહી, અને અર્જુનને હાથે તે માર્યો ગયો. એ
ાન્તને લક્ષમાં રાખીને કદી કોઇએ ગુરૂની પાસેથી અથવા બીજા
ાથી પણ કપટથી વિદ્યાની ચોરી કરીને જગતમાં પોતાની પંડિતાઈ
વા મહંતતા ફેલાવવી નહિ. કવિ કહે છે કેઃ—

**जनैः पंडित इत्युक्तः प्राप्नोषि परमं सुखम्।**
**मनसा कर्मणा वाचा भव पंडित एव तत्॥**

હે શિષ્ય! તું જાને અવિદ્વાન્ હોવા છતાંય મૂઢ જનોએ 'આ
ા પંડિત છે' એવું કહ્યું હોય છે, તો અત્યંત આનંદિત થઇ જાય
પરંતુ તેથી શું વળવાનું હતું? કાંઇજ નહિ. ત્હારે વિચાર કરવો
ઇએ કે, 'હું પંડિત નથી છતાં લોકોના મિથ્યાજ વિદ્વાન્ કહ્યાથી
મ્હને આટલું બધું સુખ થાય છે, તો સત્ય પંડિત બન્યાથી કેટલું
ારે થશે?' એટલા માટેજ હું ત્હને કહું છું કે, મિથ્યા સુખનું અભિ-
ન તજી દઇને, 'હું સત્ય પંડિત થાઉં એવા સંકલ્પરૂપ અંતઃકરણથી,
ને સમદર્શનક્રિયાવડે તથા સમદૃષ્ટિપ્રતિપાદક વચનોની સહાયતાથી
સાચો વિદ્વાન્ બની જા. તેનાથી ત્હને પરમાનંદનો લાભ થશે અને
ા લોકમાં ત્હારી કીર્તિ ફેલાશે.' મૂઢ પુરૂષોએ ત્હારામાં અપંડિતતા
વા છતાં, પંડિતતાની કલ્પના કીધી અને તેના ભ્રાન્તિજ્ઞાનને લીધે
ારે વિષે જો સુખની ઉત્પત્તિ થઇ શકી, તો પારમાર્થિક પાંડિત્ય સંપા-
કર્યા બાદ ત્હારામાં પરમાર્થ (મોક્ષ) સુખનો આવિર્ભાવ થશે એમાં
ાનની આવશ્યકતા શી? એવા પાંડિત્યથી ત્હને મુક્તિ સુંદરીનો ભોગ
ઃસંદેહ પ્રાપ્ત થશે. ઇતિ।

મત્સ્યેન્દ્રાદિ સકલ નાથમંડળી શકે ૧૦૦૦ લગી પ્રગટ રૂપમાં વિચરતી હતી અને ત્યારબાદ પોતપોતાના સ્થાનમાં ગુપ્તરૂપે રહી ગઇ. કાનીફનાથ પોતાના મઢી નામના ગામમાં રહ્યા અને મત્સ્યેન્દ્રનાથ પણ ત્યાં આગળ પાસેજ રહી ગયા. ગર્ભાગિરીમાં જાળંધરનાથ અને ગહનીનાથ રહી ગયા. વડવાનળ ગામમાં નાગનાથ સમાધિસ્થ થયા અને માણ દેશમાં વિટે નામના ગામમાં રેવણનાથ ડુંગરપર સ્થિત થયા. ભર્તૃહરિ પાતાળમાં અને મીનાનાથ સ્વર્ગ લોકમાં તથા ગિરનાર પહાડપર દત્તાત્રેયના આશ્રમમાં ગોરક્ષનાથ* રહી ગયા. ગોપીચંદ, ધર્મનાથ અને મૈનાવતીને વિમાનમાં બેસાડીને ભગવાન્ વિષ્ણુ વૈકુંઠમાં લઇ ગયા. ત્યારબાદ આગળ ચોર્યાશી સિધ્ધોવડે નાથપંથ વિસ્તાર પામ્યો, અને તેની પરંપરા હાલ

---

* ગિરનાર પહાડઉપર ગોરક્ષનાથની પાદુકા હાલ પણ છે, અને તેની આગળની ટોચ ઉપર શ્રી દત્તાત્રેયની પાદુકા છે. 'ગોરખમઢી' જેમ ગોરક્ષનાથનું પ્રસિદ્ધ સ્થાન છે તેજ પ્રમાણે પેશાવરમાં એક 'ગોરક્ષક્ષેત્ર' છે; તથા હરદ્વારની નજીક એક 'સુરંગ' નામક સ્થાન છે. અયોધ્યા પ્રાનમાં 'ગોરખપુર' પણ ગોરક્ષનાથનું પ્રધાન સ્થાન છે; તેમજ દક્ષિણમાં સતારા જીલ્હામાં અને કોલ્હાપુર પાસે 'બત્તિસ શિરાળે' નામક ગામમાં ગોરક્ષનાથનું મોટું પ્રખ્યાત સ્થાન છે. આ સ્થાનમાં ગોરખ આમલીના મોટા મોટા ઝાડ છે અને તેની આમલી એક એક હાથ લાંબી તથા બાહુ જેવી જાડી હોય છે; અને તેનો ઉપયોગ પિત્તરોગ શમન માટે કરવામાં આવે છે. આ ઝાડોપર ચિત્ર વિચિત્ર અક્ષર લખ્યા મુજબ જોવામાં આવે છે, અને તેને માટે એમ કહે છે કે "જે જે લોક દર્શન માટે અંહીઆ આવે છે તેમના નામ અહીં લખાઇ જાય છે." ગમે તેમ હોય પણ આ સ્થાન રમણીય તેમજ પવિત્ર અને ચમત્કારી છે. ચૈત્ર વદ અગીઆરસને રોજ દર વરસે અહીં મોટી યાત્રા ભરાય છે. એ શિવાય પણ હિંદુસ્તાનમાં ગોરક્ષનાથનાં સ્થાન હશે પરંતુ જેટલા જોવામાં અને સાંભળવામાં છે તેટલાનો નામ નિર્દેશ કરેલ છે.

પણ ભારતભૂમિમાં સર્વત્ર વિદ્યમાન છે. કાલધર્મવડે, દેશધર્મથી, વ્યક્તિધર્મને લીધે પૂર્વના પંથમાં અને હાલના પંથમાં કાંઇક આચાર વિચારમાં ફેરફાર થવો સંભવિત છે. પ્રચલિત સઘળાજ ધર્મમાં અને પંથમાં ફેરફાર થયા છે, એવું જાતે જોવાથી જાણવામાં આવશે અને તેમ થવું અપરિહાર્ય પણ હશે.

જાળંધર મત્સ્યેન્દ્ર વગેરે નાથોએ સમાધિ લીધી હતી, તો પણ ઉપરથી કબરનોજ આકાર રહેવા દીધો હતો. કેમકે અંતર્દૃષ્ટિથી ત્હેમણે જાણી લીધું હતું કે આગળ યવનોનું રાજ્ય થશે, અને હિન્દુઓના દેવની છળના થશે. પરંતુ કબરના જેવીજ જો સમાધિ બાંધવામાં આવે, તો યવનોને એવો ભાસ થશે કે એ યવનોના કુળનાજ પીર છે, અને તેથી સમાધને છિન્નભિન્ન નહિ કરી નાંખે. આગળ ઔરંગજેબ બાદશાહે એ કબરસ્થાનોની તલાસ કરી ત્યારે લોકોની મારફત ત્હેને એવી ખબર મળી કે, 'એ કબરસ્થાન ત્હમારા પૂર્વજોનાં છે.' પછી ત્હેણે ત્યાં આગળ મસજીદો બાંધી અને પોતાના યવન પૂજારીઓને ત્યાં આગળ રાખી દીધા અને નામ પણ જાળંધરનું 'જાનપીર' તથા ગહનીનાથનું 'ગૈબીપીર' મત્સ્યેન્દ્રનું 'માયાઆમસોન', કાનીફનું 'કાન્હોબા' એ પ્રમાણે રાખી દીધાં એવું વર્ણન છે.

નવનાથોનાં જન્માદિ ચરિત્રનો પાઠ કર્યાથી વાંચકોને પિશાચભૂતાદિકોની બાધા થશે નહિ. શત્રુપણ કિંકરભાવને પ્રાપ્ત થશે અને બ્રહ્મવિદ્યાદિ સકલવિદ્યાનો લાભ થશે. દુઃસ્વપ્ન નિરસન, વંધ્યાદોષનિવારણ, શાપમોચન, ગંડાંતર વિમોચન, અને ધનુર્વાતાદિ રોગની શાન્તિ થઇને સાપ વીંછી વગેરેના વિષની બાધા પણ કદી થશે નહિ. ચોરોની દૃષ્ટિ બંધ થશે અને નિત્ય નવનાથનું સ્મરણ કરીને કોઈ કાંઇ કાર્યને વિષે પ્રવૃત્તિ કરવા જશે, તો ત્હેનું કાર્ય સિદ્ધ થયા વિના રહેશે નહિ. એ પ્રમાણે નવનાથના ચરિત્રનું માહાત્મ્ય ગોરક્ષનાથે ઘણું વર્ણવ્યું છે, તેમાંથી અહીં કાંઇ

નિરૂપણ કર્યું છે. શ્રદ્ધાજ સકલ કાર્યસિદ્ધિની જનની હોવાથી, જેઓ તેના આશ્રયપૂર્વક આ ચરિત્રનું શ્રવણ પઠન કરે છે. હેમને નવનાથ સિદ્ધિપ્રદ નીવડે છે, એમ નક્કી સમજવું.

**इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानन्दसरस्वती-शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे द्वितीयभागे चर्पटीनाथजन्मादिचरितवर्णनं नाम अष्टमोऽध्यायः ॥ १ ॥**

**॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥**

**॥ इति शिवम् ॥**



# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ.

## તૃતીય સ્કંધ–તેમાંના વિષયો અને દષ્ટાંત. )

પ્રથમગુચ્છ:—(૧) નામ માહાત્મ્ય, કલિપ્રભાવમાં સૌદાગર અને
વૃત્ત, તુકારામનું ચતુર્ભુજ સ્વરૂપ. (૨) નામજ મુખ્ય પ્રાયશ્ચિત
ચરિત્ર વર્ણન અને તેનો તત્ત્વાર્થ. (૩) નામબ્રહ્મની ઉપાસના
ાત્રાનું ફળ, નારદ સનત્કુમારવૃત્ત, વામન પંડિતવૃત્ત, રોહિદાસ
ી વાર્તા. (૪) જપતપ યજ્ઞના સ્વરૂપ અને કઠનતા, જાપક-
, નામયજ્ઞ કરનારનું વૃત્ત. (૫) સ્મરણભક્તિ, એક યવન વિપ્રની
વ્યાધનુંવૃત્ત, સેનાનાઇ ભક્તનું ચરિત્ર. (૬) સાકારસ્મરણ પછી
માં મનઃપ્રવેશ, સત્યભામાકૃત કૃષ્ણદાનવૃત્ત. (૭) નારાયણ
ı, પ્રલ્હાદચરિત્ર અને તત્ત્વાર્થ નિરૂપણ, ઇંદ્રાદિ દેવગર્વહરણ.
મ અને કૃષ્ણ એકજ, કબીર રોહિદાસ સંવાદ, રામદાસને
રામરૂપમાં દર્શન. (દ્વિતીયગુચ્છ) (૧) રામનામજ તત્ત્વમસી
ય છે, રામાયણ વિભાગ, પાષાણનંદીનું ભોજનવૃત્ત. (૨) રામથી
ના નામની શ્રેષ્ઠતા, વાલ્મિકીવૃત્ત, સેતુબંધ અને તત્ત્વાર્થ, દાસોપંત-
૩) હરિહરની અભેદતા. (૪) શંકરનું અલૌકિક દાતૃત્વ, માર્કંડેય
ાગિરથવૃત્ત. (૫) અદ્વય હરિહરમાં માયાના ગુણોવડે દ્વૈતાભાસ,
ષ્ણુના ગૌર તથા શ્યામવર્ણનો હેતુ. (૬) જગદંબા બ્રહ્મરૂપિણી
બ્રહ્મવિષ્ણુશિવાદિને શક્તિદાન, સુરથ સમાધિવૃત્ત, એક ચંડાળ કન્યા.
ગદંબાનું ભક્તવાત્સલ્ય, સત્યવ્રતવૃત્ત, હયગ્રીવવૃત્ત, વાલ્મિકીનો
શાપ. (૮) જગદંબાનું સ્મરણ પાપનાશક છે, કાલીદાસકૃત,
આરાધન, ગતાનુંગતિકત્વમાં એક સંન્યાસીનું વૃત્ત.

---

# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ.

## ( ચતુર્થ સ્કંધ-તેમાંના વિષયો અને દૃષ્ટાંત )

પ્રથમગુચ્છ પુષ્પ (૧) પાદસેવનભક્તિ, રામપદનું માહાત્મ્ય, ઉદ્દાલક અને શ્વેતકેતુવૃત્ત. માલોપંતભક્તની વાર્તા. (૨) લક્ષ્મીએ કરેલી પાદસેવા, પરમાત્માના ચરણમાં વજ્રાંકુશાદિ ચિન્હો હોવાનું કારણ (૩) વૈષ્ણુપદ સેવાથીજ કૃતકૃત્યતા. મૂષકશેઠવૃત્ત, (૪) અર્ચનભક્તિની આવસ્યકતા (૫) પૃથુરાજાની પુજનભક્તિ, બાણભટ્ટકવિ અને કાલિદાસપંડિતવૃત્ત, (૬) અક્રૂરે કરેલી વંદનભક્તિ અને તેનું કારણ. જોગાપરમાનંદવૃત્ત, (૭) દાસ્યભક્તિ, એક તમોગુણી માણસ. (૮) નિષ્કામદાસ્યથી સકલ કામ-સિદ્ધિ. એક કૃપણ ગૃહસ્થ ( દ્વિતીયગુચ્છ ) પુષ્પ (૧) અર્જુને કરેલી સખ્યભક્તિ. (૨) પરમાત્માજ મિત્ર કરવા યોગ્ય છે, જમાઈ દશમો ગ્રહ છે. (૩) પરમાત્મા સાથે મૈત્રી કરવાને લાગતા ગુણો, ભૃગુચરિત્ર (૪) બળિરાજાએ કરેલી આત્મનિવેદન ભક્તિ. (૫) મમતાત્યાગ, એક કૃપણની તુલા, તુલસીદાસવૃત્ત. (૬) પરમાત્માનું દયાલુત્વ, હરિદત્ત વૈશ્યવૃત્ત. (૭) પરમાત્માના અલૌકિક ષડ્ગુણોનું વર્ણન, અહલ્યા, ધ્રુવવૃત્ત (૮) અનન્યભક્તોના યોગક્ષેમ પરમાત્માજ ચલાવે છે એક રાજા અને પંડિતની વાર્તા. આ પ્રમાણે બે સ્કંધો છપાય છે. અગાઉ ગ્રાહક થનારને આ બે સ્કંધવાળું પુસ્તક ત્રણ ચતુર્થાંશ કિંમતમાં આપવામાં આવશે. ટ. વ્હી. પી ખર્ચ જુદો પડશે. ડેમી સાઇઝના ગ્લેઝ કાગળના લગભગ ૫૦૦ પૃષ્ઠ અને બાંધણી પાકી. માટે જેમની ઇચ્છા હોય તેમણે નામ નોંધાવી રાખવા.

આ કાર્યાલયના બધા પુસ્તકો એકદમ ખરીદનારને ટ. ખર્ચ માફ.

**મેનેજર-'શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલય' બાલાજીચકલા-સુરત.**

# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ.

**મ અને દ્વિતીય સ્કંધ-તેમાંના વિષયો અને દૃષ્ટાંત)**

**પ્રથમ ગુચ્છ**-પુષ્પ (૧) સદ્‌ગુરૂદ્વારા સચ્છાસ્ત્ર લાભ તથા ભેદ-
ારાસં રાજા અને માળીપુત્ર, સંજીવિની વિદ્યાપ્રાપ્તિ. (૨) સદ્‌ગુરૂનું
તથા શરણાગતરીતિ, જનકશુક સમાગમ, એકલવ્ય કિરાતવૃત્ત.
સંસારવ્યાધિનાશક સદ્‌ગુરૂધન્વંતરી-શ્રીકૃષ્ણ ગુરૂગૃહનિવાસ, રામાનંદ
કબીર. (૪) આત્મારામને વિષે સદ્‌ગુરૂદ્વારા પ્રવેશ-ત્રિપુરવધવૃત્ત,
ાવ અને જ્ઞાનેશ્વર. (૫) સદ્‌ગુરૂવચન વિશ્વાસજ મોક્ષનો ઉપાય, ગાંધાર
ા આંધળો, શ્રીરામને વશિષ્ઠોપદેશ. (૬) સદ્‌ગુરૂ કૃપાંજનથી નિર્મલ
ાનામદેવ અને વિસોબા ખેચર. (૭) જ્ઞાનગંગા સમૂલપાપનાશિકા-
મિત્રવૃત્ત, તુકારામવીણાની કાશીયાત્રા. (૮) સમતા-કૂતરાની પૂછડી,
વપંડિત. **(દ્વિતીય ગુચ્છ)** (૧) દુઃખનું મૂળ ચિત્તના નાશક દ્વિવિધ
-વૈસ્યપુત્ર અને રાજકન્યા, (૨) બંધમોક્ષનું કારણ મનજ-જડભરત
રહુગણ, મૌનીસાહુકાર, અવધૂત કુમારીવૃત્ત. (૩) મનોનિગ્રહ યુક્તિ-
ામ અને ચિંતામણીદેવ, હઠનિગ્રહી બ્રાહ્મણ. (૪) વૈરાગ્યસ્વરૂપ અને
પ્રકાર-રાજા ભર્તૃહરી. (૫) અભ્યાસસ્વરૂપ તથા ક્યાંસુધી અને કેવી
કરવો-ટિટ્ટિભવાર્તા, એક મૂઢ બ્રાહ્મણ. (૬) મલિન વાસનાસ્વરૂપ
ભેદ-શંકર પાર્વતી, ત્રિવર્ત, દુર્વાસ, નિદાઘ, દાસ અને પૂતનાવૃત્ત.
શુભવાસના સ્વરૂપ અને પ્રકાર-એક વેદાંતી, એકનાથની સમતા, ભર્સું
વૃત્ત. (૮) વિષયવિચાર-વેશ્યા અને કામીપુરૂષ, રાજા પુરૂરવા અને ઉર્વશી.

## દ્વિતીય સ્કંધ-પ્રથમ ગુચ્છ.

પુષ્પ (૧) ભેદશૂન્ય ભક્તિદ્વારા યોગ અને જ્ઞાનસિદ્ધિ-શ્રીકૃષ્ણ રૂક્મિણી
ાક, નરસિંહ મહેતા અને રાસલીલા.

(૨) ભક્તિમાં ત્રિદોષ અને ભક્તિવડે દ્વિવિધ દોષનો નાશ–હરિપાળ ભક્ત, ગોપાલોને વૈકુંઠદર્શન. (૩) ભક્તિવગર કાંતિ પાંડિત્યાદિ ગુણ વ્યર્થ છે–કુંભાર અને દરિદ્રી બ્રાહ્મણ, હનુમદ્‌હૃદયસ્થ સીતારામદર્શન (૪) ભજનરહિત મનુષ્યની શવતુલ્યતા–વિદુરકૃષ્ણસમાગમ, કુબ્જાનો અંગરાગ. (૫) સગુણ અને નિર્ગુણભક્તિલક્ષણ અને તેના પ્રકાર–ઋષિપત્ની અન્નદાનવૃત્ત, નામદેવકૃત ગાયસંજીવન. (૬) ભક્તિશૂન્યજ્ઞાન શ્રમદાયક છે–વિવેકસિંધુપાઠી એક વેદાન્તી, એક ભાવિક શૂદ્ર. (૭) સર્વ સાધનોમાં ભક્તિનું પ્રાધાન્ય–દાવાગ્નિપાન, નામદેવની દિવાળી, જનાબાઇવૃત્ત. (૮) ભક્તિના ઉત્પાદક નવસાધન–સત્સંગમાહાત્મ્ય, તુકારામની છલના અને તેમનું 'તુકારામ' એ નામ પડવાનું કારણ. **(દ્વિતીય ગુચ્છ)** (૧) શ્રદ્ધાયુક્ત શ્રવણ અને શ્રવણમાં વિઘ્નકથન–એક રાજા અને પંડિત. (૨) હરિકથાશ્રવણથી જ્ઞાનલાભ અને સંકટ વિમોચન–તુકારામ અને શિવાજી, શ્રવણ મુનિવૃત્ત. (૩) કેવા પ્રકારનું શ્રવણ ફલદાયી થાય છે–સુવર્ણપુતળીઓની પરિક્ષા, એક ધનાઢ્ય ગૃહસ્થનું કથાશ્રવણ. (૪) ભગવદવતારનું મુખ્ય પ્રયોજન–નારદપૂર્વજન્મ, જનમેજયની બ્રહ્મહત્યા. (૫) (દ્વિતીય કીર્તનભક્તિ) ભગવત્કીર્તનથી જીવ્હાની શુદ્ધિ–સહસ્રનામપાઠી ગૃહસ્થ, એક ચતુર્વેદી મૂઢ. (૬) ભગવન્નામરહિત વાણી અમંગળ છે–અપશકુનનું ફલ. (૭) જીવ્હાનો સ્વભાવ અને પરમાત્માની કીર્તનપ્રિયતા–કેશવસ્વામીના કીર્તનમાં ચમત્કાર. (૮) પાપને લીધે ભજનમાં પ્રવૃત્તિ થતી નથી–લોમેશઋષિ અને ઉંદરણ, ગોવર્ધન લીલા. અક્રુરને નિજરૂપ દર્શન. આ બે સ્કંધની કિંમત ૩–૪–૦ ટપાલ વ્હી. પી. ખર્ચ જુદો. આમાં કાગળ ગ્લેઝ, પાકું પુઠું, ડેમી સાઇઝના પૃષ્ઠ ૪૭૫ અને છપાઈ સારી છે.

# "હરિહરભક્તિરહસ્ય"

## (અર્થાત્ મહિમ્નનું શિવ અને વિષ્ણુપર અભેદાત્મક ગુર્જરભાષામાં વ્યાખ્યાન)

શિવમહિમ્ન ન જાણનારો મનુષ્ય ક્વચિતજ હશે; તોપણ તેનો યથાર્થ અર્થ જાણનારા થોડાજ નીકળશે. પરંતુ એમાં નવાઇ જેવું કંઇ નથી; કારણ કે એની કઠણતા તથા યોગ્યતા બ્રહ્મસૂત્રોની સમાન છે. સૂત્રવત્ એમાં અક્ષર થોડા, પણ સંદેહરહિત સર્વસારભૂત વેદાંતનો અર્થ ભરેલો છે. જો કે એમાં શિવસ્તુતિ છે તોપણ તેના કર્તા પુષ્પદંતે, શાસ્ત્રને તથા પોતાને સંમત જે 'હરિહરઅભેદ' તે ચતુરતાથી તેમાં વર્ણન કરેલો છે. પરંતુ જ્યાં એકજ અર્થ સમજવાની મુશ્કેલી ત્યાં દ્વિતીય તથાપિ 'અદ્વિતીય' અર્થની વાતજ શી? આનાપર શ્રી. પ. પ. મધુસૂદનસરસ્વતી સ્વામીજીએ સંસ્કૃત વ્યાખ્યા કરેલી છે તોપણ તે બહુ કઠણ હોવાથી બધાને તેનો લાભ થવો અસંભવિત છે; માટે આ પુસ્તક ગુજરાતી ભાષામાં અન્વયાર્થવિવરણસહિત તૈયાર કરેલું છે. આ જો કે તે ટીકાનુસાર છે તથાપિ કેવલ ભાષાંતરાત્મક નથી અને આમાં પ્રસંગોપાત્ત બીજા શાસ્ત્રીય ઉપયુક્ત વિષયોની સાથે શ્લોકમાંના કથાવૃત્તાંત વિસ્તૃતરીતે વર્ણવેલ છે; તેમાંના કેટલાકનો નામનિર્દેશ નીચે કરેલ છે.

પુષ્પદંતવૃત્ત, કુતાર્કિક સંગિરબ્રાહ્મણ, કાલભૈરવોત્પત્તિ અને બ્રહ્મદેવશિરનિકૃંતન, સનકાદિમુનિયોનુંવૃત્ત, કૈકસીલિંગહરણ અને રાવણકૈલાસોત્પાટન, બાણાસુરચરિત્ર, સમુદ્રમંથન, મદનજન્મ અને નાશ, શિવતાંડવ અને તેનો હેતુ, ગંગાવતરણ, ત્રિપુરાસુરવૃત્ત, વિષ્ણુનેત્રકમલાર્પણ વિષ્ણુભક્ત નામદેવ અને નાગનાથ મહાદેવ, દક્ષયજ્ઞ, બ્રહ્મદેવ અને મારીચનું મૃગરૂપધારણ, અર્ધાંગમાં પાર્વતિધારણ અને તેનો હેતુ, ઓંકારોત્પત્તિ તથા સ્વરૂપ અને અર્થવર્ણન, જૈગીષવ્યયોગીશવૃત્ત. ઇત્યાદિ છે, કે જે **જોવાથીજ જાણવામાં આવશે. કિં રૂ. ૧-૦-૦ વી. પી. ખર્ચ જુદો.**

# વિષ્ણુરૂપનવગ્રહસ્તોત્ર.

ગ્રહાદિકોની પ્રતિકૂલતાથી મનુષ્યને વ્યાધિપીડા થાય છે, તેથી તેમની અનુકૂલતા માટે જપ, દાન તથા સ્તોત્રપાઠ વગેરે કર્મ તે બ્રાહ્મણોદ્વારા કરાવે છે. પરંતુ તે કર્મ પોતેજ કરવું જોઇએ તો વિશેષ લાભદાયક થાય. ગ્રહાદિકોની અનુકૂલતા પ્રતિકૂલતા પણ પરમાત્મા ઉપર આધાર રાખે છે; કારણ કે ગ્રહાદિકોનો અંતરાત્મા પરમાત્માજ છે. આપણે હંમેશાં પરમાત્માની ઉપાસના કરીએ અને સંકટ સમયે બીજા દેવતાની સ્તુતિ કરિએ તો તે ભક્તિ વ્યભિચરિત થાય. તેમ ન થાય અને ગ્રહાદિકોની પણ સ્તુતિ થઇને અનુકૂલતા થાય એવી રીતે આ સ્તોત્રની રચના કરેલી છે અને ટુંકમાં તે બન્ને પક્ષોના અર્થ ગુજરાતીમાં કરેલ છે. કિં. બે આના. ટ. ખર્ચ જુદો.

---

# હરિદાસકથાપદ્ધતિ.

નવીન થનારા હરિદાસને આ માર્ગદર્શિકા છે. આમાં પાંચ પૂર્વરંગ સાથે પાંચ સુંદર આખ્યાનો અર્થસહિત લખેલાં છે. ૧ સતીસખુબાઇ ૨ સતીઅનુસૂયા ૩ ભક્તરાજ સુદામા ૪ શબરી અને ૫ દુર્વાસાચરિત્ર. પૃષ્ટ ૧૭૫ ડેમી સાઇઝ, કાગળ ગ્લેઝ કિં .આઠ આના. ટ. ખર્ચ જુદો.

---

# દત્તબોધામૃતશતપદી.

આમાં રાગતાલસહિત સો ઉપદેશાત્મક પદ છે. કિં. ચાર આના ટ. ખર્ચ જુદો. આ કાર્યાલયના બધા પુસ્તકો એકદમ ખરીદ કરનારને ટ. ખર્ચ માફ.

**મેનેજર—'શ્રી દત્તપ્રબોધકલ્પદ્રુમાલય' બાલાજીચકલા-સુરત.**

